મુમ્બાઇની સર્વદેશીય પ્રગતિ સાધનાર

મહાપુરુષોને

વિનયપૂર્વક

અર્પણ.

अन्तस्त्यागी बहिःसंगी
अन्तर्बोधो बहिर्जडः।
अन्तरेको बहिर्नाना
लोके विहर राघव ॥

—योगवासिष्ठे ।



[ સર વિઠ્ઠલદાસની ઇ. સ. ૧૯૧૬-૧૭ની "ડાયરી"માંથી ]

Printed by Mr. Anant Vinayak Patvardhan, at the Aryabhushan Press, House No 936/3 Bhamburda Peth, Poona City and published by Shet Madhavji Damodar Thackersey, "Damodar Bhavan," Mahalaxmi—Bombay.

# પ્રકટકર્તાની પ્રસ્તાવના.

પૂજ્ય વડીલ બન્ધુ સર વિઠ્ઠલદાસના સ્વર્ગવાસને દશ વરસ થયાં. એમનાં જાહેર કાર્યોની માહિતી વખતો વખત કેટલાક જિજ્ઞાસુ માગી રહ્યા હતા. એમનાં પ્રવૃત્તિમય જીવનની હકીકતો તારવી કાઢી વાંચવા યોગ્ય ચરિત અંગ્રેજીમાં લખાવવાનું કામ જાણીતા મી. કે. નટરાજનને હાથે સર વિઠ્ઠલદાસના સ્વર્ગવાસ પછી તરતજ થવા લાગ્યું હતું; ઇ. સ. ૧૯૨૮ માં ઇન્ડીઅન "ડેલીમેલ"માં કેટલાંક પ્રકરણો પ્રકટ પણ થયાં હતાં; પરન્તુ એમના ઉપર અનેક કાર્યનો ભાર હોવાથી એ કામ અપૂર્ણ રહેવા પામ્યું. છેવટે ગયે વરસે ભાઇ કલ્યાણરાય જોષીને એ કામ સોંપવામાં આવ્યું; જે સાધનો–સાહિત્યો–ઉપલબ્ધ હતાં તે એમને પૂરાં પાડવામાં આવ્યાં; અને જનસમાજને ખપમાં આવે એવી હકીકતોવાળું જીવનચરિત લખવાનું તેમને કહેવામાં આવ્યું. તે પુસ્તક લખતાં લખતાં ભાઇ કલ્યાણરાયે અમારી સાથે અને કુટુમ્બીજન સાથે માહિતી લેવા કેટલીક વાર વાતચીત કરેલી હતી અને લખેલાં પ્રકરણો વખતે વખતે વંચાવ્યાં હતાં.

આ રીતે જીવનચરિત તૈયાર થયું તથા અમારી ઘણા દિવસની જે ઇચ્છા હતી તે પૂર્ણ થઇ છે. આશા છે કે આ પુસ્તકમાંથી સૌ વાચકને થોડું ઘણું પણ ઉપયોગી વાચન મળશે.

આ પુસ્તક પૂનાના "આર્યભૂષણ" છાપખાનામાં છપાવી આપવાની સગવડ મી. જી. કે. દેવધરે કરાવી આપી છે; અને ગુજરાતી કામ એ છાપખાનામાં બહુ થતું ન હોવા છતાં ખાસ કાળજી રાખી છાપખાનાના વ્યવસ્થાપકે ( મી. પટવર્ધન અને મી. બર્વે ) આ પુસ્તક તૈયાર કરી આપ્યું છે.

આ પુસ્તકમાં વપરાયેલા કાગળો પૂનાની ડક્કન પેપર મિલ્સના સ્વદેશી બનાવટના છે.

પુસ્તકમાં મૂકેલી છબીઓ–છાપવાનું કામ મુમ્બઇના–લક્ષ્મીઆર્ટ પ્રિન્ટિંગ પ્રેસમાં થયું છે.

સંવત ૧૯૮૮ ના શ્રાવણવદ ૫ ને રવિવાર.
તા. ૨૧ ઑગસ્ટ ૧૯૩૨
"દામોદર ભવન" મહાલક્ષ્મી.
મુમ્બઇ.

માધવજી દામોદર ઠાકરસી.

## લેખકનું વક્તવ્ય.

ઇ. સ. ૧૯૨૮ માં જ્યારે મુમ્બઇમાં પ્રકટ થતા "ડેલી મેલ" પત્રમાં સર વિઠ્ઠલદાસના જીવનની કથાના પ્રકરણો છપાતાં હતાં ત્યારથી એ વાંચતાં વાંચતાં ઘણે પ્રસંગે એમ થતું કે અમુક ભાગ લેખક અન્યરીતે દર્શાવ્યો હોત, અગર અમુક બનાવ જરા વિશેષ જોરથી ચીતર્યો હોત તો કથા વધારે વાસ્તવિક બનત. તે વખતે એમ પણ થતું હતું કે એ પ્રકરણોનો ભાવ ગુજરાતી ભાષામાં ઉતારવાનું કામ મારે હાથે થાય તો કેવું સારૂં! આમ થવાનું શું કારણ હશે? સ્વ. શેઠ હંસરાજ પ્રાગજી સાથેના મારા નિકટના સમ્પર્કને લીધે સર વિઠ્ઠલદાસના કુટુમ્બ સાથે-કહોકે-ઠાકરસી મૂળજીના કુટુમ્બ સાથે મને મમત્વ જાગ્યું હતું. સર વિઠ્ઠલદાસ દ્વારકા વરવાળાના અસલ વતની, અને હું પણ દ્વારકા વરવાળાનો વતની-એને લીધે પણ મમત્વ જાગ્યું હતું. એક વાર શ્રીમતી સુન્દર બાઇ હંસરાજ પ્રાગજીને પત્ર પણ લખ્યો હતો કે સર વિઠ્ઠલદાસના જીવનની કથાના અંગ્રેજી પ્રકરણોને ગુજરાતીમાં ઉતારવાનું કાર્ય મને સોંપવામાં આવશે તો હું સપ્રેમ તે કાર્ય કરીશ. ત્યાર પછી વરસો વીતી ગયાં. એ વાત વિસારે પડી

ઇ, સ. ૧૯૩૧ ના જુલાઇ માસમાં એક દિવસ મુમ્બઇમાં પેડર રોડ ઉપર શેઠ હંસરાજ પ્રાગજીને ત્યાં હું હતો; ત્યાં "દામોદર ભવન"થી મને બોલાવવા ગાડી આવી. શ્રીમતી સુન્દરબાંઇ તરફથી મને કહેવામાં આવ્યું કે સર વિઠ્ઠલદાસની જીવનકથા લખવા લખાવવા સમ્બન્ધી વાતો માટે મારે "દામોદર ભવન" જવાનું હતુ પહેલીજ મુલાકાતે નિશ્ચય થયો કે એ કાર્ય મારે કરવું. તેમ છતાં વિશેષ સ્પષ્ટતા થવા સારૂ એ વરસના શ્રાવણ શુદ ૧૫ થી શ્રાવણ વદ ૮ સુધીનો સમય મેળવી પૂનામાં "પર્ણકુટી" પર જઇ ત્યાં સર વિઠ્ઠલદાસની જીવનકથાની જે સામગ્રી હતી તે તપાસી અને એ કાર્ય માટે બીજી કેટલીક વાતચીત લેડી પ્રેમલીલા સાથે કરી. ઇ. સ. ૧૯૩૧ ના નવેમ્બર માસથી એ કાર્ય હાથપર લેવામાં આવ્યું. નવેમ્બર ડિસેમ્બર અને ૧૯૩૨ નો જાન્યુઆરી એ ત્રણ માસ, તથા એપ્રિલ, મે અને જૂન એ ત્રણ માસ-મળી ૭ માસની સતત પ્રવૃત્તિનું ફળ આ પુસ્તકને કહી શકાય

### જીવન-કથાના સાધનો.

(૧) ઇ. સ ૧૮૯૫ થી ૧૯૨૨ સુધી સર વિઠ્ઠલદાસ ઉપર આવેલા પત્રોની સુવ્યવસ્થિત ફાઇલો.

( ૨ ) ઇ. સ. ૧૯૦૨ થી ૧૯૨૨ સુધી સર વિઠ્ઠલદાસે જુદી જુદી વ્યકિતઓ ઉપર લખેલા પત્રોની નકલોની અકબન્ધ ચોપડીઓ.

( ૩ ) ધન્ધાના, ઉદ્યોગના, સંસ્થાઓના, મંડળીઓના, અને વ્યક્તિઓના વિષયમાં જે કંઇ જાણવા જેવું હોય તે બધું એકત્ર કરી વિષયવાર અલગ રાખેલી પોટલીઓ.

( ૪ ) મ્યુનિસિપૅલિટી કૉરપોરેશન, ઇલાકાની ધારાસભા, ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલ, ઇમ્પીરીઅલ ઍસેમ્બલી, ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ–વગેરેના વાર્ષિક અહેવાલોનાં છપાયેલાં પુસ્તકો.

( ૫ ) વર્તમાન પત્રોની કાપલીઓની ફાઇલ.

( ક ) મ્યુનિસિપૅલિટી ( ખ ) કેળવણી. ( ગ ) અંગત સમ્બન્ધ.
( ઘ ) રાજકીય. Political. ( ણ ) ઔદ્યોગિક પ્રવૃત્તિ.
એ પ્રત્યેક વિષયની કાપલીઓની અકેકેક ફાઇલ.

( ૬ ) ( ક ) શેઠ દામોદર ઠાકરસીનું જીવનચરિત. ✓

( ખ ) શેઠ ગોવિન્દજી ઠાકરસીનું જીવનચરિત. ✓

( ગ ) શ્રી. વિષ્ણુ વામન બાપટશાસ્ત્રી કૃત **સુબોધ પંચદશી** માં પુસ્તકને છેડે પ્રકટ થયેલી સર વિઠ્ઠલદાસની જીવન કથાની ટુંકી નોંધ.

( ઘ ) મી. નટરાજને "ડેલીમેલ"માં પ્રકટ કરેલાં કેટલાંક પ્રકરણો.

(ચ) History of the Millowners' Association, Bombay. 1875–1930 by S D Saklatvala. B. A.

(છ) The Cyclopedia of India. Vol II Calcutta 1908

(જ) Representative Men of the Bombay Presidency" by John Honston.

( ૭ ) સર વિઠ્ઠલદાસે જુદે જુદે પ્રસંગે આપેલાં ભાષણોની નકલો.

( ૮ ) સર વિઠ્ઠલદાસની અને લેડી પ્રેમલીલાની ડાયરી બુકો.

( ૯ ) કુટુમ્બીજનની છબીઓ–જન્મમરણની તારિખસહ.

આટલી સામગ્રી જીવન કથા લખવા માટે મળેલી હતી, તે બધું સાહિત્ય "પર્ણકુટી"માં એક અલગ સ્થળે વ્યવસ્થા સર ગોઠવેલું પડયું છે.

એ ઉપરાન્ત આ જીવન કથા લખતાં લખતાં જુદી જુદી વ્યક્તિઓ પાસેથી જુદા જુદા વિષયો ઉપર વાતચીત કરીને, પ્રશ્નો પૂછીને અને મારે હાથે લખાયેલાં પ્રકરણો વંચાવીને કેટલીક માહિતી મેળવવામાં આવી છે. સર મનમોહનદાસ રામજીને ત્યાં પૂનામાં હું જાતે ગયો હતો ત્યારે ઘણો લામ્બો સમય

સર વિઠ્ઠલદાસના જીવનની જુદી જુદી વાતો કહેવા માટે અને મારા પ્રશ્નોના ઉત્તર આપવા માટે ખાસ તકલીફ લઇ તેઓ બેઠા હતા. શેઠ માધવજી દામોદર, શ્રીમતી પ્રેમલીલા બેન, સૌ. મોતીબાઇ માધવજી દામોદર, શેઠ વિઠ્ઠલદાસ દામોદર, સ્વ. શેઠ ગોવિન્દજી માધવજીના ધર્મપત્ની બાઇ જમના બાઈ; સર વિઠ્ઠલદાસના પર્સનલ ક્લાર્ક મી. શ્રીનિવાસરાવ અને "પર્ણકુટી" બાંધવામાં એન્જિનેર તરીકે કામ કરનાર મી. ગોખલે, ચાંદોદના ભાઇ જગન્નાથ અને મી. જમનાદાસ હરખજી સંઘવી એમની સૌની પાસેથી જુદી જુદી માહિતી મળેલી છે.

જે સાહિત્ય સર વિઠ્ઠલદાસને ત્યાં "પર્ણકુટી"માં સંગ્રહી રાખવામાં આવ્યું છે, તેના ઉપર નજર નાંખતાંજ એમ જણાય કે તે બધું વ્યવસ્થિત અને કેટલીક બાબતમાં પૂર્ણતાના અંશવાળું છે. એ સાહિત્યમાં સર વિઠ્ઠલદાસના સમયનો ઇતિહાસ છે, તેમાં મુમ્બઈ શહેરની અનેક પ્રવૃત્તિના અમૂલ્ય કાગળો છે, વેપાર વણજ હુન્નર-ઉદ્યોગ અને નાણાશાસ્ત્રના કોયડાઓનો ઉકેલ થાય તેવા સિદ્ધાન્તોની ચર્ચા છે, અનેક સંસ્થાઓના ઇતિહાસની કડીઓ છે, અને મુમ્બઈની તેમજ હિન્દ સમસ્તની મહાન વ્યક્તિઓને લગતી માહિતી આપતો સોનામૂલો પત્રવ્યવહાર છે. એ બધાં સાહિત્યની ઉમદા બાબતો બહાર લાવવાની દૃષ્ટિથી જીવનકથા લખવા બેસીએ તો તેનો અતિ વિસ્તાર થાય; માટે ખાસ કરીને હકીકતની વાસ્તવિકતાની દૃષ્ટિથી જરૂર જણાય તેટલી માહિતીવાળું આ પુસ્તક લખવામાં આવ્યું છે. કોઈ અભ્યાસીને સર વિઠ્ઠલદાસના દફતરમાંથી કોઇ વિષયની માહિતી જોઇતી હશે તો "પર્ણકુટી"માં પૂનામાં રહીને તેનો ઉપયોગ કરવાની સગવડ અને અનુકૂળતા શિષ્ટ જનને આપવાની ખાએશ લેડી પ્રેમલીલા ધરાવેછે.

જે સાધન સામગ્રી આ કામ માટે ઉપલબ્ધ હતી તેને વ્યવસ્થિત રૂપમાં ગોઠવી આપવામાં, કેટલીક યાદીઓ બનાવી આપવામાં, કેટલાક બનાવોને તારિખવાર ગોઠવી આપવામાં-મી. શ્રીનિવાસરાવ, સર વિઠ્ઠલદાસના પર્સનલ-ક્લાર્કે બહુ રસ લઈ મદદ આપીછે.

પ્રવૃત્તિવાર માહિતી એકત્ર કરી પ્રકરણો બનાવેલાં હોવાથી કેટલીક વાર આગળ જઇ પાછા વળવાની નીતિ ગ્રહણ કરવી પડીછે. તેમ છતાં પ્રકરણોનો અનુક્રમ સામાન્ય રીતે જીવનના ક્રમસર ગોઠવવાની બનતી તજવીજ રાખવામાં આવીછે.

પુસ્તકમાં કોઇ વિષયની લાંબી ચર્ચામાં ન ઉતરતાં બને ત્યાં સુધી સર વિઠ્ઠલદાસના પોતાના વિચારો અને કાર્યો સમ્બન્ધી વાચકને ખ્યાલ આવે તેવી રીતે આ જીવનકથા લખવામાં આવીછે. કેટલીક હકીકતનો વિસ્તાર કરવામાં લોકશિક્ષણની નજર રાખવામાં આવીછે. સામાન્ય વાચકને એવા વિસ્તાર વગર અમુક કાર્યની કે વિચારની અગત્ય સમજાય નહિ. જ્યાં કોઈ અભિપ્રાય ઉપર વાચકને વાળવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે ત્યાં શિષ્ટજનના લેખી અભિપ્રાયનો આધાર લેવામાં આવ્યોછે.

સર વિઠ્ઠલદાસની જીવનપ્રવૃત્તિ અતિ વિસ્તીર્ણ હોવાથી મનુષ્યજીવનના રોજીન્દા વાર્તાલાપનાં કે સ્વાભાવિક મનુષ્યવ્યવહારના પ્રસંગોનાં ચિત્રો અહિં આપી શકાયાં નથી. તેથી કથામાં સામાન્ય જીવનની વાસ્તવિકતાનો રસ બહુ જમાવી શકાયો નથી. તેમ કરવાથી પુસ્તકનો વિસ્તાર વધી જાય અને સર વિઠ્ઠલદાસની સર્વોત્કૃષ્ટ જીવન-પ્રવૃત્તિને ઘટતો ન્યાય આપી શકાય નહિ. આવી અડચણની પૂર્ણ પ્રતીતિની અકળામણ વેઠીને પણ જે રીતે જીવનકથા વિશેષ ઉપયોગી અને વિશેષ વાસ્તવિક બને તે રીતે તેની ગુંથણી કરવામાં આવી છે.

## શૈલી અને ભાષા.

વિશેષ કરીને વેપારી આલમમાં અને જાહેરજીવનના ઉપાસકોમાં આ પુસ્તક ફરતું થશે એટલે એની ભાષા અને શૈલી શિષ્ટ પણ સાદી રાખવામાં આવી છે. સાક્ષરતાની છાપ તેમાં બહુ નહિ દેખાય; પણ વિશુદ્ધિ તો જરૂર દેખાશે. યમક ઝમક કે અલંકારોને આવાં પુસ્તકમાં સ્થાન હોઈ શકે નહિ. આડમ્બરી સંસ્કૃત સુભાષિતો કે અંગ્રેજી મૌક્તિકો ટાંકીને પુસ્તકને વિભૂષિત કરવાની જરૂર જણાઇ નથી, કારણ કે વસ્તુ જાતેજ આકર્ષક અને રુચિકર છે તેને શણગારની કે ઓપની શી જરૂર?

પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે અંગ્રેજી અવતરણો ટાંક્યાં પડ્યાં છે; સર વિઠ્ઠલદાસના ભાષણો, પત્રો, અને સર વિઠ્ઠલદાસના કાર્યો ઉપરના અભિપ્રાયો અંગ્રેજી ભાષામાં અસલ સ્વરૂપે હોય છે; તેને ગુજરાતી ભાષામાં આબેહુબ ઉતારી ન શકાય. વળી જે અર્થગૌરવ મૂળ વચનોમાં હોય તે સર્વાંશે ભાષાન્તરીઆ

વાક્યોમાં ન જ આવી શકે. તેમ છતાં કેટલાંક અંગ્રેજી અવતરણોનો સારાંશ ગુજરાતી ભાષામાં ઠેકાણે ઠેકાણે આપ્યો છે.

કેટલીક યોજનાઓ, કેટલાંક અગત્યના ભાષણો જે તે વિષયને લગતા પ્રકરણને અન્તે પરિશિષ્ટ રૂપે આપવાની નીતિ સ્વીકારવી પડી છે. એ પરિશિષ્ટો સર વિઠ્ઠલદાસના જાહેર જીવનની વિશિષ્ટતા સમજવા માટે ઉપયુક્ત ગણવામાં આવ્યાં છે.

## છાપકામ.

આ પુસ્તક લખવાનું તેમજ છાપવાનું કામ પૂનામાં જ થયું છે. લેડી પ્રેમલીલા તરફથી આ કાર્યમાં જાગ્રત રસ લેવામાં આવ્યો છે. કાગળોની પસન્દગીથી માંડીને પુસ્તકની બાંધણી થતાં સુધીના બધાં કાર્યમાં એમણે જાતે વિચાર ખર્ચ્યો છે. જેમ જેમ પ્રકરણો લખાતાં ગયાં તેમ તેમ તેઓ વાંચતાં ગયાં; કેટલીક વાર નવા સુધારા અને ફેરફાર પણ તેમણે સૂચવ્યા છે. પુસ્તકમાં એક પણ અભિપ્રાય એવો વ્યક્ત નથી થયો કે જે એમની જાણ બહાર રહેવા પામ્યો હોય.

પૂનામાં આર્યભૂષણ છાપખાનામાં ગુજરાતી ભાષાનું આવડું મોટું પુસ્તક પહેલીવાર છપાયું હોય તો તે આ પુસ્તક છે. એટલે છાપવાના કામમાં સારા ગુજરાતી બીબાં ગોઠવનારા મેળવતાં મુશ્કેલી પડે, પછી ગોઠવેલું સુધારવાનું કામ કરનાર પણ સારા ન મળે; તેથી ભૂલ વગરનું ગુજરાતી ભાષાનું છાપકામ પૂનામાં કરાવવું બહુ કઠણ પડે. તેમ છતાં બની શકે તેટલુ શુદ્ધ કામ કરાવવા યત્ન કરવામાં આવ્યો છે. છાપખાનાના વ્યવસ્થાપકે પણ ઘટતી કાળજી રાખી છે. એવા સંજોગમાં અનેક ભૂલો તો રહી જવા પામી જ છે. બહુ અગત્યની ભૂલ માટે શુદ્ધિપત્રક જોડ્યું છે.

## વિષયસૂચિ.

પુસ્તકને છેડે વિષયસૂચિ મૂકવામાં આવી છે. તેમાં વ્યક્તિનાં, સંસ્થાનાં નામો તથા અગત્યના બનાવો—ના પૃષ્ઠઅંક આપવામાં આવ્યા છે. તે સૂચિ બનાવવાનું કામ મી. ડાહ્યાભાઇ દયાળજી દેસાઇ "પર્ણકુટી વિદ્યાલયના" શિક્ષકબન્ધુએ કર્યું છે. છેવટના ભાગના પાનાનાં પ્રૂફ વાંચવાનું કામ પણ તેમણે કર્યું છે.

તા. ૨૩ જુલાઇ ૧૯૩૨
પર્ણકુટી,—યરોડા-હિલ,
પૂના.

કલ્યાણરાય ન. જોષી.

સોફા ( Sofa ) અને ટાઇમપીસ (Time piece ) જેવા સુકા અને લુખ્ખા વિષય ઉપર કવિતા લખતાં કવિ કૂપરને વસમું લાગ્યું. એવા નિરસ વિષય ઉપર રસનો ઉમળકો કોને આવે? માત્ર કવિની સખી મીસીસ ઓસ્ટીને તેને તેવું કાવ્ય રચવાનું ટાસ્ક ( task ) સોંપ્યું હતું. અને એક રમણીની વાણી કવિનો કાવ્ય ઉલ્લાસ ઝરાવવા સમર્થ નીવડી. "For the fair commands the song;" એટલે બસ થયું. એક પવિત્ર સ્ત્રીના વચનમાં કાવ્યસરિત્ રેલાવવાનો પણ મહામંત્ર રહેલો છે.

મ્હારા મિત્ર સ્વર્ગસ્થ વિઠ્ઠલદાસભાઇના જીવનચરિત્ માટે અગ્રલેખ લખવા ગંગા સ્વરૂપ પૂજ્ય બ્હેન લેડી પ્રેમલીલાએ જ્યારે મ્હને ટાસ્ક ( task ) સોંપી ફરમાયેશ કરી ત્યારે મ્હને કવિ કૂપર જેવી તો વિમાસણ ન થઇ. કારણ સર વિઠ્ઠલદાસ ઠાકરસીનું જન્મવૃત્તાન્ત એટલું રસાત્મક છે કે તેમાંથી અગ્રલેખ તો શું પણ કાવ્યશક્તિનું પણ સ્ફુરણ સ્હેલથી થાય. આવી સ્નેહાળ સૂચના મ્હને થવાથી ગર્વની સાથે પૂર્વના મ્હારા સંસ્કારો તાજા કર્યા. માત્ર હાલનો કાળ મનને ચઢાવા ઉપર ચઢાવે તેઓ હતો. સીમલામાં ફીડરેશન, ફાયનાન્સ, તથા ફ્રેન્ચાઇઝના ફીચડથી કચવાઓળ બીંજાયલા મન સાથે સાહિત્યના મંદિરમાં પ્રવેશ પણ કરવો તે એક પ્રકારે ધાડસ જેવું લાગ્યું. પછી મનનું સમાધાન કર્યું કે સાધનો અને સામગ્રીની સમૃદ્ધિ હોય તો પછી રચનાશક્તિની હિમ્મત હારવી નહિં. વેદાભ્યાસથી જડ બનેલા બ્રહ્મા શું શકુંતલામાં સૌન્દર્ય પુરી શક્યા ન હતા? અને તેમાં પણ વળી કવિ કૂપરવાળો મંત્ર તેવી શક્તિનું સ્ફુરણ શા સારૂ નહીં કરાવે?

વૈકુંઠવાસી વિઠ્ઠલદાસના જીવન ઉપરથી સાફ વ્યક્ત થાય છે કે સમાજ જીવનની પાદપૂર્ત્તિ માત્ર વિશ્વવિદ્યાલય અને પાઠશાળાના અભ્યાસથીજ થતી નથી. સર વિઠ્ઠલદાસ ચાલુ સૈકાથી શરૂઆતમાં મુમ્બઇના અગ્રેસર સમાજ-નેતાઓના નભમંડળમાં એક ઝળકતા અને તેજસ્વી તારા ગણાતા હતા. બાળપણમાં તેમના મનોવિકાસ માટે ઉપયોગી વિવિધ પ્રકારની સાધનાના અભાવે પણ પુખ્ત વય પ્રાપ્ત થતાં તેઓ સિદ્ધપુરૂષની ગણનામાં આવ્યા હતા. તેમની માનસિક ઉન્નતિના કારીગર તેઓ પોતેજ બન્યા હતા. પંડિત પ્રોફેસરોના પગ પાસે બેસી તેમના વિદ્વત્તાભર્યા વ્યાખ્યાનો સાંભળ્યા-વિના પણ ઉચ્ચ અને ઉદાત્ત વિચારોથી તેમનો મનોભંડાર સજ્જ થયો

હતો. પાઠશાળાની પરીક્ષારૂપી સરાણે ચઢાવ્યા વિના પણ તેમની બુદ્ધિ તીવ્ર બનવા પામી હતી. વિજ્ઞાન અને રસાયણનો ઓપ મળ્યા વિના પણ તેમનું ઓજસ તેજસ્વી થયું હતું. યુનીવરસીટીની કોઈ ઉપાધિની ઝંખની તેમને જરૂર રહી ન હતી. ઝાંખ વિના પણ હીરા જેવા તે ચળકતા હતા. સારા કારીગરના હાથે ઘસેલા પહેલુદાર હીરા માફક તેઓ સંસારના સર્વ પ્રકારના અનુભવથી ઘસાઈ જૂદા જૂદા પહેલુથી દીપી નીકળ્યા હતા. તેમનો સંસાર સંસ્કારમય અને રસપૂર્ણ બન્યો હતો. ઉછરતા યુવાન હતા તેટલામાં તો જાહેર જીવનનો લ્હાવો લેવાની શરૂઆત તેમણે કરી દીધી હતી, મુમ્બઈ મિલ ઓનર્સ-અસોસીએશનના સભ્ય તથા પ્રમુખ તરીકે તેમણે એટલી કિમતી દેશસેવા બજાવી હતી કે જ્યારે સને ૧૯૦૭ માં ફેક્ટરી લેબર કમીશન નીમાયું હતું ત્યારે તેની સાથે કામ કરવા તેમની સભ્ય તરીકે યોજના કરવામાં આવી હતી. અને કારખાનાના કામગારોના હિત માટે તેમણે ઘણી ઉપયોગી સૂચનાઓ કરી હતી. મુંબાઈ સીટી કોરપોરેશનમાં જ્યારે સિંહની પેઠે ગર્જના કરી રહેલા સર ફીરોજશાહ મહેતા દેશસેવા કરી રહ્યા હતા ત્યારે તેમના જમણા હાથ અને વિશ્વાસુ સૈનિક તરીકે સર વિઠ્ઠલદાસે પણ શહેરની અમૂલ્ય સેવા બજાવી શહેરના અગ્રેસર નેતાઓની હારમાં જલદી ચઢી શક્યા હતા. સીટી કોરપોરેશનમાં તેમની સ્તુત્ય કર્તવ્યગારીથી પ્રસન્ન થઈ મુંબાઈ સરકારે તેમને પ્રાંતિક ધારાસભા ( Legislative Council ) માં અનેક વાર નીમી તેમના ગુણની કદર કરી હતી. મુંબાઈ શેહેરની વસ્તી શીઘ્ર વધી જવાથી ગરીબ અને મધ્યમ વર્ગના રહેણાક માટે આરોગ્ય સાંચવી શકાય તેવી ચાલીઓ અને હવાશીર મકાનો બંધાવવા સીટી ઇમ્પ્રૂવમેન્ટ ટ્રસ્ટની શરૂઆત થઈ તેમાં પણ સર વિઠ્ઠલદાસે ઘણો આગળ પડતો અને ઉપયોગી ભાવ ભજવ્યો હતો. આ સર્વ જાહેર દેશ સેવાની કદર સરકાર તરફથી તેમને સને ૧૯૦૮ માં નાઇટહુડના ખિતાબની નવાજેશ કરી કરવામાં આવી હતી ત્યારથી સર વિઠ્ઠલદાસના માન મર્તબામાં વિશેષ વધારો થવા પામ્યો હતો. અને મોર્લી-મિન્ટોના રાજ્ય બંધારણના સુધારા સને ૧૯૧૦ થી દાખલ થયા કે તુર્ત શાહી ધારાસભામાં મુંબાઇના મિલ ઓનર્સના પ્રતિનિધિ તરીકે તેમની ચુંટણી થઇ હતી. તે સભામાં પણ સર વિઠ્ઠલદાસ જાહેર શેહેરી તરીક દીપી નિકળ્યા હતા

તે ઉપરાંત દેશના ઉદ્યોગનો વિકાસ અને વિસ્તાર કેવી અને કઇ યોજનાથી સ્હેલથી થઇ શકે તેની કલ્પનાઓનો વિચાર કરી તેને અમલમાં આણવાના ભગીરથ પ્રયત્નો માટે સર વિઠ્ઠલદાસનું નામ દેશમાં ચિરકાલ સુધી અમર રહેશે. દેશના વ્યાપારની વૃદ્ધિ માટે રલવેના વિસ્તારમાં વધારો-કરવો કેટલો અગત્યનો છે તેનો ખ્યાલ ધ્યાનમાં રાખી બંગાલામાં જૂદી જૂદી

રેલવે બાંધવાના કામમાં માર્ટીનની કુંપનીએ વખાણવા જેવી રીતે પ્રારંભ કર્યો હતો. તે કામમાં સર રાજેન્દ્રનાથ મુકરજીને સર વિઠ્ઠલદાસે ઘણી સારી મદદ કરી હતી. દેશની ખેતીવાડીના સુધારા માટે એગ્રીકલ્ચરલ બેન્ક તથા ખેડુતોને કર્જગ્રસ્ત સ્થિતિમાંથી મુક્ત કરવાના કામે સહકારી બેન્કોને કેટલો શ્રેય મળી શકે તેનો ખરો ખ્યાલ ધ્યાનમાં રાખી સર લલ્લુભાઈ સામળદાસે જે સ્તુત્ય પ્રયાસ આદર્યા હતા તેમાં સર વિઠ્ઠલદાસ ઠાકરસીની પૂર્ણ દીલસોજી અને સહાયતા સતત મળવી ચાલુ રહી હતી.

સ્વર્ગસ્થ સર વિઠ્ઠલદાસ સાથે મ્હારો પરિચય આ પ્રમાણે વ્યાપાર ઉદ્યોગના વિકાસ માટેના પ્રયાસના અંગેજ શરૂ થયો હતો. અને આ પ્રયાસોના પરીણામે સર વિઠ્ઠલદાસનો પોતાની જન્મભૂમિ તરફ કેટલો ગાઢ પ્રેમ હતો એ સ્પષ્ટ રીતે વ્યક્ત થતું હતું. સર વિઠ્ઠલદાસને સ્વદેશાભિમાન ઘણું હતું. અને તેમાં પણ તેમના પિતાશ્રીની જન્મભૂમિ તરફ તેમની માયા હમેશાં તરી આવતી હતી. સર વિઠ્ઠલદાસના પિતાશ્રીનો જન્મ ઓખામંડળ તાલુકામાં વરવાળા ગામે થયો હતો, અને તેથી ઓખા મંડળની આબાદી માટે તેઓના હૃદયમાં અંત સુધી તીવ્ર કલકલ ચાલુ રહી હતી. ઓખામંડળની પરિસ્થિતિમાં તેમના સ્તુત્ય પ્રયાસથી આસમાન જમીન જેટલો ફેરફાર એક જમાનામાં કેવો ઝડપથી થવા પામ્યો છે તેનો ખ્યાલ આવતાં હમેશાં મ્હારૂં મન તેમની તરફ ઉપકારની લાગણીથી દબાયલુંજ રહેશે.

રેમીન કમીશનર તરીકે દ્વારકા તરફ સન ૧૯૦૪માં મ્હારૂં પ્રથમ પ્રયાણ થયું હતું. તે વેળા તે શ્રીકૃષ્ણચંદ્રની રાજધાનીની હાલના સમયમાં કેવી અધોગતિ અને દુર્દશા થવા પામી હતી તે જોઇ મનમાં ખેદ થયો હતો. રૂપેણ બંદર ઉપર વેરાન જંગલમાં ઉભેલાં જાણે રીસાયલાં રૂક્ષ્મણીજીના મંદિર આગળ ઉભો રહી મેં આસપાસ નજર નાંખી તો જણાતું હતું કે સોનાની દ્વારિકા તો સમુદ્રમાં ક્યારનીએ ડૂબી ગઇ હતી; અને તેની જગ્યાએ એક કંગાલ અને ગંદવાડથી ગંધ મારતું ગામ નજરે પડતું હતું. રખેને તે એક પતિપરાયણ સાધવી સ્ત્રી રૂક્ષ્મણીને રોષ અપાયાનુંજ ભયંકર પરીણામ તો ના હોય એવો ભાસ થતો હતો. ઓખામંડળ શ્રીમંત ગાયકવાડ સરકારે, તેમાં દ્વારકા જેવું પવિત્ર હિન્દુઓનું યાત્રાનું ધામ આવવાથી, ઘણી અવઘડ છતાં અને ઘણા ખર્ચે પોતાના તાબામાં રાખ્યું હતું. ઘણા વર્ષોથી વ્હાણો લુંટનારા ચાંચીયાઓના માળા જેવું અને યાત્રાળુ વટેમાર્ગુઓને વાટમાં લુંટનારા, ધાડપાડુ, વિકાળ વાઘેરોની ગુફા સ્વરૂપ ઓખામંડળ અકારૂં થઇ પડયું હતું. ત્રણે બાજુ

એ ફરી વળેલું પાણી, અને માત્ર એક તરફથી કાઠીયાવાડની જમીન સાથે કુરંગા અને મઢી વચ્ચે સાંકડી ચિચરવટી જેટલી જમીનથી સંધાયલું ઓખા ખરેખર ઓખાના એકદંડી મહેલ જેવું થઈ પડયું હતું; ત્યાં જવું આવવું ઘણુંજ મુશ્કેલ અને ચોમાસાના પાંચ મહિના તો દેશની સાથેનો સંબંધ સમૂળગો કપાઇ જવાથી તદ્દન અભેદ્ય એ મહાલ કાળાપાણી જેવો કપરો થઇ પડયો હતો. વાઘેરોના લુંટફાટના ત્રાસના કારણે તે પ્રદેશ દોઅમલી થઇ અંગ્રેજ સરકારનો પણ તેના ઉપર તાબો રહેવાથી બન્ને સરકારથી ત્યજાયલો અણમાનીતો તે મહાલ ગણાતો હતો. સર વિઠ્ઠલદાસની જન્મભૂમિ આવી દુર્દશામાં આવેલી તેમાંથી તેના ઉદ્ધાર કરવાના શ્રીમંત ગાયકવાડ સરકારના મહાન પ્રયાસને શેઠ વિઠ્ઠલદાસની સંગીન સહાય મળી ત્યારેજ તેની અધોગતિ થતી અટકી શકી. ઓખામંડળને કાઠીયાવાડ સાથે રેલવેથી સાંધવાને માટે હું ત્યાંથી પાછો ફરતાં વચ્ચે જામનગર જઇ આવ્યો, મરહૂમ જામથી જસાજીએ રેલવે કરવા નાણાંની સગવડનો અભાવ આગળ ધર્યો. રસ્તો વચ્ચે જામનગરની હદમાંથીજ જાય તેથી તે રાજ્યની સંમતિ વિના વડોદરા રાજ્ય એકલું દ્વારકા સુધી રેલવે લંબાવવા અશક્ત હતું. બ્રીટીશ સરકારની રાજનીતિ દેશી રાજ્યોને એક-મેકથી અળગાં રાખવાની હતી. વડોદરા જામનગર રાજ્ય સાથે બ્હારોબ્હાર પત્રવ્યવહાર કરી ન શકે તો નાણાંની આપ લે તો પરસ્પર કેમજ બની શકે? આ મુશ્કેલીમાં સર વિઠ્ઠલદાસની કુનેહથી એક માત્ર નામની સીંડીકેટ ઉભી કરી તે સીંડીકેટને વડોદરા રાજ્ય તરફથી રૂપીયા ચાળીસ લાખ અપાવી શકાયા. સર વિઠ્ઠલદાસની સીંડીકેટ એક ઓઠારૂપ વચ્ચે ઉભી એટલે પરસ્પર રાજ્યોનો આભડછેટનો વાંધો દૂર થયો. અને ઓખામંડળ-રેલવે બાંધવાની મ્હારી યોજના સર વિઠ્ઠલદાસની કુનેહ અને શ્રી. ગાયકવાડ સરકારની બાહોશીથી સફળ થઈ.

ઓખામંડલની ઉન્નતિ કરાવવા સર વિઠ્ઠલદાસની મદદથી મ્હારો પ્રયાસ ચાલુ રહ્યો. વાઘેરોને ઉદ્યોગ ધન્ધામાં નાંખ્યાથી તેમની ચોરી લુંટફાટની કુટેવમાંથી તેમને બચાવી શકાય એ ઉદ્દેશથી ઓખામંડળમાં સીમેન્ટ પકાવવાનું કારખાનું તથા મીઠાંના કારખાનાને શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી ઉત્તેજન અપાવ્યું.

દ્વારકામાં એક ગંજાવર સીમેન્ટ ફેક્ટરીની ખોલવાની ક્રિયા સર વિઠ્ઠલદાસના આમંત્રણથી શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ સરકારે ત્યાં પધારી કરી તે વેળા તેમની પણ ખાત્રી થઈ કે વ્યાપાર ઉદ્યોગના વિકાસથી તે પ્રાંતનું કલ્યાણ સાધી શકાશે. ઓખા પોર્ટ આડના આગળ બનાવવાની

યોજના એજ હેતુથી ઉદાર હૃદયથી શ્રીમંત સરકારે મંજૂર કરી. સીમેન્ટ ફેક્ટરી બનાવવાની શર્તોમાં સર વિઠ્ઠલદાસે કબુલ કરાવી લીધું હતું કે એક તરફ રેલવે અને બીજી તરફ જલમાર્ગે વ્યાપારના નિકાસ માટે એક ભવ્ય બંદર બંધાવવું. આવા સ્તુત્ય પ્રયાસ અને લખલૂટ ખર્ચના પરીણામે વાઘેરોની વસ્તી મજૂરીથી નિર્વાહ કરવામાં ખુશીથી પરોવાઇ. અંગ્રેજ સરકારનો અમલ ઉઠી ગયો અને દોઆમલી મટી ઓખામંડળ મહાલ પ્રગતિનો નમુનો થઇ પડ્યો. "ઓખા! સો સો વરતુના વખા"– એ કહેણી જૂઠી પાડી. સીમેન્ટ ફેક્ટરીના મહાન યંત્રો તથા બંદર બાંધવાની અદ્‌ભૂત સામગ્રી જ્યારે ઓખામાં આવી પડી ત્યારે તે વખા વાળી ભૂમી પ્રફુલ્લ થઇ હસવા લાગી. દર ત્રીજે વર્ષે જ્યાં દુષ્કાળ અને દુર્ભિક્ષ જોવાનું મને જે ફેમીન કમીશનર તરીકે દુર્ભાગ્ય હતું તેજ દેશમાં એક ભવ્ય બંદર, રેલવે, સીમેન્ટ અને મીઠાંના કારખાનાં, સર વિઠ્ઠલદાસની જન્મભૂમિનો ઉદ્ધાર સાધવામાં એ બાહોશ શેઠની મદદનું સ્મરણ થતાં મને હમેશાં કૃતજ્ઞતાની લાગણી તાજી રહેછે.

આ પ્રમાણે મ્હારા સ્વર્ગસ્થ મિત્ર સર વિઠ્ઠલદાસ સાથે મ્હારો પરિચય સને ૧૯૦૭–૦૮થી શરૂ થયો હતો. વડોદરા રાજ્યમાં વ્યાપાર ઉદ્યોગના વિકાસ માટે એક સારી બેન્કની જરૂર જણાઈ હતી ત્યારે સર વિઠ્ઠલદાસનીજ સલાહ અને મદદ વડે ધી બરોડા બેન્ક સ્થાપવામાં આવી હતી. અને તે બેન્કના ડાયરેક્ટરોના બૉર્ડના પ્રમુખ સર વિઠ્ઠલદાસનેજ નીમ્યા હતા. તેમની બાહોશી અને અનુભવનો લાભ તે બેન્કને મળ્યાથી આજ સુધી તે સારૂં કામ કરી રહી વ્યાપાર વધારવામાં બેન્કે સારી પ્હેલ પાડી છે. વળી વડોદરા રાજ્યમાં ખેતીના લાભાર્થે સહકારી પેઢીઓ અને બેન્ક શરૂ કરાવવામાં પણ સર વિઠ્ઠલદાસ અને સર લલ્લુભાઇ સામળદાસની મદદ બહુ કિંમતી મ્હને જણાઇ હતી.

આ પ્રમાણે મ્હારો પરિચય ગાઢ થતો જતાં હું જ્યારે જ્યારે મુબઈ અગર પુણે જતો ત્યારે સર વિઠ્ઠલદાસ ભાઇના જ દામોદર ભુવન કે પર્ણકૂટીમાં મુકામ રાખતો હતો. તે વેળા મ્હને જણાયુંકે સર વિઠ્ઠલદાસ જેટલા દેશ ભક્ત હતા, તેઓ જેટલા ઉદ્યોગપ્રેમી હતા, તેટલાજ તેઓ માતૃભક્ત અને સ્વજન રાગી હતા. દેશની ઉન્નતિ માટે કેળવણી અને શિક્ષણની કિંમત તેઓ સારી રીતે સમજતા હતા. અને એક દેશની પ્રગતિનું માપ તે 'દેશની નારીપ્રતિષ્ટાનાજ વજનથી સારી રીતે થઈ શકે એ શિષ્ટ વાક્ય તેમને પણ સંમત હતું એમ જણાયું હતું. શેઠના શયનગૃહમાં દીવાલ ઉપર જૂદાં જૂદાં ગંભીર અર્થવાળાં બોધવચનો અને સુભાષિતો આલેખવામાં

આવ્યાં હતાં; તેમાં એક વાક્ય માતૃદેવો ભવ । એ ગહન આદેશથી શેઠ કેટલા માતૃપ્રેમી અને માતૃભક્ત હતા તે સિદ્ધ થતું હતું. સ્ત્રીઓની ઉન્નતિ સાધવા સ્ત્રીઓ માટે પાઠશાળાઓ અને વિશ્વવિદ્યાલય ખોલવાની આવશ્યકતા શેઠને સારી રીતે જણાતાં રૂ. ૧૫ લાખ જેટલી બાદશાહી સખાવત સ્વર્ગસ્થ શેઠ સાહેબે કરી હતી.

જ્યારે જ્યારે તેમનું આતિથ્ય સ્વીકારી હું તેમની સાથે રહેતો અને તેમના સુખી કુટુમ્બમાં સ્નેહી મિત્ર તરીકે ભેળાતો ત્યારે મ્હને લાગતું હતું કે સ્વર્ગસ્થ સર વિઠ્ઠલદાસનું જીવન સંસ્કારપૂર્ણ અને રસમય હતું. તેઓ જેવા માતૃભક્ત હતા તેવાજ એક પ્રેમાળ પતિ અને સ્નેહાર્દ ભ્રાતા હતા. તેમની દિનચર્યા પણ રસિક અને સ્વાધ્યાયી હતી. પુણામાં પ્રભાતમાં હમેશાં દંપતી ઘોડા ઉપર બેસી ફરી આવ્યા બાદ એક કલાક વેદાન્તનો અભ્યાસ કોઇ પંડિત શાસ્ત્રી પાસે કરતા અને તે પછી કોઇ વેળા તુર્ત સંગીતનો પાઠ પણ પઢતા હતા. પાસેના મ્હારા ખંડમાંથી કોઇવાર નેતિ નેતિ ॥ અહં બ્રહ્માસ્મિ ॥ નાં ગંભીર વચનો કાને પડતાં અને પછી તુર્ત "રીરી સાસા" નો લલકાર પણ સંભળાતાં મ્હને આશ્ચર્ય લાગતું કે મ્હારા સ્વર્ગસ્થ મિત્રનું મન કેટલું ચંચલ અને અનેકદેશી હતું! તે આનંદમય દિવસોનું સ્મરણ થતાં એક ઉપયોગી અને કિંમતી જીંદગીનો છેડો તેમના કવેળાના અવસાનથી દેશના કેવાં દુર્ભાગ્યથી આવ્યો તે વિચારથી આજે પણ શોકગ્રસ્ત થઇ જવાય છે. પરમાત્મા તેમના આત્માને શાંતિ આપો। એવી અંતઃકરણથી પ્રાર્થના કરી સદ્ગત મિત્રના આત્માને આ સ્નેહ તિલાંજલિ આપી હું પોતાને કૃતાર્થ થયેલો ગણું છું.

સિમલા,
તા. ૧૨ ઑગસ્ટ ૧૯૩૨.

મનુભાઇ.

# અનુક્રમણિકા.



---

સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી.



Vitthaldas D Thackersey

# સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી.

## પ્રકરણ ૧ લું.

### ભૂમિકા.

ગુજરાત—આપો ઉદ્યોગ-પ્રધાન દેશ છે; તેમાં ખાસ કરીને વેપાર ધન્ધાના સાહસ માટે સુરત ભરૂચનો પ્રદેશ અને કચ્છ કાઠીઆવાડનો પ્રદેશ વિશેષ પ્રતિષ્ઠાવાળા ભાગ ગણાય છે. અર્વાચીન જગતનું પૂર્વ વિભાગનું વેપારી મથક મુમ્બઇ એક કાળે નાની સરખી વસ્તીવાળું બેટ હતું, તેમાંથી બ્રિટિશ સામ્રાજ્યમાં લંડન પછીની બીજી પાયરીનું શહેર મુમ્બઇ બની ગયું છે. મુમ્બઇનો એ અદ્‌ભૂત વિકાસ જેમ એક બાજુએથી અંગ્રેજ રાજ્યનીતિને આભારી છે તેમ બીજી બાજુએથી ગુજરાતની વેપારી કુનેહને આભારી છે. મુમ્બઇના ખરા સ્રષ્ટા કચ્છ કાઠીઆવાડના, અને સુરત, ભરૂચ, તથા ખમ્ભાતના સાહસિક વેપારીઓજ છે, શું પારસી કે શું મેમણ, શું ખોજા કે શું વહોરા, શું વાણીઆ કે શું ભાટીઆ. મોટા સઢવાળાં વહાણોમાં કંટાળા ભરેલી અને ભય ભરેલી સફરો ખેડી ખેડી કચ્છના કે કાઠીઆવાડના બન્દરેથી, સુરતના કે ભરૂચના બન્દરેથી મજબૂત છાતીવાળા અને ઇશ્વરદત્ત બુદ્ધિપ્રભાવવાળા વણજારાઓ-વેપારીઓ ધીરે ધીરે મુમ્બઇમાં આવતા ગયા, અને મુમ્બઇના ભાગ્યના ઘડનારા અજાણપણે તેઓ બનતા ગયા.

ગુજરાતનું એ ગૌરવવાળું સ્થળાન્તર-સીમોલ્લંઘન-ભૂખજે ફળદાયી નીવડશે એ તે સમયે કષ્ટસાધ્ય સફરો ખેડનારના લક્ષમાં નહોતું. ઇંગ્લાંડમાંથી ધર્મની વૃત્તિને વધારે મજબૂતાઇથી પોષવા માટે જેમ કેટલાક માણસો "મેફ્લાવર" નામના વહાણમાં બેસી ઇંગ્લાંડ છોડી અમેરિકા વસવા ગયા હતા ત્યારે તેમને એ ખ્યાલ નહોતો કે ભવિષ્યના જગતના ધરેણા જેવા શોભતા અમેરિકા ખંડની મહત્તાના પાયા નાંખવા તે લોકો જાય છે, તેમ સાહસવૃત્તિથી પ્રેરાઇને—મહત્વાકાંક્ષાના તોરથી તણાતા તણાતા જે બુદ્ધિમાન પુરુષો મુમ્બઇ તરફ આવ્યા હતા તેમને પણ ખ્યાલ નહોતો કે તે પોતે મુમ્બઇના ભાગ્યના ઘડનારા થવાના છે. આપણી કથાના નાયકના પિતામહે એ ક્રમરૂ સીમોલ્લંઘન કર્યું હતું; કાઠીઆવાડને કાંઠેથી મુમ્બઇને આંગણે તેમણે પોતાનું નાવ ઝુકાવ્યું હતું.

સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી એ ભાટીઆ જ્ઞાતિનું અમૂલ્ય રત્ન ગુજરાતનું એ અજોડ ભૂષણ હતું, અને હિન્દુસ્થાનમાં વેપાર-ઉદ્યોગના ...નું એ અજવાળું હતું. ભાટીઆ જ્ઞાતિએ અર્વાચીન સંસ્કૃતિના ...માં ઘણો પ્રશંસનીય ભાગ ભજવેલો છે, એ સાચી દૃષ્ટિએ દેખાયા વિના ન રહે તેવી બિના છે. ભાટીઆ જ્ઞાતિના પુરાણાં નિવાસસ્થાન ...જાબમાં કે રજપુતસ્થાન-મારવાડના-જેસલમીરના પ્રદેશમાં હતાં. ક્ષત્રીઓના અનેક કૂળ જેમ એ વીર ભૂમિમાં વસતાં તેમ ભાટીઆ ક્ષત્રીઓ પણ ત્યાં વસતા. ત્યાંથી કોઇ પણ વિવક્ષિત ઐતિહાસિક પ્રસંગને કારણે એ મંડળાનો કેટલોક ભાગ કચ્છ કાઠીઆવાડમાં આવી વસ્યો હતો; અને હાલના જે ભાટીઆ વેપાર-રોજગારના ક્ષેત્રમાં આગળ પડતો ભાગ મુમ્બઇમાં ભજવી રહ્યા છે તેમના વડવાઓનાં નિવાસ-સ્થળ તો ચોકસ રીતે કચ્છમાં અને કાઠીઆ-વાડના હાલાર તરીકે ઓળખાતા પશ્ચિમ. કાંઠાના પ્રદેશોમાંજ હતાં. ત્યાંથી એટલે કચ્છ માંડવીથી, દ્વારકાથી, ખમ્ભાલીઆથી, સલાયા બન્દરથી, જામ-નગરથી કે પોરબન્દરથી પોતાની ગ્થિતિ સુધારવાના ઉદ્દેશથી સાહસ ખેડી તે જ્ઞાતિના હાલના મુમ્બઇના આગેવાન કુટુમ્બોના વડવાઓ મુમ્બઇ આવ્યા હતા.

શેઠ વિઠ્ઠલદાસના દાદાના દાદા શ્રી. આડત દયાળ દ્વારકા પાસે આવેલા વરવાળા ગામમાં વસતા હતાં. વરવાળા અને દ્વારકા વચ્ચે અત્યારે રૂપણ બન્દર છે. ત્યાંથી અસલના સમયમાં ખારવાઓ પોતાના વહાણોને સફરે હંકારી જતા. એ ખારવાઓ ચોમાસાના-આખરના— દહાડામાં કંઈ ધન્ધો ન કરતા હોય ત્યારે એ ખારવાનું રહેવાનું સ્થળ વરવાળામાંજ હોય. બજારમાં દુકાનને ઓટલે બેસી તેઓ સફરોની વાતો ચલાવે. એ વાતો ઉપરથી શ્રી. આડત વહાણે ચડવાને પ્રેરાયા. એમને વહાણમાં બેસાડી સંવત ૧૮૪૦ ઇ સ. ૧૭૮૪ માં મસ્કત બન્દરે લઇ જનાર ખારવા માલમના વંશજો હજુ વરવાળામાં હૈયાત છે, અને ઘણી વાર સામાન્ય પ્રાસ્તાવિક વાતમાં ઠાકરસી મૂળજી જેવાં નામાંકિત કુટુમ્બના મૂળ પુરૂષને પહેલી દરીઆઇ સફરે લઇ જવામાં પોતાનો હિસ્સો છે એવું અભિમાન તેઓ લે છે. શ્રી. આડત મસ્કત ગયા ત્યારે તે પોતાની સાથે પોતાના બે પુત્રને પણ લઇ ગયા હતા. મોટા પુત્રનું નામ વાલજી હતું અને તેનાથી નાના પુત્રનું ગમજી હતું. વરવાળામાં પોતાના સૌથી નાના દીકરા મૂળજીને મૂકતા ગયા હતા. તે વેળા એ પાંચ વરસના ...હતા પરન્તુ બાપની સાહસવૃત્તિ અને વેપારી-દૃષ્ટિ તેમને વારસામાં ...ની તેથી નાની ઉમ્મરમાંથીજ તે ઘરનો-દુકાનનો—ભાર ઉપાડ્યો તેમજે વહાણોની અનેક સફરો ખેડી હતી. કેટલીક વાર વેપારમાં



પુણ્યશાળી શેઠ ઠાકરશી મૂળજી

જન્મ સંવત ૧૮૬૩  
સને ૧૮૦૭

મરણ સંવત ૧૯૫૧  
સને ૧૮૯૫

ધારણા ઉંધી વળી જતી તો પણ પોતાનું ધૈર્ય તે ગુમાવતા નહિ. શ્રી. મૂળજીનું કુટુમ્બ બહુ મોટું હતું; આડીવાડી ખૂબ પાંગરેલી હતી. ત્રણ પુત્રો અને બે પુત્રીઓ તેમને આંગણે વિકસ્યાં હતાં. સૌથી મોટા પુત્ર શ્રી. માવજીનું નામ ગુજરાતમાં નામાંકિત બનેલ સાક્ષર અને કળા પરિશીલક શ્રી પુરુષોત્તમ વિશ્રામ માંવજીએ જાણીતું કર્યું છે. બીજા પુત્ર શ્રી. ઠાકરસી સંવત ૧૮૬૩ માં, ઇ. સ. ૧૮૦૭ માં જન્મ્યા હતા. તેમનું ગૌરવવન્તુ નામ મુમ્બઇના ચૉકમાં શ્રી ઠાકરસી મૂળજીની કમ્પનીમાં શોભી રહ્યુ છે. સંવત ૧૮૮૧ માં ઇ. સ. ૧૮૨૫ માં શ્રી. ઠાકરસી પોતાના પિતા પાસેથી રૂ. ૮૦૦ નો માલ વહાણમાં ભરી મુમ્બઇ બન્દરે આવ્યા. તે વખતે તેમને વેપારમાં લાભ ન થયો. નુકસાન વેઠીને પિતાને મોઢું ન બતાવવું એવી વૃત્તિથી તે મુંબાઇમાંજ રહ્યા. ત્યાં પોતાની શકિત અજમાવવા વેપાર આદર્યો તેમને વિજય મળ્યો; અને પોતાની દુકાને નોકર વાણોતરોને તે નભાવતા થયા. તેમની પ્રમાણિકતા તે સમયે બહુ પ્રશંસનીય બની હતી. ઉલ્લાસમાં અને ઉત્સાહમાં તેમનો વેપાર વધતો ગયો. આરબ વેપારીઓ સાથે જબરા વેપાર તે ખેડવા લાગ્યા; પછી અંગ્રેજ વેપારીઓ સાથે સમ્બન્ધ બાંધવામાં આવ્યો. સંવત ૧૯૦૯ માં, ઇ. સ. ૧૮૫૩ માં મેસર્સ પીટર કબાલી નામની યુરોપીઅન ઑફીસની દલાલીનું કામ તેમણે હાથ કર્યું હતું. તરતજ તેમણે પોતાનો ધારો સમ્બન્ધ શ્રી. માણેકજી નશરવાનજી પિટિટ સાથે દલાલીના ભાગદાર તરીકે જોડ્યો હતો. આ નામીચા પિટિટ તે હાલના જાણીતા બૅરોનેટ સર દીનશા પિટિટના દાદા હતા. વેપાર વેપારને લાવે અને પ્રતિષ્ઠાવાન વેપારી વધતોજ રહે એ નિયમાનુસાર શ્રી. ઠાકરશી મૂળજી ખૂબ ઉન્નતિને પન્થે વિચરતા રહ્યા. મુમ્બઇની મૂળજી જેઠા કાપડ મારકેટ ઉભી કરવામાં શ્રી. ઠાકરસીનો મોટો ફાળો હતો. તેમની વિશાળ કલ્પના અને ઉંડી ભવિષ્ય-દૃષ્ટિએ તેમને તેમના સમયમાં એક અગ્રેસરના સ્થાનમાં આણી મૂક્યા હતા.

સંવત ૧૯૨૭ થી, ઈ. સ. ૧૮૭૧ થી શેઠ ઠાકરસીની પેઢીમાંથી ભાણેજ ભત્રીજા છૂટા પડ્યા અને એમની પોતાની ઠાકરસી મૂળજીની પેઢી મુમ્બઇમા શરૂ થઇ એમ કહીએ તો ચાલે શેઠ ઠાકરીસીના પુત્રો—શેઠ દામોદર, શેઠ ગોવિન્દજી, શેઠ પ્રાગજી, અને શેઠ નારાયણદાસ એ વખતે પોતાની પેઢીને દરેક પ્રકારે વિકસિત કરવામાં પ્રયાસ કરતા હતા. શેઠ દામોદરનું લક્ષ નવા નવા વેપાર—હુન્નર ઉદ્યોગ તરફ પોતાના ઉચ્ચ સંસ્કારને બળે અને કેળવાયેલા મંડળના સહવાસને બળે ચોંટી રહેતું હતુ. મિલો ઉભી કરવા સુધીની પ્રગતિએ એ કુટુમ્બ પહોંચ્યું હતું ત્યારે આપણા કથાનાયક શેઠ વિઠ્ઠલદાસનો જન્મ એ ઋદ્ધિસિદ્ધિવાળા ઘરમાં થયો હતો.

સંવત ૧૯૩૦ના માગસર શુદ એકાદશીને* રવિવારે ( તા. ૩૦ મી નવેમ્બર ૧૮૭૩ ) મધ્યાહ્ન થતાં પહેલાં મુમ્બઈમાં જૂની હનુમાન ગલીમાં શેઠ વિઠ્ઠલદાસનો જન્મ થયો. તે વખતે શેઠ દામોદરની વય ૨૬ વરસની હતી અને જન્મેલા ભાગ્યશાળી બાળકની માતા—શ્રીમતી નાથીબાઈની ઉમ્મર ૨૪ વરસની હતી. એ વૈભવવન્તા કુટુમ્બમા પુત્રરત્નનો જન્મ સ્વાભાવિક રીતે બહુ આનન્દ અને ઉલ્લાસનો પ્રસંગ બની રહ્યો હતો. જન્મથીજ સોનાને પાટવે બેસવાનો હક્ક લઈને અવતરેલા બાળકના જન્માક્ષરો લેવાયા અને નામાભિકરણની વિધિ થઈ. ભગવદ્-ભક્ત એ કુટુમ્બમા વિશ્વંભરણ પ્રત્યે ભાવ હોય એ સ્વાભાવિક છે, તેથી એ ભાગ્યવાન બાળકનું નામ "વિઠ્ઠલદાસ" રાખવામાં આવ્યું.

એમની જન્મકુંડળી આ પ્રમાણે છે:

॥ श्री गणेशाय नम. ॥ सजयति० ॥ अथ स्व० शके १७९५ ( विक्रमार्क संवत् १९३० ) दक्षिणायने हेमन्तर्तौ मार्गशीर्षे मासे शुक्ल पक्षे ११ तिथौ रविवासरे घ० २३ प० ४५ रेवती नक्षत्रे घ० ३७ प० ३९ व्यतीपात योगे घ० १७ प० २० वत्रकरणे एव श्री सूर्योदयाद्गत घटी १३ प० १५ तत्समये श्री धार्मिक प्रवर श्रेष्ठी विठ्ठलदास दामोदर ठाकरसी एतेषां जनिरभूत् । अस्य मीन राशिः । रेवती जन्म नक्षत्र । श्रीरस्तु ।




આ કુંડળી ઉપરથી જ્યોતિષીએ કેટલીક ધ્યાન ખેંચે તેવી બાબતો દર્શાવી છે, તેમાંની થોડીક અહિં ટાંકવામાં આવે છે.

* માગસર શુ. એકાદશીને અર્વાચીન શોધક પંડિતો બહુ પવિત્ર ગણે છે. એ શુભ દિવસે જગતના મહાન પુરુષ શ્રીમદ્ ભગવદ્ ગીતાનો પ્રાદુર્ભાવ થયો એમ વિદ્વાન પંડિતે નિશ્ચય કર્યો છે, અને તેથી હવે તો માગશર શુદ ૧૧ ના રોજ ભારત હિન્દુસ્તાનમાં "ગીતાજયન્તી" ઉજવાય છે. શેઠ વિઠ્ઠલદાસની જન્મતિથિ અને "ગીતાજયન્તી"નો આ પ્રકારે યોગ થયો એમાં [illegible]

(૧) જન્મ-લગ્ન કુમ્ભ રાશિનું હોવાથી એ લગ્નમાં જન્મેલા માણસ સતત શાસ્ત્રવ્યાસંગી બને છે. આ રાશિનો બીજો સ્વભાવ એ છે કે તે માણસને એકાદ પ્રસંગે પણ નાણાની બેહદ તંગીમાં આણી મૂકે છે. લગ્નના અધિપતિ શનિ વ્યયમાં હોવાથી શરીરમાં સતત નબળાઈ અને પ્રવાસની તકલીફ વેઠવાની રહે છે. પણ લગ્નાધિપતિ સ્વગૃહનો હોવાથી શરીરઅડચણો-માંથી અને પ્રવાસની તકલીફમાંથી વચ્ચે વચ્ચે વિશિષ્ટ પ્રકારના લાભ થાય ખરા.

(૨) કુંડલીમાં ધનસ્થાનમાં મીનના એટલે મિત્રગૃહના ચન્દ્રમા હોવાથી દ્રવ્યની છોળ સતત રહે. તેમજ ધનનો પતિ ગુરૂ મિત્રગૃહના દશમામાં છે, તેજ ગુરૂ કુંડલીમાંના અગીયારમા સ્થાનનો સ્વામી છે. અગીઆરમા સ્થાનમાંનો સ્વામી દશમામાં હોય એ શુભ યોગ ગણાયછે. દશમા સ્થાનમા ગુરૂનું ફળ નીચેના શ્લોકમાં દર્શાવ્યું છે.

सद्राज चिह्नोत्तमवाहनानि
मित्रात्मजः श्री रमणीसुखानि ।
यशोभिवृद्धिं बहुधा विधत्ते
राज्ये सुराज्ये विजयं नराणाम् ॥

દ્રવ્યવૈભવ અને રાજ્યમાં તથા જનમંડલમાં પ્રતિષ્ઠા આપવનાર આ યોગ ભાગ્યવાનની કુંડલીમાંજ હોય છે. વળી દશમા સ્થાનમાંથી ગુરૂ ચન્દ્રનો નવ પંચમ યોગ વિપુલ લક્ષ્મીનો દેનારો છે.

(૪) ચોથા સ્થાનનો સ્વામી શુક્ર પોતાના ઘરના ભાગ્યસ્થાનમાં છે. તેમજ એ સ્થાનપર ગુરુની શુભ નજર છે, તેથી ઘણા કાળ સુધીનું માતાનું સુખ મળે

(૪) પાંચમાં સ્થાનનો સ્વામી બુધ અસ્ત પામ્યો છે તથાપિ પાંચ-મામાં મિથુન શાસ્ત્રીય રાશિ ગણાતી હોવાથી બુધ ગુરુયુક્ત છે, નવમાના તુલાનો શુક્ર પણ વિદ્યાનો કારક છે તેથી બુદ્ધિ મજાની, પણ વિદ્યા મધ્યમ સમજવી. વિદ્યાની અભિરુચિ માત્ર સતત રહે. બુધ અસ્તંગત હોવાથી સન્તતિનો અભાવ જણાય છે.

(૫) સાતમા સ્થાન ઉપરથી સ્ત્રીસુખનો વિચાર થાય છે. સાતમા સ્થાનમાં એક પણ ગ્રહ નથી. શનિ, મંગલ બારમા સ્થાનેથી-વ્યયમાંથી દષ્ટિ દે છે. તે મંગલ ઉચ્ચ હોવાથી લગ્નના પ્રસંગ અનેક આવશે,

(૬) નવમા સ્થાનમાં તુલ નામની ચર રાશિ હોવાથી, અને ત્યાંજ શુક્ર જેવો સજલ ગ્રહ છે, બારમામાં મકર સજલ રાશિ છે—ને ત્યાં મંગલ

સમાધિપતિ સાથે યુક્ત છે—તેથી લામ્બા જલપ્રવાસ અને સ્થલપ્રવાસના પ્રસંગો ઉભા થશે.

( ૭ ) નવમા સ્થાનમાં શુક્ર હોય તો તે માણસ રોજ અતિથિ, અભ્યાગત વગેરેનો સત્કાર કરતો રહે. દાનધર્મ અને તીર્થયાત્રા કરતો રહે, ને આનન્દવૃત્તિમાં સદા રહે.

( ૮ ) નવમસ્થાનનો કેતુ યવન મારફત માણસનાં ભાગ્યની વૃદ્ધિ કરનાર છે, અને તપ દાન વગેરેના યોગથી લોકોને તે આશ્ચર્યચકિત કરે છે.

( ૯ ) દશમા સ્થાનમાં રવિ હોવાથી વિવિધ વાહન, સમ્પતિ, પશુ, પ્રાપ્ત થાય છે અને રાજદરબારમાં સતત માન મળે છે, અને રાજ્યોચિત વૈભવનો ભોગવનાર તે થાયછે." *



* જેમને જ્યોતિષનો નાદ હશે તેવા વાચકોને આ કુંડળીના નિરીક્ષણથી અવશ્ય જોવું ગમશે. મહાપુરુષોની જન્મકુંડળીઓની પરસ્પર સરખામણી કરી ફલશ્રુતિના અસ્થિર શાસ્ત્રને સ્થિર બનાવવાના પ્રયાસ આજ કાલ થઈ રહ્યા છે તેવાં કાર્યમાં આ કુંડળી કોઈને ઉપયુક્ત પણ બને.

## પ્રકરણ ૨ જું.



### વડીલ જન.

શેઠ વિઠ્ઠલદાસના પિતાશ્રી શેઠ દામોદરનો જન્મ વરવાળા ગામે સને ૧૮૪૭ ના એપ્રિલ માસની ૧૪ મી તારિખે—સંવત ૧૯૦૩ ના ચૈત્ર વદ ૧૪ ને બુધવારે થયો હતો. નાની ઉમ્મરેજ તેમને મુમ્બઈ લાવવામાં આવ્યા હતા. ત્યાં ભાણા મહેતાની ગામઠી નિશાળે ઈ. સ. ૧૮૫૫ થી ૧૮૫૮ સુધી તેમને શાળાનું શિક્ષણ મળ્યું હતું. દેશીનામું એટલું તો ચોકસ રૂપમાં ભાણા મહેતાજી શીખવતા કે તેમની શાળામાં શીખેલા યુવાનો નામામાં પાવરધા ગણાતા હતા. પછી ઉચ્ચ શિક્ષણ લેવા તેમને **"ગોકલદાસ તેજપાલ સેમિનરી સ્કૂલ"**માં (બન્દર ઉપર) મોકલવામાં આવ્યા હતા. ત્યાં તેમની બુદ્ધિ સતેજ બની. નિશાળમાં પોતાના વર્ગમાં શ્રેષ્ઠ સ્થાન ઉપરજ તે હમેશ રહેતા. આ શાળામાં બે વરસ અભ્યાસ કરી ઇ. સ. ૧૮૬૦ માં તેર વરસે તેમણે શાળા છોડી હતી. એજ વખતે પોતાના પિતાની વેપારી પેઢીમાં શેઠ દામોદર જોડાઇ ગયા. પેઢીનું કામ કરતાં કરતાં પણ સારા શિક્ષકોના સહવાસથી પોતાનું જ્ઞાન વધારવાની તક તેમણે ગુમાવી નહોતી અને તેથીજ તેમની ભવિષ્યની કારકીર્દિ ઘણી પ્રકાશવાન બની હતી. એ યુગમાં આ દેશમાં અંગ્રેજી કેળવણીનો પ્રચાર બહુ થોડો હતો; છતાં તેમના સમયમાં વેપારી વર્ગના કુટુમ્બોમાં જેટલા યુવાનોએ અંગ્રેજી કેળવણી મેળવી હતી તેમાં શેઠ દામોદર સૌથી મોખરે હતા. તેમને પોતાને સંસ્કાર અને વિદ્યાનો બહુ પ્રેમ હતો. દેશમાં જેટલી જેટલી સંસ્કારની સંસ્થાઓ હતી તેની સાથે તેમણે બહુ મીઠો અને ભાવયુક્ત સમ્બન્ધ બાંધ્યો હતો. અઢાર વરસની ઉમ્મરે હિન્દુસ્તાનમાં પ્રવાસે તેઓ નીકળ્યા હતા અને એ રીતે સારો વિકાસ તેમણે પ્રાપ્ત કર્યો હતો. શુભ સંકલ્પને અને પ્રગતિસાધક કાર્યોને એઓ સત્કારતા હતા. એઓ પોતે **"ઇન્ડીઅન નૅશનલ કૉંગ્રેસ"** સાથે મીઠો સમ્બન્ધ રાખતા હતા; **"મુમ્બઈ રૉયલ એશીઍટિક સોસાઇટી"**ના તે સભ્ય હતા; **"આર્ય સુધર્મોદય સભા,"** "મૂળજી જેરાજભાઇ લાયબ્રેરી," **"ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી,"**—અમદાવાદ—જેવી સંસ્થાના પણ એઓ માનીતા સભ્ય હતા. મુમ્બઇની **"પ્રેસીડન્સી ઍસોસીએશન"** ના એ સાચા સભાસદ હતા. જ્યારે મુમ્બઇ શહેરમાં ઈ. સ. ૧૮૮૯ માં બીજીવાર નૅશનલ કૉંગ્રેસનું અધિવેશન થયું હતું ત્યારે એ મહાસભાના

સત્કારમંડળીના કાર્યકર સભાસદ તરીકે એમણે બહુ ચીવટ ભરેલું અને ખરા હૃદયનું કામ પોતાને માથે ઉપાડી લીધું હતું. પરોણાની વ્યવસ્થામાં, મંડપ વગેરેની યોજનામાં તેમણે પોતાના વ્યવહાર-કૌશલ્યનો ઉપયોગ કરી કોન્ગ્રેસના કામને દીપાવ્યું હતું. પૂનામાં **"સાર્વજનિક સભા"** લોકજાગૃતિના અને લોકકલ્યાણના પ્રશ્નો રાજકીય દૃષ્ટિથી ઉકેલતી હતી. એ સંસ્થામાં શ્રી. મહાદેવ ગોવિન્દ રાનડે જેવા અને પાછળથી-શ્રી. ગોપાલ કૃષ્ણ ગોખલે જેવા દેશભક્તો અને વિચારકો કામ કરતા હતા. તે સંસ્થા સાથે પણ શેઠ દામોદરે સમ્બન્ધ રાખ્યો હતો.

આવા પ્રકારની શિષ્ટ રુચિવાળા શહેરી સ્વાભાવિક રીતે પોતાના શહેરની સાર્વજનિક પ્રવૃત્તિમાં ભાગ લીધા વિના રહેજ નહિ. ઇ. સ. ૧૮૮૪ માં તેઓ મુમ્બાઈ મ્યુનિસિપલ કૉરપોરેશનમાં લોકનિયુક્ત સભાસદ બન્યા હતા. ઇ. સ. ૧૮૮૮ માં મ્યુનિસિપલ કૉરપોરેશનના સભાસદોની ફરીને વરણી થવાની હતી; તા. ૨૦ મી ડિસેમ્બર અને સોમવારના રોજ ભૂલેશ્વર લત્તાના મત આપનારાઓની મોટી સભા મૂળજી જેઠા કાપડ બજાર ના સભાગૃહમાં-Rate Payers' Association-"રેટ પેયર્સ ઍસોસીએશન" તરફથી એ વરણી નિમિત્તે બોલાવવામાં આવી હતી. તે સભામાં મ્યુનિસિપલ કૉરપોરેશનમાં જવા ધારતા ઉમેદવારોના વિચારો મત આપનાર મંડળને જણાવવાની તક આપવામાં આવી હતી. એ પ્રસંગે શેઠ દામોદરે સુન્દર અને સચોટ ભાષણમાં પોતાના વિચારો રજુ કર્યા હતા, તેમાંથી બે ચાર વાક્યો તો અત્રે ઉતારવાનો લોભ અટકાવી શકાતો નથી.

"Sanitation and Finance are the two principal objects to which every member is pledged to give his attention; but permit me to say, for myself, as a member of the Hindu Bhatia Community, that I am a keen calculating merchant of rupees, annas, and pies, and I have always given my time to the study of the financial disbursements, allotted to each work of improvement, out of the vast Municipal income of the city. Independently of the confidence reposed in me by the standing committee of the rate-payers for the Bhuleshvar ward, I must say that, as a land-lord owning large landed properties, my firm and my partner Messers Mulji Jetha and Company's firm contribute, as consolidated rates and other taxes no less a sum than Rs 33,000 *per annum*, on a net annual valuation of properties, amounting to Rs. 1,90,000. If nothing else, that ought to be a sufficient reason for me to try my best to

watch over the interests of the rate payers in general and my own in particular..........."

**સાર**—" દરેક મ્યુનિસિપલ સભ્ય કેટલાક ખાસ વિષયો ઉપર પોતાનું લક્ષ આપવાને બન્ધાયેલ છે, તેમાં શહેરનું આરોગ્ય અને મ્યુનિસિપલ નાણાંવ્યવહાર એ બે મુખ્ય વિષયો હોવા જોઇએ. હું જાતે ભાટીઆ કુટુમ્બનો હોવાથી રૂપીઆ આના પાઇની બારિક ગણતરી કરનારો છું. આપણા શહેરની મ્યુનિસિપૅલિટિની અઢળક આવકમાંથી સુધારાના દરેક કામપર કેટલું કેટલું ખર્ચ થઇ રહ્યું છે તે પર હું પૂર્ણ ધ્યાન આપુછું. ભૂલેશ્વર લત્તાના કર ભરનારાઓએ મારા પર જે વિશ્વાસ મૂકયો છે તેનો વિચાર ઘડીભર કોરે મૂકીએ તો પણ મારે કહેવું જોઇએ કે મોટા જમીન-દાર–સ્થાવર મીલકતોના માલિક તરીકે મારી અને મારા ભાગીઆ મેસર્સ મૂળજી જેઠાની કમ્પનીની પેઢીઓ તરફથી રૂ. ૧,૯૦,૦૦૦ ની વાર્ષિક ઉપજ આપતી મીલકત પર હું રૂપીઆ ૩૩,૦૦૦ જુદા જુદા પ્રકારના કરોના મુંબઇ મ્યુનિસિપૅલિટિને ભરૂં છું. કરભરનારાનું હિત સાચવવા માટે મને પ્રેરનાર બીજાં કોઇ પણ તત્ત્વો ન હોય તો પણ આ એકજ તત્ત્વને લીધે હું તમારા અને મારા હિતને સાચવવા જરૂર પ્રેરાયા વગર રહીશ નહિ."

શેઠ દામોદરનું જાહેર જીવન પ્રત્યે કેવું વલણ હતું તેનું દિગ્દર્શન આપણે કર્યું: હવે પોતાના ધન્ધા પ્રત્યેની તેમની વૃત્તિ કેવી હતી, તેમની શક્તિ કેટલી હતી, વગેરે બાબતનો ખ્યાલ આપે તેવી કેટલીક બિના જાણી લઇએ.

તેમના વેપાર–વિકાસનાં કેટલાંક અગત્યનાં પગથીઆં આ રીતે ગોઠવાય છે. ઇ. સ. ૧૮૬૦ માં તેર વરસની ઉમ્મરે તેઓ પેઢી ઉપર બેઠા; ઇ. સ. ૧૮૬૧–૬૨ માં તેઓ પેઢીના કીલ્લીદાર બન્યા. અનુભવ અને ખન્ત એ બે તત્ત્વો એવાં છે કે નાની ઉમ્મરે પણ તે ગુણોને લીધે માણસ પુખ્ત વયનું ડહાપણ મેળવી શકે છે. ઇ. સ. ૧૮૬૩માં તેઓ સોળ વરસના થયા. સમજુને તો " **સોળે સાન** " આવેજ છે. તેઓ સોળ વરસે વકરા ઉપર બેઠા. એ ગાદી બહુ આવડતવાળાને અને જવાબદારી સમજદારાને જ આપી શકાયછે. આગળ પડીને સ્વતન્ત્ર ખ્યાલથી પોતાની જવાબદારીએ જ્યારે માણસ કામ કરતો થાયછે ત્યારે તેનામાં નૈસર્ગિક શક્તિ હોય છે તે બધી વિકસેછે. એ રીતે વકરાની ગાદી પરથી તેમની શક્તિ વિકસી અને તેમનામાં ઉંચા પ્રકારનું ડહાપણ આવ્યું. ઇ. સ. ૧૮૬૪માં શેઠ ઠાકરશીના ભત્રીજા શેઠ વિશ્રામ માવજી અને ભાણેજ શેઠ જેરામ નારાયણજી જ્યારે શ્રી વિઠ્ઠલનાથજીની

યાત્રાએ ગયા, ત્યારે મુમ્બઇની પેઢીનું બધું કામ શેઠ દામોદર ઉપરજ આવી પડ્યું હતું. સ્વતન્ત્ર જવાબદારીએ તેમણે એ મુદતમાં પેઢીમાં સારો લાભ મેળવી આપ્યો હતો. ઇ. સ. ૧૮૬૬માં તેઓ કોટમાં અંગ્રેજી ઑફિસોમાં જતા આવતા થયા; પહેલાં તો તેઓ શેઠ વિશ્રામ માવજી સાથે અને શેઠ જેરામ નારાયણજી સાથે કોટમાં જતા હતા. પેઢીનો વહિવટ તે વખતે એ બે વડીલો કરતા હતા; એટલે તેમની નીચે રહીને શેઠ દામોદર કામ કરતા હતા. બીજે વરસે એ કામ પણ તેમણે સ્વતન્ત્ર રીતે ઉપાડી લીધું. ઇ. સ. ૧૮૬૯ માં તો કાપડના વેપારનો સમ્પૂર્ણ અનુભવ તેમણે મેળવી લીધો. બીજે વરસે–એટલે ઇ. સ. ૧૮૭૦ માં શેઠ દામોદરે પોતાની બેઠક કોટમાં " **સૉલોમન બેરેશ** " ની ઑફિસમાં રાખી. ત્યાંથી તેઓ સારૂં કમાયા અને અનુભવમાં તો બહુજ સમૃદ્ધ થયા. ઇ. સ. ૧૮૭૧ માં તેમની પેઢીના ભાગીઆ શેઠ વિશ્રામ માવજી અને શેઠ જેરામ નારાયણજી પેઢીમાંથી છૂટા પડી જુદો વેપાર કરવા લાગ્યા; અને શેઠ દામોદર તથા તેમના ત્રણ ભાઇઓએ ( શેઠ ગોવિન્દજી, શેઠ પ્રાગજી અને શેઠ નારાયણ-દાસ ) " **ઠાકરસી મૂળજી** " ના નામથી ચાલતી અસલ પેઢીને-નામે કાપડનો વેપાર ચાલુ રાખ્યો.

એમની પ્રમાણિકતાથી, અને મહાન કાર્યો હાથ ઉપર ઉપાડવાની લાયકાતને લીધે વેપાર-ધન્ધામાં તેમની શાખ બહુ આબરૂ આપનારી બની ગઈ. ઇ. સ. ૧૮૭૩ માં "**હિન્દુસ્તાન સ્પિનિંગ એન્ડ વિવિંગ મિલ્સ**"નું ખાત મુહૂર્ત કરવામાં આવ્યું; બીજેજ વરસે એ મિલ ચાલુ કરવામાં આવી. ત્રણ ચાર વરસ પછી " **ઠાકરસી મૂળજી મિલ** " ઉભી કરી, પરન્તુ તે મિલને જુદી રાખવાને બદલે પાડોશમાંજ આવેલી પોતાની " **હિન્દુસ્થાન સ્પિનિંગ એન્ડ વિવિંગ કમ્પની** " સાથે તેમણે તેને જોડી દીધી. ઇ. સ. ૧૮૭૯માં " **મૅન્ચેસ્ટર એન્ડ ઑરબે મિલ** " વેચાતી લેવામાં આવી. અને તેમાં બીજાં ખૂટતાં યન્ત્રો ઉમેરી ઇ. સ. ૧૮૮૦માં તેને નવું નામ આપ્યું—**વેસ્ટર્ન ઇંડીઆ સ્પિનિંગ એન્ડ મૅન્યુફૅક્ચરિંગ કમ્પની લિ.** " આવા ઉદ્યોગમાં તલ્લીન થનારા સદ્દભાવી પુરુષોનો ઉત્કર્ષ કેમ ન થાય ! મુમ્બઇના શું કે અમદાવાદના શું-મિલ-ઉદ્યોગના પાયા નાંખનારા મહાપુરુષોએ રાત દિવસ ધન્ધાનું કામજ એક નિષ્ઠાથી કર્યાની વાત એ મહાપુરુષોના સાદા પણ ઓજસવાળાં જીવનમાંથી મળી આવે છે. ઇ. સ. ૧૮૮૨માં " **ઇંડીઅન મૅન્યુફૅક્ચરિંગ કમ્પની લિ.** " અને, ૧૮૯૨ માં ચોથી મિલ " **હૉંગકૉંગ મિલ** " ઠાકરસી મૂળજીની પેઢીએ હાથમાં લીધી હતી.



શેઠ દામોદર ઠાકરસી મૂળજી જે. પી.

જન્મ સવત ૧૯૦૩ — મરણ સંવત ૧૯૪૯

સને ૧૮૪૭ — સને ૧૮૯૩

આટલી ચોખ્ખી હકીકત ઉપરથી જોઇ શકાય છે કે ઇ. સ. ૧૮૬૦ થી ઇ. સ. ૧૮૯૩ સુધીના ૩૩ વરસના ગાળામાં શેઠ દામોદર વેપારી તરીકે અને મિલઉદ્યોગના ધરખમ અધ્વર્યુ તરીકે પોતાની અન્તર્ગત આવડતથી સમ્પૂર્ણ પ્રકાશ્યા. મિલમાલિક તરીકે તેમની આબરૂ મુમ્બઇની બજારમાં પરિમલની પેઠે વિસ્તરી હતી. મિલ-માલિકના મંડળીમાં-(Mill-owners' Association) તેમની સલાહની બહુ કીમત અંકાતી હતી અને તેમણે ખરે પ્રસંગે મિલના માલિકોને અતિ અનુભવસિદ્ધ સલાહ અને સૂચના આપી હતી. તેમના અભિપ્રાયોનો આધાર હમેશ ઉંડા અભ્યાસ ઉપર અને સાચી હકીકત અને આંકડા ઉપર જ રહેતો હતો. તેથી તે અભિપ્રાયને સહેજમાં કોઇ અવગણી શકતું નહી. પોતાની મિલોમાં ઉત્પન્ન થયેલા માલનો પ્રચાર કરવા તેમણે પોતાના પ્રતિનિધિઓને ઇજીપ્ત, તુર્કસ્તાન જેવા દેશોમાં મોકલ્યા હતા; અને પાકા ઔદ્યોગિક નિષ્ણાત તરીકે તેમણે સારી નામના મેળવી હતી.

કાપડના વેપારમાં કાપડ માપવાના ઉપકરણો સાચાં ખોટાં રાખી દેશી વેપારીઓએ કાપડના ધન્ધાની પ્રગતિને ધક્કો પહોંચાડતા હતા; તે આત્મઘાતી નીતિ એમને બીલકુલ પસન્દ ન હોવાથી તે અટકાવવા તેમણે ઉહાપોહ કર્યો હતો અને તેને પરિણામે ઇ. સ. ૧૮૮૯માં Merchandise Marks Act-નામનો ટ્રેડ માર્કને લગતો કાયદો સરકારે પસાર કર્યો; તે રુએ ઉપર બતાવેલી ગફલતને ગુનાહિત કામ ગણવામાં આવ્યું હતું.

મુમ્બઇમાં ઘીના વેપારીઓ ઘી જેવી ખાવાની ઉત્તમ ચીજમાં ભેળસેળ કરતા હતા તે તેમને બહુ અયોગ્ય લાગતું હતું. એ હાનિકારક પદ્ધતિને બન્ધ કરવા તેમણે ભારે જહેમત ઉઠાવી હતી. તેમણે શુદ્ધ ઘી અને અશુદ્ધ ઘી પારખી કાઢવાના ચોકસ અખતરા કર્યા હતા, અને છેવટના નિર્ણય આ પ્રમાણે તેમણે શોધી કાઢ્યા હતા.

(ક) જ્યારે ચરબીવાળું ઘી ગરમ કરવામાં આવે છે ત્યારે તેમાં એક પ્રકારના ફીણ આવે છે.

(ખ) ચરબીવાળા ઘીમાં પહેલાં સારી કે ખરાબ કોઇ પણ જાતની વાસ આવતી નથી; પણ ગરમ કરવામાં આવે ત્યારે એક જાતની લાક્ષણિક બદબો તેમાંથી છૂટે છે.

(ગ) ચરબી ગાળવાને ઘીના કરતાં વધારે ગરમીની જરૂર પડેછે. તેથી થોડું ઘી મ્હોંઢામાં આવે ત્યારે જો તે ચોખ્ખું હોય તો

મ્હોંડાની ગરમીથી ઓગળી જાય છે; અને તે જો ચરબીની મેળવણીવાળું હોય તો જલદી નહિ ઓગળે અને તાળવામાં ચોંટી રહે છે.

શેઠ દામોદરે આ ભેળમેળ અટકાવવાને કાયદો ઘડવા સારૂ સરકારને મજબૂત અરજી મુમ્બઈના ૫૦ હજાર પુરુષોની સહી સાથની કરી હતી અને જો કે એમની હયાતીમાં તે અરજીનું ઉચ્ચટનું પરિણામ આવ્યું નહોતું; પરન્તુ તેઓના અવસાન બાદ સરકારે ઘીનો ભેળમેળ અટકાવવા માટે મુમ્બઈની મ્યુનિસિપેલિટીની સલાહ લઈ ખાસ કાયદો ઘડ્યો હતો.

દામોદર શેઠ એકલા વેપારના કે એકલા રાજદ્વારી ક્ષેત્રના ખેલાડી નહોતા. લોકજીવનના સુખદુઃખ ઉપર તેમની દૃષ્ટિ રહેતી હતી. ઇ. સ. ૧૮૭૬ માંજ તેમની ૩૦ વરસની ઉમ્મરે તેમને જે. પી. ની ( જસ્ટીસ ઑફ ધી પીસની ) સનદ સરકાર તરફથી મળેલી હતી. સુલેહના અમલદાર તરીકે અનેક વાર મુમ્બઈમાં તેમણે લોકસેવા ઉઠાવી હતી. ઇ. સ. ૧૮૯૩ ના હિન્દુ મુસલમાનના જાણીતા હુલ્લડ વખતે બન્ને કોમનાં ચિત્ત જરા ઉંચાં થયાં હતાં. ત્યારે તેમણે કાપડ બજારમાં બહુ નેક સલાહ ખાસ પત્રિકાદ્વારા ફેલાવી હતી.

શેઠ દામોદર ઠાકરસી અને શેઠ ધરમસી સુન્દરદાસની સહીથી પ્રકટ થયેલી

પત્રિકા.

"અમારી મારકીટમાં બેસનારા તમામ વેપારીઓ તથા તેઓના મહેતા મુસદ્દીઓ તથા બીજા હિન્દુ ભાઈઓને અરજ કરીએ છીએ, કે હિન્દુ અથવા મુસલમાન જે કોઈ આપણી મારકીટમાં કાપડ ખરીદ કરવા આવે, તેઓની સાથે સારી વર્તણુકથી ચાલવું કોઈપણ મુસલમાનને જરાપણ ઇજા કરવી નહિ. જે રીતે હિન્દુ વેપારીઓ સાથે વર્તવામાં આવે તેજ રીતે મુસલમાન વેપારી સાથે પણ વર્તવું, કારણ હિન્દુ અને મુસલમાન બેઉ કોમો એકજ છે, જુદી નથી. સાથે બેસીએ ઉઠીએ છીએ, સાથે વેપાર કરીએ છીએ, એકજ મહોલ્લામાં રહીએ છીએ ને ભાઈચારાથી એક બીજાને માન આપીએ છીએ આપણે વરસોના વરસો થયા પ્રીતિનો નાતો બાંધ્યો છે, તો તે કોમ સાથે આપણે આજ ઘણા વર્ષો થયા સારી રીતે એખલાસથી વર્ત્યા છીએ તેજ રીતે હવેથી પણ વર્તવું. અને આવા ન ધારેલા સંજોગમાં આપણે કોઈ પણ રીતે આપણી રીતથી ઉલટું કરવું નહિ. તેઓની સાથે પ્રીતિનો નાતો છે તે કાયમ રાખજો ને ભાઈચારાનો નાતો પણ ભૂલી ન જજો. હિન્દુ મુસલમાન એકજ છે, તે જેમ લાકડી મારે પાણી જુદું થઈ શકતું નથી તેમ આપણે જુદા થઈ શકશું નહિ. આપણે તેઓ એક બીજાના ભાઈઓ, ભાઈઓ ને ભાઈઓ છીએ એમ સમજવું ને હમેશાંની માફક ભાઈચારાથી અને પ્રીતિથી એકમેક સાથે મળીને ચાલવું."

કોઈવાર હડતાળો પડતી તો તેનું સમાધાન કરવા તે તત્પર રહેતા. મોટા વેપારીઓના વાંધા પતાવવામાં પણ તેઓ બહુ પાકટ વિચારોથી ભરેલો ન્યાય આપતા હતા. એક વખત ઇ. સ. ૧૮૮૬ માં કાપડ બજાર એસોસીએશન અને વિલાયતથી માલ ભરી લાવનાર સ્ટીમરની

કમ્પનીઓવાળા* વચ્ચે માલના નોરના દર માટે મતભેદ ઊભો થયો હતો. અગાઉ થયેલા કરારનો ભંગ આગબોટવાળા કરતા હતા તેવી ફરીઆદ હતી. આ વાતની પતાવટ લવાદોના ચુકાદાથી કરવામાં આવી. આગબોટોના માલિકો તરફથી‡ મી. જે. એલ. સીમન્સ ને નીમવામાં આવ્યા; અને કાપડબજાર ઍસોસીએશન તરફથી શેઠ દામોદરને પસન્દ કરવામાં આવ્યા. બન્ને લવાદ વચ્ચે મતભેદ પડે તો નિર્ણય આપવા §મી. ડબલ્યુ મેકૉલેને તટસ્થ (અમ્પાયર) તરીકે નીમવામાં આવ્યા હતા. બધી તપાસ પછી શેઠ દામોદરે ઍસોસીએશનના લાભમાં ચુકાદો આપો અને મી. સીમન્સ તેમના મત સાથે મળતા ન થયા. તે પરથી તટસ્થ મેકૉલેએ બધી બાબત સમજી લઇ શેઠ દામોદરનો નિર્ણય સાચો ઠરાવ્યો.

શેઠ દામોદરની નિષ્ઠા અને વેપારી તરીકેની ઋજુતા જોઇ ઘણા યુરોપીઅન વેપારીઓ અને અમલદારો તેમના તરફ આકર્ષાતા હતા. એમનું સૌજન્ય એટલું બધું ખીલ્યું હતું કે યુરોપીઅન સજ્જન ઘણીવાર મતભેદને પ્રસંગે પોતાના અંગ્રેજ મિત્રને અનુસરવાને બદલે શેઠ દામોદરના મતને અનુસરવા તત્પર બનતા હતા. મી. વીલીઅમ પેન્ડલબરી નામના યુરોપીઅન ગૃહસ્થ સાથે શેઠ દામોદરનો સમ્બન્ધ બહુ ઘાટો હતો. એ ગૃહસ્થ નીઝામ સરકારની રેલ્વેના એજન્ટ હતા; અને દામોદર શેઠ સાથે અતિ વિશ્વાસ ભરેલા સમ્બન્ધથી જોડાયા હતા. એ સમ્બન્ધ એટલો બધો જામ્યો હતો કે શેઠ દામોદરને મી. પેન્ડલબરીએ હિન્દુસ્તાનના પોતાના આર્થિક વ્યવહારના કામ કરવાને કુલ મુખત્યાર નીમ્યા હતા. એવોજ સમ્બન્ધ શેઠ વિઠ્ઠલદાસ સાથે પણ મી. પેન્ડલબરીએ કાયમ રાખ્યો હતો. એ સજ્જન અંગ્રેજના અનેક ભાવવાહી પત્રો શેઠ વિઠ્ઠલદાસના દફતરોમાં સંઘરાયેલા છે. શેઠ દામોદરની સરળતાના અને સૌજન્યના આવા ઘણા પુરાવા છે. હિન્દના-ગુજરાત કાઠીઆવાડના-દેશી રાજાઓના સમ્પૂર્ણ વિશ્વાસ અને માન શેઠ દામોદરે પોતાની પ્રતિષ્ઠાથી મેળવેલાં હતાં ઘણીવાર રાજ્યની ખર્ચાળ નવી યોજના અમલમાં મૂકતાં પહેલાં શેઠ દામોદરનો અભિપ્રાય દેશી રાજાઓ મગાવતા હતા.

શેઠ દામોદરની વૃત્તિ જનકલ્યાણ સાધવાની અને તે રસ્તે આત્મકલ્યાણ સાધવાની હતી. તેમની સખાવતો બહુ બહોળા અને વિસ્તારવાળા ક્ષેત્રમાં વહેંચાયેલી હતી. કેળવણીનો પ્રચાર, ગરીબોની દાઝ,

* ૧ સીટી લાઇન, ૨ ક્લૅન, ૩ ઍન્કર લાઇન અને હૅાલ કમ્પની.

‡ મેસર્સ કીન્ડલે ગુરની કમ્પનીવાળા.

§ મેસર્સ ઈ ડૅવમની કમ્પનીવાળા.

ગામડાની ઉન્નતિ, નાતની સેવા, માંદાની સમ્ભાળ, પંડિતોને આશ્રય, ભૂખ્યાને રોટલો, અને તરસ્યાને પાણી પહોંચાડવાની સંસ્થાઓ-વગેરે અનેક માર્ગે તેમની સખાવતના ઝરણા વહી રહ્યા હતાં

શેઠ દામોદરે પોતાના જીવનના પાછલા ભાગમા પોતાના કુટુમ્બ વિસ્તારને અનુરૂપ થાય તેવો તથા પોતાની પ્રતિષ્ઠાને અંગે તેમને ત્યા નામાંકિત પરોણા આવે તેમનો સત્કાર કરવામા અનુકૂળ થાય તેવો મોટો બંગલો નામે "દામોદર ભવન"-મહાલક્ષ્મી ઉપર-વિસ્તારવાળા ચોગાનમા બાંધ્યો હતો એ બંગલામા-શેઠ દામોદરના પ્રેમથી આકર્ષાઈ અનેક મહાન વ્યક્તિઓએ શેઠની મેમાનગીરી સ્વીકારી હતી વડોદરના શ્રીમન્ત ગાયકવાડ સરકાર, જામનગરના જામસાહેબ, વઢવાણના ઠાકોર સાહેબ, તથા વડોદરા જામનગર અને ભાવનગરના દીવાન* સાહેબોએ એ બંગલાનો સત્કાર સ્વીકાર્યો હતો

શેઠ દામોદરનુ વેપારી જીવન જેમ તેર વરસની ઉમ્મરે શરૂ થયું તેમ તેમનુ ગૃહસ્થાશ્રમી જીવન પણ તેજ વરસમા શરૂ થયુ કહેવાય

---

* પત્રની નકલ

મનુષ્યયત્ન ઈશ્વરકૃપા

ભાવનગર તા. ૧૫ ૮ ૯૩ સોમવાર

પરમ સ્નેહી મેહેરબાન શેઠ શ્રી દામોદરદાસ ઠાકરસી———— મુ. મુબાઈ

વિનતિ કે અમારા નેકનામદાર મહારાજશ્રી તખ્તસિંહજી-સાહેબ-ઓનડીયાથી તા. ૨૦ મી અગસ્ટે ઉપ તી મેલ સ્ટીમરમા બેસી સુમારે તા ૩ જી સપટેમ્બરના અરસામા મુબાઈ પધારસે તેથી અમારો વિચાર ચાલતા માસની તા. ૨૮ મી સોમવારે આહીથી નીકળી મુબાઈ આવવાનો છે માટે આપને જો કઈ અડચણ નહી હશે તો મહાલક્ષ્મી ઉપરનો આપનો બંગલો અમારે વાસ્તે આપી શકશો કે કેમ તે વિશેનો ઉત્તર આ પત્રના જવાબમા લખી મોકલવાની મહેરબાની કરશો આ પ્રસંગે આપ વગેરે સ્નેહીઓની મુલાકાતનો લાભ થાશે એ ખુશીની વાત છે અમારી સાથે સુમારે ૨૫ નફરો હશે.

નામદાર મહારાજશ્રી માટે તો મે બેરામજી શેઠ જીજીભાઈ બંગલાની તજવીજ કરેલી છે સહેજ જાણવા લખુ છે

મુબાઈમા તોફાન થયાનુ જાણી દીલગીરી થઈ ઉમેદ છે કે હવે શાની થઈ ગઈ હશે

માહરી તરફથી આપના ભાઈને યથાર્થ મુજબ કહેશો. તેમજ આપના ચીરંજીવીને પણ જેશ્રીકૃષ્ણ તા સદર

વિનતિ સેવક વીઠલદાસ સામળદાસના ઘણા કરી જેમાહરાજ વાચશો

વિ. સે લલુભાઈ સામળદાસના સ્નેહ પૂર્વક જેમહારાજ પહોંચે. મારે મુમ્બાઈ આવવાનુ હજી નથી જો કદાપિ આવવુ ઠરશે તો આપ વગેરે સ્નેહીઓને મળી ખુશી થશે મુમ્બઈનુ તોફાન શાન્ત થયુ હશે એમ ઉમેદ છે

જામનગર રાજ્યમાં ખમ્ભાલીઆ નામનુ શહેર ભાટીઆનુ અસલી મથક ગણાય છે. એ ખમ્ભાલીઆના રહીશ શેઠ ધરમસી રતનસીના પુત્રી બાઈ નાથીબાઈ સાથે ઇ. સ. ૧૮૬૦ માં શેઠ દામોદરનું લગ્ન થયું હતું. બાઈ નાથીબાઇનો જન્મ સંવત ૧૯૦૫-ઇ. સ. ૧૮૪૯ માં ખમ્ભાલીઆ ગામે થયો હતો. એ હિસાબે લગ્ન વખતે તેમની ઉમ્મર અગીઆર વરસની હતી. એમને એમના પિતા શેઠ ધરમસી તરફથી સારા સંસ્કાર મળેલા હતા અને એ સંસ્કારના બીજ ઉપર શેઠ દામોદરના વૈભવી અને શિષ્ટતાવાળા જીવનનું વાતાવરણ એટલી તો સુન્દર અસર કરી શક્યું કે શ્રીમતો નાથીબાઈ પોતાના જીવનમાં અનેક પ્રકારની લાયકાત બતાવી શક્યાં. મનુષ્ય જીવનના ઘણા ખરા અંગો-ગૃહજીવન, સામાજિકજીવન, આર્થિક વ્યવહાર, (આધિભૌતિક જીવન) અને આધ્યાત્મિક જીવન-શ્રીમતી નાથીબાઈએ સારી પેઠે વિકસિત કર્યાં હતાં. એમના સહવાસમાં રહેવું એ કેટલીક વાર સદ્‌ભાગ્ય મનાતું હતું.

શ્રીમતો નાથીબાઈના પિતા ધરમસી-ખમ્ભાલીઆના વતની શેઠ રતનસી માવજીના જેષ્ટ પુત્ર હતા. ધરમસી-જોકે વેપારી કુટુમ્બમાં જન્મ્યા હતા તોપણ તેમની અંગત ઉન્નતિ તેમણે પોતના બાહુ બળથી પ્રાપ્ત કરી હતી. દશ અગીઆર વરસની નાની વયે ધરમસી મુમ્બઈમાં આવી પહોંચ્યા હતા. મુમ્બઈના ઘણા મોટા માણસોના જીવનમાં જેમ બન્યું છે તેમ તેમણે વેપારીને ત્યાં નાના પગારની નોકરી પહેલાં સ્વીકારી હતી. તેમના શેઠ વાણીઆ ગૃહસ્થ હતા. ધરમસી શેઠ પોતાની શક્તિ દિવસો દિવસ દુકાનના ઝીણામાં ઝીણા કામમાં પરોવી દેવા લાગ્યા અને તેમની બાહોશીથી દુકાનની પ્રતિષ્ઠા અને વિભૂતિ વધતાં ચાલ્યાં. એમની દુકાનની બાજુએ મુમ્બઈમાં જાણીતા ભાટીઆ ગૃહસ્થ શ્રી. હેમરાજ પ્રેમજીની દુકાન હતો. તે ગૃહસ્થે ભાઈ ધરમસીની શક્તિની કદર કરી અને તેમને જે પગાર મળતો હતો તેથી વધારે પગાર આપી પોતાને ત્યાં આણવા પ્રયાસ કર્યો. પેલા વાણીઆ ગૃહસ્થ પણ કંઈ ઓછા કદરદાન ન હોતા એટલે જ્યારે જ્યારે હેમરાજશેઠ ભાઈ ધરમસીનો પગાર વધારી આપવાની સરત મૂકતા ત્યારે તે પગાર કરતાં વધારે પગાર ભાઈ ધરમસીને પેલા વાણીઆ ગૃહસ્થ તરફથી મળી જતો હતો. આ રીતે ભાઇ ધરમસી બહુ ઉંચી પદવીએ પહોંચ્યા. પરન્તુ શેઠ હેમરાજ પ્રેમજીની નજર ભાઈ ધરમસી ઉપરથી ખસતા ન હોતી. તેમણે એમનામાં જબરી ખાનદાની અને જવાબદારીનો ભાર ઉપાડવાની ભારે શક્તિ દીઠી. મહાન પુરુષો જ અદશ્ય મહાન ગુણો પારખી શકે છે. મોતીની પીછાન મચ્છીમારને નથી હોતી; તેની કીમત

આંકનાર તો ઝવેરીઓજ હોય છે. ઉંવરે હેમરાજ શેઠે ધરમસી ભાઇને મોટો પગાર આપી પોતાને ત્યાં રાખ્યા–વેપારમાં ભાગીદાર બનાવવાનું પણ સ્વીકાર્યું. જુજ સમયમાં એ હેમરાજ શેઠની પેઢીનો સીતારો ભાઇ ધરમસીએ વધારી દીધો. હેમરાજ શેઠે વચન પાળ્યું અને ભાઇ ધરમસીને વેપારમાં ભાગીઆ બનાવ્યા. ધરમસી ભાઈ હવે દુકાનના શેઠ બન્યા. મુમ્બઇથી કલકત્તા સુધી દુકાનનો સમ્બન્ધ વધ્યો. હેમરાજ શેઠને પુત્ર નહોતો તેથી ધરમસી શેઠ ઉપર પુત્રવત પ્રેમ તેઓ દર્શાવવા લાગ્યા. હેમરાજ શેઠના મરણ પહેલાં તેમની દુકાનનું નામ બદલાયું અને શેઠ ધરમસી તથા બીજા ભાગીઆ શેઠ કાનજીના નામથી પેઢીનું નામ "ધરમસી કાનજી" રાખવામાં આવ્યું. હેમરાજ શેઠના મરણ પ્રસંગે તેમણે દુકાનમાંથી પોતાનો હિસ્સો કાઢી લીધો હતો અને શેઠ ધરમસીને રૂ. દશ હજાર જેવી રકમ આપી હતી. એવી સોગાતના નાણા ધરમસી શેઠે હેમરાજ શેઠના આત્મકલ્યાણાર્થે સાર્વજનિક કાર્યમાંજ ખર્ચ્યાં હતાં.

ધરમસી શેઠ આ રીતે સમ્પત્તિ અને પ્રતિષ્ઠા મેળવી ચુકયા હતા. આવા પ્રકારની પ્રમાણિકતા, ઉદ્યોગ-પ્રિયતા અને કાર્ય-કુશલતા જેમને વરી હતી તેવા ગૃહસ્થની પુત્રી શ્રીમતી નાથીબાઇને વારસામાં પિતા તરફથી કયાં કયાં સુલક્ષણો નહિ મળ્યાં હોય તેનો વાચકજ વિચાર કરી લેશે.

શેઠ ધરમસીના અવસાનનો પ્રસંગ બહુજ વિચિત્ર રીતે આકસ્મિક સંયોગનું દૃષ્ટાન્ત પૂરૂં પાડે તેવો છે. સંવત ૧૯૩૧-૩૨ માં શેઠ ધરમસી પોતાના સ્વ. માતુશ્રીની વરસી વાળવા ખમ્ભાળીએ જતા હતા. રસ્તામાં જામનગરમાં તેમનો મુકામ થયો હતો. તેમની સાથે તેમનાં પત્ની તેમનો તેર વરસનો એકનો એક પુત્ર અને રસોયો–એટલાં જણ હતાં. જામનગરમાં કોલેરાનો ઉપદ્રવ વિસ્તરી રહ્યો હતો. એ ભયંકર રોગની તીવ્રતાનો અને તે રોગના ચેપના ઝડપી વિસ્તારનો ખ્યાલ એ કાળે લોકોના ચિત્તમાં બરાબર વસ્યો નહોતો તેમજ આવા રોગને દાબી દેવાના ચાંપતા ઇલાજો લેવાની રીત પણ તે દિવસોમાં જામનગર જેવા રાજધાનીના શહેરોમાં પણ હસ્તગત થઇ નહોતી. એ રોગના ભયંકર પંજામાં પહેલે દહાડે ધરમસી શેઠનો રસોયો સપડાયો અને કાળના ખપ્પરમાં હોમાયો; બીજે દિવસે એ જીવ-તરસ્યા કાળમુખા કોલેરાએ ધરમસી શેઠનો ભોગ લીધો, અને વળતે દહાડેજ એ અકરાંતીઆ મનુષ્ય-ભોગી કોલેરાએ ટપાટપ એકેક કલાકને અન્તરે માતાને અને તેના એકના એક પુત્રને આ સંસારમાંથી ઉપાડી લીધા અને પોતાની અતૃપ્ત રહેતી ભૂખને તૃપ્ત કરવાની ચેષ્ટા કરી.

આ બનાવના ખબર શ્રીમતી નાથીબાઈને મળ્યા હશે ત્યારે તેમના ચિત્તમાં શી શી ઉર્મીઓ ઊઠી હશે, તેમના વિચારક્ષેત્રમાં શા શા આઘાત અને પ્રત્યાઘાત જામ્યા હશે અને તેમની ઈશ્વિર પ્રત્યેની શ્રદ્ધામાં કેવી લીનતા ઉદ્‌ભવી હશે તેનો વિચાર આપણે સૌ આપણા અધિકાર પ્રમાણે કરી લેવો ઘટે છે. તે વખતે તેમની ગોદમાં બે અઢી વરસના બાળક વિઠ્ઠલદાસ ખેલી રહ્યા હતા. એક તરફથી કેટલીક સન્તતિ બાળપણમાં ગુજરી ગય; પછી લાધેલા પુત્રરત્નના વિચારથી મન પ્રફુલ્લિત હતું અને બીજી તરફથી એકજ વખતે માતા પિતા અને એકના એક કુલતારક બન્ધુના અવસાનના સમાચારથી એમનું ચિત્ત અતિ ખિન્ન થયું હતું. જન્મમરણના પ્રસંગો મનુષ્યની કેળવણીમાં બહુ જબરો ભાગ ભજવે છે. એ પ્રસંગોને જીવન પર અસર કરવાની તક આપણે ત્યારેજ આપીએ છીએ કે જ્યારે તેવા જન્મમરણના સમયમાં આપણે પ્રસંગાભિમુખ રહીએ છીએ, નહિ કે પ્રસંગપરાઙ્‌મુખ. ઘણા માણસો આવા પ્રસંગ ઝટ ભૂલી જવા યત્નશીલ રહે છે; એ પ્રસંગપરાઙ્‌મુખ રહેવાની વૃત્તિ કહેવાય.

ગુજરાતને અને હિન્દુસ્તાન સમસ્તને કૉલેરા જેવા જીવલેણ રોગોને અટકાવવા વિજ્ઞાનસાધ્ય સાચા ઉપાયો લેવાનું હજુ વીસમી સદીના ત્રીજા દશકામાં પણ ઘણું શીખવાનું બાકી રહ્યું છે. એ ઉણપ ટાળવા ગમ્ભીર પ્રયાસ જેટલા થાય તેટલા ઓછા છે. કેટલાં આશાભર્યાં જીવનો આવા કાળમુખા રોગના ભોગ બની જતાં હશે? કેટલાં સમ્પત્તિવાન અને કલ્યાણજનક ઘરોને તાળાં દેવાઈ જતાં હશે! બુદ્ધિ અને સમ્પત્તિનો ઉપયોગ આ સાધ્ય કષ્ટને હળવું કરવામાં જેટલો થાય તેટલો ઓછો સમજવો.

પિતાજીના સ્વર્ગવાસ પછી શ્રીમતી નાથીબાઇ તેમની દોલતના વારસ બન્યાં હતાં. તેમણે પોતાના પિતાનું સ્મરણ રાખવા ખમ્ભાળીઆમાં "ધર્મવાડો" બન્ધાવવા વિચાર કર્યો અને શેઠ દામોદરે તે વાતને અનુમોદન આપ્યું એટલુંજ નહિ પરન્તુ એ ધર્મવાડામાં સદાવ્રત પણ ઉઘાડવાનો નિશ્ચય કર્યો. બહુ ભાવપૂર્વક એ કાર્ય પોતાની દેખરેખ તળે દામોદર શેઠે ખમ્ભાળીઆમાં રહીને કર્યું હતું અને તે સત્કાર્યમાં ધરમસી શેઠના પૈસા વાપરવા ઉપરાન્ત પોતાના દ્રવ્યનો પણ વિનિયોગ દામોદર શેઠે કરેલો હતો. એ "ધર્મવાડો" બહુ લોકોપયોગી નીવડ્યો છે અને તેમાં આવતા જતા પ્રવાસીને જે સગવડો મળે છે તેની યોજના શ્રીમતી નાથીબાઈએ એવી કાળજીથી કરાવેલી છે કે તેમના પાડેલા ચીલા ઉપર અત્યારે પણ તેજ "ધર્મવાડો" જનમેવાનું પંકાતું સ્થળ ગણાય છે.

શ્રીમતી નાથીબાઇને કૌટુમ્બિક જીવનમાંથી ઘણી ઉમદા કેળવણી આપો આપ મળી હતી. તેમનું કુટુમ્બ બે ચાર વ્યક્તિનું ઘરગોખલા જેવડું નહોતું. ઠાકરસી મૂળજીનું કુટુમ્બ મુમ્બઇમાં ભાટીઆ જ્ઞાતિમાં બહોળા વિસ્તારવાળું મનાતું હતું. શેઠ દામોદર પોતે કુટુમ્બમાં સૌથી જ્યેષ્ઠ બન્ધુ હતા, એટલે શ્રીમતી નાથીબાઇ ઉપર પણ જેઠપણાનો ભાર સ્વાભાવિક રીતે આવવો જોઇએ. મુમ્બઇમાં શ્રીમતી નાથીબાઈ પોતાના લગ્ન પછી ખમ્ભાલીઆથી આવ્યાં હશે ત્યારે એમના કુટુમ્બમાં વેપારક્ષેત્રના ભડવીર સસરા હતા; દામોદર શેઠના મોટાભાઈ ઘેલાભાઈ જેઠ તરીકે હતા; તેમનાં પત્ની જેઠાણી તરીકે હતાં. ઘરમાં નાના દીયરોની ઉજ્વલ ટોળી હતી; શ્રી. ગોવિન્દજી ૧૧ વરસના, શ્રી. પ્રાગજી ૯ વરસના, શ્રી. નારાયણદાસ ૭ વરસના, શ્રી. દેવીદાસ ૬ વરસના, મોટાં નણન્દ મમીબાઈ ૧૮ વરસના, અને નાની નણન્દી ૫ વરસના હતાં. શ્રીમતી નાથીબાઈ પરણીને આવ્યાં કે બે વરસમાં તેમના જેઠ શ્રી. *ઘેલાભાઇ અને તેમના નણન્દ મમીબાઈ અકાળ વયે સ્વર્ગે સીધાવ્યાં. કુટુમ્બ ઉપર મરણની એ આફત પહેલી હતી. શેઠ ઠાકરસી તે વખતે ૫૦ વરસની વય વટાવી વનમાં વિચરતા હતા. એવડી ઉતરતી વયે યુવાન પુત્રનું અને પુત્રીનું મરણ પિતાને બહુજ સાલે. કુટુમ્બના આવા શોકના પ્રસંગોમાં તેમજ બધા દીયરોનાં લગ્ન જેવા ઉજળા પ્રસંગોમાં શ્રીમતી. નાથીબાઇને સાસુની આડજ વિનાના ઘરનો ભાર ઉપાડવો પડતો હશે. તે પ્રસંગોમાંથીજ તેમનામાં જે સમ્ભાવ્યશક્તિ હતી તે ધીરે ધીરે ક્રમસર વિકસી હતી. કોઈપણ મોટી કૉલેજમાં રહીને જે શિક્ષણ માણસ મેળવે છે તેના કરતાં ગુજરાતની ગૃહિણી-આર્યગૃહિણી પોતાના ગૃહસ્થાશ્રમના સફલ જીવનમાંથી કોઇ વાર વધારે વિકાસ મેળવી શકે છે એ વાત હમણા હમણા તો બહુ સૂક્ષ્મતાથી સમજવાની જરૂર છે. આર્ય કુટુમ્બની રહેણીમાં અનેક પ્રસંગો એવા આવે છે કે જો પ્રમાણિકપણે પોતાને મળેલું ડહાપણ માણસ તે તે પ્રસંગે વાપર્યા કરે—શું સ્ત્રી કે શું પુરુષ—તો તેની શક્તિ એ કાર્યક્ષેત્રમાં દિન પ્રતિદિન વિકસતી જાય છે. હાલના વ્યક્તિવાદના જમાનામાં પ્રત્યેક વ્યક્તિ પોતે પોતાનો વિકાસ સાધવા એકલ સૌક્ય રહેવાનુ વધારે પસન્દ કરે છે. પરિજન માટે ઘસાવાની તૈયારી આ યુગમાં બહુ થોડામાં હોય છે. પરન્તુ સામાયિક કુટુમ્બવ્યવસ્થા—સંયુક્ત કુટુમ્બજાળ—એ એવી સંસ્થા છે કે જેના યોગથી કુટુમ્બની દરેક વ્યક્તિનું યોગ્ય પોષણ, યોગ્ય વિકાસ અને યોગ્ય વૃદ્ધિ થાય છે. તેમાં

* શેઠ ઘેલાભાઈ ઠાકરસીના સ્મારક તરીકે શ્રી બેટશંખોધ્ધારમાં "શ્રી ઘેલાભાઈ ઠાકરસી સાર્વજનિક પુસ્તકાલય "સુન્દર મકાનમાં યોજવામાં આવ્યું છે.

પણ ખાસ કરીને કુટુમ્બના સ્ત્રીજન તો કેવળ પરિજન પ્રત્યે સહાનુભૂતિ અને મમતા કેળવી કેળવી પોતાનાં હૃદય વિશાળ બનાવે છે. એ સંયુક્ત કુટુમ્બનો લાભ શ્રીમતી નાથીબાઇએ લીધો હતો. તે સમયે અર્વાચીન યુગનો વ્યક્તિવાદ ગૃહજીવનમાં પેઠો નહોતો; એટલે હાલ સંયુક્ત કુટુમ્બમાં જે દુઃખકર તત્ત્વો નજરે પડે છે તે તત્ત્વો અતિ ઉગ્ર રૂપે પ્રકાશ્યાં નહોતાં. શ્રીમતી નાથીબાઇએ શેઠ દામોદરને ઘણો પ્રોત્સાહક સહકાર આપ્યો હતો. ગૃહજીવનમાં જે મીઠાશ ન હોય તો ગૃહસ્થના વ્યાવહારિક જીવનમાં ઘણું જોમ આવતું નથી. શેઠ દામોદર તેર વરસના હતા ત્યારથી પ્રત્યેક વરસે તેમના વેપાર રોજગારમાં, જાહેર જનસમાજમાંની પ્રતિષ્ઠામાં, અને અંગત બુદ્ધિમત્તામાં નજરે ચડે તેવી પ્રગતિ સાધ્યે જતા હતા. તેમાંનું કેટલું બધું શ્રીમતી નાથીબાઇના સમંજસ ભરેલા સહકારને આભારી હશે!

શ્રીમતી નાથીબાઇની આધ્યાત્મિક ભાવના વિશેષ પ્રકારે જાગ્રત થયેલી હતી અને તે ભાવનાને યોગ્ય પોષણ મળે તેવા હેતુથી ખાસ પસન્દ કરેલા વિદ્વાન પંડિત દ્વારા સદ્બોધ અને પ્રવચનો શ્રવણ કરવાનો નિયમિત યોગ તેમને સાધી આપવામાં આવ્યો હતો. પંડિત સજ્જનના પ્રસંગમાં રહેવાની ઇષ્ટ રીત એ કુટુમ્બમાં એ રીતે દાખલ થવા પામી તે હજુ સુધી પરમ્પરા યોગથી ચાલુજ રહી છે.

આધ્યાત્મિક ભાવનામાં જેમને ઊંડા ઉતરવાનો પ્રસંગ આવે તે વ્યવહારમાં પછાત પડી જાય છે એવી માન્યતા કેટલીક વાર કોઇ કોઇ વિચિત્ર વ્યક્તિઓના જીવનથી ફેલાવા પામી છે; પરન્તુ શ્રીમતી નાથીબાઇએ પોતાના જીવનમાં એ વાતને ખોટી પાડી છે. શ્રીમતી નાથીબાઇનો વ્યવહાર ઘણો પ્રશંસનીય ગણાતો હતો. મુમ્બઈ શહેરમાં પોતાનું કુટુમ્બ પ્રતિષ્ઠાવાન હોવાથી બીજાં અનેક પ્રતિષ્ઠાવાન કુટુમ્બ સાથે સારા માઠા અવસરોના વ્યવહાર આવતા જ હતા. તેવે ટાંકણે શ્રીમતી નાથીબાઇનો વ્યવહાર સર્વમાન્ય ગણાતો હતો.

---

## પ્રકરણ ૩ જું.



### બાલ્ય અને કૌમાર.

શેઠ વિઠ્ઠલદાસનો જન્મ ઇ. સ. ૧૮૭૩ માં થયો તે વખતે ઠાકરસી મૂળજીનું નામ મુમ્બઇની બજારમાં ઉચ્ચ દરજ્જે પહોંચી ગયું હતું. તેમના પિતાશ્રી શેઠ દામોદર તે સમયે પોતાની "હિન્દુસ્થાન મિલ"ના ખાત મુહૂર્તના વિચારો સેવી રહ્યા હતા; કુટુમ્બમાં શેઠ વિઠ્ઠલદાસના ઇતર વડીલો પણ યૌવનની દીપ્તિ મ્હાણી રહ્યા હતા. પચ્ચીસ વર્ષના ગોવિન્દજી કાકા, તેથી જરા નાના પ્રાગજી કાકા, ને નારાયણદાસ કાકા–એ સૌ પોતાના પિતાશ્રીની છાયા નીચે લીલાછમ છોડ જેવા આંગણામાં ખેલી રહ્યા હતા. આ રીતે વિઠ્ઠલદાસનું બચપણ ઉત્સાહ અને પ્રગતિના વાતાવરણમાં આરમ્ભાયું હતું.

એમનો જન્મ થયાના વર્ષમાંજ એ ખીલતા કુટુમ્બમાં શોકની છાયા વિસ્તારનાર કરુણ પ્રસંગ બન્યો હતો. વયોવૃદ્ધ ઠાકરસી શેઠના સૌથી નાના પુત્ર * શ્રી. દેવીદાસ યુવાનીને ઓટલે હજુ પગ મૂકતા હતા તેવામાં સંવત ૧૯૩૦ ના શ્રાવણ વદ ૧૩ ના રોજ કાળના મુખમાં વીસ વરસની ઉછરતી વયે સપડાઇ ગયા હતા. તેમનું લગ્ન પણ તાજેતરમાં થયું હતું. એમને એક પુત્રી અવતરી હતી. કુટુમ્બ આખાને આ કલેજાં મરણનો આઘાત જબરો લાગ્યો હતો. વૃદ્ધ શેઠ ઠાકરસી અદાને અને ઘરસંસારના નિયામક દામોદર શેઠને અતિ દુઃખ થયું હતું.

એ સ્વ. શેઠ દેવીદાસની બાળકી પ્રત્યે સ્વાભાવિક રીતે કુટુમ્બ જનનું લક્ષ સવિશેષ રહેતું હતું. એ બાળકી તે સ્વ. સૌ. રામકુંવર બેન. એમનું લગ્ન મુમ્બઇમાં જાણીતા સૉલિસિટર રા. બા. સુન્દરદાસ નારાયણદાસ સાથે થયું હતું.

ઘરમાં આ બે બાળક, રમકડાં જેવાં, ખીલતાં હતાં; તેમના પ્રત્યે ખાસ કરીને વિદ્યાવિલાસી યુવાન પ્રાગજી શેઠની ચાહના ઠીક ઠીક જામી હતી. બન્ને બાળકોને સાથે રાખી ફરવા જવું, મેળા ખેળામાં તેમને તેડી જવાં, રમકડાં અને ખેલણાં ખરીદી આપવાં,—વગેરે વ્યવહારમાં પ્રાગજી શેઠ

---

* શેઠ દેવીદાસ ઠાકરસીના સ્મારક તરીકે દ્વારકા પાસે વસ્થાળા ગામમાં " શ્રી. દેવીદાસ ઠાકરસી જૈન પુસ્તકાલય " સુન્દર મકાનમાં યોજવામાં આવ્યું છે

તલ્લીન રહેતા હતા. બચપણમાંજ બાળક વિઠ્ઠલદાસ તીવ્ર જિજ્ઞાસ દર્શાવતા હતા. રામકુંવર બેન વયમાં સહેજ મોટાં હતાં તો પણ બાળ વિઠ્ઠલદાસ રમત ગમતની ઘણી પ્રવૃત્તિમાં તેમને દોરતા હતા. બાળહઠ પણ વિઠ્ઠલદાસ વખતે વખતે દર્શાવતા હતા. મિત્રોનાં રમકડાં ઉપર તે નાનપણમાં ઘણા અખતરા કરતા હતા; જિજ્ઞાસા સન્તોષવા ખાતર ઘણાં ખરાં રમકડાં ખરીદાયાં હોય તેજ દહાડે તે તેને ભાંગી ફોડીને ઉકેલી નાંખતા. કોઇ રમકડાંના રંગની, તો કોઇના આકારની, કોઇના અન્દરના ભાગની, તો કોઇની ઉપરની ટાપટીપની તે બહુ તપાસ કરતા. રમકડું કાગળનું છે કે માટીનું, ધાતુનું છે કે કપડાનું તે જાણવા બહુ ઇન્તેજારી તે બતાવતા હતા. એમને ઘણી વાર પ્રેમથી પ્રાગજી શેઠ માતા પાસેથી બોલાવી લેતા અને ખભા ઉપર બાળક વિઠ્ઠલદાસને બેસાડી, આંગળીએ બાળકી રામકુંવરને વળગાડી કાલબાદેવીના મેળામાં ફરવા નીકળી પડતા. એ સ્થિતિમાં પ્રાગજી શેઠને ઘણા આપ્તજનોએ જોયા છે અને એ વાત્સલ્યની વાત અત્યારે પણ રસભરી રીતે કોઇ કોઇ વૃદ્ધ જન કહે છે.

બાળક વિઠ્ઠલદાસની રમતો નાનપણમાં અનેક હશે; પરન્તુ એટલું ચોકસ જણાયું છે કે તેમને ઘોડાની રમતનો અને પાછળથી ઘોડા પર બેસવાનો બહુ શોખ હતો. વડીલો જ્યારે જ્યારે ઘોડાગાડીનો ઉપયોગ કરે ત્યારે ત્યારે તે ઘોડાગાડી કરતાં ઘોડાનું નિરીક્ષણ વધારે ચીવટથી અને રસભરી રીતે કરતા હતા. એમના ઉત્તર જીવનમાં પણ આ બચપણની રુચિ ઠીક ઠીક વિકસી હતી અને સુન્દર ઘોડા પોતાને ત્યાં રાખવામાં એઓ મનુષ્યજીવનની એક પ્રકારની મીઠાશ માનતા હતા.

બાલવયમાં બાલમિત્રો સાથે પોતાની શ્રેષ્ઠતા સ્થાપવાનું તેમને બહુ ગમતું હતું; અન્ય બાળકના રમકડાંનો કબજો લઈ તેના પર ભાંગફોડના અખતરા તે સત્તાધીશ તરીકે કરતા હતા. છતાં બાલ-ગોઠીઆ સાથે તેમનો ભાવ મમતાવાળો રહેતો. તેમનાં વડીલજન તરફથી જે કંઈ ખાવા પીવાનું મળતું તેમાં પોતાના ગોઠીઆને તેઓ સમ્પૂર્ણ ભાગીદાર બનાવતા હતા; કેટલીકવાર તો પોતે ખાદ્ય વસ્તુનો ઉપભોગ જતો કરી પોતાના ગોઠીઆનેજ બધું વ્હેંચી દેતા હતા.

એમના બાલ્યમાં બુદ્ધિવિકાસ ઉપર તેમના સમજુ પિતા દૂરથી લક્ષ આપતા હતા અને ઘણું ખરું એ દિશાનું કામ પ્રાગજી શેઠ દ્વારા તેઓ કરાવતા હતા. એમના બચપણમાં શરીર-વિકાસ માટે તેમના માતુશ્રી જવાબદારી સમ્ભાળતાં હતાં. કોઇ કોઇ વાર એવું કામ કાકા ગોવિન્દજી શેઠ પણ

સમ્ભાળી લેતા. ગોવિન્દજી શેઠ ભાઇ વિઠ્ઠલદાસના બચપણના દિવસોમાં મુખ્ય વયે પહોંચ્યા હતા અને તેમનામાં વ્યવહાર કુશળતા અને ઘરવત્સલ-પણું જ્ઞજનની રીતે સ્વભાવસિદ્ધ થયેલાં દેખાતાં હતાં. ગોવિન્દજી શેઠની આવા પ્રકારની સમ્ભાળની અસર બાળક વિઠ્ઠલદાસ ઉપર સચોટ થઇ હતી. બાળપણમાંથી નીકળી કૌમારમાં તેમણે પ્રવેશ કર્યો ત્યારે ગોવિન્દજી કાકા પ્રત્યે સારો આદર તેમના હૃદયમાં વસ્યો હતો.

બાળક વિઠ્ઠલદાસના પિતા અને માતાની શક્તિ અને સ્વભાવનું દર્શન અગાઉના પાનાપર આપવામાં આવ્યું છે તે પરથી સહજ સમજી શકાય કે બાળક વિઠ્ઠલદાસના ઉછેરમાં કેવી બારિક કાળજી રાખવામાં આવી હશે અને કેવા શુભ આન્દોલનો વગર તજવીજે એ બાળકને સંસ્કારી વડીલ-જનની નૈમિત્તિક ચેષ્ટામાંથી જ આપો આપ મળી રહ્યાં હશે. માણસાઇના વિકાસની નિશાળ કંઇ મહેતાજીની નિશાળમાં દાખલ થયાના દિવસથી શરૂ થતી નથી; પરન્તુ બાળકમાં ઇન્દ્રિયબોધ થવા લાગે અને જ્ઞાનની ઉપલબ્ધિ જાગતી થાય ત્યારથીજ માણસાઇને વિકાસ આપનાર શાળાની શરૂઆત થઇ જાય છે. તેથી બચપણના આવરણ-સંજોગ-સહવાસ જેમ બને તેમ વિશુદ્ધ, શિષ્ટ, અને ઉન્નત હોવાની અગત્ય શિક્ષણશાસ્ત્રીઓ મોટે અવાજે જાહેર કરી રહ્યાછે.

બાળક વિઠ્ઠલદાસ મુમ્બઇમાં પ્રાથમિક શાળામાં જવા લાગ્યા; તે સમયના શિક્ષણની પ્રણાલિકા પ્રમાણે આંક, નામું, વાચન, લેખન—વગેરે તે શીખવા લાગ્યા. શાળામાં તે મોટા ઘરના બાળક ગણાતા હતા. મહેતાજીની આંખ તેમના ઉપર બીજાં શિષ્ટ કુટુમ્બના બાળકો ઉપર રહે તેવી રહેતી હતી. શાળામાં છૂટીના સમયમાં કે કંટાળાના સમયમાં બાળકને કંઇ ખાવા પીવાની મરજી થાય એ સ્વાભાવિક હોય છે. તે સમયની સમજ પ્રમાણે પુત્રને લાડ લડાવવાના ધર્મથી પ્રેરાઇને તેમને નિશાળે જતાં પહેલાં તેમના વડીલ તેમને ત્રણ પૈસા ખીસા-ખર્ચ માટે રોજ આપતા હતા. વિદ્યાર્થી વિઠ્ઠલદાસનો ઉછેર ખાનદાનીનો હતો; એટલે એ ત્રણ પૈસાના વિનિયોગમાંથી જે આનન્દ મળતો તેમાં પોતાના મિત્રોને તે હિસ્સો આપતા હતા આનન્દ એવી ચીજ છે કે અન્યને - તે વ્યક્ત નથી થતો ત્યાં સુધી તેનો ભોગ મ્હાણી શકાતો નથી. વિદ્યાર્થી વિઠ્ઠલદાસનું મિત્રમંડળ એવડું હતું કે તેમને ત્રણ પૈસા જેટલું રોજીન્દુ ખીસા-ખર્ચ ઓછું પડવા લાગ્યું. આ. વાતની ખબર તેમના વડીલ દામોદર શેઠને પડી. સમજુ પિતા પોતાના પુત્રની આ વર્તણુકથી પ્રસન્ન થયા અને વિદ્યાર્થીજીવનમાં



શેઠ વિઠ્ઠલદાસ-કૌમારને આંગણે

વિઠ્ઠલદાસને ખીસાખર્ચીની તંગી ન પડે એવી ઝીણી તપાસ રાખી ઉત્તરોત્તર વધારો એ દેણગીમાં કરતા ગયા.

એ અરસામાં શ્રીમતી માતુશ્રી નાથીબાઇ ઉપર અને શેઠ દામોદર ઉપર એક જવાબદારી ભરેલું કામ આવી પડ્યું. અગાઉ આપણે વાંચી ગયા છીએ કે શ્રીમતી નાથીબાઇના પિતા શ્રી. ધરમસી શેઠના ઓચિન્તા અવસાન પછી તેમની મીલકતના વારસ એકલાં શ્રીમતી નાથીબાઈ હતાં. ધરમસી શેઠના આત્મકલ્યાણ માટે તેમના વતન ખમ્ભાલીઆમાં મોટું સખાવતો કામ કરવાની ઇચ્છા શ્રીમતો નાથીબાઇને ઉદ્દભવી. છેવટે એમ નીર્ણય કરવામાં આવ્યો કે ખમ્ભાલીઆમાં જામનગરથી દ્વારકા–સલાયા, ભાણવડ, જામજોધપુર–તરફ પ્રવાસે જતા આવતા મુસાફરો માટે બહુ સારી સગવડવાળું ઉતારાનું સ્થાન બાંધવું; અને તેનું નામ ધરમસી શેઠના નામ ઉપરથી "ધર્મવાડો" રાખવું.

આ "ધર્મવાડો" બન્ધાવવા સારૂ અંગત દેખરેખ રાખવાની દામોદર શેઠને અગત્ય સમજાઈ હતી; એટલે બાળક વિઠ્ઠલદાસને સાથે લઇ શેઠ દામોદર અને તેમના ધર્મપત્ની સૌ. નાથીબાઈ મુમ્બઇથી ખમ્ભાલીઆ ગયાં અને ત્યાં લામ્બી મુદત રહ્યાં. એ મુદત (લગભગ બે વરસ) દરમ્યાન વિદ્યાર્થી વિઠ્ઠલદાસ ખમ્ભાલીઆની ગુજરાતી નિશાળમાં ભણવા જતા હતા. તેમને તે વખતે ભણવાની ચીવટ સારી પેઠે હતી એવું બતાવનાર તે સમયના ત્રૂટક સમ્ભારણા હાલ ઉપલબ્ધ છે. એ સમયે ખમ્ભાલીઆના નિવાસ દરમ્યાન શેઠ દામોદરને ત્યાં બીજા પુત્રરત્નનો જન્મ થયો હતો; જેમનું નામ પણ ભગવત્સ્મરણને યાદ દેવડાવે તે દષ્ટિથી માધવજી રાખવામાં આવ્યું હતું.

વિઠ્ઠલદાસને ઘોડાનો શોખ બાળપણથી જ હતો. હવે, તે એટલા મોટા થયા હતા કે ઘોડા ઉપર બેસી શકે. ગુજરાતી શાળા સુધી ચાલતાં જવું વિઠ્ઠલદાસને ન ફાવે એમ સમજીને તથા પુત્રનો ઘોડે બેસવાનો શોખ તૃપ્ત કરવાની વૃત્તિથી ખમ્ભાલીઆમાં તેમના માટે દામોદર શેઠે ખાસ ટટ્ટુ ખરીદી આપ્યું હતું. એ ટટ્ટુપર બેસી વિઠ્ઠલદાસ નિશાળે જતા આવતા અને સાંજ સવાર ફરવા પણ જતા હતા. તે દિવસોમાં શાળાનો વખત સવારે ત્રણ કલાક અને બપોરે ત્રણ કલાક એમ રાખવામાં આવતો હતો. ખમ્ભાલીઆની નિશાળ સવારે ૭ વાગે ઉઘડતી; જે વિદ્યાર્થી નિશાળે વહેલો આવે તેને ઉપરને દરજ્જે બેસવાનું મળે એવો ઠરાવ મહેતાજીએ રાખ્યો હતો. વિઠ્ઠલદાસને અભ્યાસની અને ઉંચો દરજ્જો મેળવવાની લાગણી એટલી બધી તીવ્ર હતી કે સવારે બહુ વહેલા ઉઠી–સાફ સુફીનો

ફ્રમ આરોપી ઘોડા ઉપર બેસી પોતાની નિશાળે સાડાપાંચ વાગે કે કેટલીક વાર પાંચ વાગે અન્ધારામાં તે પહોંચી જતા. ત્યાં પોતાના ઘોડાને શાળાના વંડામાંના ઝાડ સાથે બાંધી દેતા અને વખતે વખતે તેને ચારો-નીરવાની કાળજી રાખતા.

આવી રીતે સામાન્ય જનમંડળના બાળકો સાથે શ્રીમન્ત કુટુમ્બના અને સરદાર ગરાસીઆના બાળકો કેળવાય એ તે યુગમાં તો બહુ કામનું થઇ પડ્યું હતું. જેમને ભવિષ્યમાં મોટા ક્ષેત્રના નિરીક્ષક અને નિયામક થવું હોય તેમને બચપણમાંથી સામાન્ય જનમંડળના જીવનનો ખ્યાલ મળ્યો હોય તો મોટી વયે તેમના તર્ક કેવળ અવ્યવહારૂ અને શેખસલ્લી જેવા થવા ન જ પામે. વિઠ્ઠલદાસ ભવિષ્યમાં ઉન્નત સમાજમાં ઉચ્ચ સ્થાને રહીને પોતાનાં કાર્યો કરતા રહ્યા છતાં તેમની યોજનાઓ સંગીન નીવડતી અને તેમની રહેણી સફળ ગણાતી તેનું એક કારણ એ પણ હતું કે નાનપણમાં તેમને વડીલો તરફથી લોકજીવનમાં ભેળાવાની સારી સગવડો અપાઈ હતી. અર્વાચીન સમાજ અતિ વિકસિત થયેલ હોવાથી શાળામાં અને ઇતર સાર્વજનિક સંસ્થામાં ઘણીવાર અશિષ્ટ ઉછેર-વાળાં બાળકો આવતાં જતાં હોય છે, તેમના ચેપમાંથી મુક્ત રાખવા માટે પોતાના બાળકો વાસ્તે કેટલાક સમજુ જનો તરફથી ખાસ સંસ્થાઓ અને ખાસ શિક્ષકો યોજવામાં આવે છે. એ દૃષ્ટિ આ લોકજાગૃતિના યુગમાં ટકી શકશે નહિં. એ યોજનામાં જે સમજ છે તે ખોટી તો નથી. પરન્તુ અનિષ્ટ ચેપને ટાળવાના અન્ય ઉપાયો લેવા યોગ્ય છે કે કેમ તેનો પણ વિચાર કરવો ઘટે છે. સમાજમાં ચઢીઆતા મનાતા કુટુમ્બના બાળકોને તેમના માટે બાંધેલા લોખંડી ભીંતના કિલ્લામાંજ રાખી મૂકવામાં આવે અને બધો વખત દુનીઆના સાચા લોકસમૂહનો વાવડો પણ તે કીલ્લામાં સંચાર ન કરે તેવી તજવીજ રાખવામાં આવે તો જનસમાજમાં હાલ છે તેના કરતાં ઉંચ-નીચના ખ્યાલ વિશેષ જોર કરી બેસે. નીચી પંક્તિવાળાના ચિત્તમાં બળવો જાગે અને ઉંચી પંક્તિવાળાના ચિત્તમાં અયોગ્ય અને વિનાશકારક અભિમાન જાગે. ગમે તેમ હો, બાળક વિઠ્ઠલદાસને વિદ્યાર્થીજીવનમાં સમાજનાં છોકરાં સાથે છૂટથી ભળવાની તક મળી હતી અને તે સન્ધિનો લાભ તેમની કારકીર્દીમાં તેમણે મોટી વયે બતાવી આપ્યો હતો.*

* ગુર્જરનરેશ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડના રાજપુત્રોને લોકોની શિષ્ટ સંસ્થાઓમાં યુવાન યુવતીઓ સાથે જ શિક્ષણ આપવાની પ્રથા છે. એ દૃષ્ટિબિન્દુ નજરમાં રાખવા જેવું છે.

ખમ્ભાલીઆમાં તેમના માતપિતા "ધર્મવાડા" ઉપર જે પ્રકારની કાળજી રાખતા હશે અને જે જે વિચારોની અને ચર્ચાની આપલે તે વખતે થતી હશે તેમાં વિઠ્ઠલદાસનું લક્ષ થોડું ઘણું પણ ગયુંજ હશે. એ "ધર્મવાડો" બન્ધાવવામાં, તથા તેને અંગે પુસ્તકશાળા બન્ધાવવામાં, તે બન્નેને સમૃદ્ધ કરવામાં રૂ. ૨૫,૦૦૦ નું ખર્ચ થયું; એ ધર્મશાળામાં આવતા જતા પ્રવાસીઓની ચાલુ સગવડ સાંચવવાનું અને પુસ્તકશાળા ચાલુ રાખવાનું ખર્ચ કાયમ થયા કરે તેટલા વાસ્તે રૂ. ૧૦,૦૦૦ અલગ રાખવામાં આવ્યા; અને એ ઠેકાણે ક્ષુધાતુર ગરીબ બ્રાહ્મણ, સાધુ, સન્તને અન્નદાન આપવા માટેના ચાલુ ખર્ચ વાસ્તે રૂ. ૨૦,૦૦૦ અલગ રાખવામાં આવ્યા હતા. શેઠ ધરમસીની મીલકત રૂ. ૪૦,૦૦૦ હજારની હતી તે તો આ પુણ્યશાળી કામમાં ખર્ચાઈ, પણ વધારાની બીજી રકમ પોતા તરફથી દામોદર શેઠે ખર્ચી હતી.

ખમ્ભાલીઆમાં રહીને ભાઈ વિઠ્ઠલદાસ ગુજરાતી બીજી–ત્રીજી ચોપડી ભણ્યા; પછી મુમ્બઈમાં તેમનું શિક્ષણ કોઈ* "મિડલ સ્કૂલ"માં કે ઍન્ગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં થયું હોય એમ મનાય છે. બાર વરસની નાની ઉમ્મરની અન્દર ગુજરાતી ભાષાની ચાર ચોપડી પૂરી કરી અંગ્રેજી શાળાના પહેલાં ત્રણ ધોરણ સુધીનું શિક્ષણ એમણે પૂરું કર્યું હોય એવું જણાય છે.

## વૈદિક સંસ્કાર

ખમ્ભાલીઆ "ધર્મવાડો" બન્ધાવવા શેઠ દામોદર ગયા હતા; ત્યાંથી પાછા મુમ્બઈ આવ્યા બાદ ભાઈ વિઠ્ઠલદાસને યજ્ઞોપવિત આપવાનું કાર્ય એમણે કર્યું હતું અને સંવત ૧૯૪૩ ના વૈશાક શુદ ૧૨ ને બુધવારના રોજ (૪-૫-૧૮૮૭) એમનું લગ્ન ચૌદ વરસની ઉમ્મરે ઘણી ધામધૂમથી અને વૈદિક પદ્ધતિથી મુમ્બઈ શહેરમાં ભાટીઆ મહાજનવાડીના ભવ્ય મકાનમાં ઉજવ્યું હતું. ભાઈ વિઠ્ઠલદાસનું લગ્ન મુમ્બઈના નામાંકિત સંસ્કારપ્રિય ઑ. શેઠ મોરારજી ગોકુળદાસના પુત્રી સૌ. લીલાબાઈ જોડે થયું હતું. એ રીતે મુમ્બઈમાં ભાટીઆ જ્ઞાતિમાં મોટાં ગણાતાં બન્ને કુટુમ્બ આ લગ્નને લીધે સગપણથી અને સ્નેહથી વિશેષ સંકળાયાં હતાં.

અલબત્ત ભાઈ વિઠ્ઠલદાસના લગ્ન વખતે એમના સસરા શેઠ મોરારજી ગોકુળદાસ હૈયાત નહોતા, તો પણ એમનું કુટુમ્બ વૈભવમાં અને પ્રતિષ્ઠામાં સારી પેઠે પ્રસિદ્ધિમાં આવી ગયું હતું. તેથી આ લગ્નનો ઉત્સવ બન્ને પક્ષ તરફથી બહુ ઉલ્લાસથી ઉજવવામાં આવ્યો હતો. સ્વ. શેઠ મોરારજી

* અસ્પષ્ટ માહિતી એ સમ્બન્ધી આટલી મળેલી છે—કે એ શાળા કોઈ પિસ્તનજી ખરસની હોવી જોઈએ.

ગોકુલદાસના રાજરજવાડાના મિત્રો, વેપારી આલમના અગ્રેસરો, તથા શેઠ દામોદરને ત્યાં પધારેલા રાજવંશી પરોણા અને વિદ્વાન તેમજ શ્રીમાન ઈષ્ટમિત્રો આ ઉત્સવમાં વિશિષ્ટ પ્રકારે શોભી રહ્યા હતા. શેઠ દામોદરનો સમ્બન્ધ જેમ મુમ્બઈ શહેરમાં હિન્દુ, મુસલમાન, પારસી અને યુરોપિયન શિષ્ટ જનો સાથે ધાટો હતો, તેમ ગુજરાત કાઠીઆવાડના જુદા જુદા ભાગના રાજા મહારાજાઓ સાથે અને દીવાન કારભારીઓ સાથે પણ તેમનો સમ્બન્ધ હાર્દિક હતો. *જામનગરના મહારાજા શ્રી વિભાજી સાથેનો સમ્બન્ધ સવિશેષ હતો. તેથી શેઠ દામોદરના આમન્ત્રણને માન આપી ચોતરફથી પરોણાઓ એ ઉજ્વળ પ્રસંગને અને શેઠના માનમરતબાને અનુસરતો પોશાક વગેરે લઈને પધાર્યા હતા. એ સમયે સૌ જોઈ શક્યું હતું કે શેઠ દામોદરની સુવાસ ચોતરફ કેવી ફેલાયલી છે

લગ્નની શુભ ક્રિયા પૂરી થયા પછી વરઘોડીઆં વડીલ જનને પગે લાગતાં હશે ત્યારે કુટુમ્બના વયોવૃધ્ધ પુણ્યશાળી વડવા શેઠ ઠાકરસી મૂળજીને પોતાના પૌત્રને અને પૌત્રવધૂને આશીર્વાદ આપતાં કેટલો આનન્દ થયો હશે! એંશી વરસની જીઝરગ વયે એમણે આ મંગળ ઉત્સવ આવી ધામ ધુમથી ઉજવાયેલો જોયો. પોતાના પરિવારને આબાદાની ભોગવતા જોઇ એમને અતિ સન્તોષ થયો હશે. શેઠ મોરારજી ગોકુળદાસને ત્યાંથી પણ કન્યાદાનનો પ્રસંગ બહુ ઉમંગથી અને મોટાં ખર્ચથી બેન લીલાબાઇના વડીલ બન્ધુ શેઠ ધરમસિંહે ઉજવ્યો હતો

---

* श्री

आशापुराजी सहाय

महाराजा जाम श्री विभाजी

स्थान नवानगर ता. ११०८

હી. દ. લેખ વે. ના ૬૨

મહારાજાધિરાજ જામશ્રી વિભાજી સાહેબ વચનાત ગ્રા. દામોદર ઠાકરસી મુળજી જોગ જત તમે તથા તમારા ભાઈ ભત્રીજા મુમ્બઈ બન્દરથી વખતો વખત ખંભાલીઆમાં આવી રહ્યા છો ત્યારે તમારા તરફથી ઘરખરચ ખોરાકી, પોશાકી, તથા ફરનીચર વીગેરે જે કાંઇ સામાન દરીઆ રસ્તે કે અથવા ખુશકી રસ્તેથી લઇ આવશો તથા લઇ જાશો તેની દસ્તુરી દરેક જાતની જગાત તમને ચતુ માફ કરવામાં આવે છે માટે આ લેખ ખંભાલીઆમાં જે વહીવટદાર હોય તેને બતાવવો એટલે તે વગેરે ઉપર પ્રમાણે પાળી દેશે. એ બાબત તમને હરકત થાશે નહિ. સ ૧૯૪૧ ના માગશર વદ ૧ વાર બુધે તા ૩ ડીસેંબર સને ૧૮૮૪

સહી

* [ આ પત્ર પરથી શેઠ દામોદરની પ્રતિષ્ઠા શ્રી. વિભાજી જામસાહેબ પાસે કેવી હતી તે સમજાય છે જુની સહીના મિત્રતા સૂચક અનેક પત્રો શેઠ વિઠ્ઠલદાસે સંગ્રહેલાં દફતરે અત્યારે પણ મોજુદ છે ]

આ બે કુટુમ્બનું સંયોજન દાખલારૂપ ગણાયું હતું. શેઠ વિઠ્ઠલદાસનો અને શેઠ મોરારજીના પુત્રો શેઠ ધરમસિંહ અને શેઠ નરોત્તમનો સમ્બન્ધ કેવળ સગપણનો નહોતો રહ્યો; પરન્તુ હૃદયની આપલે કરનાર મિત્રોના જેવો એ સમ્બન્ધ બન્યો હતો. સૌ. લીલાબાઇના માતુશ્રીને શેઠ મોરારજી ગોકળદાસની ચીવટથી ઘણું ઉમદા શિક્ષણ મળ્યું હતું; તેથી પોતાના પતિના સ્વર્ગવાસ પછી કુટુમ્બની સમ્ભાળ એઓ અતિ વ્યવહાર-કૌશલ્યથી રાખતાં હતાં. એવાં સુજ્ઞ માતુશ્રીની છાયામાં ઉછરેલી બાળા અગીઆર બાર વરસે લગ્નસંસ્કારથી પોતાના પતિના બ્હોળાં કુટુમ્બ સાથે જોડાયાં અને ગુજરાતી સંસારમાં તે દિવસોમાં જેમ ગૃહિણીઓ તાલીમ મેળવતાં તેમ એઓ પણ ક્રમશઃ સાસુ સસરાની છાયામાં વિકસતાં ગયાં.

એ વખતે ભાઈ વિઠ્ઠલદાસની વય ચૌદ વરસની હતી, તેથી તેમનું લક્ષ કેવળ અભ્યાસ ઉપરજ હતું. હાઇસ્કૂલનો અભ્યાસ એમની વાટ જોઇ રહ્યો હતો. આ લગ્નના ઉત્સવમાં તેમના મન પર વિશેષ છાપ વડોદરાના ગાયકવાડ સરકારના, જામસાહેબના, જુનાગઢના નવાબસાહેબના, ભાવનગરના મહારાજા સાહેબના, અને કચ્છના રા'સાહેબના પ્રતિનિધિઓની હાજરીથી પડી હતી. એવડી નાની ઉમ્મરે પણ એ પ્રતિનિધિઓ સાથે પરિચય બાંધવાનું ભાઈ વિઠ્ઠલદાસ ભૂલ્યા નહોતા.

તેરમે વરસે એઓ અંગ્રેજી ચોથા ધોરણનો અભ્યાસ કરવા મુમ્બઇ કોટમાં એલ્ફિન્સ્ટન સર્કલ ઉપર આવેલી "ફ્રોર્ટ હાઈસ્કૂલ"માં દાખલ થયા હતા. તે વખતે તે શાળાના હેડમાસ્તર મી. દાદાભાઇ પેસ્તનજી હતા. એ વરસે શાળાના હેડમાસ્તર તરફથી વાલી તરફ મોકલાવેલા છાપેલા દાખલામાં જોતાં જણાય છે કે ૧૮૮૭ ના ડીસેમ્બર માસની પરીક્ષામાં ૪૧ છોકરાના વર્ગમાં શેઠ વિઠ્ઠલદાસનો નમ્બર ત્રીજો હતો; અને રોજની અભ્યાસની પ્રગતિ પ્રમાણે તેમનો નમ્બર પહેલો હતો. હેડમાસ્તરે શેરામાં લખ્યું છે કે પહેલા સત્રમાં શાળામાં થોડા દિવસ તે ગેરહાજર રહ્યા ન હોત તો તેમને ઇનામ મળ્યું હોત. બીજે વરસે અંગ્રેજી પાંચમા ધોરણની પરીક્ષા માં ૧૮ વિદ્યાર્થીના વર્ગમાં તેમણે પહેલો નમ્બર મેળવ્યો હતો. તે વખતના હેડમાસ્તર મી. માણેકજી બી. કુપર તેમના શેરામાં લખે છે કે—He is decidedly the top—boy of his class and gets the first prize, Progress-creditable, Regularity-Exemplary. [ તે ખરેખાત પોતાના વર્ગમાં સૌથી શ્રેષ્ઠ વિદ્યાર્થી છે, અને પહેલા દરજ્જાનું ઇનામ તેમને મળે છે, અભ્યાસની પ્રગતિ આદરણીય, શાળાની હાજરીની નિયમિતતા-દષ્ટાંત લેવા જોગ. ] ઇ. સ. ૧૮૮૯ ના મે માસ-

પહેલાં તે છઠ્ઠા ધોરણની છમાસિક પરીક્ષા પાસ કરે છે; પછી કોઈ કારણ સર–ભલે તે માંદગીનું હો કે કુટુમ્બની અડચણ હો–ડિસેમ્બર ૧૮૮૯ ની પરીક્ષામાં તેમની હાજરી હોય તેવું જણાતું નથી.

આ સમયે એટલે ઇ. સ. ૧૮૯૦ માં, સંવત ૧૯૪૪ ના માગશર વદ ૯ ને દિવસે કુટુમ્બના અધિષ્ઠાતા શેઠ ઠાકરસી મૂળજી ૮૧ વરસની વયે ગુજરી ગયા. એમણે દરેક પ્રકારે પોતાના કુટુમ્બને ચઢતીમાં મૂક્યું હતું. એમના પુત્રો પણ પિતાની આબરૂ વધારનાર નીવડ્યા હતા. મરણ પહેલાં તેમણે પૌત્ર વિઠ્ઠલદાસના લગ્નનો ઉત્સવ આનન્દ મંગલથી ઉજવાયેલો જોયો હતો. માત્ર એમને ૮૦ વરસની વયે પોતાના વિદ્વાન અને પ્રતિભાવાન પુત્ર શેઠ પ્રાગજીના અકાળ મરણનો કારી ઘા બહુ વસમો થઈ પડયો હતો, સંવત ૧૯૪૩ ના વૈશાક વદ ૧૪ તા. ૨૧–૫–૮૭ ના રોજ ૩૭ વરસની ભર યુવાનીમાં પ્રાગજી શેઠ સ્વર્ગવાસી થયા. તેની અસર બુઝરગ પિતા પર વિષમ નીવડી. પૂજ્ય ઠાકરશી આદાને સમ્ભારતાં શેઠ વિઠ્ઠલદાસ વાત કરતા કે પૂજ્યની એક ટેવ એ હતી કે સાંજે હનુમાનગલ્લીના માળાને ઓટલે તેઓ કોચપર બેસતા, અને ઘરના બધા માણસો સવેળા ઘેર આવી ગયા છે કે કેમ તેની તપાસ રાખતા; સૌ કોઈ ઘેર આવી ગયું છે એમ જાણ્યા પછી તેઓ માળ ઉપર જતા. વડીલ જનની કેટલી કાળજી! કેવી શિસ્ત અને આમાન્યા!

ફરી ઇ. સ. ૧૮૮૮ ના મે માસમાં છઠ્ઠા ધોરણની પરીક્ષામાં ભાઇ વિઠ્ઠલદાસ બેસે છે અને ઘણા સારા ગુણ મેળવી નવમે નમ્બરે પરીક્ષા પાસ કરે છે. અંગ્રેજી ભાષામાં ૨૦૦ ગુણ પૈકી ૧૩૬ અને ગણિત વિદ્યામાં ૧૫૦ પૈકી ૧૧૭ ગુણ મેળવવા જેટલી શક્તિ તે બતાવે છે. એ ધોરણની વાર્ષિક પરીક્ષાના ડિસેમ્બર ૧૮૯૦ ના દાખલામાં જણાય છે કે એ વખતે પણ તેમની કારકીર્દિ યશસ્વી બનેલી હતી. ૩૬ વિદ્યાર્થીના વર્ગમાં તે પહેલે નમ્બરે પાસ થયા હતા. અંગ્રેજીના વિષયમાં ૨૦૦માંથી ૧૬૪ અને ગણિત વિદ્યામાં ૧૫૦માંથી ૧૪૫ ગુણ મેળવવાની વખાણવા યોગ્ય શક્તિ તેમણે દર્શાવી હતી.

આ રીતે શેઠ વિઠ્ઠલદાસનું અભ્યાસતન્ત્ર ઘણું ઉજ્વલ અને વડીલોને સન્તોષ આપે તેવું હતું. તેમના પિતાશ્રી તેમના બુદ્ધિવિકાસ માટે રાખવી જોઇએ તેવી બધી સમ્ભાળ રાખતા હતા. તેમને મુમ્બઇ શહેરમાં મળી શકે તેવા શ્રેષ્ઠ અને ઉંચી પ્રતિભાવાળા શિક્ષકોનો લાભ ગૃહ–શિક્ષણમાં અપાવતા હતા.

ઘણી વાર સાંજે દામોદર શેઠ ફરવા જતા ત્યારે ભાઇ વિઠ્ઠલદાસને અને તેમના શિક્ષકને પોતાની સાથે રાખતા અને એ સમયે કેટલીક ચર્ચા કરી પિતા તરીકે પુત્રના શિક્ષણના કામમાં તે રસ લેતા હતા. સારા શિક્ષકના સહવાસને જ કીમતી ગણનાર દામોદર શેઠની સમજ કેટલી દીર્ઘ અને વિશાળ હશે, તેનો વિચાર આજના શ્રીમન્ત વડીલોએ પોતાના બાળકોના ગૃહ-શિક્ષણ માટે શિક્ષકો નિયોજતી વેળા કરવો ઘટે છે. પોતાના બાળક માટે કેવળ એક પગારદાર શિક્ષક રાખી આપવામાંજ વડીલની ફરજ પૂરી થતી નથી. પોતાના સ્થળમાં મળી શકે તે બધા શિક્ષકોમાંથી જે વિશેષ સારા હોય તેમનેજ મેળવવા વડીલોએ યત્ન કરવો જોઇએ. જેમની પ્રતિષ્ઠા સ્થાપિત થઇ ગઇ હોય, જેમનું જ્ઞાનબળ અને ચારિત્રબળ સમાજમાં કાર્યસાધક બન્યું હોય તેવાજ શિક્ષકના સહવાસથી યુવાન નમ્ર, જ્ઞાનવાન, અને હૃદયના બળવાળો બને છે.

અંગ્રેજી છઠ્ઠું ધોરણ પૂરૂં કરી શેઠ વિઠ્ઠલદાસે "ફોર્ટ હાઇસ્કૂલ" છોડી દીધી; ઈ. સ. ૧૮૯૧ ની સાલમાં કોટમાં નવી નિશાળ "ન્યુ હાઇસ્કૂલ" ના નામથી બાહોશ શિક્ષક મી. ભરડા અને મી. મર્ઝબાનના સંયુક્ત ઉપરી પણા નીચે નીકળી હતી; તેમાં મૅટ્રિક્યુલેશન વર્ગમાં શેઠ વિઠ્ઠલદાસ દાખલ થયા અને તેજ વરસે પહેલે પ્રયત્ને અઢાર વરસની ઉમ્મરે એઓ મુમ્બાઈ યુનિવ્હર્સિટીની મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં ૨૩ ડિસેમ્બર ૧૮૯૧ ના રોજ ઉત્તીર્ણ થયા. તેમના વડીલો અને શિક્ષકો, સ્નેહીઓ અને મિત્રો, સૌ રાજી થયા.

હાઇસ્કૂલમાં તેઓ ભણતા તે વખતની કેટલીક ચોપડીઓ અને કાગળોમાં ડોકીઉં કરતાં એક લખાણ મળી આવ્યું છે. તે ઉપરથી તેમનામાં મોટા થવાની લાયકાત કેવી રીતે ધીરે ધીરે વિકસતી આવી તેનો ખ્યાલ આવે છે. એ લખાણ ઘણું કરીને વાદવિવાદના મંડળમાં વંચાયેલો નિબન્ધ જણાય છે. તેમાંનો થોડોક ભાગ અત્રે ઉતારવા જેવો છે.

What is the aim of mental Culture? એ વિષયદર્શક પ્રશ્ન જણાય છે.

✓ I know I am on dangerous ground and might be misconstrued or misunderstood. I do not, of course, mean to say that we should denounce the aid of experts, and not to take advantage of their life-time labours. All I wish to impress upon you is that *you should never leave others to do the thinking for you, because they know more or think better.*

I am aware that all I have said will seem to you general, if not vague, and you will naturally question—Granted that the ruling idea in mental culture is the attainment of knowledge, and clear and proper arrangement of it, still when we see the end, how are we to realize it? Minds of different bent will attain intellectual efficiency in different ways; but let us look into a few ways which are common to all.

*One should have the full grasp of the facts on which his mind is to be exercised; he should know the English grammar fairly well; he should have as good a practice in composition to express himself clearly and correctly.*"*

આટલા ઉતારા ઉપરથી જોઈ શકાયછે કે પન્દર, સોળ કે સત્તર વરસે તેમની વિચાર શક્તિ અને દર્શક-શક્તિ સારી રીતે કેળવાયેલી હતી. ભવિષ્યની ઉજ્વળ કારકીર્દી માટે જાણે તૈયારી કરતા ન હોય તેવું આ Debating Club–ના ભાષણમાંજ જણાયછે. પુત્રના પગ પારણામાંથી જ પરખાય–એ કહેતીનો સાક્ષાત્કાર ઘણા શિષ્ટ જનોના જીવનમાં આવી રીતેજ થાયછે.

" ન્યુ હાઈસ્કુલ "માં મૅટ્રિક્યુલેશનનો અભ્યાસ કરી તે પરીક્ષામાં પાસ થયા પછી પણ એ શાળા માટે અને પોતાના પ્રિન્સિપલ મી. ભરડા માટે શેઠ વિઠ્ઠલદાસને સદ્ભાવ હતો. જ્યારે એ સદ્ભાવ પ્રદર્શિત કરવાનો વારો આવતો ત્યારે ત્યારે તે અવસર જતો કરતા નહિ." ઈ. સ. ૧૯૧૬માં " ન્યુ હાઈસ્કૂલ "નો (Silver Jubilee) રૌપ્ય મહોત્સવ ઉજવવામાં આવ્યો ત્યારે તે ઉત્સવના ફાળામાં તેમણે બહુ સારી મદદ કરેલી હતી; અને એ ઉત્સવ પ્રસંગે શાળાના ભૂતપૂર્વ અને તે સમયના વિદ્યાર્થિઓના મોટા સમ્મેલનમાં સરનશીનની ખુરશીએ શેઠ વિઠ્ઠલદાસ બેઠા હતા. એ સભામાં બન્ને પ્રિન્સિપલને આપવામાં આવેલુ માનપત્ર એમણે પોતે વાંચ્યું હતુ. તે પછી ઈ. સ. ૧૯૨૧માં મુખ્ય પ્રિન્સિપલ મી. ભરડા ગુજરી ગયા. તેમના અવસાન પછી તેમનુ સારૂ સ્મારક ઊભું કરવા જે સભા

* એ ભાષણમા એમણે સ્પષ્ટ મત દર્શાવ્યો છે કે બુદ્ધિ ખીલવવી હોય તો આપણા વિચાર આપણે પોતે ઉપજાવેલા હોવા જોઈએ. પુસ્તકોના શોધી આપેલા અભિપ્રાયથી કામ કરવાની રીત સારી નથી. અલબત્ત વિશિષ્ટ બાબતમાં નિષ્ણાત જનના અભિપ્રાયની આવશ્યકતા તો છે જ. વળી તેમણે એ પણ જણાવ્યુ છે કે જે બાબત ઉપર મનને રોકવું હોય તે બાબતની સમ્પૂર્ણ હકીકત પહેલાં મેળવવી જ જોઈએ, અને આપણા મનના વિચારને રજુ કરવાનું કામ ભાષાના વ્યાકરણના જ્ઞાનથી અને ખરી રીતે તેમજ સ્પષ્ટ રીતે લખાણ કરવાની કેળવેલી શક્તિથી થવું જોઈએ.

તા. ૧૪ ઑગસ્ટ ૧૯૨૧ના રોજ ભરવામાં આવી હતી તેના પ્રમુખપદે પણ પોતે બેઠા હતા; અને જે ફાળો એ કાર્ય વાસ્તે ઊભો કરવામાં આવ્યો હતો તેમાં ઘણી સારી રકમ એમણે અર્પણ કરી પોતાના શિક્ષક પ્રત્યેનું પોતાનું ઉજળું કર્તવ્ય બજાવ્યું હતું.

શેઠ વિઠ્ઠલદાસ હાઈસ્કૂલનું શિક્ષણ પૂરું કરી રહ્યા ત્યાં સુધીમાં તેમના સ્વભાવના અનેક શુભ તત્ત્વોનું ઉદ્‌ઘાટન ધીરે ધીરે થઈ રહ્યું હતું; ઝીણી મોટી ટેવ ઘડાતી રહેતી હતી અને તેમની સ્વતન્ત્ર રુચિ અને અરુચિ પણ સ્પષ્ટપણે અને સુરેખ રૂપે બન્ધાઈ ગઈ હતી.

વડીલજન પ્રત્યે પ્રમાણિક આદર રાખવાની રીત એમના કુટુમ્બનું ખાસ લક્ષણ ગણાય છે. તેમણે પણ એ ભાવ પોતાની સમજમ માતાપિતાના અને વડીલજનના સદ્‌બોધથી ઉતાર્યો હતો. રોજના નિત્યકર્મના અંગ તરીકે સવારના અને રાતના માતપિતાને વન્દન કરતા ત્યારે, અગર કામને વાસ્તે બહાર ગામ જવું હોય ત્યારે એક હાથે માથા ઉપરની ટોપી કે પાઘડી ઝાલી રાખી માથું નમાવી પગે લાગવાની રીત એમણે બાળપણમાં સ્વીકારી હતી તે છેવટ સુધી છોડી નહોતી. રોજ પથારીમાં સુવા જતાં પહેલાં માબાપને નમસ્કાર કરવાનો નિયમ શેઠ નાનપણથી બરાબર સમજ્યા હતા. તેનું પાલન એટલું બધું પ્રમાણિકપણે થતું હતું કે એક વાર મોટી ઉમ્મરે-વૃદ્ધ માતુશ્રીને વિસ્મરણથી નમસ્કાર કર્યા વિના સૂઈ જવાનો પ્રસંગ આવ્યો-સૂતાં પછી રાતે ઉંઘમાંથી જાગતાં પોતાના સ્ખલનનું તેમને ભાન થયું અને તરતજ મધ્ય રાત્રીએ પોતાની માતાને એ નમસ્કાર કરી આવ્યા. मातृदेवो भव। पितृदेवो भव। એ વાક્યોના ઉચ્ચાર તો ઘણે સ્થળે સાંભળીએ છીએ-પણ એ સૂત્રાત્મક બોધ શેઠ વિઠ્ઠલદાસ જેવા કેટલા સુપુત્રના હૃદયમાં રમી રહ્યો હશે? શેઠ દામોદરની સંસ્કારપ્રિયતાની અને શ્રીમતી નાથીબાઈની ધર્મભાવનાની છાપ આ વર્તનમાં કોણ ન જોઈ શકે?

એવીજ બીજી પ્રથા એમને ઘેર દેવવન્દનાની હતી. હમેશ ભોજન લેવાને પાટલે બેસતાં પહેલાં ઘરના દેવને વન્દના અર્પણ કરવાનો આગ્રહ એ કુટુમ્બમાં સૌ રાખતું. એ સંસ્કાર મહાલક્ષ્મી ઉપરના "દામોદર ભવન" બંગલામાં તો એટલે અંશે જીવનમાં ઓતપ્રોત થઈ ગયા હતા કે બંગલાની પાસેજ શિવાલય આવેલું હોવાથી ભોજનગૃહમાં જતાં પહેલાં સ્વાભાવિક રીતે શેઠ વિઠ્ઠલદાસના પગ એ દિશામાંજ વળતા હતા. એમના વડીલજને પાડેલા એ દેવવન્દનના સંસ્કાર હજુ પણ એ ઘરમાં પ્રચલિત છે.

-જીવનમાં રોજ એક બે ક્ષણ પણ અકળિત શક્તિનું આ રીતે સ્મરણ કરવું, પોતાની આત્મશક્તિનું ગૌરવ વિસરી જઈ સ્વભાવની નમ્રતા સેવવી, અને મનુષ્ય-સ્વભાવની નબળાઈની પ્રેરણાથી થયેલા નાના મોટા દોષ માટે પોતાની મેળે શરમીન્દા થવાનો પ્રસંગ સાધવો—એ દેવવન્દનામાંથી સધાતા અનેક લાભ પૈકીના થોડા લાભ એવા છે કે એ વૃત્તિ જ્યાં પોષાતી હોય ત્યાં તેને આડે આવવાનું તો કોઈ પસન્દ ન જ કરે.

કુલાચાર પ્રમાણે નાહ્યા પછી ભગવત્સ્મરણ કરવું અને કપાળમાં વૈષ્ણવ ધર્મનું લાલ રંગી તિલક કરવું એ પણ શેઠ વિઠ્ઠલદાસને નાની વયથીજ સમજાયું હતું. તેમની નિશાળે ઘણી જાતના છોકરા એકઠા થાય-તેમાં કેટલાક એમના તિલકની ટીખળ પણ કરતા હશે. પરન્તુ એ ટીખળની અવગણના કરીને પોતાના કુલાચારને પોષવાની સમજ કુટુમ્બના વાતાવરણમાંથી જ તેમણે લીધી હતી. પાછળથી શેઠ વિઠ્ઠલદાસની કાર્ય-પ્રવૃત્તિ ઘણા મોટા વિશાળ ક્ષેત્રમાં વિસ્તરી હતી તો પણ તેમને ગળથુથીમાં મળેલી કુલાચારની ભાવના તેમણે કદિ પણ ત્યજી નહોતી. આવી ચીવટતામાં આત્મીય ચીજની ભક્તિના અંશ સમાયા હોય છે. તે જ અંશમાંથી પોતાના કુટુમ્બની આબરૂ માટેનો આગ્રહ, પોતાના વેપાર માટેનો આગ્રહ, પોતની ન્યાત, પોતાના વતન, પોતાના દેશ વાસ્તેના પ્રેમનો આગ્રહ ઉગી નીકળે છે. તે ઉપરાન્ત આવી ચીવટથી મનને જે તાલીમ મળે છે તેની કીમત તો જેટલી આંકીએ તેટલી ઓછી કહેવાય.

વડીલજનના ગૃહજીવનમાંથી અનેક માનસિક વલણો મનુષ્યને મળે છે. આપણે તેને ગૃહસંસ્કાર કહીએ છીએ. એજ માનસિક વલણો એટલે ઘર-ઉછેરની છાપ. ભાટીઆ જ્ઞાતિમાં-અને ખાસ કરીને વિભૂતિવાન કુટુમ્બમાં કેટલીક વસ્તુ લક્ષ ખેંચે તેવી રીતે એ કાળમાં પ્રચલિત હતી. (૧) શારીરિક સ્વચ્છતા, (૨) ખાદ્યાખાદ્યનો વિવેક, (૩) દુષ્ટ વ્યસનોનો ત્યાગ, અને (૪) યથાશક્તિ દાન કરવાની વૃત્તિ; તેમાં ઠાકરસી મૂળજીના કુટુમ્બમાં એક વાતનો ઉમેરો કરવામાં આવ્યો હતો-તે (૫) વિદ્યાભ્યાસંગ અને વિદ્યોત્તેજકવૃત્તિ.

શેઠ વિઠ્ઠલદાસનો ગૃહઉછેર ઉપર જણાવેલી ભાવનાવાળા કુટુમ્બમાં થયો હતો. તેથી તેમનામાં સ્વચ્છતાનો ખ્યાલ બહુ ઉચ્ચ દશાએ પહોંચે તેવો રમી રહ્યો હતો. ઘરમાંથી મળેલી ભાવનાને બહારથી મળેલાં જ્ઞાનથી તેમણે સારી પેઠે ઉન્નત બનાવી હતી. પહેરવાનાં કપડાં, સુવાની ...રી, બેસવાની બેઠક, હાથ લુછવાના રૂમાલ, પીવાનું પાણી,-વગેરે ચીજ સ્વચ્છ રખાવવા-રાખવાનો એમનો આગ્રહ અનુકરણીય હતો. પાછલી

વયમાં એ ભાવ એટલો તો વૈજ્ઞાનિક રીતે તેમણે ખીલવ્યો હતો કે મોટા મોટા રાજાઓ, અને વિદ્વાન મુત્સદ્દીઓ આ ઉંચી ,સ્વચ્છતાના ધોરણને લઇને સર વિઠ્ઠલદાસના મેમાન થવામાં ઉન્નત મોજ સમજતા હતા.

રોજના ભોજનમાં અમુક ચીજ વર્જ્ય ગણાય, અમુકના હાથે રન્ધાયેલું ભોજન જ સ્વીકારી શકાય,–એ વિચાર નાની વયથી બાળકોમાં ઉતારી દેવામાં આવે છે તો તેની છાપ ઘડીમાં ઉપડી જતી નથી. શેઠ વિઠ્ઠલદાસના સાચા શિક્ષક મી. જેમ્સ મૅકડોનલ્ડ હતાં. તેમને ઘેર અનેક-વાર, બલ્કે રોજ શેઠ વિઠ્ઠલદાસ જતા; મી. મૅકડોનલ્ડનું કુટુમ્બ તેમને અનેક રીતે ચાહતું, પાછળથી યૂરોપીઅનોના વિશાળ પરિચયમાં શેઠ વિઠ્ઠલદાસ આવ્યા હતા; છતાં. તેમણે એ સહવાસના પ્રભાવથી પોતાને ઘરમાંથી મળેલો ભોજન સમ્બન્ધી સંસ્કાર કદિ ત્યજ્યો નહોતો. એ દૃઢતાવાળા સંસ્કારના• કિલ્લાને સર કરવાની તેમની અશક્તિને લીધે મી. ગો. કૃ. ગોખલે સાથે ઇ. સ. ૧૯૧૨ માં ઇંગ્લાંડ જવાના વિચારને તેઓ અમલમાં મૂકી શક્યા નહોતા. એમના અંગત સહવાસમાં આવવાનો જેમને પ્રસંગ આવ્યો હશે તે જાણતા હશે કે લામ્બે પલ્લે જ્યારે તેમને જવાનું હોય ત્યારે પોતાની મોટરમાં પાણીની બાલદી–ટુવાલ ખાસ રાખવાનો આગ્રહ તેઓ બતાવતા હતા. એમને *બીડી, સીગાર, કે હુક્કા જેવા આ યુગમાં નિર્દોષ ગણાતા વ્યસનનો પણ સંગ નહોતો. એ કેવળ ગૃહઉછેરનું જ પરિણામ ગણાય. ભાટીઆ જ્ઞાતિના–તેમાં વળી શિષ્ટ કુટુમ્બના અને ધાર્મિક ભાવનાને પોષનારાના ઘરમાં કોઇ દુષ્ટ વ્યસન હોવું જ ન જોઇએ એ વાત વડીલજનો એ કાળમાં છોકરાં ઉપર ઠીક ઠીક ઠસાવતા હતા. બીજાં ભારે વ્યસનના તો પડછાયા પણ તેમનાથી આઘા રહેતા.

એમ કહેવાય છે કે શાળામાં ભણતા કેટલાક ગરીબ વિદ્યાર્થીઓ પ્રત્યે નાની ઉમ્મરમાંથીજ શેઠ વિઠ્ઠલદાસને સહાનુભૂતિ જાગ્રત થઇ હતી અને પોતે તેમને ઘણી વાર આર્થિક મદદ વડીલજન પાસેથી કરાવતા હતા. એ લક્ષણ એમને કુટુમ્બના ખમીરમાંથી મળ્યું હતું. દાનવૃત્તિ તો ઘણા કુટુમ્બોમાં જાગેછે. પણ આજથી લગભગ ૫૦ વરસ પહેલાં વિદ્યોત્તેજક દાન કરવાની સમજ તો કેવળ ઉંચી કોટિએ વિહરતા કુટુમ્બમાં હોઈ શકે.

✓ વિદ્યાભ્યાસંગ એ ઠાકરસી મૂળજીના કુટુમ્બનું વિશિષ્ટ લક્ષણ છે એમ સ્વીકાર્યા વિના ચાલે તેમ નથી. મોટાં મોટાં કારખાનાઓ અને જબરી

* કોઈ વાર લામ્બા પ્રવાસમાં કે બીજા વિરલ પ્રસંગે નરમ પ્રકારની "સીગારેટ" તેઓ વાપરતા હતા

ઝવેરી પેઢીઓના માતબર કામ કરતાં કરતાં પણ એ કુટુમ્બના માણસો પોતાને ત્યાં વર્ષાસનો આપીને પંડિતોનાં પ્રવચન નિયમિત કરાવે, વિદ્વાનોની સમ્ભાવના અનેક રીતે કરે, અને સાચા વિદ્વાનની કદર કરી તેમનું સાચું મૂલ્ય આંકી બહુ છૂટે હાથે તેમને વેતન આપે-એવું જો કયાંય થતું હોય તો તેમાંનું એક સ્થળ તો ઠાકરસી મૂળજીનું કુટુમ્બ ગણાવું જોઈએ. શેઠ દામોદર અને શ્રીમતી નાથીબાઇ સંસ્કૃત ભાષાના પંડિતોને પોષતા; તેમજ ગુજરાતના વિદ્વાન શિક્ષક-શ્રી ગોપાલજી સૂરજી જેવાની પણ સમ્ભાવના કરતા. ગ્રાગજી શેઠે વિદ્યાવ્યાસંગ અને વિદ્વત્તિજન એ તો પોતાના જીવનનાં મુખ્ય કાર્ય બનાવ્યાં હતાં; શેઠ વિઠ્ઠલદાસ પણ એ પાટે ભણ્યા હતા. તેમણે પંડિતોને, શાસ્ત્રીઓને, પોતાના શિક્ષાગુરુઓને, અને અન્ય વિદ્વાનોને જે રીતે સન્માન્યા છે તેની વાત બહુ વિસ્તારવામાં આવે તો એવી શંકા થયા વિના ન રહે કે એમના જીવનનો મુખ્ય નેમ વેપાર-ઉદ્યોગ હશે કે વિદ્યાપ્રચારનું કાર્ય હશે. ગૃહના ઉછેરમાંથી આ બધું શેઠ વિઠ્ઠલદાસે બચપણમાં અને કૌમારમાં ઘરને આંગણે ખેલતાં ખેલતાં અને વડીલોના ખોળા ખુંદતાં ખુંદતાં જીવનમાં ઉતાર્યું હતું.

સારૂં ભોજન લેવું એ એમને પસન્દ હતું; નાની વયે તેમની શરીરસમ્પત્તિ બહુ સારી હતી. હમણા હમણા જેમ શ્રીમન્ત ઘરના છોકરાં બહુ ખાઈ શકે નહિ, અને જમે તો પચાવી શકે નહિ, તેમ શેઠ વિઠ્ઠલદાસના પ્રબન્ધમાં નહોતું. તેમને ભર્યે ભાણે જમવાની ટેવ હતી. સારી ખરાબ રસોઇની તેમને કદર હતી. સૂક્ષ્મ આહાર કરીને પાટલેથી ઉઠી જવું એ એમની રીત નહોતી. બધા પ્રકારના સ્વાદના એ રસીઆ હતા. પરન્તુ ખાસ કરીને મલાઈ પ્રત્યે તેમને વિશેષ ભાવ હતો. તેમના માટે મલાઇની તજવીજ ઘરમાં હમેશ રાખવામાં આવતી હતી. નાનપણથી વડીલજનોએ ફળફૂલના ઉપયોગની અગત્ય તેમને સમજાવી હતી. તે પ્રમાણે ફળ અને ભાજી માટે પણ તેમને આદર રહેતો હતો.

ઘરના ઉછેરમાંથી તેમને પોતાના કુળના પોશાક માટે માનનીય આગ્રહ બન્ધાયો હતો. સ્વચ્છ અને કુમારદાર બંગાલી ધોતીઉં, પગમાં લામ્બા મોજાં, શરીરપર બદન, ખમીસ, અને તે ઉપર લામ્બો ઘુંટણ સુધીનો પરમાણદાર કોટ, અને માથે ભાતીગર ચુંદડીઆની ભાતીઆદાદી કચ્છી પાઘડી —એ એમનો હમેશનો પોશાક હતો. વિદ્યાર્થીજીવનમાં પણ એજ પોશાક હતો. માત્ર પાઘડીની જગ્યાએ ઉંચા મખમલની ઘૂપેલીઆ રંગની લામ્બી ટોપી પહેરવામાં આવતી હતી. તદ્દન બાળવયમાં સાદી ટોપીને સ્થાને સુરમાથી ભરેલા ભરતવાળી ટોપી ઓઢવામાં આવતી હતી.

પગના જોડા તરીકે ઘણે ભાગે રબ્બરની પટ્ટીવાળા ચકચકિત બૂટ રાખવામાં આવતા હતા. એમના યુગમાં ઉઘાડે માથે રહેવું એ શિષ્ટાચાર વિરુદ્ધ ગણાતું હતું; ખાસ કરીને મોભાદાર માણસે મોભો સાચવવા, અને વડીલજન પાસે વડીલનું માન સાચવવા સદા માથું ઢાંકીને જ રહેવું વ્યાજબી ગણાતું હતું; તેથી માથેથી પાઘડી ઉતારી નાંખ્યા પછી તરતજ બૅગમાં કે ઑફિસના ટેબલના ખાનામાં રાખી મૂકેલી મખમલની ટોપી માથે મૂકવીજ પડતી. શેઠ વિઠ્ઠલદાસ મોટી વયે પણ દેશી ભાઇઓને જ્યારે જ્યારે મળતા ત્યારે જો પોતાને માથે ટોપી ન હોય તો તે પહેરી આવ્યા પછી મળવા આવનારને પોતાની પાસે બોલાવતા હતા.

પોતાના પોશાક માટે શેઠ વિઠ્ઠલદાસને જે આગ્રહ હતો તે એવો તો સુબદ્ધ હતો કે મોટી વયે જ્યારે ઇ. સ. ૧૯૦૦માં મુમ્બઇમાં ગવર્નર સાહેબની "લેવી"માં—દરબારમાં—જવાનું તેમને આમન્ત્રણ મળ્યું હતું ત્યારે તેમણે ગવર્નર સાહેબના સેક્રેટરીને સ્પષ્ટ લખ્યું હતું કે પોતાના કુલાચાર પ્રમાણે તે ધોતીઆં પાઘડીનો શિષ્ટ પોષાક જ પહેરે છે. તે પોશાકથી દરબારમાં આવવાની છૂટ મળતી હોય તો તે દરબારનો લાભ લઇ શકશે. એમના આવા સાચા આગ્રહને મુમ્બઇ સરકારે નમતું આપ્યું અને તેમને એકલાંને પાટલુનને બદલે ધોતીઆના પોશાકથી "લેવી"માં જવાની છૂટ આપવામાં આવી. એ છૂટનો દાખલો બીજા કોઇ ટાંકી શકશે નહિ એવો ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. વાચકો વિચારી શકશે કે એ આજથી ત્રીસ વરસ પહેલાંની બિના છે. આવા પ્રસંગમાંથી બન્ને પક્ષ માટે આપણને માન થવા જેવું છે. શેઠ વિઠ્ઠલદાસે ગવર્નર સાહેબની પ્રતિષ્ઠાવાળી મુલાકાત આગળ પોતાના કુલાચારને શ્રેષ્ઠ ગણ્યો માટે તેમને ઇજ્જત ઘટે છે; મુમ્બઇ સરકારે પણ કેવળ નિયમના શબ્દોને ન વળગી રહેતાં વિશુદ્ધ ભાવથી પોતીકા પોશાકને વળગી રહેનારની વૃત્તિ સમજી લઇ નિયમને જરા શિથિલ થવા દીધો તે માટે સરકારને પણ ધન્યવાદ ઘટે છે.

---

## પ્રકરણ ૪ થું.

### કૉલેજનું વાતાવરણ.

શેઠ વિઠ્ઠલદાસની મૅટ્રિક્યુલેશનની પરીક્ષા ઈ. સ. ૧૮૯૧ ના નવેમ્બર માસની ૧૬ મી તારિખે શરૂ થઈ ૨૦ મી તારિખે પૂરી થઈ હતી. પરીક્ષાના પરિણામની વાટ આતુરતાથી તેઓ જોયા કરતા હતા. પોતાના મિત્રો સાથે પરીક્ષકોની લાયકાત અને ખાસીયતોની ચર્ચા કરવામાં તેમને રસ પડતો હતો એવું જણાય છે. અંગ્રેજી ભાષાના પરીક્ષક ડૉ. પિટર્સન અને પ્રોફેસર. ડબ્લ્યુ. એચ. શાર્પની કોઈ વાર વાતો થતી; તો કોઈવાર ગણિતના પરીક્ષક મી. જમશેદજી અરદેશર દલાલની ચીવટતા સમ્બન્ધી, તો કોઈ વાર ગુજરાતી ભાષાના પરીક્ષક શ્રીયુત ગોવર્ધનરામ ત્રીપાઠીની અતિ ભાષા-શુદ્ધિની ધૂન મારેની, અને કદિ કદિ વિજ્ઞાન-પરીક્ષક પ્રો. ત્રિભુવનદાસ ગજ્જરના વિજ્ઞાન-પ્રેમની ચર્ચાને મિત્રગુંજનનો વિષય તેઓ બનાવતા હતા.

પરીક્ષાનું પરિણામ તો ડિસેમ્બરની ૨૩ મી તારિખે પડવાનું હતું; ત્યાં સુધી કાર્યપ્રિય સ્વભાવના શેઠ વિઠ્ઠલદાસ કેવળ મિત્રો સાથેના ગુંજનમાં પોતાનો વખત ગાળી શકે તેમ નહોતું. તા. ૨૦મી નવેમ્બરે પરીક્ષા પૂરી થઈ; અને તા. ૩ જી ડિસેમ્બરથી તો તેમણે પોતાના પિતાશ્રી સાથે ઑફિસમાં જવાનું શરૂ કર્યું. તેમના વડીલ પણ ઇચ્છતા હતા કે તેમને હવે ધન્ધાની માહિતી આપી હોય તો સારૂં. શેઠ દામોદરનું ટેબલ અનેક પ્રકારના કામોથી પથરાયેલું જ હોય; તેમની રોજની દિલચાલ અનેક પ્રવૃત્તિ સાથે સંકળાયેલી હોય; એ બધાં કામની અને એ બધી પ્રવૃત્તિની શેઠ વિઠ્ઠલદાસને અઢારમે વરસેજ માહિતી મળવા લાગી. ખરી રીતે કહીએ તો એજ સમય-ઈ. સ. ૧૮૯૧ નો ડિસેમ્બર માસ-એમની ધન્ધાની દીક્ષા લીધાનો ગણી શકાય. પિતાશ્રી પાસેથી એ દીક્ષા લેવાનો ધન્ય પ્રસંગ એમને મળ્યો હતો.

મૅટ્રિક્યુલેશન પરીક્ષાનું પરિણામ બહાર પડતાં સુધી જોકે ઘણો વખત તેઓ પોતાના પિતાશ્રી સાથે ધન્ધાના કામમાં ગાળતા હતા, છતાં જે સમય ફાજલ રહેતો તેમાં તેમણે હારમોનિઅમ વાજું બજાવવાનું શીખી લેવાનો વિચાર કર્યો હતો. પ્રારમ્ભમાં તો પોતાને હાથે ફુરસદના સમયમાં યન્ત્રમાંથી જે સૂર નીકળે તે કાઢતા હતા; પણ પછી તરત જ કોઈ શિક્ષક રાખવામાં આવ્યો હતો.

તા ૨૩ મી ડિસેમ્બરે મૅટ્રિક્યુલેશન-પરીક્ષા પાસ થયાની જાહેરાત વર્તમાન પત્રોમા પ્રકટ થઈ, ઘરમા ઉત્સાહ પથરાઈ રહ્યો તે જ વરસમા શેઠ વિઠ્ઠલદાસની સાથે બીજા બે ત્રણ ભાગીઆ યુવાનો પણ એ પરીક્ષામા પાસ થયા હતા, એટલે ભાગીઆ મંડળમા પણ એ પરિણામનો ઉહાપોહ થઇ રહ્યો હતો કચ્છી ભાગીઆ-ભાઈ મથુરાદાસ કાનજી મટાણી, વરવાળાનાજ વતની ભાઈ દેવીદાસ માધવજી ઠાકરશી (કાપડીઆ) અને મી. કાપડીઆ ગોરધનદાસ ખીમજી તથા ભાઇ વિઠ્ઠલદાસ (મર્ચન્ટ) એ ચાર ભાટીઆ યુવાનોનો વિજય કાપડબજારમા લામ્બા વખત સુધી નાતનો વિષય બની રહ્યો હતો ભાઈ મથુરાદાસ મટાણીએ કચ્છના વતની હોવાથી તથા કચ્છી વિદ્યાર્થીઓમા પહેલે નમ્બરે આવવવાથી "દી બા મણિભાઈ જશભાઈ" ઇનામ મેળવ્યુ હતુ

નાતાલના તહેવારો પૂરા થતા કૉલેજો ઉઘડી એલ્ફિન્સ્ટન કૉલેજમા ઉંચો અભ્યાસ કરવા દાખલ થવાની વૃત્તિ શેઠ વિઠ્ઠલદાસને થઇ આવી એમના પિતાશ્રીની ઇચ્છા એવી હતી કે સમજુ થએલો પુત્ર હવે ધન્ધાની તાલીમ લે તો ખોટુ નથી પરન્તુ વિદ્યાની કદર સમજનાર પિતાએ પોતાના પુત્રની વૃત્તિ કૉલેજમા અભ્યાસ કરવાની જોઈ, તેને તેઓ તરત અવગણી શક્યા નહિ શેઠ વિઠ્ઠલદાસ કૉલેજમા દાખલ થયા કૉલેજની હવા ઉન્નત અભ્યાસના આન્દોલનવાળી અને ગૃહસ્થાશ્રમના ગુણો વિસ્મરાવનારી હતી તે દહાડામા પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ વચ્ચે સમાગમના પ્રસંગો બહુ આવતા હતા મિત્રો મિત્રો પણ ઉંચી ભૂમિકા ઉપર રહીને વાતચીત અને વાદ વિવાદ ચલાવતા હતા કૉલેજમા પરીક્ષા કરતા સંસ્કારમય વાતાવરણને વિશેષ અગત્યનુ સ્થાન આપવામા આવતુ હતુ

સને ૧૮૯૨ મા એલ્ફિન્સ્ટન કૉલેજમા પ્રિન્સિપલ મી ઑક્સનહામ હતા, અંગ્રેજીના પ્રો મૅકમીલન, સંસ્કૃતના પ્રો ડૉ પિટર્સન, ગણિતના પ્રો હૉથૉર્નવેટ અને ઇતિહાસના પ્રો એ વી મૂલર સાથે શેઠ વિઠ્ઠલદાસને પરિચય થવા લાગ્યો હતો* ડૉ પિટર્સનના તે પ્રશંસક બનવા લાગ્યા હતા. તે સિવાય તે વરસમા (હાલના દી બા) શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ એ ની પરીક્ષા પાસ કરી કૉલેજમા ફેલોની પદવી ઉપર હતા તેમનો લાભ પણ એમને મળ્યો હશે તેમની સાથે અભ્યાસ કરનાર

* ડૉ પિટર્સનને પોતાના "ટયુટર" (ઘરના અધ્યાપક) તરીકે રાખવાનો વિચાર એક વાર એમણે કર્યો હતો એમના સ્નેહી શેઠ નરોત્તમ મોરારજી ગોકળદાસ મારફત વાતચીત પણ ચાલુ કરી હતી પરન્તુ દીર્ઘ વિચાર પછી એમના ટયુટર તરીકે મી જેમ્સ મૅકડોનલ્ડને જ પસન્દ કરવામા આવ્યા હતા

યુવાનોમાં શ્રી. મથુરાદાસ કાનજી મટાણી, શ્રી. અમૃતલાલ તલકશી મહેતા હાલના પોરબન્દર રાજ્યના નાયબ દીવાન, શ્રી. ચુનીલાલ વ્રજભૂખણદાસ ખંડાલાવાળા,—એ મુખ્ય ગુજરાતી બન્ધુ હતા; ઉપરના વર્ગોમાં અભ્યાસ કરનારામાં શ્રી. મર્ચન્ટ જાફરભાઈ રહીમતુલ્લા, અને શ્રી. હરજીવન ભવાન કોટક રાજકોટ અને ઇડરના દીવાન,—એમનાં નામ ખાસ લક્ષ ખેંચે તેવાં છે.

આવા પ્રકારના સહવાસની ઉન્નત હવા શેઠ વિઠ્ઠલદાસ વધુ સમય લઈ શક્યા નહિ. ઘરનો ધીકતો વેપાર ચાલતો હોય ત્યાં ઘરના ભણેલા ગણેલા માણસની જરૂર કયે ઠેકાણે ન પડે? એક બાજુએથી શેઠ વિઠ્ઠલદાસને એમ સ્પષ્ટ સમજાયું હતું કે વિજયવન્ત કારકીર્દિનો પાયો અભ્યાસની મજબૂત કાંકરેટ ઉપર રચાવો જોઇએ અને બીજી બાજુએથી પોતાની ખીલેલી સમજથી એમ લાગતું હતું કે વડીલોએ વિસ્તારેલો ધન્ધો જ તેમને અભ્યાસનું ક્ષેત્ર પૂરૂ પાડશે, અને તેમાં જેટલો વહેલો પ્રવેશ થશે તેટલા પ્રમાણમાં ધન્ધાને લાભ થશે. કૉલેજમાં એક ટર્મજ અભ્યાસ કરી શેઠ વિઠ્ઠલદાસે ભવિષ્યમાં ઘણી કૉલેજો* ઊભી કરવાની શક્તિ સમ્પાદન કરવા એલ્ફિન્સ્ટન કૉલેજ છોડી દીધી.

વેપારના કાર્યમાં ઝટ માથું મારવાનું બની શકે તેટલા માટે તેમણે ભલે કૉલેજ છોડી દીધી પણ ઉચ્ચ શિક્ષણની ધગશ તો તેમનામાં ઊભીજ રહી હતી. તેમણે કૉલેજના થોડાં લેક્ચરોમાથી-(પ્રોફેસરના પ્રવચનોમાંથી) પણ સદ્ગૃહસ્થાઈનાં નૂર પીધાં હતાં. તેમણે એ વખતે પોતાના અભ્યાસના ટેબલ ઉપર સુલક્ષણોની ટીપ ઉતારીને રાખી હતી. તે એમની ઉલટ અને મોટા થવાની સાચી વૃત્તિ સૂચવે છે. અંગ્રેજી શબ્દોની સામે અર્થસૂચક ગુજરાતી શબ્દો લખ્યા છે તે એમના સમયની ગુજરાતી ભાષાનું અધુરૂં ખેડાણ બતાવે છે. એ ગુજરાતી ભાષા ઉપર પારસી બોલીની છાપ પણ ક્યાંક ક્યાંક તરવરે છે.

A true Gentleman is he who possesses the following qualifications. ખરો ગૃહસ્થ કોને કહેવો કે જે નીચે જણાવેલા ગુણો ધરાવતો હોય.

* સર વિઠ્ઠલદાસે—બૅન્કીંગ, કો-ઑપરેટિવ હીલચાલ, વેપારી શિક્ષણની કૉલેજ, મ્યુઝિયમ, વનિતાવિશ્રામ, પુસ્તકાલયો, અને યુનિવર્સિટીની હીલચાલમાં—કેવા પ્રકારનો ભાગ લીધો હતો તે જાણ્યા પછી આ વાક્યની વાસ્તવિકતા વાચકને વિશેષ સમજાશે.

અંગ્રેજી. ગુજરાતી.

1 Affable ભલું, મલતાવડું, મીઠાબોલું, સુજ્જન.
2 Agreeable પસંદ પડતું, લાયકસર, મલતું આવે એવું, સુંદર.
3 Amiable પ્યાર ઉપજાવે તેવું, મીલનશાહી ભરેલું.
4 Amicable મીત્રાચારીવાળું, સુલેહ ભરેલું.
5 Benevolent પરોપકારી, જનહિતેચ્છુ.
6 Benignant માયાળુ, મહેરબાન.
7 Bland કોમળ, શાંત, નમ્ર.
8 Calm શાંતિપૂર્વક, ચિત્તની સ્વસ્થતાવાળું.
9 Charming લોભાવનાર, મોહક.
10 Charitable બીજાનું કલ્યાણ ઇચ્છનાર, દોષ ઉપર રહેમથી જોનાર.
11 Cheerful હસમુખ, આનંદી, ઉલ્હાસી.
12 Civil આદર સત્કાર કરનારૂં, સભ્ય, સુધરેલું.
13 Conciliating સુલેહ ભરેલું, અનુકુળ.
14 Considerate વિચારવંત, ગંભીર, વજનદાર.
15 Cool બેપરવા, બેદરકાર, શાંત, થંડે પેટે, બે મોહોબ્બત.
16 Courteous સભ્ય, શિષ્ટ, નિષ્પક્ષપાતી.
17 Dispassionate શાંત.
18 Endearing મોહોબ્બત ભરેલું, પ્યારૂં, દયાળુ.
19 Equable એકસરખો, સમાનતર.
20 Even સમાધાની ભરેલું, ધીરજવાન, એકસરખો.

આવી જાતના લગભગ પચ્ચાસ લક્ષણોની યાદી બનાવેલી મળેલ છે. માણસને સદગૃહસ્થ તરીકે રાચવું હોય તો કેવાં કેવાં લક્ષણો ખીલવવાં જોઇએ તેનો આ રીતે વિચાર કરતાં કરતાં શેઠ વિઠ્ઠલદાસ રીતસરનો કૉલેજનો અભ્યાસ છોડી દે છે. બીજી બાજુએથી પોતાના વિકાસ માટેનો અભ્યાસ સારા વિદ્વાન અધ્યાપકોના સહવાસથી અને પુસ્તકો તથા વર્તમાન પત્રોના પરિશીલનથી ચાલુ રાખે છે.

ઇ. સ ૧૮૯૨ ના ફેબ્રુઆરી, માર્ચ માસમાં સવારે પોતાની મિલોની મુલાકાતે જવાનું રાખે છે અને બપોરના વખતમાં વડીલો સાથે કોટમાં ઑફિસે જવાનું રાખે છે. ઍપ્રિલ માસમાં મુમ્બઇનો ઉનાળો શેઠ વિઠ્ઠલદાસને સખત લાગવાથી એ વરસે મહાબલેશ્વરમાં ઉનાળો ગાળે છે.

---

## પ્રકરણ ૫ મું.

### પિતાશ્રીને અંજલિ.

દામોદર શેઠની જીવનપ્રવૃત્તિના કેટલાક અંશનો ખ્યાલ આપણને આગલા પ્રકરણ પરથી આવ્યોછે. ઇ. સ. ૧૮૯૧ પછી ભાઈ વિઠ્ઠલદાસને કૉલેજના નિયમિત અભ્યાસમાંથી મુક્ત કરી પોતાની સાથે વેપાર ઉદ્યોગના વહિવટની તાલીમ આપવાની ઇચ્છાથી દામોદર શેઠ પોતાના પુત્રને ઘણે ખરે પ્રસંગે પોતાની સાથેજ ફેરવતા હતા. ઑફિસમાં પોતાની બાજુએ તેમને બેસાડતા, મિલ ઉપર કે "મારકેટ"માં જ્યારે તેમનું જવું થતું ત્યારે ભાઈ વિઠ્ઠલદાસને પોતાની સાથે રાખતા હતા. વેપારીઓ સાથે ખરીદીના અને વેચાણનાં સાટાં થતાં હોય, વિલાયતની ઑફિસના અંગ્રેજ મૅનેજરો સાથે વાતચીત કરવાની હોય, કે કોઈ સાર્વજનિક સભામાં જવું આવવું હોય ત્યારે પિતા પુત્ર બન્ને સાથેજ રહેતા હતા. એ અરસામાં મહાલક્ષ્મીના મન્દિર પાસે સમુદ્રની ખુલ્લી હવામાં વિસ્તારવાળા ચોગાનમાં એમનો બંગલો બન્ધાતો હતો. એ કામની દેખરેખ માટે અને વખતો વખત બાંધકામ કરનારાને આપવી પડતી સૂચના માટે શેઠ દામોદર જે જે પગલાં ભરતા હતા તે બધાં ઉપર ભાઈ વિઠ્ઠલદાસનું પૂરૂં લક્ષ રહેતું હતું.

પિતાની ઉમેદ હતી કે પોતાના બુદ્ધિશાળી પુત્રને તેઓ પોતે ધન્ધા રોજગારમાં, અને સાર્વજનિક જીવનમાં પોતાની તાલીમથી અને ઉચ્ચ પરિચયનો લાભ આપીને ત્વરે પ્રસિદ્ધિમાં લાવી શકશે; પરન્તુ એમની આ ઉમેદ એમને પોતાને હાથે પાર ન પડતાં અન્ય રીતે પાર પડવાની હતી; કેમકે એકાદ વરસ પુત્રને તેમણે તાલીમ આપી ત્યાં તો તેમને તાવની બિમારી લાગુ પડી ગઈ હતી. તેમના નવા બંગલામાં ("દામોદર ભવન") તેમણે લામ્બો વાસ કર્યો નહિ; કારણ કે અનેક ઉત્તમ વૈદ્યો અને ડૉક્ટરોની સારવાર એમને આપવામાં આવી છતાં એમની એ વખતની માંદગી છેલ્લી માંદગી નીવડી. સંવત ૧૯૪૯ ના આશુ શુદિ ૧૧ વાર શનિ (તા. ૩૧ ઑક્ટોબર ૧૮૯૩) ના રોજ ૪૬ વરસની વયે શેઠ દામોદરનો જીવાત્મા વિલીન થયો. વિશાળ કુટુમ્બના આપ્તજનોને, મોટા મિત્રમંડળને અને અનેક આશ્રિતોને તથા પ્રશંસકોને શોકના વાતાવરણમાં તેઓ મૂકી ગયા. ગમ્ભીર, સુખદ, પ્રોત્સાહક પિતૃવૃક્ષની છાયાનો અનન્ય લાભ ભાઈ વિઠ્ઠલદાસને

વીસ વરસની વયે જતો કરવો પડયો હતો. એમના કૌમારના કોડ હજુ પૂરા થયા નહોતા ત્યાં તેમના ઉપરથી છત્ર ઉડી ગયું. પરન્તુ એમને મોટો દીલાસો એ હતો કે શ્રીમતી નાથીબાઈ જેવાં જાજ્વલ્યમાન કુશળ માતુશ્રી અને વ્યવહારનાવિદ તથા પ્રભુતાની ઉચ્ચ સમજવાળા કાકા શ્રી. ગોવિન્દજી શેઠ—એ બે વડીલોની પૂર્ણ છાયા એમના ઉપર હતી.

દામોદર શેઠની કીર્તિ એટલી બધી છવાઇ હતી કે એમના મૃત દેહને છેવટની વિદાયગીરી આપવા હજારો માણસોની મેદની ઉભરાઇ હતી. મિલોમાં, કારખાનામાં, કચેરીઓમાં શોકને કારણે કામ બન્ધ રાખવામાં આવ્યાં હતાં. *મ્યુનિસિપલ કૉરપોરેશનમાં, મિલમાલિકોની સભામાં, કાપડ મારકેટની મંડળીમાં તેમના અકાળ મરણ માટે દીલગીરીના ઠરાવો પસાર થયા હતા. અનેક રાજા રજવાડાઓ તરફથી, દીવાન કારભારીઓ તરફથી અને દેશી પરદેશી અમલદારો તરફથી દીલાસાના સન્દેશા આવ્યા હતા.

વર્તમાન પત્રોમાં એમના મરણની નોંધો અનેક પ્રકારની જાહેર સેવાના સમ્ભારણાં સાથે પ્રકટ થઈ હતી.

"Except, perhaps, the late Hon. Mr. Morarji Gokaldas, no member of the Bhatia community had of late years acquired such a conspicuous position in the civic life of Bombay as Mr. Damodher Thakersey".

---

"His funeral, which took place the same morning, was one of the largest ever seen in Bombay."

---

"He exercised great influence among his caste, who invariably went to him for the purpose of adjudicating the difference that arose in connection with the transaction of business without resorting to courts of law." [મુમ્બઇના પત્રોમાથી ઉતારા.]

---

* મુમ્બઇ મ્યુનિસિપલ કૉરપોરેશન ઑફિસના ૨૪ ઑકટોબર ૧૮૯૩ ના નં ૬૯૯૬ થી તે વખતના પ્રમુખ મી ટૉમસ બ્લૅનીની સહીવાળી નીચેનો resolution ઠરાવ શેઠ વિઠ્ઠલદાસ અને શેઠ માવજી ના નામ ઉપર પત્રથી લખાઇ આવ્યો હતો.

"That the Corporation desire to place on record their regret at the death of their esteemed colleague, the late Mr. Damodher Thakersey Mulji.

That as a mark of respect to his memory the Corporation do now adjourn without proceeding to the transaction of business."

સ્વર્ગસ્થ પિતાનું તર્પણ અનેક રીતે સમજુ પુત્રે કર્યું હતું. ભાઈ ભાંડુ પ્રત્યે ઉમદા પ્રેમથી વર્તન રાખીને, કુટુમ્બની શિષ્ટતામાં ઉમેરો થાયે તેના વ્યાવહારિક કાર્યો કરીને, પિતાને પગલે ચાલ્યાનો યશ મળે તેવું સાંસારિક અને સામાજિક જીવન ગાળીને, પિતાના મિત્રો અને સમ્બન્ધીઓ સાથે પરિચય કેળવીને, લોકકલ્યાણનાં કામોમા યોગ્યાયોગ્યનો વિચાર કરી દ્રવ્યનો વ્યય કરીને, અને પોતાના અન્તરાત્માને આઘાત થાય તેવાં કૃત્યોથી સદા દૂર રહીને ભાઈ વિઠ્ઠલદાસે અતિ ઉત્તમ પિતૃતર્પણ કર્યું છે એમ કહેવામા જરા પણ ખોટુ નથી

परोपकाराय सतां विभूतय —એ સત્ય એમના ઘરમાં વડવાઓના સમયથી માન્ય હતું. પિતાશ્રીના આત્માને તૃપ્ત કરવા શુ કરવુ તેનો વિચાર તેમના ચિત્તમા રમતો જ હતો. એમના એ સમયના જૂના દફતરમાથી એમના પિતાશ્રીના હાથઅક્ષરે લખાએનો એક કાગળ મળી આવ્યો છે એ કાગળ ઉપર આપણે તેમના એ સમયના વિચારનુ ચિત્ર જોઇ શકીએ છીએ. કોઇ પણ સજ્જને આત્મ કલ્યાણ વાસ્તે કેવા કેવા પુણ્યના કાર્યો હાથ પર લેવા તેની યોજના વાસ્તે શેઠ દામોદરે એક યાદી કરેલી હતી તે જૂના દફતરના કાગળમાથી અહિ ઉતારવામા આવે છે આ યાદી શેઠ વિઠ્ઠલદાસે માર્ગદર્શક માની હતી

## લોકકલ્યાણનાં કાર્યો.

૧ જળાશય—વાવ કુવા—( અવાડા બન્ધાવવા ને ભરાવવા ) તળાવો નદીના કામ
૨ કેળવણી આપવી—નિશાળ કાઢવી—કોઈ પણ જાતની—; મકાન બન્ધાવવા, સ્કૉલરશિપો કાઢવી; નવા હુન્નર દેશમા લાવવા સારૂ પુસ્તક છપાવવા, નિબન્ધો રચાવવા, ઇનામો આપવાં
૩ ધર્મશાળા બાંધવી.
૪ હવા ખાવાનાં ઠેકાણાં—ઝાડ રોપાવવા, સેનિટરીઅમ બાંધવાં.
૫ દવાખાના કાઢવાં
૬ રસ્તા બાંધવા—સડક પુલ
૭ અપંગને આશરો—તેઓને કેળવણી, તેઓનું ગુજરાન
૮ નિરાશ્રિતને આશરો—તેઓને કેળવણી, તેઓનું ગુજરાન.
૯ કુટુમ્બનુ ભલું.

૧૦ જ્ઞાતિનું ભલું—૧ કેળવણી વધારવી; ૨ સુખવધે તેવા કાયદા કાઢવા; ૩ ઉદ્યોગે ચડાવવા; ૪ ગરીબોનું ગુજરાન.
૧૧ મિત્રોનું ભલું.
૧૨ સદાવ્રત—અથવા અન્નનું દાન.
૧૩ મુંગા પ્રાણી પર દયા રહે તેમ કરવું.
૧૪ પક્ષીઓને ચણ.

આટલા વિભાગની વચ્ચે. "૧ કન્યાદાન" એટલો શબ્દ અલગ લખ્યો છે. તેનો સમાવેશ ઉપર ગણાવેલા કોઇ વિભાગમાં કરવો કે નવો વિભાગ તે નામથી બનાવવો એનો નિર્ણય નહિ કર્યો હોય એટલે એ શબ્દ અદ્ધર પડી રહ્યો છે; અગર તો એવું કૃત્ય કરવામાં પુણ્ય સમાએલું છે કે કેમ તેનો વિચાર ચોકસપણે તેમણે ન કર્યો હોય તેથી પણ એ શબ્દને અદ્ધર રાખ્યો હોય.

પિતાશ્રીના મરણ વખતે વિચારમાં લીધેલી અને અત્યાર સુધી સચવાઇ રહેલી આ યાદી શેઠ વિઠ્ઠલદાસની ધાર્મિક અને પરોપકારી વૃત્તિની ખાતરી આપે છે એટલુંજ નહિ, પરન્તુ તેમાંથી એમનો ખામચી સ્વભાવ, ચોકસ રહેવાની ટેવ, અને સાંગોપાંગ વિચાર ચલાવવાનો આગ્રહ આપણને સુરેખ સ્વરૂપે દેખાઈ આવે છે. બીજું આપણે એ પણ જોઇ શકશું કે એમણે વીસ વરસની વયે પિતાશ્રીના કાગળ પર ટપકાવેલા વિચારો પરથી પોતે કરેલા વિચાર કેવળ કાગળ પર રહેવા પામ્યા નથી પરન્તુ કૃતિમાં પણ મૂકાયા છે.

પિતાશ્રીને પગલે ચાલી વડીલની આબરૂમાં વધારો કરવો એ વાતને શેઠ વિઠ્ઠલદાસ પિતૃતર્પણનાં અનેક કાર્યોમાંનું એક કાર્ય સમજ્યા હતા. તેથી પિતાશ્રીના જીવનસૂત્રોને એઓ સદા સ્મરણમાં લાવી લાવી તેને જીરવવા પ્રયત્ન કર્યા જ કરતા હતા.

દામોદર શેઠની પ્રતિષ્ઠા અને હોશીઆરીને લીધે એમને અનેક રાજા રજવાડા સાથે, કારભારી, દીવાનો સાથે, મુત્સદ્દી–કલમબાજ–જાહેર પુરુષો સાથે અને યૂરોપીઅન વર્ગના સજ્જનો સાથે ગાઢ મૈત્રીનો સમ્બન્ધ હતો. આવા બધા સ્નેહસમ્બન્ધને કેળવવામાં અને દૃઢ બનાવવામાં શેઠ વિઠ્ઠલદાસે પોતાના સ્વ. પિતાશ્રીની પારલૌકિક તૃપ્તિની દૃષ્ટિથી બહુ ચીવટ અને કાળજી રાખી હતી.

શેઠ દામોદરનો મોટો રાજકીય સમ્બન્ધ નવાનગર રાજ્યના (જામનગર) પુણ્યશાળી જામસાહેબ શ્રી. વિભાજી સાથે હતો. જામસાહેબ શ્રી.

વિભાજીના સ્વહસ્તે લખેલા "ભીરી"ના ચિહ્નવાળા દસ્કતના પત્રો હજુ પણ શેઠ વિઠ્ઠલદાસના દફતરમાં મોજુદ છે. ઇ. સ. ૧૮૮૯ના જુન માસની ૨૨ મી તારીખે જામશ્રી વિભાજી ખાસ પત્ર લખી દામોદર શેઠને ખમ્ભાલીએથી જામનગર બોલાવે છે અને તેમને માનપૂર્વક તેડી લાવવા સારૂ હજુરના માણસ—ભાઇ પ્રાગજી દેવાને મોકલે છે. એ વખતે જામનગરમાં કૉલેરા હોવાથી ખમ્ભાલીઆથી પરબારા મુમ્બઈ જવાનો વિચાર દામોદર શેઠે રાખેલો તે પરથી બીજો પત્ર જામસાહેબ તરફથી તા. ૨–૯–૧૮૮૯ ના રોજ લખાય છે અને તેમાં જણાવે છે કે—તમો તાંહાથી પરબારૂ મુમ્બઈ જવાનુ ધારતા હો તો બંધ રાખવું. અને આહીં જ્યારે કૉલેરાની શાંતી થાય સારે અમારા રૂબરૂ થઈ આહીંથી મુમ્બઇ જવું—આ પત્ર લખ્યા પહેલાં ખમ્ભાલીઆમાં શેઠ દામોદર એમના પિતાશ્રી ઠાકરસી મૂળજીના કારજ અવસરનું ખર્ચ કરતા હતા સારે પણ એ અવસર પર પોશાક મોકલ્યાનો જામસાહેબ તરફથી તા. ૧–૮–૮૯ નો પત્ર લખાયો છે અને તેમાં જણાવ્યું છે કે—ત્યાંહાના કામથી ફારક થઇ તમારે શીળ સાતમ ઉપર આહીં તરત આવવું. વળી જામસાહેબે ઇ. સ. ૧૮૯૦ માં સંવત ૧૯૪૬ ના વૈશાક સુદ ૧૧ ના રોજ મહારુદ્રયજ્ઞનો આરમ્ભ જામનગરમાં કર્યો હતો. તે પ્રસંગે જામનગર આવવાનુ આમન્ત્રણ આગ્રહપૂર્વક શેઠ દામોદરને મુમ્બઈ મોકલ્યું હતું. ઇ. સ. ૧૮૯૦ માં શેઠનાં પુત્રો ગોમાબાઈનાં લગ્નમાં અને *ભાઇ માધવજીભાઇ અને ભાઇ હંસરાજભાઇના જનોઇના શુભ પ્રસંગમાં જામશ્રી વિભાજી તરફથી પોશાક લઇને કુમારશ્રી ભગવાનસિંહજીને મુમ્બઇમાં મોકલવામાં આવ્યા હતા. એ બધા પત્રો હજી પણ દફતરે રહ્યા છે.

---

* પત્રનો ઉતારો

શ્રી જામોજયતે

JAMNAGAR,
KATHIAWAR.

• માહારાજાધીરાજ જામશ્રી વીભાજી તથા કુંવર શ્રી જશવંત શંઘજી——વચનાત મુમ્બઇ બંદર શેઠ દામોદર ઠાકરસી મુળજી લેગ જત તમારા ચી માધવજી તથા પ્રાગજીના ચી. હંસરાજને યજ્ઞોપવિત ધારણ કરવાની કંકોત્રી શ્રી હજુરમાં દાખલ થવાથી તે શુભ પ્રસંગ ઉપર પોશાક આપી આહીંથી કુંવર શ્રી ભગવાનશંઘજી ને મોકલ્યા છે માટે એ શુભ કામ ઉકેલી તુરત તેમને

તરફ આવવાની રજા દેશો સંવત ૧૯૪૮ ના માહા શુદ ૩ ને સોમવાર તા. ૧ માહે ફેબ્રુવારી સન ૧૮૯૨ ઇસ્વી સીરી.

જામ સાહેબ સાથેનો પોતાના વડીલે જમાવેલો આવો સુન્દર નાતો શેઠ વિઠ્ઠલદાસે જાળવી રાખ્યો હતો.* અને જામશ્રી જશવન્તસિંહજી અને મહારાજા જામસાહેબ રણજીતસિંહજી સાથે તેમણે અંગત મૈત્રી કેળવી હતી. તેજ પ્રમાણે ભાવનગર સંસ્થાનના દીવાન શ્રી વિઠ્ઠલદાસ શામળદાસ સાથે શેઠ દામોદરનો ગાઢ પરિચય હતો તેને શેઠ વિઠ્ઠલદાસે છેવટ સુધી સાંચવ્યો હતો; અને સર † લલ્લુભાઇ શામળદાસ સાથે તો શેઠ વિઠ્ઠલદાસનો સમ્બન્ધ લગભગ ભાઇ જેવો બની ગયો હતો. શ્રી. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક સાથે દામોદર શેઠની મૈત્રી હતી; એમનો પરિચય પણ શેઠ વિઠ્ઠલદાસે જેવો ને તેવો રાખ્યો હતો. ગુજરાતમાં કેળવણીના પ્રચારના આરમ્ભના કામમાં સ્વ. રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભની સાથે જબરો સહકાર આપનારા રા. બા. ગોપાલજી સુરભાઈ દેસાઇ સાથે દામોદર શેઠે ઓળખાણ રાખી હતી. એ ઓળખાણ પિતાશ્રીના મધુર સમ્ભારણા તરીકે વિઠ્ઠલદાસ શેઠે જારી રાખી હતી. રા. બા. ગોપાલજીભાઇ નિવૃત્ત થયા પછી ઘણી વાર મહાબલેશ્વર અને મુમ્બઇમાં વિઠ્ઠલદાસ શેઠને બંગલે ઘરના માણસની પેઠે આવીને રહેતા હતા અને એમને આગ્રહ પૂર્વક બોલાવીને વધારે વખત પોતાને ત્યાં રાખવામાં શેઠ વિઠ્ઠલદાસ ખાસ રસ લેતા હતા. રા. બા. ગોપાલજી દેસાઈ પણ વિઠ્ઠલદાસ શેઠને અનેક બાબતમાં પોતાના સલાહકાર અને માર્ગદર્શક ગણતા હતા. આ રીતે સ્વ. પિતાશ્રીના દોસ્ત મી. વીલીઅમ પેન્ડલબરી યૂરોપીઅન ગૃહસ્થ હોવા છતાં—તેમની સાથે ઘાટો પરિચય શેઠ વિઠ્ઠલદાસે રાખ્યો હતો. મી. પેન્ડલબરીના છોકરાંઓ પણ શેઠ વિઠ્ઠલદાસ સાથે પત્રવ્યવહાર ચલાવતા; એટલે સુધી એ પરિચય એમણે કેળવ્યો હતો કે ધન્ધા-ઉદ્યોગની ખીલવણી માટે અને નાણા બજારના ભાવતાલ માટે મી. પેન્ડલબરી અને શેઠ વિઠ્ઠલદાસ વચ્ચે અનેક પ્રસંગે લામ્બા કાગળોનો વ્યવહાર થતો હતો.

---

* ઇ સ ૧૮૯૫ મા જ્યારે જામસાહેબ શ્રી વિભાજી કૈલાસવાસી થયા ત્યારે મુમ્બઇમા ખેદ દર્શાવનારી મોટી સભા ભરાઈ હતી તેમાં શેઠ વિઠ્ઠલદાસે એ સમયની દરખાસ્તને ટેકો આપના વિસ્તારવાળુ ભાષણ કર્યું હતું, જેમા જામસાહેબ શ્રી વિભાજીની કારકીર્દિ, રાજ્ય કરવાની પ્રગતિ કારક રીતનું દિગ્દર્શન આપેલ અને હકીકતથી કરાવવામા આવ્યું હતું

† દીવાન શ્રી વિઠ્ઠલદાસ શામળદાસને તા ૨૬–૪–૦૭ નો પત્ર લખતા—પહેલા કૉરપોરેશનના પ્રમુખ પોતે ચુંટાયાની મુબારકબાદી મળ્યા માટે ઉપકાર માને છે અને લખે છે કે—

"I may mention the great friendly feeling which Lalubhai has all along shown in this matter. He has not only secured support but also has instilled spirit and enthusiasm on occasion when one would waver".

પિતાશ્રીની યાદગીરી શી રીતે રાખવી એ બાબતના અનેક વિચારો પૈકી એક વિચાર એમનું જીવનચરિત્ર લખાવવા બાબતેનો હતો; શેઠ વિઠ્ઠલદાસ પોતે એ શ્રમમાં ખૂબ ગુંથાયા, અને જીવનચરિત્ર માટે જે હકીકત અને કાગળો એકઠા કરવા પડે તે કામમાં તેમણે પોતાનું ચિત્ત પરોવ્યું હતું. બીજાં પિતૃતર્પણના કાર્યો જેટલીજ અગત્ય તેમને એ જીવન-ચરિત્ર તૈયાર કરાવવાની લાગી હતી. એઓ જાતે આ કાર્યમાં કેટલો રસ લેતા હતા તે દર્શાવવા એમને દફતરેથી સ્વહસ્તે લખેલી અંગ્રેજી, ગુજરાતી, નોંધના અનેક પાનામાંથી એક પાનાનો થોડો ભાગ અત્રે "લાઇનબ્લૉક"થી રજુ કરવામાં આવ્યો છે. વડીલ પ્રત્યેની એમની ભક્તિ અને પિતૃ-તર્પણ માટેની એમની ઉચ્ચ ભાવના એ પરથી જોઇ શકાય છે. એ ચરિત્ર લખનાર શ્રીયુત છગનલાલ જમનાદાસને હકીકતો પૂરી પાડવામાં શેઠ વિઠ્ઠલ-દાસે સારી મહેનત લીધી હતી. લેખકે ઇ. સ. ૧૯૯૫ માં એ પુસ્તક "શેઠ દામોદર ઠાકરસી મુલજી જે. પી. નું જન્મચરિત્ર" એ નામથી પ્રસિદ્ધ કર્યું છે, અને એ પુસ્તકનું અર્પણપત્ર શેઠ દામોદરના પ્રશંસક નેકનામદાર મહારાજાધિરાજ જામસાહેબ શ્રી. સર વિભાજી બહાદુર—કે. સી. એસ. આઇ. એઓશ્રીને સાદર કરવામાં આવ્યું છે.

સ્વ. શેઠ દામોદરના આત્મકલ્યાણ માટે શેઠ વિઠ્ઠલદાસે અનેક પ્રકારની સખાવતો કરી છે, તે વિષે વિશેષ ઉલ્લેખ જે તે પ્રસંગના વિવરણ વખતે કરવામાં આવ્યો છે, તો પણ અત્રે એટલી નોંધ લેવાની જરૂર છે કે નર્મદા કાંઠે ચાંદોદ તીર્થમાં "શ્રી દામોદર ઠાકરસી સંસ્કૃત પાઠશાળા," શ્રી વાર્ડ ક્ષેત્રમાં "દામોદર આશ્રમ" (પ્રવાસી માટે) અને મુમ્બઇના મિલમજુરોના મથક પરેલ ઉપર "શ્રી દામોદર ઠાકરસી હૉલ" સમાજસેવાના કાર્ય માટે સ્વ. શેઠ દામોદરના સ્મારક તરીકે એમના પુત્રોએ અર્પણ કરેલ છે. શેઠ દામોદરનું સૌથી સુન્દર સ્મારક તો વડીલના આદર્શને અનુસરતું શેઠ વિઠ્ઠલદાસનું જાહેર જીવન ગણી શકાય.

History of our Forefathers — Pirlengi Naeber

1. Take out written history of our forefathers from the Tankabady (Metaji Narbheram's handwriting) & get it written in the small new book

2. Dates of birth & death of the forefathers & children, sisters, brothers etc

3. Dates for Shradhs, anniversary etc

પૂજ્ય પિતાશ્રીના જીવન ચરિત્ર માટે કરેલી તજવીજ

## પ્રકરણ ૬ ઠું.

### સ્વાધ્યાય.

શેઠ વિઠ્ઠલદાસના જીવનમાંથી એક મોટી વાત એ તરી આવેછે કે જગતના મહાન પ્રશ્નો સમજવાની શક્તિ કેળવવા માટે યુનિવર્હર્સિટીની વિદ્યાપીઠની—પરીક્ષાઓ પસાર કરવાની અનિવાર્ય જરૂર નથી. માણસને જે જરૂરની ચીજ છે તે પરીક્ષા નહિ, પણ અભ્યાસ છે. ઠરેલા ધોરણ પ્રમાણે ઠસવી આપેલી ચોપડીના અમુકજ પાના વાંચી, તેની પરીક્ષા આપી સેંકડે અમુક ટકા દોકડા મેળવનારનેજ ભણેલ ગણવાની રીત સાવ સાચી નથી. યુનિવર્હર્સિટીની દીક્ષા પામેલા કેટલાક માણસો ઘણી વાર એવી દીક્ષા વગરના કાર્યકરોની પ્રતિષ્ઠા માટે જરા ઉતરતો અભિપ્રાય ધરાવે છે. તેવા માણસોની વિચાર-શ્રેણીમાં અવશ્ય હેત્વાભાસ (Fallacy) રહેલો છે—એવું શેઠ વિઠ્ઠલદાસનું જીવન સાબીત કરી આપે છે. તેની સાથે બીજું એ પણ સાબીત થાય છે કે શાસ્ત્રીય રીતે કોઇ પણ વિષયનું પરિશીલન કર્યા વગર માણસ કેવળ વ્યવહારીઆ અનુભવથી કોઇ પણ વિષયમાં નિષ્ણાત થતો નથી.

શેઠ વિઠ્ઠલદાસની બુદ્ધિ કુશાગ્ર કહી શકાય; પોતે જે વિષય હાથમાં લેતા હતા તેમાં તે વ્યુત્પન્ન ગણાતા હતા. કેટલાક વિષયોમાં તો તેઓ ખાસ નિષ્ણાત ગણાતા અને એમના સમયમાં એમની કોટિના વેપારના રાજા કહી શકાય તેવા માણસો હિન્દુસ્તાનમાં બહુ થોડા હતા. હિન્દમાં એક પણ વેપાર-ઉદ્યોગની જબરી યોજના એમના કાળમાં એવી નહિ ઊભી થઇ હોય કે તેને અંગે શેઠ વિઠ્ઠલદાસનો અભિપ્રાય પૂછાયો ન હોય. તેમની આવડત એટલી હદ સુધી પહોંચી હતી કે ખુદ બ્રિટિશ સરકારના કારોબારી અમલદારો જબરાં કામ હાથમાં લેતા પહેલાં તેમની સમ્મતિ મેળવ્યા વગર રહેતા નહિ; અને અનેક દેશી રાજ્યોના દીવાનો કેટલાંક કામોમાં તેમની સલાહ લેવા સદા આતુર રહેતા હતા.

Finance નાણાશાસ્ત્ર, Banking બૅન્કની વ્યવસ્થા, Mint and Currency—ટંકશાળ અને નાણા-ચલણ, Textile Industry મિલનો ઉદ્યોગ, Fiscal Policy સરકારી જકાતનું ધોરણ, Factory Labour કારખાનાના કામદારોના (મજુરના) પ્રશ્નો, Industrial Organisation

ઔદ્યોગિક કારખાના ઊભાં કરવાની શક્તિ, Municipal Problems— મ્યુનિસિપાલિટીના પ્રશ્નો, Railway આગગાડી, અને Mining ખાણો આ વિષયોમાં શેઠ વિઠ્ઠલદાસ પારંગત મનાતા હતા.

ઇ. સ. ૧૮૯૨ માં કૉલેજનો અભ્યાસ છોડ્યા પછી તેમનો સાચો અભ્યાસ શરૂ થયો છે. વિદ્વાન શિક્ષકોની દોરવણી પ્રમાણે તેમણે પહેલાં તો કેળવણીના પાયારૂપ ગણાતા શિષ્ટ ગ્રન્થોનો અભ્યાસ હાથપર લીધો હતો, પછી Rhetoric વક્તૃત્વશાસ્ત્ર, Logic ન્યાયશાસ્ત્ર ( તર્કશાસ્ત્ર ), અને Political Economy અર્થશાસ્ત્ર નો અભ્યાસ શિષ્ટ પદ્ધતિથી સાંગોપાંગ તેઓએ કર્યો હતો. તેમના દફતરે સ્વાધ્યાયના કાગળોમાં પોતાના હસ્તાક્ષરથી કરેલી નોંધ–નીચેની બાબતની મળી આવે છે.

( ૧ ) Mental Culture—by Prof. James Ward—એ પુસ્તકનું પ્રકરણવાર તારણ કાઢેલું છે.

( ૨ ) Treatise on Rhetoric—એ પુસ્તકનું પ્રકરણવાર તારતમ્ય કાઢેલું છે. લગભગ ૩૦૦ પાના જેટલી વસ્તુ સ્વહસ્તે લખાએલી છે.

( ૩ ) Mr. Stead. ( William )—on "The Anglo Russian Alliance"—"રીવ્યુ ઑફ રીવ્યુઝ" માસિકના તન્ત્રી મી. વીલીયમ સ્ટેડના "અંગ્રેજ રશીયાની મૈત્રી" ઉપરના પુસ્તકનો સાર લખાણ પૂર્વક ઉતારેલો છે*.

( ૪ ) Logic—ઘણું કરીને Fowler's Deductive Logic ની નોંધ પ્રકરણવાર ઉતારેલી છે. આ નોંધ ઉતરાવવામાં એમના વિદ્વાન્ શિક્ષક શ્રી. દામોદર ગણેશ પાધ્યેનો હાથ હોય તેવું અનુમાન નોંધની બારિકાઈને લીધે અને સંગીનતાને લીધે થાય છે.

Rhetoric—વક્તૃત્વશાસ્ત્ર ઉપર એમણે કરેલી લામ્બી નોંધનો થોડો ભાગ અત્રે ઉતારવામાં આવે છે કે જેથી તેમની સ્વાધ્યાયવૃત્તિનો ખ્યાલ કંઈક અંશે ઉપસ્થિત થઇ શકે.

"On the requisits of a good orator."

This is a very important consideration for those who intend to be good orators or who have great ambitions

---

* "Did some miscellaneous work upto 2 p. m. Then wrote a composition of 18 quarter foolscap sheets full, on Mr. Stead on the Anglo ssian alliance. I wrote till 4-30 p. m" Diary.

in this world. No doubt there are many other qualities quite distinct from good oratory which make a man famous and great in this world but I am of opinion that without doubt very few really good orators have failed to make their way successfully in this world. It is one of the best qualities of a man, though not the best. Every aspiring man should try his best to attain this object. No doubt, all cannot become first class orators but it is equally certain that men might very easily become fairly good speakers if they would only earnestly try for the same. Having now explained... ... અહિંથી બે પાના ગુમ થયાં છે—while speaking, always speak clearly and slowly, so that every word you speak could be easily caught by the hearers sitting at the farthest end of the Hall. Never lose presence of mind and always feel at home while on feet. This quality, no doubt, requires long practical attainment; but it is not very difficult Never learn by heart the whole of the speech because such practice is very dangerous If you have learnt by heart a certain passage and while speaking, if you are interrupted by a query or otherwise, you are very likely to become dangerously confused and sure to break down. Of course, there is no objection in well remembering several good and important passages which might with advantage be used in important speeches; but this practice, too, should never be carried too far, otherwise your speech loses real beauty, since the audience may have heard you twice or thrice before. I know by observation, that certain plat-form speakers have made rule to use common places; if we refer to half a dozen speeches of any good plat-form speaker, say Mr. W. C. Bonnerji, we are sure to find in them several passages quite the same used over and over again. The craming of these common places, no doubt, makes the way quite easy for the speaker but then his speech lacks that beauty which the really good speech of an orator presents.

આ નોંધ શેઠ વિઠ્ઠલદાસે જાણે એવું સમજીનેજ કરી ન હોય કે ભવિષ્યમાં પોતે મોટી રાજસભાઓમાં ગમ્ભીર વિષયો ઉપર વકતા તરીકે ઊભા રહેવાના છે તેની એ પૂર્વ તૈયારી જ ગણી શકાય.

સ્વાધ્યાય માટે સાધનો જેમ બને તેમ વિપુલ રાખવાં એવી એમની માન્યતા હતી. મુમ્બઇ શહેરમાં પ્રકટ થતાં ગુજરાતી વર્તમાનપત્રો અને

૭

માસિક પત્રોની સને ૧૮૯૪માં—" જરથોસ્તી કૅલેન્ડર " માં પ્રકટ થયેલી યાદી પોતાની અંગત ફાઇલમાં સંઘરે છે અને તેમાં દર્શાવેલાં નામો ઉપર પોતાની પસન્દગીદર્શક ચિહ્નો શેઠ કરી રાખે છે—તે યાદી અપૂર્ણ જણાયાથી તેમાં ખૂટતાં નામ પોતે તેમાંજ લખી રાખે છે. તેવા પ્રકારની અંગ્રેજી પત્રોની યાદી ( ડી. બી. તારાપોરવાળા તરફથી પ્રકટ થયેલી ) મેળવવામાં આવેછે.

ભૂલેશ્વર લાયબ્રેરીમાં રૂ. ૧૦૦ ભરી શેઠ વિઠ્ઠલદાસ લાઇફમેમ્બર બને છે—તેમજ શ્રી. એન. વી. માંડલિકની ભલામણથી મુમ્બાઇની રૉયલ એશીઍટિક સોસાઇટીના સભ્ય બને છે અને તે સંસ્થાના પુસ્તકાલયનો બહોળો ઉપયોગ તેમને હાથે થાય છે. વિદ્વાનનો સહવાસ સાધવા અને જ્ઞાનનો સંચય કરવા ઈ. સ. ૧૮૯૯ માં ( Bombay Natural Historical Society.) મુમ્બઇ નૅચરલ હિસ્ટૉરિકલ સોસાઇટીના સભ્ય બનેછે. અમદાવાદની "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી"ના પણ " લાઇફ મેમ્બર " જીવન પર્યન્તના સભાસદ બનેછે, (તા. ૯-૧૨-૯૭). મુમ્બઈમાં સાક્ષર સહાયક પ્રજાબોધક મંડળીનું પ્રમુખપદ સ્વીકારે છે. શ્રી. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય તે મંડળીના ઉપપ્રમુખ હતા.

શ્રી. દામોદર ગણેશ પાધ્યે પાસે નિયમિત રીતે Political Economics—અર્થશાસ્ત્રનુ વાંચન સવારના સમયમાં શેઠ વિઠ્ઠલદાસ કરતા હતા. તેમના પિતાશ્રીના અવસાન પછી તેમના માતુશ્રી નાથીબાઇએ ઉંડી સમજપૂર્વક ઘણા સારા વિદ્વાન શિક્ષકોનો સહવાસ લેવાની ઉમદા સવડ તેમને આપી હતી અર્થશાસ્ત્રનો સ્વાધ્યાય શેઠ વિઠ્ઠલદાસની અપૂર્વ શક્તિના સુન્દર વિકાસમાં પરિણમશે એ વાત એમના શિક્ષકો તો જાણતા હતા.

અભ્યાસના પ્રકાશથી અને વેપાર ધન્ધાની વ્યવસ્થાના અનુભવથી શેઠ વિઠ્ઠલદાસની પ્રતિભા સમ્પૂર્ણ જાગ્રત થઇ, કર્તવ્યભાન પણ જાગ્રત થયું; સારમનસાઇ અને મોટાઇ કેળવવાની આતુરતા વધી. પોતાના જીવનને પ્રેરણા આપનાર મુદ્રાલેખ શો રાખવો તે બાબતનો શેઠ વિઠ્ઠલદાસે સ્વાધ્યાય ને અંગે વિચાર કર્યો અને " Virtue and Wisdom " " સદ્‌ગુણ અને શાહાણપણ " એ પ્રેરણાવાચક શબ્દોને કાર્યવ્યવહારની નૌકા માટે ધ્રુવતારા જેવા તેઓ ગણવા લાગ્યા.

પોતાને વિદ્વાન નથી બનવું પણ વ્યાપારકેસરી બનવુ છે એ વાત પોતાના સ્વાધ્યાયને અંગે વિષયની પસન્દગી કરતી વેળા તેમની નજર બહાર

કદિ જવા પામતી નહિ. તેમણે સ્વાધ્યાય અને અનુભવમાંથી મધુકરવૃત્તિથી કંઇક ઉપયોગી માર્ગ સારવી કાઢ્યા હતા. તેની નોંધ તેમના પોતાના અક્ષરમાં ઉતારેલી ઉપલબ્ધ થયેલી છે. જે અત્રે ટાંકવા યોગ્ય છે.

## Read Daily.

1 Remember the Creator.

2 What good or bad done the previous day.

3 Write the Diary.

4 Make out programme for the day.

5 Appointments during the day.

6 Honour the Elders and Superiors.

7 Command strict obedience.

8 Regular attendance to the Mills and observance to the special Diary.

9 Regular attendance to office and ditto to the special diary.

10 Examine the account at home.

11 Examine the accounts at shop and Private.

12 Keep always ready the accounts of all Dharmadas in a separate book.

13 Supervise on the Home-work done according to special diary instructions.

14 Always keep a written memo and never keep in memory only.

15 Collect all important prints in the journals and news-papers.

16 Collect all your speeches.

17 Write your biography.

18 Keep your expenses below your income.

19 In important matters, consult others but have your own judgment.

20 Never speak more than necessary fearing disclosing secrets never to have been allowed publicity.

21 Have full thought and write and compare on papers both the sides of the question before taking final action, always giving more weight to the adverse side.

22 Never enter in quarrel with any one, but once entered, show fully your stuff that you are not easily to be tempered or played with.

23 Always count three before showing your anger.

24 Try and compose self-restraint twice every week specially.

25 Every thing comes to him who waits.

26 *Never lose opportunity.*

27 Be kind but never weak.

28 Alway endeavour to know your own faults as the knowing is half improving.

29 Remember and try to imitate the good *qualities of* your elders and superior and others

આ સ્મરણસૂત્રો માર્ગદર્શક સ્તમ્ભ જેવા છે. એ શેઠ વિઠ્ઠલદાસની મધુકર-વૃત્તિ દાખવેછે. એ સજ્જનની સ્મૃતિ છે—ધન્ધાદારીની સડક છે. એમાં જીવનના વિજયની ચાવી છે. તે સૂત્રોને આપણી ભાષામાં અહિ ઉતારવાનુ આવશ્યક જણાયછે.

## રોજ વાંચો

૧ સૃષ્ટિના સૃષ્ટાને યાદ કરો.

૨ આગલે દિવસે ભલુ કે બુરૂ શુ કર્યું ?

૩ રોજનીશી લખવી.

૪ આખા દિવસનો કાર્યક્રમ ઘડી કાઢવો

૫ કોઇ સાથે કરેલી મીલાપની નિમણુક તપાસો

૬ વડીલ જન પ્રત્યે અને ઉપરી પ્રત્યે માનવૃત્તિ.

૭ આજ્ઞાનુ અનુસરણ કડક રીતે કરાવો.

૮ મિલમા નિયમિત હાજરી, અને ખાસ રાખેલી નોંધ-પોથીનું અવલોકન.

૯ ઑફિસમા નિયમિત હાજરી—અને સદર.

૧૦ ઘરના હિસાબી ચોપડા તપાસવા.

૧૧ દુકાનના ચોપડા અને ખાનગી ચોપડામાંનો હિસાબ તપાસવો.

૧૨ બધા ધર્માદાખાતાનો હિસાબ જુદા ચોપડામાં રોજને રોજ તૈયાર રાખવો.

૧૩ ખાસ નોંધપોથીમાં લખેલી સૂચના મુજબ થતાં ઘરકામ ઉપર દેખરેખ રાખવી.

૧૪ હમેશ લેખી યાદી બનાવતા રહો. યાદશક્તિ ઉપર ભરોસો ન રાખો.

૧૫ વર્તમાનપત્રોમાં અને સામાયિક ચોપાનીઆમાં પ્રકટ થયેલી બધી અગત્ય વસ્તુનો સંગ્રહ રાખવો.

૧૬ તમારાં બધાં ભાષણને સંગ્રહી રાખવાં.

૧૭ તમારી ‘જીવન-કથા લખવી.

૧૮ તમારું ખર્ચ આવક કરતાં ઓછું રાખવું.

૧૯ અગત્યની બાબતમાં બીજાની સલાહ લેવી, પણ નિર્ણય તમારો પોતાનો રાખવો.

૨૦ જે બાબતને જાહેર કરવા જેવી ન ધારતા હો તેવી બાબત ખુલ્લી થઇ જવાની દેહશતથી કદિ જોઇએ તે કરતાં વધારે બોલવું નહિ.

૨૧ કોઇ પણ વિષય પરત્વે પગલુ ભરતાં પહેલાં પૂરો વિચાર કરવો, કાગળ ઉપર મુદ્દા ઉતારી વિષયની બન્ને બાજુને સરખાવી જેવી. તેમ કરવામાં વિરુદ્ધ પડતી બિનાને ( નબળી બાજુને ) વધારે અગત્ય આપવી.

૨૨ કોઇ સાથે કજીઆમાં કદિ ઉતરવું નહિ; પણ એકવાર ઉતર્યા તો તમારી પૂરેપૂરી છત બતાવી આપવી કે તમે સહેલાઇમાં છેતરાઈ જાએ તેવા કે હઠી જાએ તેવા નથી.

૨૩ તમારો ક્રોધ દર્શાવતાં પહેલા—હરવખત એક, બે, ત્રણ ગણવા.

૨૪ દર આઠવડીએ ખાસ કરીને બે વાર “આત્મ-સંયમ” સાંચવવો; સાંચવવા પ્રયત્ન કરવો.

૨૫ જે સબુરી પકડેછે તેને બધું આવી મળે છે.

૨૬ આવેલી તક કદિ ગુમાવવી નહિ.

૨૭ માયાળુ બનવુ પણ કદિ **નરમ ( ઢીલા )** ન બનવું.

૨૮ પોતાના દોષ જાણવા સદા પ્રયત્નશીલ રહેવુ; દોષને જાણમાં લેવા એ અર્ધો સુધારણા કહેવાય.

૨૯ તમારા મુરબ્બીઓના, ઉપરીઓના અને બીજાઓના સુલક્ષણોનું સ્મરણ કરતા રહો અને તેનું અનુકરણ કરવા પ્રયત્નશીલ રહો.

શેઠ વિઠ્ઠલદાસનો સ્વાધ્યાયનો એક વિષય ખગોળશાસ્ત્ર પણ હતો, તેમના વિદ્વાન કાકા શ્રી. પ્રાગજીને અને તેમના કાર્યધુરન્ધર પિતાશ્રીને પણ

ખગોળનું અવલોકન કરવાનો નાદ હતો. મહાલક્ષ્મી ઉપરના બંગલામાં અગાશીએ મોટું દૂરબીન રાખવાની પ્રથા તો વડીલજનોએ પાડી હતી; પરન્તુ શેઠ વિઠ્ઠલદાસે "જ્યૉર્જ બેલ એન્ડ સન્સ" નામની પુસ્તક વેચનારની પેઢીએથી પૃથ્વીના સુન્દર ગોળા, પૃથ્વીની અને આકાશના ગ્રહોની ગતિ બતાવનાર ખગોળના કીમતી ઉપકરણો અને આકાશના તારાની સ્થિતિ સૂચક માસવાર અને ઋતુવાર નકશાઓ સેંકડો રૂપીઆની કીમત આપીને ખરીદ્યા હતા. તેમના સમયમાં જાદુઇ ફાનસ એ તો કેળવણીના ક્ષેત્ર માટે શોધી કાઢેલી છેલ્લામાં છેલ્લી અને બહુ વિરલ યોજના ગણાતી હતી. તેમ છતાં તે વખતે એ કાર્યમાં હોશીઆર ગણાતા પ્રો. વિનાયક મહાદેવ પટવર્ધન પાસેથી મૅજીક લૅન્ટર્ન–દ્વારા જે શીખી શકાય તેવું હતું તે શીખવાનું શેઠ વિઠ્ઠલદાસ ચુક્યા નથી.

તેમના અથાક પ્રયાસ તો મિલ ઉદ્યોગને લગતી માહિતી મેળવવા માટે થયેલા હતા. રોજ સવારના વખતમાં જેમ શિક્ષકને ત્યાં શિષ્ટ વિષયના વાચન માટે તે નિયમિત જતા હતા, તેમ પોતાના વેપારની વાતો બરાબર ઝીણવટથી સમજવા શેઠ વિઠ્ઠલદાસ સવારના વખતે મિલો ઉપર પણ અતિ ઉત્સાહથી જતા હતા. તેમને એક વાર એમના પિતાશ્રીના દીલોજાન દોસ્ત મી. પેન્ડલબરીએ પત્રમાં શરીરનું આરોગ્ય સમ્ભાળવાની સૂચના કરતાં લખ્યું હતું કે—"Why should you work and slave, now you have wealth? Enjoy in a quiet and moral way what God has given. It is different with me for I have nothing but what I earn; and my wife and children must be provided for". સારાંશ એ છે કે ઈશ્વરે તમને ઘણું એ આપ્યું છે તો હવે શામાટે વૈતરૂં કરવું જોઈએ? માટે નીતિને પન્થે ચાલી શાન્ત રીતે આનન્દ કરો. મારી વાત જુદી છે, કારણ કે હું સાવ ખાલી છું. મારે બૈરી છોકરાં માટે વેતરણ કરવાની છે.

આવા પ્રકારની સુફી ફિલ્સુફી શેઠ વિઠ્ઠલદાસને અનુકૂળ થાય તેવું ન હોતું. તેમણે તો આગળ લખી બતાવ્યા છે તે માર્ગ-સ્તમ્ભો નક્કી કરી લીધા હતા; અને જગતમાં લોકકલ્યાણ અને આત્મોન્નતિ સાધતાં સાધતાં તેમને તો મોખરે પહોંચવું હતું. એમના સ્વાધ્યાયના પરિણામથી જગતે નહિં ધાર્યું હોય તેટલે ઉંચે તે પહોંચ્યા હતા.

અંગ્રેજી વર્તમાનપત્રો અને સારામાં સારાં માસિકોના ઘાટા સંસર્ગમાં રહેવું એ એમના સ્વાધ્યાયની ઘણી પ્રશંસનીય રીત હતી. "જ્યૉર્જ બેલ એન્ડ સન્સ" મારફત અને "ડી. બી. તારાપોરવાળા"ની દુકાન

મારફત પરદેશના શ્રેષ્ઠ મનાતાં પત્રો તેઓ મંગાવતા હતા. આ બધાં પત્રોને પહોંચી વળવા માટે તેમણે એક વિદ્વાન મદદનીશ રાખ્યા હોય એમ જણાય છે. ઈ. સ. ૧૮૯૬ ના જાન્યુઆરી માસમાં "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" પત્રમાં—રાજ્યનીતિના ઉત્તમ અભ્યાસી મેળવવા જાહેર ખબર આપેલી હતી. એવા બહુશ્રુત મદદનીશ પાસેથી અગત્યના પત્રોના લેખનો સાર કઢાવી, અગર ઉતારા કરાવી રાખવાની ટેવ તેમને સ્વાધ્યાયમાં બહુ ફલદાયી નીવડી હતી. એ પ્રકારનો એક ઉતારો અત્રે ટાંકી બતાવવા જેવો છે.

## GOOD ADVICE

In the pocket book of the Hon. Stephen Allen, who was drowned when the "Henry Clay" was burned on the Hudson several years since, was found a printed slip apparently cut from a newspaper, of which the following is a copy. It is worthy to be engraved on every young man's heart :—

1 Make few promises.
2 Always speak the truth.
3 Never speak evil of any one.
4 Keep good Company or none.
5 Live up to your engagements.
6 Never play a game of chance.
7 Drink no kind of intoxicating liquors.
8 Good character is above all things else.
9 Keep your own secrets if you have any.
10 Never borrow if you possibly can help it.
11 Do not marry until you are able to support a wife.
12 Keep yourself innocent if you would be happy.
13 When you speak to a person, look him in the face.
14 Make no haste to be rich, if you would prosper.
15 Ever live (misfortunes excepted) within your income.
16 Save when you are young to spend when you are old.
17 Avoid temptation, through fear you may not withstand it.
18 Never run into debt unless you see a way to get out again.

19 Small and steady gains give competency, with a tranquil-mind.

20 Good company and good conversation are the sinews of virtue.

21 Your character cannot be essentially injured, except by your own acts

22 If any one speak evil of you, let your life be such that no one will believe him.

23 When you retire to bed, think over what you have been doing during the day.

24 Never be idle; if your hands can't be employed usefully attend to the cultivation of your mind.

Read over the above maxims carefully and thoughtfully at least once a week.

—બાપાન્ત ૨—

સારી શીખામણ.

ઘણા વરસો પહેલાં ( ઉત્તર અમેરિકાની ) હડસન નદી ઉપર "હેન્રી કલે" નામનુ વહાણુ સળગી ગયું હતું ત્યારે ઑનરેબલ સ્ટીવન એલન ડુબી ગયો હતો. તેના ગજવાની નોંધપોથીમાં એક વર્તમાનપત્રની કાપલી મળી આવી હતી. તે કાપલીની નક્લ નીચે ઉતારી છે, તે દરેક યુવકના હૃદયમાં કોતરી રાખવા યોગ્ય છે:

૧ વચનો આપી બન્ધાતા નહિ.

૨ સદા સત્ય બોલો.

૩ કોઈનું બુરું કદિ ન બોલો.

૪ સંગતિ સારાની રાખો અગર કોઈની ન રાખો.

૫ કરેલા કાર્યક્રમને વળગી રહીને કામ કરો.

૬ તકદીરની રમત કદિ ન રમશો.

૭ કોઈ પણ જાતનું માદક પીણું પીશો નહિ.

૮ શિષ્ટ ચારિત્ર એ બીજી બધી વસ્તુ કરતાં ચઢે છે,

૯ તમારી ગુપ્ત વાતો જો કદિ હોય તો તે તમારી પાસેજ રાખશો.

૧૦ બની શકે ત્યાં સુધી કદિ ઉછીના નાણા ન લેશો.

૧૧ પોતાની પત્નીનું ભરણુ પોષણ કરવા તમે શક્તિવાન થાઓ નહિ ત્યાં સુધી પરણશો નહિ.

૧૨ જો સુખી રહેવા ઇચ્છતા હો તો નિર્દોષ રહો.

૧૩ કોઇ સાથે વાત કરતા હો ત્યારે તેની સામે જોઇ રાખો.

૧૪ જો ઉન્નતિ ઇચ્છતા હો તો શ્રીમન્ત થવાને ઉતાવળા થશો નહિ.

૧૫ પોતાની આયપતને અનુસરતું જીવન ગાળો (અણધારેલી આફતનો સમય અપવાદ).

૧૬ વૃદ્ધાવસ્થામાં ખર્ચ કરવાની અનુકૂળતા રહે તેટલા માટે યુવાવસ્થામાં બચત કરતા રહો.

૧૭ લાલચની સામે રખેને ટક્કર ન લઇ શકો એ બીકને કારણે લાલચથી અલગ રહો.

૧૮ કરજમાંથી મુક્ત થવાનો માર્ગ તમને બરાબર દેખાય નહિ ત્યાં સુધી કરજે નાણા કાઢશો નહિ.

૧૯ સ્વસ્થ ચિત્તથી કરેલી નાની અને અચળ કમાણી કાર્યસાધકતા લાવી આપે છે.

૨૦ સારો સહવાસ. (સત્સંગ) અને સારો વાર્તાલાપ એ સદ્‌ગુણની સામગ્રી છે.

૨૧ તમારાં પોતાના કૃત્યો સિવાય અન્ય કશાથી તમારી શાખને ધરખમ ધક્કો લાગી શકતો નથી.

૨૨ તમારૂં જીવન એવું રાખો કે એકાદ જણ તમારૂં ભુંડું બોલે તોપણ કોઈ તે માનેજ નહિ.

૨૩ જ્યારે (રાતે) પથારીમાં સુવાની તૈયારી કરો ત્યારે આખા દિવસમાં થયેલી તમારી પ્રવૃત્તિ ઉપર વિચાર ચલાવો.

૨૪ કદિ નિરૂદ્યમી ન બેસી રહો, જો તમારે હાથેથી ઉપયોગી કામ થઇ શકતું ન હોય તો મનને કેળવવામાં ધ્યાન આપતા રહો.

આરમ્ભના ત્રણચાર વરસના સ્વાધ્યાયને પરિણામે શેઠ વિઠ્ઠલદાસના વિચારો તદન પુખ્ત બની ગયા હતા, તેમની દૃષ્ટિ ઉંડું અવગાહન કરી શકતી હતી અને તેમની તર્કશક્તિમાં સત્યને તારવી કાઢવાનું સામર્થ્ય આવ્યું હતું. એ બાબતનો એક પુરાવો તેમણે ઈ. સ. ૧૮૯૫માં મુમ્બઇની એક શાળામાં કરેલા ભાષણ પરથી મળી શકે છે.

તા. ૨૮ જાન્યુઆરી ૧૮૯૫ ના રોજ પરેલ ઉપર શેઠ ચત્તરભોજ મુરારજીના બંગલામાં સાંઇના તકીઆ પાસે આવેલી શાળાનો ઇનામ સમારમ્ભ શેઠ વિઠ્ઠલદાસના પ્રમુખપણા નીચે થયો હતો. શાળાનો

અહેવાલ વંચાયા બાદ ઇનામો પોતાને હાથે વ્હેંચી રહ્યા પછી શેઠ વિઠ્ઠલદાસે ભાષણ કરતાં અહેવાલનું સિંહાવલોકન પહેલાં કર્યું કે ઇ. સ. ૧૮૮૬ માં હેડમાસ્તર મી. હરિશંકરે એ શાળા ઉઘાડી હતી તે વખતે જુજ વિદ્યાર્થીઓ શાળાનો લાભ લેતા હતા. અત્યારે ગુજરાતી પાંચમા અને અંગ્રેજી બીજા ધોરણ સુધીનો અભ્યાસ છોકરા અને છોકરીઓ સાથે રહીને આ શાળામાં કરેછે. આ ગરીબ વસ્તીના લતામાં આટલું શિક્ષણ અપાય છે તે ઘણુંજ સન્તોષકારક છે. કેળવણીના ખાસ વિષયો ઉપર બોલતાં તેમણે જણાવ્યું કે—

બાળવયે શિક્ષણનો બોજો ન જોઇએ

"હાલમાં બાળકોને નાનપણથી સ્કૂલમાં મૂકવાનો રીવાજ શરૂ થયો છે તે એટલા સુધી કે ચાર વર્ષના છોકરા ઉપર કેળવણી લેવાનો બોજો આવી પડે છે. આવી ન્હાની અવસ્થામાં બાળકની સ્મરણશક્તિ શીખવેલું ધારણ કરવા સમર્થ થતી નથી. કુમળી શક્તિ ઉપર વધારે બોજો પડવાથી તે નબળી થઇ જાય છે. એ અવસ્થામાં શરીર-કેળવણી ઉપર વિશેષ ધ્યાન આપવું જોઇએ. વિદ્યાભ્યાસ રીતસર શરૂ કરવા માટે ઓછામાં ઓછી બાળકની છ વર્ષની ઉમ્મર જોઇએ. આ ઉમ્મરે પુગ્યા પછી બાળક વિદ્યાભ્યાસનો બોજો સહેલાઇથી સહન કરી શકે છે.

ગુજરાતી ભાષાના જ્ઞાનની અગત્ય.

"બીજું મુમ્બાઇની કેટલીક સ્કૂલોમાં ગુજરાતીનું પૂરૂં શિક્ષણ આપવામાં આવતુ નથી. એટલે કે પાંચમી ચોપડી ગુજરાતી શીખ્યા કે તુરત અંગ્રેજીમાં નાંખવામાં આવે છે; અને અંગ્રેજીમાં પડ્યા પછી પૂરતી દરકાર રાખવામાં આવતી નથી. તે એટલા સુધી કે આપણા અંગ્રેજી સાતમા ધોરણના વિદ્યાર્થીઓમાંના ઘણા થોડાને ગુજરાતીની જોડણી એટલે કે હ્રસ્વ દીર્ઘ વગેરેનુ જ્ઞાન હશે."

દેશી નામાના શિક્ષણની જરૂર

આગળ ચાલતાં શાળામાં નામાઠામાના શિક્ષણની અગત્ય વિષે તેમણે ઇશારો કર્યો છે અને જણાવ્યું કે "આ નામાઠામાં શીખવવાની વધારે જરૂર એટલા માટેજ છે કે તે શીખેલું કોઈ પણ વિદ્યાર્થી કોઇપણ ધન્ધામાં પડે તો પણ વ્યર્થ જશે નહિ. હાલમાં પણ આપણે જોઇએ છીએ કે મૅટ્રિક થયેલા માણસો* દશ કે બાર રૂપીઆમાં ટુંક પગારમાં આપણને ઘણા મળી આવે છે પણ નામુ માંડનારા મોટે પગારે મળવા પણ મુશ્કેલ પડે છે

* આ વિધાન કોઇને ખોટું લાગશે. ખરી વાત તો એ છે કે તે સમયે રૂપીઆની કીમત ભારે હતી વડોદરા રાજ્યે અંગ્રેજી શાળાઓ એ અરસામાં ઉઘાડી હતી તે રાજ્યમા મૅટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ થયેલ શિક્ષકને રૂ. ૧૭ આરમ્ભનો પગાર આપવામાં આવતો હતો.

કળાભવનની આવશ્યકતા.

"વળી કળાભવનો સ્થાપવાની ઘણી જરૂર છે. મુમ્બઇમાં આપણા માજી ગવ્હર્નર લૉર્ડ રીપનની યાદગીરીમાં "ટેકનીકલ ઇન્સ્ટીટયુટ" સ્થાપવામાં આવી છે; અને તે સારી રીતે કામ કરે છે. પણ તેવા એક બે કળાભવનથી પૂરૂં થાય તેમ નથી. જેમ સ્કૂલો સ્થાપવામાં આવી છે તેમ કળાભવનો પણ મુખ્ય મુખ્ય સ્થળે સ્થાપવામાં આવવી જોઇએ. હાલમાં એકજ કળાભવન હોવાથી તેમાં ફી પણ એટલી છે કે તે ગરીબ છોકરાઓને પરવડે નહિ. પણ...... આ મોટી ફી સહેલાઇથી ઓછી થઇ શકે તે એવી રીતે કે આવા મોટા ખાતા ઉપરાન્ત બીજા નાના ખાતા જોઇએ કે જેમાં ઓછા પગારના શિક્ષકો રાખી ખરચ ઘટાડી ઓછી ફીએ છોકરાઓને દાખલ કરવા પરવડે."

આગળ ચાલતાં શેઠ વિઠ્ઠલદાસે અંગ્રેજી ચોપડીઓના ઝીણા ટાઇપના અક્ષરોથી થતી હાનિનો ખ્યાલ આપ્યો હતો; અને સરકાર કેળવણીખાતાના પાઠ્ય પુસ્તકો મોટા ટાઇપમાં છપાવે એવી સૂચના તેમણે કરી હતી.

પરીક્ષા કેવી જોઇએ.

પરીક્ષા સમ્બન્ધી બોલતાં તેમણે જણાવ્યું કે "પરીક્ષા લેવી એટલે કે મારા વિચાર પ્રમાણે છોકરા કેટલું અને શું જાણે છે તેમાં તપાસવા, અને નહિ કે છોકરાઓ શું નથી જાણતા અને શાનો જવાબ નહિ આપી શકે તેમાં તપાસવા. કેટલાક શિક્ષકો પોતે જાણતા હોય છે કે છોકરા પૂછેલા સવાલના જવાબ આપી શકે નહિ તો પણ પોતાની હોશીઆરી બતાવવાને તેઓ પૂછેછે અને શાન્તતા અને ન્યાયીપણાના ગુણ એક બાજુ મૂકેછે".

તે પછી તેમણે યુનવ્હર્સિટીની પરીક્ષાની રીતમાં ફેરફાર કરી વિભાગવાર—compartment system—પરીક્ષા લેવાની હીમાયત કરી હતી. વિલાયતમાંજ સનન્દી નોકરી માટેની પરીક્ષા લેવાય છે તેને બદલે મુમ્બઈ જેવાં શહેરમાં પણ એવી પરીક્ષા લેવી જોઇએ એમ તેમણે મત દર્શાવ્યો હતો. બીજું તેમણે જણાવ્યું કે પ્રાથમિક શાળામાં કેળવણી મફત થશે તેવી વ્યવસ્થા દેશમાં હોવી જાઇએ. તે સમયે આ બાબતમાં ઑ. મી. સેતલવાડે ઉઠાવેલી હીલચાલને પ્રજાએ ટેકો આપવો જોઇએ એમ જાહેર કર્યું હતું. છેવટે વિદ્યાની મહત્તા ઉપર વિદ્યાર્થીઓને બોધ આપી ભાષણ પૂરૂં કર્યું હતું.

સામાન્ય જનને જે વાત મોડી સમજાય છે તે અભ્યાસથી વિશુદ્ધ કેરેલી દૃષ્ટિથી વહેલી જોઈ શકાય છે. ગુજરાતી ભાષાના જ્ઞાનની આવશ્યકતા આજથી ચાર દશકા પહેલાં શેઠ વિઠ્ઠલદાસ જોઈ શક્યા હતા; વિભાગ-

વાર પરીક્ષા લેવાની નીતિનો સ્વીકાર કાયદાની પરીક્ષામાં યુનિવર્સિટીએ હમણા કર્યો છે, તે નીતિની હીમાયત શેઠ વિઠ્ઠલદાસે ઘણી વહેલી શરૂ કરી હતી. અત્યારે આપણે ધન્ધાનું અને હુન્નર ઉદ્યોગનું શિક્ષણ આપતી સંસ્થાઓ ઠેકાણે ઠેકાણે ગજ્ય પાસેથી માગી રહ્યા છીએ તે વાત પર પણ લગભગ ચાલીસ વરસ પહેલાં એમની નજર પડેલી હતી. મહાપુરુષો ઘણી-વાર પોતાના સહયોગી કરતાં આગળજ દોડતા હોય છે—ભૂત વર્તમાનની સંકલનાઓમાંથી તેમને દૃષ્ટિની તીવ્રતા લાધે છે અને તેથી આગલે સીમાડે લગભગ ભવિષ્ય કાંઠે તેમની નજર પહોંચે છે.

---

# પ્રકરણ ૭ મું.



## જાહેર જીવનમાં પ્રવેશ.

ઈ. સ. ૧૮૯૩ ના ડિસેમ્બર માસમાં એમના પિતાશ્રીના સ્વર્ગવાસ પછી શેઠ વિઠ્ઠલદાસ એક બાજુએથી ચુનન્દા શિક્ષકો સાથેના સમ્પર્કથી પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરવા લાગ્યા અને બીજી બાજુએથી એમના પિતાશ્રીએ એમને જે કંઇ ધન્ધાની તાલીમ આપી હતી તેમાં પણ આગળ વધવાની ખાયેશ રાખતા થયા. મુમ્બઇના મિલ ઉદ્યોગમાં રોકાયેલા વેપારીઓ માટે એમ મનાય છે કે એ ઉદ્યોગની ખીલવણી માટે જે શાસ્ત્રીય જ્ઞાન વેપારીઓમાં હોવું જોઇએ તે હોતું નથી. વેપારીઓએ—મિલમાલિકોએ—તે બાબતમાં સમ્પૂર્ણ આધાર પોતાના શાસ્ત્રજ્ઞ નોકરો ઉપર રાખવો પડે છે. આમ હોવાથી એ ઉદ્યોગમાં ઘણો ગેરવ્યાજબી ખર્ચ થાયછે અને કેટલીક બાબતમાં જે કાર્યસાધકતા કારખાનામાં આવવી જોઇએ તે આવી શકતી નથી. માલ ઉત્પન્ન કરવામાં જે ખર્ચ થાય છે તે કયે રસ્તે ઓછું કરી શકાય, યન્ત્રોમાં સુધારા કરીને, છેલ્લામાં છેલ્લી વૈજ્ઞાનિક શોધનો લાભ લઇને, કુશળ કામગારો અને નિષ્ણાત દેખરેખ રાખનારા રોકીને, કાચો-માલ મેળવવામાં થતાં ખર્ચમાં શકય હોય તેટલો ઘટાડો કરીને—વગેરે જે જે માર્ગ અર્થશાસ્ત્રના અભ્યાસથી સૂચિત થાય તેનો અભ્યાસ કરવાનું કામ મુમ્બઇના મિલમાલિકોમાં બહુ થોડાએ સ્વીકાર્યું હોય છે. પરન્તુ શેઠ વિઠ્ઠલદાસ આ મુદ્દો બરાબર સમજતા હતા.* તેમણે પોતાની શ્રીમન્તાઇને વિકસાવવા માટે અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો હતો અને પોતાની મિલોમા રોજની મુલાકાતથી દરેક ખાતાનો અનુભવ લેવાનું પણ શરૂ કર્યું હતું એમની આ વૃત્તિથી એમના વડીલ કાકા શેઠ ગોવિન્દજી તેમના પર પ્રસન્ન રહેતા હતા અને પોતાની પેઢીમાં ઝટ આગળ પડીને

---

* "Amongst men of business, however, not only of Bombay but of the world at large, few could lay claim to a greater versatility or wider accomplishment than Sir Vithaldas, few could bring to bear true enlightenment on even the ordinary avocations of life. And all this was the result of deliberate effort, a prearranged plan of of life and a steady pursuit of aims and objects, sketched out at its very threshold, and tenaciously adhered to, right upto its end." [Rao Bahadur D. G. Padhye, M. A.].

બધો ભાર શેઠ વિઠ્ઠલદાસ ઉપાડી લે એવું એ ઇચ્છી રહ્યા હતા; અને જ્યારે જ્યારે શેઠ વિઠ્ઠલદાસને આગળ પાડવાની તક આવતી હતી ત્યારે ત્યારે શેઠ ગોવિન્દજી એ તકનો ઉપયોગ કરાવી લેતા હતા.

ઇ. સ. ૧૮૯૫-૯૬ માં મુમ્બાઈ શહેરમાં મરકીનો ત્રાસ ઘણો ભયંકર થયો હતો. તે સમયે સરકાર તરફથી બન્દોબસ્ત માટે બ્રીગેડીઅર જનરલ ગેટેક્રે Brigadier General W. F. Gatacre, C. B., D. S. O. ની નીમણુક કરવામાં આવી હતી. એમને મદદભૂત થવા માટે અને દુઃખી જ્ઞાતિ બન્ધુઓને સહાય આપવાની લાગણીથી પ્રેરાઇને શેઠ ગોવિન્દજીએ મરકીના સમયમાં પોતાના આયુની દરકાર કર્યા સિવાય ભારે કામગીરી માથે ઉપાડી લીધી હતી. જુદે જુદે સ્થળે ભાટીઆ હૉસ્પિટલો કાઢવી, દુઃખી દરદીઓને દવા વગેરે પહોંચતી કરવી, બહાર ગામથી આવતા ઉતારૂઓને ક્વૉરન્ટાઇનના નિયમની અમલ-બજાવણીમાંથી ઊભી થતી અડચણો દૂર કરાવવી, મુમ્બઇથી બહાર જતા ભાઇઓને આણન્દ, વઢવાણ સ્ટેશને હરકતો ઊભી ન થાય તેવી સગવડો મોટે ખર્ચે કરી આપવી; આવાં ખર્ચ માટે ભારે ફાળો એકત્રકરવો, વગેરે કામમાં શેઠ ગોવિન્દજીએ પોતાનું ચિત્ત પરોવ્યું હતું. એ પરોપકારી કાર્યને અંગે જનરલ ગેટેક્રેના ઘાટા સહવાસમાં એઓ આવ્યા હતા ઇ. સ. ૧૮૯૭ ના જુલાઇ માસમાં મુમ્બઇના ભાટીઆ મહાજને-જનરલ ગેટેક્રેની સેવાની કદર કરવા તેમને માનપત્ર આપવાનો ઠરાવ કર્યો તેજ મહાજને એજ વખતે શેઠ ગોવિન્દજીને પણ નિઃસ્વાર્થ જ્ઞાતિસેવા કર્યા બદલ માનપત્ર આપવાનો પણ ઠરાવ કર્યો હતો.

જુલાઈ માસની ૧૯ મી તારિખે મોટો મેળાવડો મુમ્બાઈમાં ભાટીઆ મહાજન વાડીમાં-શેઠ રણછોડદાસ હરિદાસના પ્રમુખપણા નીચે થયો હતો. જનરલ ગેટેક્રેને આપવાનું માનપત્ર અંગ્રેજી ભાષામાં છપાવેલું હતું; અને તે સભામાં વાંચી સંભળાવવાનું કામ શેઠ વિઠ્ઠલદાસને સોંપવામાં આવ્યું હતું. મોટી દબદબા ભરેલી સભામાં એ માનપત્ર વાંચતા પહેલાં ટુંકું ભાષણ અંગ્રેજી ભાષામાં તેમણે કર્યું હતું અને તેમના ભાષણની અસર ભાટીઆ મહાજન ઉપર અને અન્ય સભાજન ઉપર ઘણી સારી થઇ હતી. એ ભાષણનો થોડોક ભાગ અત્રે ઉતારવામાં આવે છે.

"Stringent and drastic methods were to be applied, and labours of the most arduous kind were absolutely necessary. You proved fully equal to the occasion. You managed the entire business with such zeal, courtesy, and considerateness that the terrors we, orientals, naturally and truly feel in isolation

disappeared and even segregation became popular—almost the fashion of the day. It was really very kind of you to allow every sect and community to establish its own hospital, and to give every assistance in your power to make it a success. You saw the wisdom of respecting the religious prejudices and the social feelings of the people, and of equipping the public and private hospitals with as many comforts and conveniences as human ingenuity could devise. ......... It is now easy to sneer at what is called unnecessarily lavish expenditure; but let us not forget that it was this lavish expenditure which made more than a success what was once thought impossible."

આ મોટા મેળાવડા ઉપર શેઠ વિઠ્ઠલદાસના કાર્યની અને ગમ્ભીરતાની સારી છાપ પડી હતી. ભાટીઆ ગૃહસ્થોએ ધારી લીધું કે પોતાના વડવાઓનું માનવન્તુ સ્થાન શેઠ વિઠ્ઠલદાસ થોડા સમયમાં સમ્ભાળી લેશે. જનરલ ગેટેકેને માનપત્ર આપવાનું હતુ તેથી અમલદારવર્ગ અને યૂરોપીયન વેપારી વર્ગ પણ તે મેળાવડામાં હાજર હતા. એ લોકોના ચિત્ત ઉપર પણ શેઠ વિઠ્ઠલદાસે એવી તો સરસ છાપ પાડી હતી કે ઘણા એમ માનવા લાગ્યા કે જુજ સમયમાં એ સરદાર દરબારમાં માન મેળવતા થઇ જશે.

એ સમય પહેલાં મુમ્બઇના પોર્ટટ્રસ્ટ તરફથી ("હારબર ઇન્સ્પેક્શન") બન્દરની તપાસણી થતી હતી ત્યારે ત્યારે મુમ્બઇની મોટી વેપારી પેઢીના પ્રતિનિધિ તરીકે તપાસણી કરનાર સમિતિ પોતાની સાથે રાખવા શેઠ વિઠ્ઠલદાસને આમન્ત્રણ આપતી રહેતી હતી. એ કાર્યમાં અભ્યાસીની દૃષ્ટિથી શેઠ વિઠ્ઠલદાસ હમેશ વેપારીના હિતની સૂચનાઓ કર્યા કરતા હતા

પોતાના મિલના ઉદ્યોગમાં ઘણો ઉંડો રસ તે લેવા લાગ્યા હતા. ઈ. સ. ૧૮૯૫માં હિન્દમાં બનતા મિલના કાપડ ઉપર "એક્સાઇઝ ડ્યુટી" નામનો કર નાંખવામાં આવ્યો હતો. તે કરની માઠી અસર હિન્દના ઉદ્યોગપર કેવી થશે તેનો બારિક અભ્યાસ તેમણે કર્યો હતો સર (તે સમયના મી તાતા) જે. એન. તાતાએ પોતાના બાહોશ મદદનીશ મી. બરજોરજી જે પાદશાહની મદદથી એક સરસ ચોપાનીઉં મિલના ઉદ્યોગની સમજુત માટે બહાર પાડ્યું હતું અને સરકારની આંખ ઉઘાડી હતી કે મિલના ઉદ્યોગમાં સેંકડે ૭ ટકા કરતાં વધારે નફો મળતો નથી. *આ ચોપાનીઆની અને તે

1 * "The value of Mr. Tata's brochure lies on indicating how profits could be scientifically assessed."— D. E Wacha. "Life and Life-Work of J. N. Tata."

પહેલાં ઈ. સ. ૧૮૯૪ માં ગુજરાતી ભાષામાં પ્રકટ થયેલ *"મુબઈની મીલો" નામના ચોપાનીઆની મદદથી તેમણે-મિલમાલેકો ઉપર અજ્ઞાનતાનુ કલંક ચાલતું આવતું હતું તે કાઢી નાંખ્યું હતું.

[ ચોપાનીઆનો ઉતારો ]

## મીલોમાં જરૂરિયાત સુધારાઓની વીગત.

મુબઈની મીલોમાં ચાલતી તરાંહ તરાંહની ચોરી તથા લુટ અટકાવવાને કેટલા સુધારાઓની જરૂર છે તે અમારાં છેલાં લખાણોમાં દેખાડ્યું છે. તે સુધારાઓ જો મીલોમાં દાખલ થાય અને તેઓ પુરતી રીતે અમલમાં આવે તો હમો હીમતથી કહીયે છઈયે જે મીલોના વેપારના હાલના નખોદીયા વખતમાં પણ જે મીલો બીલકુલ કમાતી નથી અને ખોટે કામ કરેછે, તે મીલો પોતીકી થાપણપર ઓછામાં ઓછા દશ ટકા જેટલી કમાણી કરશે અને જે મીલો હાલ થોડી ઘણી કમાયછે તેઓ બેવડી કમાણી કરશે. હવે ત્યારે સેવટે એ સુચવેલા સુધારાઓ શું શું છે તેનો એક સામટો સરવાળો અતરે આપીયે છીયે.

૧ લું. એજંટોનાં કમીશન રૂપે ચાલતી રોજરસની મોટી ફાતર બંધ પાડવી

૨ જું. મીલોને કરજદાર બનાવી એજંટોના તથા બાહારધણીઓના પૈસા મીલોને ધીરી તેના વ્યાજખાધમાં પડતો મારો અટકાવવો.

૩ જું. ડીરેકટરોની મીટીંગો સેહજ બાબદો સારૂં બોલાવી ડીરેકટરોને મળતી મોટી ફી અટકાવવી.

૪ થું. આફીસના ખરચના ઉધરા લવાજમ રૂપે એજંટોને આપતી મલાઈ ખાવા નહી દેવી.

૫ મું. ખુસામત તથા લાગવગથી આભાર તલે દબાયલા આડીટરોને બદલે સ્વતંત્ર હસાબ તપાસનારાઓને ઘટતા લવાજમ ઉપર નેમવા.

૬ ઠું. નજીવી બાબદોપર વકીલ બારીસ્ટરોનાં મતો લઇ તેઓને અપાતાં ભારી બીલોમાં ઘટાડો કરવો

૭ મું. દસ બાર લાખની મીલપર છ સાત લાખનું કરજ કરી મીલો બાંધવાથી થતુ સત્યાનાશ અટકાવવું.

---

*"મુબઈની મીલો-તેમની ખામીઓ અને તે સુધારવાના ઈલાજો"- લખનાર "મીલોના માહીતગાર." ઈ. સ. ૧૮૯૪ મા મુમ્બઈ દફતર આશકારા ઑઈલ એન્જીન પ્રેસમાં છાપ્યા છે. એ ચોપડીના ૨૧ માં પાન ઉપર છેવટનો સાર આપ્યો છે તે અત્રે ઉતાર્યો છે તે પરથી એ ચોપડીમાં કયી કયી બાબત ચર્ચવામાં આવી હશે તેનો ખ્યાલ આવી શકશે. ભાષા જેમને તેમ રહેવા દીધી છે.

૮ મું. કંટ્રાકટરોને શેરો આપી કંટ્રાકટથી મીલો તયાર કરવામાં થતી ખાએફીઓ બંધ પાડવી.

૯ મું. શેરો આપી લાંબા વરસનું મોટે ભાવે લખત કરી એજંટોની અથવા તો બીજાઓની જગાપર મીલો બાંધી તે ભાડે આપવાથી મીલોપર પડતા જાહુકના બોજામાંથી મીલોને છોડવવી.

૧૦ મું. કોલસાની, રૂની, તથા વીમાની અરધી દલાલી તથા સુખરી મધેથી કેટલાક એજંટોના કલારકોને, લાગતાવલગતાઓને તથા નાચાર બેચારોને દર મહીને અપાતા લવાજમનો બચાવ કરવો.

૧૧ મું. કેટલાક એજંટોના લાગતાવલગતાઓને ખટાવા સારૂ તેઓને ચાકરી ધંધે લગાડી બાહાર ગામમાં રૂ ખરીદ કરવાથી મીલોપર પડતો ભારી બોજો ઓછો કરવો.

૧૨ મું. એજંટોના ઘરના જેવા બાદશાહી ખર્ચો મીલોમાં રાખી ભારી ખોટ ખમવાને બદલે મીલો કરકસરથી ચલાવવી તથા ચોરાત્યાં વેપારીઓનો ઘાલમેલ્યો રૂ ખરીદ કરવાથી મીલોની કમાણીનો મોટો નાશ થતો અટકાવવો.

૧૩ મું. કેટલાક રૂના પરખનારાઓને તથા ખરીદ કરનારાઓને રૂના વેપારીઓ તરફથી મલતી લાંચ બંધ પાડવી.

૧૪ મું. રૂના મુકાદમોની રૂના તોલમાં ચોરી અટકાવવી.

૧૫ મું. રૂના મુકાદમોને વેપારીઓ તરફથી હલકો માલ પસાર કરવા સારૂ અપાતી દક્ષણા બંધ પાડવી.

૧૬ મું. રૂનું બારદાન ઓછું કરવા ખાતર વેપારીઓ તરફથી મીલોના માણસોને અપાતી લાંચ અટકાવવી.

૧૭ મું. રૂની ઘટ કાઢતી વખતે છેક મીલો સુધી પોહોંચી જઇ ઓછી ઘટ દેખાડવા સારૂ વેપારીઓથી મીલોના માણસોને અપાતી લાંચનો ઉપાય લેવો.

૧૮ મું. રૂના દલાલોની હાથચોરી તથા તેઓના માણસોની દીવાલીપર વેપારીઓ તરફથી મળતી બોહોણી બંધ કરવી.

૧૯ મું. સ્ટોરકીપરોને અથવા તો મીલોમાં સ્ટોર પસાર કરનાર અધીકારીઓને કેટલાક શીપચેંદલરો તરફથી અપાતી લાંચ અટકાવવી.

૨૦ મું. શીપચેંદલરો તરફથી હલકો સ્ટોર પસાર કરાવાથી મીલોને પડતો માર અટકાવવો.

૨૧ મું. કોલસાના મુકાદમોની ચોરી તથા તેમાં ચાલતાં તરકટો સુધારવાં.

૨૨ મું. ડ્રાપીંગ, વેસ્ટ વતરોગેમાં થતાં કાવતરાંઓનો નાશ કરવો.

૨૩ મું. કેટલીક મીલોમાંથી સુતરની ગાંશડીઓ તથા તાકાઓના તાકાઓ ધોળે દીવસે ઉઠાવી જવાથી મીલોને થતું મોટું નુકશાન અટકાવવું.

૨૪ મું. કામદારોના પગારના લીસ્ટમાં ભલતાં નામો નાખી પગાર વખતે તેઓનો પગાર ઓહીંઆ કરી જવાથી મીલોને મજુરીમાં પડતો મોટો માર અટકાવવો.

૨૫ મું. નહીં પગાર ફાધેલી મજુરીમાં થતી ચોરી બંધ પાડવી.

૨૬ મું. કેટલીક મીલોના રદી સાંચાકામ વેચવાને બાહાણે સારાં વપરાતા સાંચાકામ વેચી નાખવામાં મીલોમાં થતી ઘાલમેલ બંધ પાડવી.

૨૭ મું. રદી સામાણ તરીકે સારો સામાણ ધકેલી દેવામાં મીલોમાં થતી ચોરી અટકાવવી.

૨૮ મું. યુરોપીયન કામદારોને મોટે પગારે રાખવાથી મીલોની કમાણીમાં થતો ઘટાડો બંધ પાડવો.

૨૯ મું. રૂ જેવી અગત્યની ચીજ કે જેની ઉપર મીલોના નફાટોટાનો મુખ્ય આધાર છે તે બીનઅનુભવી પરખનારાઓ રાખી તેઓ પાસેથી ખરીદવાથી મીલોને થતું મોટું અને પેહેલા પ્રકારનું નુકસાન અટકાવવું.

૩૦ મું. મુબઇમાંજ સુતર વેચવાને બદલે સુતરનો વધુ ભાવ મેળવવાની લાલચથી અથવા તો કેટલાક એજંટો પોતાના દોસ્તોને કમીશન ખટાવા સારૂં તેઓની પેઢીને સુતરનું કનશાઇનમેંટ ચીનખાતે આપી મીલોને જતી ખોટ અટકાવવી.

૩૧ મું. કેટલાક એનજીનીયરો એજંટોના, મેનેજરોના તથા મીલોના બીજા અધીકારીઓના બંગલામાં મીલો મધેથી અથવા તો મીલોને હીસાબે જતા સરસામાનથી તથા તેઓના બંગલામાં કામકાજ કરવા સારૂ મીલો મધેથી જતાં કામદારો તથા માણસોના વપરાસથી મીલોને જતી ખોટ અટકાવવી.

૩૨ મું. કેટલાક મેનેજરો, ઇન્જનેરો વતરોગે પોતાનાં કમીશનની લાલચ ખાતર એજંટોને ફુસલાવી સમજાવીને ભલતા મેકરનાં સાંચાકામ તથા મીલોને લગતો બીજો સરસામાન ખરીદ કરી તે "ટ્રાઈ" કરવાની સલામણ કીધાથી મીલોને જતી નુકસાની અટકાવવી.

૩૩ મું. ઓટકામ તથા કાંટકામવાળાઓનાં તથા બીજા પરચુટણ માલનાં બીલોમાંથી મીલોમાં કપાતું કમીશન બંધ કરવું.

૩૪ મું. કોલસાની તથા રૂની ધૂળ વેચતી વખતે મીલોમાં થતી ચોરી અટકાવવી.

૩૫ મું. પરચુટણ વેપારીઓનો ફાયદેતથી મળતો રૂ ખરીદવાને બદલે નામચીન વેપારીઓનો રૂ પરબારાથયા તેઓને ત્યાં બેસી રકમબંધ ખરીદ કીધાથી તેના ભાવમાં તથા ઘટમાં મીલોને થતી ખરાબીઓ અટકાવવી.

૩૬ મું. રૂ ની ખરીદીમાં તથા રૂની "મીક્સીંગ"માં કેટલાક બીન અનુભવી એજંટોનું ડોલ મારી વગર સમજ્યે માથું ઘાલવાથી તથા સસ્તો રૂ ખરીદ કીધાથી તથા તેની સસ્તી "મીક્શીંગ" બનાવવાથી મીલોનો ફાયદો થશે એવા વગર સમજણના વીચારોથી મીલોનું થતું નખોદ અટકાવવું

અધીપતી સાહેબ આવી રીતે જ્યારે સઉ કોઈ પોતપોતીકી વખતે ચાંચ મારી મીલોમાં ચાંસણી ચલાવેતો મીલોના ગરીબ ભાગીદારોને ફાલે શું રહે! કાંઈ નહી પણ ખાલી છોલતાં!

લી૦ મિલોના માહીતગાર.

---

યૂરોપીઅન મંડળમાં મુમ્બઈના મિલ-ઉદ્યોગના વ્યવસ્થાપકો માટે એ સમયે આવા પ્રકારના વિચારો પ્રવર્તી રહ્યા હતા.

In no other part of the industrial world where textiles are the staple industry, is it found that the employers are at the mercy, more or less, of their overseers In India the employers have not the knowledge, training and experience which would enable them to form their own judgment of questions of internal economy and on the working of machinery and to carry on the work accordingly. [The cyclopedia of India Vol. II].

"Business economics is a science almost unknown to Indian mill owners who seem to rest content with mere superficial arithmetic which eventually resolves into a dividend of so many rupees per annum. A scientific analysis is the last thing they ever think of."

## શ્રી. ઠાકરસી મૂળજીની કમ્પની—મુંબઈ.

| અનુક્રમ નં | મિલનું નામ. | થાપણ રૂપીઆ | શેરની સંખ્યા. | સ્પીન્ડલની સંખ્યા. | વણવાની સાળની સંખ્યા | દર વરસે વપરાતું કપાસ—ખાંડી ખાંડી = ૭૮૪ રતલ. | મિલ કામગારોની સંખ્યા. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | હિન્દુસ્થાન સ્પિનિંગ અને વિવીંગ મિલ્સ કમ્પની લિમિટેડ. ... | ૧૨,૦૦,૦૦૦ | ૧,૨૦૦ | ૩૫,૬૩૦ | ૭૦૧ | ૫,૨૦૦ | ૧,૪૦૦ |
| ૨ | વેસ્ટર્ન ઇન્ડીઆ અને મેન્યુફેક્ચરિંગ કમ્પની લિમિટેડ. ... | ૧૨,૦૦,૦૦૦ | ૧,૨૦૦ | ૩૨૪૦૦ | ૫૫૮ | ૬,૩૦૦ | ૧,૪૦૦ |
| ૩ | ઇન્ડીઅન મેન્યુફેક્ચરિંગ કમ્પની લિમિટેડ. ... | ૯,૦૦,૦૦૦ | ૯૦૦ | ૨૮૨૬૮ | ૮૦૦ | ૪,૬૦૦ | ૧,૬૫૦ |
| ૪ | હોન્ગ-કોન્ગ અને મેન્યુફેક્ચરિંગ કમ્પની. ... | ૭,૫૦,૦૦૦ | ૭૫૦ | ૨૮૦૨૪ | ૫૨૦ | ૪,૦૦૦ | ૧૦૦૦ |
| | કુલ ... | ૪૦,૫૦,૦૦૦ | ૪,૦૫૦ | ૧,૨૪,૩૨૨ | ૨,૬૧૯ | ૨૦,૧૦૦ | ૪,૯૫૦ |

આવા પ્રકારનો આક્ષેપ શેઠ વિઠ્ઠલદાસ સાંખી શક્યા નહોતા અને તેથી તેમણે પોતે ઉંડો અભ્યાસ કર્યો અને પ્રત્યક્ષ કાર્યોથી સિદ્ધ કરી બતાવી આપ્યું હતું કે તેમનો અભ્યાસ એટલી હદ સુધી પહોંચ્યો હતો કે મિલમાલિક તરીકે તેમના વિચાર હિન્દીને કે યુરોપીઅનને,–સરકારને કે પ્રજાને પ્રમાણભૂત હતા.

પોતાના ધન્ધામાં જોડાતાંની સાથે પોતાની મિલો સમ્બન્ધી એક પત્રક તેમણે બાજુએ બતાવ્યા પ્રમાણે તૈયાર કરાવ્યું હતું, જેમાં પોતાની મિલોના કાર્ય-વિસ્તારનો ખ્યાલ ઉતારવામાં આવ્યો છે. ઇ. સ. ૧૮૯૫ માં તેમના વેપારની સ્થિતિ કેટલી ધરખમ હતી તેનો ખ્યાલ એ પરથી આવે છે.

મિલઉદ્યોગના ઘણા ખરા વિભાગમાં તેમની નજર સારી પેઠે પહોંચવા લાગી કે તેમના વડીલોએ તેમના ઉપર વેપારના વહિવટની જવાબદારી નાંખવા માંડી હતી. તેમની કાબેલીયત મુમ્બઇમાં સારી રીતે જાણીતી થઇ ગઇ હતી. તા. ૩૦-૭-૯૬ ના રોજ લખેલા એક પત્રમાં રા. બા. ઝવેરીલાલ કે. યાજ્ઞિક જેવા પાકટ ઉમ્મરના અને ધારાસભાના સભ્ય બનવા સુધીના અનુભવવાળા ગૃહસ્થ શેઠ વિઠ્ઠલદાસની સલાહ પૂછે છે કે સ્વદેશી હાથવણાટ માટેની શાળાઓમાં નાણા રોકી ધન્ધો કરવા જેવું છે કે કેમ. આ સમયે શેઠ વિઠ્ઠલદાસની ઉમ્મર માત્ર ત્રેવીસ વરસની હતી.

એ ત્રેવીસ વરસની ઉમ્મરે પહોંચતાં પહેલાંજ તેમણે સંસારનો વ્યવહાર સમજી લીધો હતો, વિનયના ઉમદા લક્ષણો તેમના ચારિત્રમાં ગુંથાઇ ગયાં હતાં અને ખાનદાન ગૃહસ્થની મોટાઇનું વર્ચસ્વ તેમણે ધારણ કરી લીધું હતું. પોતાના પિતાશ્રીની આબરૂ કેટલી મોટી હતી, પોતાના કાકા શેઠ ગોવિન્દજીની પ્રતિષ્ઠા વખણાતી હતી તે એમની જાણ બહાર ન હોતું. એમના પિતાશ્રી "દામોદર ભવન" બંગલામાં બહુ વાસ કરી શક્યા નહોતા. બંગલો બન્ધાઇ રહ્યા પછી તેમાં રહેવા આવ્યા ને થોડો સમય નહિ થયો હોય ત્યાં શેઠ દામોદર સ્વર્ગે સીધાવ્યા હતા. તેથી પોતાના બંગલામાં પોતાની પ્રતિષ્ઠાને અનુરુપ થાય તેવુ સારૂ ફરનીચર તરતજ બંગલા માટે અને સ્વતન્ત્ર પુસ્તકાલયના ઓરડા માટે તેમણે કરાવ્યું હતું. એમની એ પ્રકારની તજવીજ ઘણી શિષ્ટ રુચિ બતાવે છે. તેમના પિતાશ્રીને જામનગરના નામદાર જામ સાહેબ વિભાજી સાથે ઘણો સારો સમ્બન્ધ હતો. તેને લઇને શેઠ વિઠ્ઠલદાસ બાવીસ વરસના હતા ત્યારેજ "દામોદર ભવનમાં" મેમાન તરીકે નામદાર જામસાહેબ પોતાના કુમારશ્રી જશવન્ત સિંહજીને તા. ૨૧-૧-૯૫ ના રોજ મુમ્બઇ મોકલેછે. એ રાજવંશી પરોણાની સરભરા તેમના મોભાને છાજે તેવી શેઠ વિઠ્ઠલદાસે કરી હતી.

બે માસ પછી તા ૨૩-૪-૯૫ ના રોજ વાકાનેર રાજ્યના રાજા સાહેબ પણ શેઠ વિઠ્ઠલદાસના મેમાન બન્યા હતા રાજ રજવાડામા પોતાનુ વજન કેમ પાડવુ એ શેઠ વિઠ્ઠલદાસે બરાબર શીખી લીધુ હતું અંતે એમની પ્રતિભાનો વિકાસ જ એટલી હદે પહોચ્યો હતો કે તે પોતાના વ્યવહાર અને વાતચીતમા વેપારી-રાજા જેવાજ જણાતા હતા તા ૧૨-૧૧-૯૫ ના અરસામા તેઓ સોમનાથ પાટણ પધાર્યા હતા ત્યારે તેમના કુળની પ્રતિષ્ઠાને છાજે એવી રીતે જુનાગઢના નવાબ સરકારે તેમને રાજ્ય-પરોણા તરીકે સોમનાથમા રાખ્યા હતા તેજ પ્રમાણે એકાદ વરસ પછી શેઠ વિઠ્ઠલદાસ ચાંદોદ તીર્થ ગયા હતા, ત્યાથી-વડોદરામા વાઇસરૉયની પધરામણી થઇ તે પ્રસંગે તા ૨૬-૧૧-૯૬ ના રોજ તેઓ વડોદરામા ગયા હતા અને ત્યાના નેક નામદાર દીવાન શ્રી નિવાસ આયંગરે એમની સરભરા રાજ્યના માનવન્તા પરોણા તરીકે કરી હતી આવી રીતે જાહેર જીવનના પ્રસંગો ઉપર પ્રસંગો આવતા ગયા અને શેઠ વિઠ્ઠલદાસની લાયકાતમા અને લાગવગમા ઉમેરો થતો ગયો

મુમ્બઇમા શેઠ વિઠ્ઠલદાસની આબરૂ જામેલી છે એ સરકારી અમલદારો ચોતરફની પ્રવૃત્તિથી જોઇ શક્યા અને એવા વગદાર તથા બુદ્ધિશાળી વેપારી ઉપર વિશ્વાસ મૂકી સાર્વજનિક કામોની નિર્મળતા અને મોભો જાળવવા સરકાર હમેશ આતુર હોય છે મુમ્બઇમા દર સાલ નામદાર ગવર્નર તરફથી શહેરની પ્રતિષ્ઠિત વ્યક્તિઓને (Justice of the Peace)-જસ્ટિસ ઑફ ધી પીસ-નો માનવન્તો હોદ્દો આપવામા આવે છે તા ૨૫ જુલાઇ ૧૮૯૭ ના સરકારી ગેઝેટમા નવા-જસ્ટિસ ઑફ ધી પીસ-જે પી. બનેલા ગૃહસ્થોની યાદી પ્રગટ થઇ, તેમા શેઠ વિઠ્ઠલદાસનુ નામ પણ હતુ તે વખતે શેઠ વિઠ્ઠલદાસની વય માત્ર ચોવીસ વરસની હતી એમની લાયકાતની કદર મુમ્બઇના ગવર્નરે આ રીતે કરી તે બદલ મુમ્બઇ શહેરમા મોટા વિભાગમા સન્તોષ અને ઉલ્લાસ પ્રગટી નીકળ્યો હતો એમના વડીલો, મિત્રો, સ્નેહીઓ અને આશ્રિતો તરફથી અભિનન્દનના સન્દેશા આવવા લાગ્યા, માન પત્રો અને મેળાવડા થવા લાગ્યા તે સમયે પ્લેગની ઋતુ હતી મુમ્બઇના ઘણા લોકો બહારના દેશમા વસતા હતા. ધીરે ધીરે વસ્તી મુમ્બઇમા ભરાવા લાગી હતી એવા સમયમા પણ શેઠ વિઠ્ઠલદાસ જે પી બન્યા તેના ઉત્સવો ઘણા ઉત્સાસ અને આનન્દથી ઉજવાયા હતા શેઠ વિઠ્ઠલદાસના વડીલો કાકા શ્રી ગોવિન્દજી, અને શ્રી નારાયણદાસ તથા તીર્થસ્વરૂપ માતુશ્રી નાથીબાઇ આવે પ્રસંગે રાજી થાય તે સ્વાભાવિકજ કહેવાય પરન્તુ એમની ન્યાતના આગેવાન ગણાતા

સજ્જન અને બુદ્ધિશાળી શેઠ રામજી લક્ષ્મીદાસ અભિનન્દન આપવાને શેઠ વિઠ્ઠલદાસની રૂબરૂ મુલાકાતે આવ્યા હતા અને ભવિષ્યમાં ભાટીઆ જ્ઞાતિના મોટા જાહેર પુરુષ શેઠ વિઠ્ઠલદાસ થશે એવી આગાહી તેમણે કરી હતી.

શેઠ વિઠ્ઠલદાસના મિત્ર શ્રી. એન. વી. માંડલિક પણ એજ વખતે જે. પી. બન્યા હતા તેથી બન્ને મિત્રોએ અરસપરસ અભિનન્દન લીધાં દીધાં હતાં. એમને અભિનન્દન પત્રો લખનારની યાદી ઘણી મોટી થાય છે. તો પણ તેમાંના મુખ્ય નામો થોડાંક આપીએ; શેઠ લખમસી નપ્પુ, શેઠ જેઠમલ મેઘજીભાઇ, શેઠ જેઠીસનદાસ ભગવાનદાસ, શેઠ ધરમસિ મોરારજી ગોકલદાસ, શેઠ શીવજી નથુભાઈ, શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ, શેઠ લીલાધર વલ્લભદાસ, શેઠ ગોપાલદાસ લીલાધર, શેઠ પુરુષોત્તમ વિશ્રામ, મી. દારાશા દોરાબજી રીપોર્ટર, શેઠ સુલેમાન એ. વાહેદ, મી. માણેકશાહ દીનશાહ વાડીઆ, મી. જે. કે. પરુલેકર સરદાર, "સત્યમિત્ર"ના આધિપતિ મી. મંચેરજી હોરમંગજી, ભાટીઆ મિત્રમંડળના શેઠ હીરજી ટોપણ અને શેઠ વિઠ્ઠલદાસના પ્રાથમિક શિક્ષણના ગૃહશિક્ષક રા. નરભેરામ ગોપાલજી. એક બે પત્રમાંથી ઉતારા અત્રે મૂકવામાં આવે છે કે જેથી સામાન્ય રીતે શેઠ વિઠ્ઠલદાસ પ્રત્યે લાગણીનો ઉભરો કેવો ઉછળ્યો હતો તેનો ખ્યાલ આવી શકે.

"આપ જાહેર જીન્દગીમાં જોડાયા પછીજ ઉલટ, મન, કાળજીથી જાહેર કામોમાં ભાગ લ્યો છો, ને પ્રજા ઉપયોગી કામોમાં આગેવાની લ્યો છો તથા ઘટતી વખતે સખાવત, ધર્માદા વગેરેના કામોમાં આગળ પડો છો તે ઉપરથી આપની વૃદ્ધિ માટે ઘણી સારી આશાની વકી રખાય છે. અને તેની સહેજ ઇંધાણી દાખલ સરકારે આપની કદર બુઝને આ નવું માન આપને આપ્યું છે તે આપની જશવંતી કાળજીને મળતું કાર્ય થયું હેમાં કશો સંશય નથી." ["સત્યમિત્ર"-ઑફિસ. મી. મંચેરજી હોરમંગજી.]

"Very few are fortunate enough to secure such honours at such an early age. The other day when I heard your worthy name proclaimed in the committee of the Mill owners' Association, I took that honour as a percussor of further honors to follow.

Hoping fervently that you would in course of time be a happy and worthy recipient of further distinction, and that we may have the pleasure of seeing you grace that august assembly, the Municipal Corporation.

[ યુનીઅન સ્પીનીંગ અને મેન્યુફેક્ચરિંગ કમ્પની-વાળા મી. જે. કે. પરુલેકર.]

જે પી નો હોદ્દો—ઇલકાબ—આજથી ચાલીસ વરસ ઉપર ઘણોજ માનનીય ગણાતો હતો તે જમાનાની દષ્ટિએ વિચાર કરવાથી જ આપણે શેઠ વિઠ્ઠલદાસે બાવીસ વરસની વયે એ પદવી પ્રાપ્ત કર્યાનુ મહત્વ સમજી શકીએ છીએ જે. પી એટલે સરકારે સ્વીકારેલા આબરૂદાર ગૃહસ્થ, અને સરકાર જ એ સમયમા ઉંચામા ઉંચી સત્તા હતી શેઠ વિઠ્ઠલદાસના વડવાઓએ મુમ્બઇ શહેરમાં સારૂ માન પ્રજામા અને સરકારી ખાતાઓમા અસલથી મેળવ્યુ હતુ તે માન એમણે ટકાવી રાખ્યુ—બલકે તેમાં વૃદ્ધિ કરી શેઠ વિઠ્ઠલદાસના પિતાશ્રી દામોદર શેઠ જે પી હતા, એમના કાકા શ્રી ગોવિન્દજી શેઠ જે પી હતા એમની એ પરમ્પરા શેઠ વિઠ્ઠલદાસે સાચવી એટલુજ નહિ, પરન્તુ એમના નાના ભાઇઓ શેઠ પુરુષોત્તમ વિશ્રામ, શેઠ હંસરાજ પ્રાગજી અને શેઠ માધવજી દામોદર પણ જે પી બન્યા હતા કેટલાક વરસથી મુમ્બઈ સરકારે સ્ત્રીઓને એ હોદ્દો આપવાની રીત ગ્રહણ કરી છે, તે નિયમાનુસાર તેમના બન્ધુ શેઠ માધવજી દામોદરના પત્ની સૌ. મોતીબાઇને પણ સરકારે જે. પી નો ઇલ્કાબ આપ્યોછે

આ પ્રસંગે નાના માણુસો વધામણી લઇને શેઠને બંગલે અને ઑફિસમાં આવતા તેમને અનેક રીતે યોગ્યાયોગ્યનો વિચાર કરી શેઠ વિઠ્ઠલદાસ પોતે અને એમના સન્મિત્ર ભાઇ ગોવિન્દજી સારી ભેટ અને બક્ષિસ આપતા હતા જે પી નો ઇલકાબ મળ્યાથી એઓ પોતે જેટલા રાજી થયા હતા તેના કરતા ભાઈ ગોવિન્દજી ભાઈ વધારે રાજી થયા હતા આ શુભ સમાચાર સૌથી પહેલા પહોચાડનાર મી દારાશા દોરાબજી રીપોર્ટરને રૂ ૫૦ બક્ષિસ અપાયા હતા

યોગ્ય ગણ્યા હતા. એમણે એ કાર્ય ઉત્સાહથી બજાવ્યું હતું. એ સભામાં તા. ૧૯–૮–૯૭ ગુરુવારના રોજ ભાટીઆ ગૃહસ્થોની મોટી મંડળી એકત્ર થયેલી હતી; એમાં શેઠ ગોરધનદાસ ગોકલદાસ તેજપાલ, શેઠ મૂળરાજ ખટાઉ, શેઠ વસનજી ખીમજી, શેઠ દામોદર લખમીદાસ ખીમજી, શેઠ દ્વારકાદાસ ધરમસી, શેઠ નરોત્તમ મોરારજી ગોકલદાસ, અને શેઠ નારાયણદાસ પુરુષોત્તમ જેવા મુખ્ય હતા. પ્રમુખ તરીકે શેઠ વિઠ્ઠલદાસે કરેલા ભાષણમાં મુખ્ય મુદ્દા આ પ્રમાંણે હતા.

"આ સભા ભાટીઆ મહાજને ઓલાવી નહોતી, પરન્તુ પ્રવાસે જવા બહારપડેલા ગૃહસ્થોના મિત્રો અને શુભેચ્છકોએ પોતાના મિત્રના માનમાં ઓલાવેલી સભા હતી. જૂના વખતમાં સમુદ્રની સફર કરવી એ બહુ વિકટ કામ ગણાતું હતું; કચ્છના અખાતમાં ચાંચીઆઓ વહાણો લૂટતા, દક્ષિણે કોળીઓ તથા મરેઠાઓનો અને પશ્ચિમે આરબોનો ઘણો ત્રાસ હતો. પણ હાલ સફરે જવું સરળ છે. તે વખતમાં વેપાર વાસ્તે પરદેશ ખેડવા તૈયાર થયેલા ગૃહસ્થો અભિનન્દનને પાત્ર છે. એ ભાઈઓ પોતાના અન્ય જ્ઞાતિ બન્ધુને પરદેશ ગમનનો માર્ગ ખુલ્લો કરી આપવાની નેમથી તેમના યુરોપના નિવાસ દરમ્યાન નીતિમાન વર્તણુક રાખી ધર્મના કાનુનોને માન આપી પાછા ફરશે."—

આ સમારમ્ભ પછી "ભાટીયા પ્રકાશ"ના અધિપતિ ભાઈ દામોદર રવજી તા. ૨૧ મી ઑગસ્ટના પત્રમાં શેઠ વિઠ્ઠલદાસને બહુ ઉલ્લાસ ભર્યા અભિનન્દન મોકલાવે છે; અને લખે છે કે "જનરલ ગેરેજના માન પત્રના પ્રસંગનો આપનો પહેલો જાહેર દેખાવ સમ્પૂર્ણ ફતેહમન્દ ઉતર્યો છે એટલુંજ નહિ પણ અનેક અડચણો સામે ટક્કર ઝીલી હીંમતથી એક શુભ કામને પાર પાડવામાં આપે જે ગઈ પરમદિને ભાગ ભજવ્યો છે તેથી મારી ખાત્રી થાય છે કે આપમાં અમારી ભવિષ્યની ચળકતી આશાઓ રહેલી છે."

જેમ બહારની મોટાઈ એમને મળતી ગઇ તેમ પોતાની પેઢીમાં પણ એમણે કામની જવાબદારી પોતાને માથે લઇ પોતાની વ્યવસ્થા-શક્તિ અને હજારો માણસના અન્નદાતા તરીકે શોભે તેવો દાનો સ્વભાવ તેમણે ધારણ કર્યો હતો. મુમ્બાઈમાં જ્યારે પ્લેગ ચાલતો હતો ત્યારે તેમની ઑફિસમાં કામ કરતા માણસોની સુખાકારીનો તેમણે વિચાર કર્યો હતો અને જ્યાં સુધી પ્લેગની હાડમારી રહી હતી ત્યાં સુધી પોતાની જવાબદારીએ એમણે બધા માણસોને પ્લેગ-એલાવન્સ-ખાસ વધારાનો પગાર-અપાવ્યો હતો. ઈ. સ. ૧૮૯૮ ના જુન માસમાં એમના વડીલ કાકાશ્રી ગોવિન્દજી

શેઠ વઢવાણ ગયા હતા ત્યારે આખી પેઢીનું બધું કામ એમના ઉપર આવ્યું હતું. પોતે સ્વતન્ત્ર રીતે એ જવાબદારી ઉપાડી લીધી હતી અને સવારથી છેક મોડી સાંજ સુધી ધન્ધાના કામમાંજ રોકાઈ રહેતા હતા. એ વખતની * નોંધ પોથીમાં-તેઓ લખે છે કે કામ તો ઘણુંજ કરવું પડે છે પરન્તુ જરા પણ કંટાળો અનુભવ્યા વગર બધી જવાબદારી ભરેલી કામગીરીને પહોંચી વળ્યું. આ દિવસોમાં મિલોની વ્યવસ્થા—શક્તિ મારામાં છે એવી આત્મશ્રદ્ધા ઠીક ઠીક આવી ગઇ છે. એ મોટો લાભ થયો છે.

---

* "Mr. Govindji, my uncle, left Bombay on Tuesday the 5th July for Wadhwan Camp to open the Waghji Mill which was to open on Wednesday the 6th July.

I managed the office-work alone during his absence. Of course, I had to work hard but there was no help for it. I got pleasure in working whole-day, and I can safely say that this time independent management gave confidence in me" [ Diary-21 June to 13 July 1898 ].

## પ્રકરણ ૮ મું.

### પુણ્ય-પ્રવાસ.

મનુષ્યની દૃષ્ટિ વિશાળ બનાવવામાં અને હૃદયની ઉર્મિઓને તથા આવેશને યોગ્ય પ્રકારે નિયમિત બનાવવામાં પ્રવાસ સરસ ફળ લાવેછે. એ સ્વીકારાયેલી બિના છે. શેઠ વિઠ્ઠલદાસના વિદ્યાના સંસ્કારમાં અને ગૃહકેળવણીના સંસ્કારમાં પ્રવાસથી ઘણો ઉમદા ઉમેરો થયો હતો. એમનો પહેલો પ્રવાસ સને ૧૮૯૪ માં એમનાં પિતાશ્રીના સ્વર્ગવાસ પછીને બીજે વરસે થયો હતો. તીર્થસ્વરૂપ માતુશ્રી નાથીબાઈ સાથે એ વરસમાં શેઠ વિઠ્ઠલદાસ ગોકુલ મથુરાની મહાયાત્રાએ નીકળ્યા હતા. યમુના નદીને કાંઠે મથુરામાં ભાઈ બીજને દહાડે-યમદ્વિતીયા-નું મહાન પર્વ ગણાય છે. હજારો માણસોની મેદની એ સમયે ત્યાં જામે છે; અને બીજને દહાડે યમુનાના જળમાં જે સૌથી પહેલાં સ્નાન કરવાને ભાગ્યશાળી બનેછે તેને મહા પુણ્ય પ્રાપ્ત થાય છે. આવી માન્યતાને લીધે પ્રાતઃકાળના પ્રથમના ભાગમાં જમના નદીના તટ ઉપર બેસુમાર માણસોની ભીડ જામેલી હોયછે. સરકાર તરફથી પણ ઘણો સખત બન્દોબસ્ત અને કાળજી રાખવામાં આવી હોય છે. નદીમાં ઘાટની સામે હોડીઓની અને બામ્બુઓની ભીંત બાંધી લેવામાં આવેછે કે જેથી ભીડ થવાને કારણે કોઈ નબળું માણસ ડુબી જઇને નદીના પ્રવાહમાં આગળ તણાઈ ન જાય. માણસોને આવવા જવાના માર્ગ પણ જુદા જુદા રાખી તે ઉપર પોલિસની ખડી ચોકી ગોઠવેલી હોયછે.

આવો મેળો શેઠ વિઠ્ઠલદાસે જોયો હશે ત્યારે તેમની દૃષ્ટિએ પોતાના દેશની ભવ્યતાની છાપ એક બાજુથી પડી હશે અને બીજી બાજુએથી અવ્યવસ્થિત રીતે ધક્કેધેલાં માણસોના ટોળાં ઉભરાતાં જોઇને પોતાના દેશમાં પ્રવર્તી રહેલા અજ્ઞાન માટે ખેદ પણ થયો હશે.

મથુરા, વૃન્દાવન, ગોકુલ, ગિરિરાજ, દાઉજી, વગેરે પવિત્ર સ્થળોની યાત્રા કરી તેઓ દીલ્હીમાં ઇ. સ. ૧૮૯૪ ના નવેમ્બર માસના છેવટના દિવસોમાં ગયા હતા. ત્યાં વેપારીઓ સાથે કેટલીક વાતચીત કરી વેપારની ચર્ચા કરેલી જણાય છે. ત્યાંથી આગ્રા અને છેવટે લાહોર સુધી એમણે એ પ્રવાસ લમ્બાવ્યો હતો એવું એમના દફતર ઉપરથી સમજાય છે. ત્યાંથી પાછા ફરતાં જયપુર શહેરની એમણે મુલાકાત લીધી હતી. જયપુરની

કારીગીરી માટે તેમને માન ઉત્પન્ન થયું હતું અને ત્યાંથી આરસના બે સુન્દર હાથી પોતાના માટે બનાવરાવ્યા હતા. જે હાથી અત્યારે પણ તેમને ત્યાં કળાના નમૂના તરીકે શોભી રહ્યા છે.

આ પવિત્ર મનાતા પ્રવાસમાં શેઠ વિઠ્ઠલદાસની વ્યાવહારિક શક્તિની કસોટી ઘણીજ થયેલી હશે. જુદાં જુદાં શહેરના જુદા જુદા સ્વભાવના માણસોના પ્રસંગમાં આવવું, તેમની સાથે ચર્ચા કરવી, તેમને દાનથી, બક્ષિસથી અને યોગ્ય વચનથી સન્તોષ આપવો, અનેક સ્વાર્થી ભિક્ષુકો-યાચકો-અને કહેવાતા પંડિતોની વાક્પટુતાના ભોગ ન બનવાની સાવચેતી રાખવી અને પોતાના તીર્થરૂપ માતુશ્રીને પ્રસન્ન રાખી પોતાના કુટુમ્બની પ્રતિષ્ઠા જામે એવો વ્યવહાર રાખવો—એ બધું બાવીસ વરસના શેઠ વિઠ્ઠલદાસ કરી શક્યા હતા. પ્રવાસ પણ વીસમી સદીનો નહોતો; પણ ઓગણીસમી સદીનો હતો. સાધનો પૂરાં વિકસ્યાં ન હોતાં. સ્ટેશનો, ટપાલઑફિસો, અને ઇતર સગવડની સંસ્થાઓ હજુ ખીલવાના માર્ગપર હતી. એ બાબતનો પણ વિચાર કરીએ ત્યારે જ શેઠ વિઠ્ઠલદાસની વ્યવહાર-શક્તિને આપણે ન્યાય આપી શકીએ. અલબત્ત એમને હાથે પ્રવાસમાં ભૂલો થઈ હશે, પરન્તુ એવી ભૂલોમાં જેમ અને તેમ ન પડવાની સાવચેતી તો તેમણે જરૂર વાપરી હશે. છેવટે થયેલી ભૂલોમાંથી તેમણે એવું શિક્ષણ પણ મેળવ્યું હશે કે જેમાંથી ભવિષ્યની દીપતી કારકીર્દિ ખીલી નીકળી.

બીજેજ વરસે ઇ. સ ૧૮૯૫ માં શેઠ વિઠ્ઠલદાસ શ્રી પંઢરપુરક્ષેત્રમાં શ્રી વિઠ્ઠલનાથજીના દર્શને જઇ આવ્યા હતા એમ દફતરના કેટલાક કાગળો* પરથી જણાય છે. ઘણુ કરીને એ વરસની અષાઢી એકાદશી ઉપરજ એમનું પંઢરપુર જવું થયું હશે. એ ઉત્સવમાં આમવર્ગની મોટી મેદની થાય છે. તેમની શ્રધ્ધા અને ચીવટથી શેઠ વિઠ્ઠલદાસના ચિત્ત ઉપર અનેક વિચાર-તરંગો આવી ગયા હશે.

પછી એમણે ગુજરાતના પવિત્ર સ્થળોનો પ્રવાસ આદર્યો હતો. અસલી ગુજરાતની પ્રવૃત્તિની કેન્દ્ર ભૂમિમાં અને અર્વાચીન ગુજરાતના ઉત્તર છેડાપર આવેલા સિદ્ધ કપિલમુનિની તપોભૂમિ તરીકે ઓળખાતા સરસ્વતી નદીને તીરે આવેલા સિદ્ધપુર ક્ષેત્રે એમણે ઑક્ટોબર માસમાં પ્રયાણ કર્યું હતું ત્યાં વૈદિક ધર્માનુસાર જે કાર્યો કરવાના હોય છે તે બધાં તેમણે કર્યાં

આ પ્રમાણે તેમનો પ્રવાસ કેવળ ધાર્મિક ચીલાપર ગાડું ગબડાવી જવા માટે

યોજાયેલો નહોતો. તેમના વડીલોની પ્રથા પ્રમાણે જ્યાં જવું ત્યાં શિષ્ટજનો સાથે હળવું મળવું, વેપાર ધન્ધાની માહિતી મેળવવી, ગરીબગુરબાંની સમ્ભાળ લેવી, વિદ્વાન બ્રાહ્મણોની સમ્ભાવના કરવી, શાળાના વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા ઈનામો આપવાં અને પ્રવાસ દરમ્યાન પોતાના સહવાસમાં આવેલા નાના મોટા અમલદારો અને ગૃહસ્થોને ત્યાં જેમના તેમના મોભા પ્રમાણે ભેટ સોગાદ મોકલવી એ એમણે બાવીસ વરસની નાની વયથીજ શીખી લીધું હતું અને જીવનમાં ઉતાર્યું હતું. તદનુસાર સિદ્ધપુરમાં ૧૮૯૫ ના ઑક્ટોબર માસના પહેલા અઠવાડીઆમાં બુધવાર અને ગુરુવાર બે દિવસનો કાર્યક્રમ તેમણે રાખ્યો હતો. ઍન્ગ્લો વર્નાક્યુલર સ્કૂલ, ગુજરાતી શાળા, સંસ્કૃત પાઠશાળાની મુલાકાત લઇ બધા વિદ્યાર્થીઓને ચોપડીઓ, સ્લેટ, કપડાં-વગેરેનાં ઇનામો આપ્યાં હતાં; પોતાની સાથે પ્રવાસમાં સ્ત્રીજન પણ હતાં; તેમને આવાં કાર્યમાં રસ હોવાને લીધે કન્યાશાળાની કન્યાઓને ઉતારે બોલાવી ત્યાં તેમનો સત્કાર કરવામાં આવ્યો હતો. વળી બ્રહ્મસભા બોલાવી શિષ્ટ વિદ્વાન બ્રાહ્મણો પાસે વસન્તપૂજા ઉજવવામાં આવી હતી. મથુરાના પંડિત શ્રીકૃષ્ણદત્ત કરીને ત્યાં હતા તેમને મુખેથી "આત્મા" ઉપરનું પ્રવચન સાંભળ્યું હતું. તે સિવાય પાઠશાળાના કાયમના ભંડોળમાં ખાસ રકમ આપી હતી અને શ્રીમહાપ્રભુજીની બેઠકમાં અમુક મકાનનો જીર્ણોદ્ધાર કરાવી આપ્યો હતો. ત્યાંથી એઓ અજમેર તરફ વિદાય થયા હતા અને ઉત્તર હિન્દુસ્થાનની યાત્રાએ ગયા હતા તેવું તે વખતના પત્રો પરથી જણાય છે. ઘણુ કરીને અજમેરથી પુષ્કરજી ગયા હશે; બહુ લાંબે ઉત્તર હિન્દુસ્થાનમાં તે વખતે ગયા હોય એવો સમ્ભવ નથી.

એજ વરસના નવેમ્બર માસમાં શેઠ વિઠ્ઠલદાસ પ્રભાસ પાટણ-સોમનાથ-ના જ્યોતિર્લિંગ મહાદેવના દર્શને અને શ્રીકૃષ્ણ ચન્દ્રના દેહોત્સર્ગથી પ્રસિદ્ધ થયેલા ત્રિવેણી તીર્થે તીર્થવાસ કરવા યાત્રાએ નીકળી પડે છે. ત્યાં પહોંચતાં પહેલાં તો એમના માટે પ્રભાસ પાટણમાં-જુનાગઢના નવાબ સરકાર તરફથી મુકામની બધી અનુકૂળતા થઇ ગઇ હોય છે. શેઠ વિઠ્ઠલદાસને તા. ૧૩ મી નવેમ્બરે રાજ્યના અમલદારો તરફથી પાટણમાં પગ મૂકતાંની સાથે જાહેર આવકાર આપવામાં આવે છે. રાજ્ય-પરોણા તરીકે તેમને પ્રભાસ પાટણમાં રાખવામાં આવેછે. રાજાઓને પોતાને ત્યાં મેમાન તરીકે રાખનાર શ્રીમન્ત અને સંસ્કારી શેઠ વિઠ્ઠલદાસની છાપ એ વિભાગના અમલદારો ઉપર અને સદ્ગૃહસ્થો ઉપર બહુ ઉંડી પડી હતી.

બધાં તીર્થસ્થળમાં જેમ પોતાની સખાવતનું ઝરણુ તે કુટુમ્બ વહેતું રાખેછે તેમ આ સ્થળે પણ એ પવિત્ર ઝરણુ વહેતું થયું હતું. બ્રાહ્મણોને

ભોજન અને દક્ષિણા,* ગરીબોને અન્નદાન, અને વિદ્યાર્થીઓને ઇનામો આપવામાં આવ્યાં હતાં. વિદ્યાર્થીઓને ઇનામ આપવાનો મેળાવડો બહુ દબદબા ભર્યો દરબારી કચેરીના દીવાનખાનામાં કરવામાં આવ્યો હતો. રાજ્યની યોજનાથી તાલુકાના, અને પ્રાન્તના શિષ્ટ અમલદારો તરફથી શેઠ વિઠ્ઠલદાસની અનુરૂપ બરદાસ થતી રહેતી હતી. એ પ્રસંગે ઘણા સારા માણસો સાથે તેઓ ભેળાયા હતા અને પોતાની પેઢીની નામના તેમણે વધારી હતી. પ્રાન્તના વહીવટદાર મી. પ્રતાપરાય વસન્તરાય, શહેરના મુનસફ મી. ડોસાભાઈ ખરશેદજી ગાન્ધી, મી. છોટાલાલ જાદવરાય મજમુન્દાર, અને એમના સમાન વયસ્ક મજમુન્દાર કુટુમ્બના મી. વિનોદરાય જેસુખરાય-( હાલના અમરેલી પ્રાન્તના પબ્લિક-પ્રોસીક્યુટર ) વગેરે સાથે સારી મૈત્રી શેઠ વિઠ્ઠલદાસે આ પ્રવાસમાં યોજી હતી. એઓ બધા સાથે પાછળથી પત્રવ્યવહાર ચાલતો હતો. રા. રા. વિનોદરાય મજમુન્દારનો એક પત્ર અત્રે ઉતારવા જોગ છે.

NAGARWADA
Junaghad,
24 November, 95.

Respected Sir.

I will ever remember throughout my life with a sense of utmost delight our pleasant company at Prabhas Patan for a short time.

It has been an epoch, so to say the beginning or rather the addition of a new link in continuation of the acquaintance between your elders and my forefathers.

I should look upon you with a reverent eye since your fother had an intimate friendship with my grand father--Rao Bahadur Duleray Raghunathrai.

That is more than enough. We may greet the opportunity that brought us together. I think, Govindjibhai might have left Bombay by this time.

---

* પ્રભાસ પાટણમાં બ્રાહ્મણોની બ્રહ્મપૂરીની જગ્યામાં કેટલુંક મકાન બનાવી આપવાનું અને ત્યાંનો કુવો ખોદાવી આપી તેના પર પમ્પ મૂકાવી દેવા તેમણે સ્વીકાર્યું હતું એ કામ આચાર્ય રણછોડ વિષ્ણુ અને વહિવટદાર રા. પ્રતાપરાય વસન્તરાય મારફત થયેલું જણાય છે.

I could not write a letter to you earlier owing to the celebration of the anniversary holiday of our family-deity ( श्री रणछोडजी ) here the day before yesterday.

Yours Sincerely,
MAJMUNDAR VINODRAI JESUKHRAI B.A.

મજમુન્દારીની ખાનદાનીમાં ઉછરેલા અને નાગરી સંસ્કારથી યુક્ત થયેલા યુવાન ગ્રેજ્યુએટ શ્રી. વિનોદરાય ઉપર યુવાન શેઠ વિઠ્ઠલદાસ કેવી મઝાની અસર કરી શક્યા હતા તે દર્શાવવા ઉપરનો કાગળ સર્વ રીતે સમર્થ છે. યાત્રા-પ્રવાસના-અનેક લાભ પૈકી આવા પ્રકારના આકસ્મિક રીતે ઘડાઈ આવતા મધુર પરિચય ઘણા કીમતી નીવડે છે.

ઈ. સ. ૧૮૯૫ માં પાછલા ભાગમાં તીર્થરૂપ માતુશ્રી નાથીબાઈની સાથે શેઠ વિઠ્ઠલદાસ ચાંદોદ-કરનાળી-નર્મદા-સ્નાન માટે ગયા હતા. ત્યાં તે વખતે પોતે વધારે રોકાયા ન હોતા. તીર્થરૂપ માતુશ્રી અને ઈતર સંઘળા ચાંદોદમાં રહેતાં હતાં. આ વખતે ચાંદોદમાં સારાં હવા પાણી છે એમ અનુભવ થયો અને ત્યાં સારા માણસોનો સહવાસ પણ સાંપડેલો. એટલે ઇ. સ. ૧૮૯૬ માં મુમ્બાઇ શહેરમાં ખૂબ પ્લેગનું જોર પ્રવર્તી રહ્યું હતું ત્યારે એમણે સહકુટુમ્બ ચાંદોદમાંજ જઇ વસવાનો વિચાર કર્યો. એ સમયે એમના પત્ની સૌ. લીલાબાઈની પ્રકૃતિ માથાના દુખાવાને લીધે અસ્વસ્થ હતી. એમને હવાફેરનો લાભ આપવાની દૃષ્ટિ પણ ચાંદોદ જવામાં હતી.

અત્રે એ વાત સ્પષ્ટ કરવાની જરૂર છે કે સૌ. લીલાબાઈ શેઠ મોરારજી ગોકળદાસ જેવા સુજ્ઞ અને વૈભવ-સંપન્ન પિતાની પુત્રી તરીકે ઘણા સમજુ હતાં-પતિ પ્રત્યે અનન્ય આદર એમને હતો. પરન્તુ દૈવ-વશાત એમનું શરીર માંદુ રહેતું હોવાથી એમને અનેક વાર સન્તાપ થતો હતો કે પોતાના પ્રભાવશાળી અને કાર્યધુરન્ધર પતિને સુખદ સાહચર્ય આપવાને બદલે ચિન્તાનું અને ઉપાધિનું કારણ પોતે બન્યાં હતાં. આથી ઘણો વખત સૌ. લીલાબાઈ એમના પિતાજીને ઘેર જઇ રહેતાં હતાં. બીજી બાજુએથી શેઠ વિઠ્ઠલદાસનો પ્રેમાળ સ્વભાવ અને કર્તવ્ય-બુદ્ધિ એટલી હદ સુધી જાગ્રત થયેલ કે પોતાના પત્ની માટે અનેક ઉપાયો ધીરજથી અકળાયા વગર તેઓ લેતા હતા. ચાંદોદ જવાનો મુખ્ય હેતુ સૌ. લીલાબાઈની તબીયત સુધારવાનો જ હતો.

ચાંદોદ એ માંડવા સ્ટેટનું ગામ છે. એ સ્ટેટ વડોદરા સરકારની અને રેવાકાંઠા એજન્સીની બેવડી હકુમત નીચે આવેલું છે. ચાંદોદમાં દીવાની

ફોજદારીની કેટલીક સત્તા વડોદરા સરકારની અને કેટલીક સત્તા માંડવા રાજ્યની છે. એ માંડવા દરબાર સાથે ઇ. સ. ૧૮૯૫માં શેઠ વિઠ્ઠલદાસનો સમ્બન્ધ ઘડાયો હતો. કારણ કે તીર્થરૂપ માતુશ્રી નાથીબાઇ નર્મદાસ્નાન માટે લાંબો વખત ચાંદોદમાં રહેતાં હતાં. પછી ૧૮૯૬માં ઑક્ટોબર માસમાં માંડવાના ઠાકોર સાહેબ જીતસિંહજીને રાજ્યની લગામ સોંપવામાં આવી ત્યારે શેઠ વિઠ્ઠલદાસ તરફથી સારો પોશાક ઠાકોર સાહેબને ખાસ માણસદ્વારા મોકલવામાં આવ્યો હતો. તેથી તા. ૯ મી નવેમ્બરે સાંજે સાડાચાર વાગે શેઠ વિઠ્ઠલદાસ પોતાના રસાલા સહ ચાંદોદ પહોંચ્યા ત્યારે તેમને રાજ્ય-પરોણા તરીકે બહુ માનપૂર્વક સત્કાર મળ્યો હતો. તેમને ઠાકોર સાહેબે પોતાના રાજ્ય-પરોણા તરીકેજ રાખ્યા હતા અને ઉતારામાં ઉંચી જાતની સગવડો રાખવામાં આવી હતી.

ચાંદોદમાં સૌ. લીલાબાઇની તબીયત સારી સુધરી હતી. પહેલું આઠવાડીઉં તો ઘણુ મજાનું ગયું.

ચાંદોદમાં બધાં દેવ મન્દિરમાં એકવાર દર્શન જઇ આવ્યા પછી એઓ સાંજનો સમય સ્નેહી મિત્રો સાથે ગાળતા હતા. ખાસ કરીને ત્યાંના તે વખતના ડૉક્ટર કેશવરાવ આત્મારામ, છોટી માંડવીના પહેલાંના દરબાર ચન્દ્રસેનજી, સ્ટેશનમાસ્તર, અને માંડવા ઠાકોરસાહેબ—એટલા એમના મુખ્ય સહવાસી બન્યા હતા. ડૉક્ટર કેશવરાવને ત્યાંજ મંડળી જામતી હતી.

ચાંદોદની શાળાની મુલાકાત લઇ. ત્યાં દર શુક્રવારે વિદ્યાર્થીઓને ચણા આપવાની સખાવત તેમણે જાહેરે કરી હતી મિત્રોને ત્યાં ફળફૂલ અને મેવાની છાબડીઓ ભેટ તરીકે તેમના તરફથી મોકલવામાં આવી હતી.

એ દરમ્યાન ખબર મળ્યા કે વડોદરામાં વાઇસરૅાયની પધરામણી થવાની છે અને એ પ્રસંગ સારી રીતે ઉજવાશે. તે ઉપરથી શેઠ વિઠ્ઠલદાસે તા. ૧૮ મીના રોજ વડોદરાના દીવાન તરફ પત્ર લખી પૂછાવ્યું કે એ ઉત્સવમાં તેમના મુકામની તજવીજ વડોદરમાં થઇ શકશે કે કેમ. તરતજ નેક નામદાર દીવાનસાહેબ શ્રીનિવાસ આયંગાર તરફથી એમને આમન્ત્રણ મોકલવામાં આવ્યું અને રાજ્યના મેમાન તરીકે તેમને વડોદરામાં સત્કાર મળશે એમ જણાવવામાં આવ્યું.

તા. ૨૫ મી નવેમ્બર ૧૮૯૬ ના રોજ શેઠ વિઠ્ઠલદાસ ચાંદોદથી વડોદરા ગયા; સાથે કુમાર શ્રી ચન્દ્રસેન અને ડૉક્ટર, કેશવરાવને પણ તેમણે લીધા હતા. વડોદરા સ્ટેશન ઉપર દીવાન સાહેબના પ્રતિનિધિ અંમલદારોએ એમનો સત્કાર કર્યો અને એમને માટે નિયત કરેલા ઉતારા પર તેમને રાજ્યના વાહનમાં લઇ જવામાં આવ્યા. તેજ દહાડે બપોરનું

ભોજન લીધા પછી નેકનામદાર દીવાન સાહેબને મળવા એઓ ગયા હતા બપોરે બે વાગે એ ભેટ થઇ હતી તે વખતે દેશમા દુકાળ પ્રવર્તી રહ્યો હતો દીવાન સાહેબ પાસે તેમણે ખાસ વાત ઉચ્ચારી હતી કે ઑકટોબર માસમા ૨૨ મી તારિખે ઓખામંડળની પ્રજાની અરજી શ્રીમન્ત મહારાજા સાહેબ તરફ મોકલવામા આવી છે તેમા જણાવ્યુ છે કે દુકાળના ફટકામાથી લોકોને રાહત મળે તેટલા સારૂ ઓખામંડલમાથી ઘાસ અને અનાજ પરદેશમા રવાના થતુ અટકાવવાના ઉપાય લેવાની જરૂર છે દીવાન સાહેબે ખુનાસો કર્યો હતો કે દુકાળનું દુખ હળવુ કરવા વાસ્તે ઘટતા ઉપાય લેવા વડોદરા સરકાર સદા આતુર હોય છે પરન્તુ વેપારની ચીજની નીકાસ ઉપર કાયદાથી અટકાયત નાખવી એ રાજ્ય કરી શકે નહિ પરોપકારની નજરે વેપારીઓ એવી નીકાસ ન કરવાનો નિર્ણય કરે તો રાજ્ય તેમની આડે આવે નહિ

સાજે ફરવા જતા શ્રીમતી રાજ્ય-માતુશ્રી મહારાણી જમનાબાઇને વન્દન કરવા રાજમહેલમા એઓ ગયા હતા, ત્યા મામા શ્રી તાતીઆ સાહેબ ની પણ ભેટ થઈ હતી

તા ૨૭મીના રોજ વાઇસરૉયની પધરામણી થવાની હતી એમની સ્વારી જોવાને શેઠ વિઠ્ઠલદાસની બેસવાની ગોઠવણ માતુશ્રી મહારાણી જમનાબાઇના બંગલામા-સ્ટેશન પાસેના બેલબાગમા-કરવામા આવી હતી સાજે વાઇસરૉય પધાર્યા સ્ટેશનેથી રેસીડન્સી તરફ ગયા તેટલામા તો માણસોની ભીડ બહુ સખત બની ગઇ હતી એઓ પોતાની ડાયરીમા લખેછે કે ગરદીને કારણે માણસોના ભારથી એક ભીત પડી ગઈ અને બે ત્રણ માણસો દટાઇ ગયા હતા. તેમની તહેનાતમા રાજ્ય તરફથી મી બળવન્તરાવ નામના ગૃહસ્થને નિયોજ્વામા આવ્યા હતા

વડોદરમા -વાઇસરૉય જેવા મોટા પરોણા પધારે ત્યારે અનેક પ્રકારના ઉત્સવો તેમના માનમા ઉજવાય છે તેમા ખાસ કરીને હાથીની પાડાની સાઠમારી, મલ્લની કુસ્તી પોપટની કુશલતાના ખેલ આતશબાજી વગેરે મુખ્ય હોયછે આ બધા ઉત્સવોમા શેઠ વિઠ્ઠલદાસે ભાગ લીધો હતો

તા ૨૭મીના રોજ લક્ષ્મીવિલાસ મહેલ જોવામા આવ્યો, રાજ્યનું ઝવેરખાનુ જોવામા આવ્યુ

તા ૧લી ડિસેમ્બરે નેક નામદાર દીવાનસાહેબ શેઠ વિઠ્ઠલદાસને વળતી મુલાકાત આપવા આવ્યા હતા એમના સત્કાર માટે ઉતારા ઉપર બધી તજવીજ કાળજીપૂર્વક રાખવામા આવી હતી નેક નામદાર દીવાન બરાબર

વખતસર આઠ વાગે સવારે પધાર્યા હતા. અર્ધો કલાક વાતચીત થઇ હતી. મુમ્બઇના વેપારમાં તેમણે રસ બતાવ્યો હતો. તેજ સાંજે તહેનાતના રજવાડી માણસોને યોગ્ય પોસ આપીને સાંજે મિત્રો સાથે શેઠ વિઠ્ઠલદાસ ચાંડોદ તરફ રવાના થયા હતા.

ચાંડોદમાં એ દિવસો દરમ્યાન એમનો જન્મદિવસ આવ્યો હતો તે બહુ ઉલ્લાસથી ઉજવવામાં આવ્યો હતો. એક દિવસે હરિકથાનો સમારમ્ભ યોજ્યો હતો અને બીજે દહાડે મિત્રોને ભોજન-ઉત્સવમાં પધારવાનું આમન્ત્રણ આપ્યું હતું. માંડવા સુધી પોતે જાતે જઇ ઠાકોર સાહેબ જીતસિંહજીને અને ચન્દ્રસેનજીને ઇજન આપ્યું હતું.

એ દિવસોમાં મુમ્બઇમાં પ્લેગનું જોર વધી પડ્યું હતું. ચોતરફ લોકો નાશભાગ કરી રહ્યા હતા. આ સમયે શેઠ વિઠ્ઠલદાસનો મુકામ ચાંડોદમાં સ્થિર થઇ ગયો હતો. તેથી સગાં સમ્બન્ધી બધાં ત્યાં ગયાં હતાં. તીર્થરૂપ માતુશ્રી નાથીબાઇ, સૌ. ગોમાબેન, કુટુમ્બના ઇતર સ્ત્રીજન, શેઠ કરસનદાસ હરગોવિન્દ, ભાઇ ધર્મસિંહ ગોવિન્દજી-વગેરે મંડલી ચાંડોદમાં આવવાથી કુટુમ્બમેળો સારો જામ્યો હતો. વસન્ત પંચમીને દહાડે સૌ. બેન ગોમાબેનને ચાંડોદમાં પુત્રનો પ્રસવ થયો હતો. એ દરમ્યાન શેઠ વિઠ્ઠલદાસને મહાબલેશ્વરમાં બંગલાના કામે જવું પડ્યું હતું. ત્યાં લગભગ એક માસ ગાળી ૨૦ મી માર્ચના રોજ પાછા એઓ ચાંદોદ આવ્યા હતા.

એ સ્થળે બ્રાહ્મણોની પઠન પાઠનની વિદ્યા માટે સારી પાઠશાળાની યોજના થવાની જરૂર છે એવું પોતાના નિવાસ દરમ્યાન એમને જણાયું હતું; એટલે તા. ૩૧ મી માર્ચ ૧૮૯૬ ના રોજ સારો સમારમ્ભ, રચી ત્યાં * "શ્રી દામોદર ઠાકરસી મૂળજી સંસ્કૃત પાઠશાળા" ખુલ્લી મૂકાયેલી જાહેર કરી હતી. આ કાર્યથી શહેરમાં લોકો બહુ પ્રસન્ન થયા હતા. લોકોની પ્રેમની અને માનની લાગણીનો ખ્યાલ જ્યારે તા. ૯ મી એપ્રિલના રોજ શેઠ વિઠ્ઠલદાસ ચાંડોદથી સીધાવ્યા ત્યારે ઘણીજ ભવ્ય અને લાગણી-પૂર્ણ વિદાયગીરીનું માન આપવા સ્ટેશન પર જામેલી મેદની ઉપરથી આવતો હતો.

ચાંડોદના પ્રવાસથી-સૌ. લીલાબાઇની પ્રકૃતિ સુધરી હતી. શેઠ વિઠ્ઠલદાસને વડોદરા સરકારના દીવાન સાથે પરિચય સધાયો હતો અને

---

* આ પાઠશાળાનું મકાન માંડવાના ઠાકોર સાહેબ તરફથી મળેલું હતું. પાઠશાળાનું ખર્ચ શેઠ વિઠ્ઠલદાસ તરફથી આપવાનું હતું. પાઠશાળા ઉપરાન્ત બાળ-બુદ્ધિવર્ધક સભાની પના પણ તેમણે ત્યાં કરી હતી.



"શ્રી દામોદર ઠાકરસી સંસ્કૃત પાઠશાળા" ના
ઉદ્ઘાટન સમયના સમારમ્ભની યાદગીરી ક્ષેત્ર ચાંદોદ ૩૧-૩-૧૯૫૬

મોટા રાજ્યના મહેમાન તરીકે પોતાનો મોભો સંભાળી અનેક પ્રતિષ્ઠિત મંડળીનો પરિચય સાધવાની તક મળી હતી

બીજો પવિત્ર પ્રવાસ એમણે કાશી, ગયા-તરફનો કર્યો હતો ૧૮૯૬ ના ઑક્ટોબર માસની ૨૮ મી તારીખે આ પ્રવાસ શરૂ થાય છે મુમ્બઈથી પ્રથમ જબલપુર જાય છે, એમના મિત્ર ભાઈ ગોવિન્દજી અને એમની પેઢીના રૂના દલાલ ભાઈ રામદાસ ડોસા એમની સાથે પ્રવાસે નીકળ્યા હતા જબલપુરમા આરસના પથ્થરના ખડકો જોઈ તા ૩૧ મીએ અલ્લાહાબાદ પહોંચે છે બીજે દહાડે તીર્થશ્રાદ્ધ પ્રયાગના સંગમ ઉપર કરે છે, અને તરતજ કાશીક્ષેત્ર તરફ રવાના થાય છે ત્યા પણ તીર્થશ્રાદ્ધ કરવામાં આવે છે તા ૪ થી ગુરુવારે કાશીના સ્થાનીય સ્થળો અને ઘાટનુ અવલોકન કરવામા પોતાનો સમય ગાળે છે ત્યાથી ગયાજીમા આવે છે ગયાજીમા આઠ દિવસનો કાર્યક્રમ રાખવામા આવ્યો હતો જુદા જુદા પવિત્ર મનાતા સ્થળો ઉપર જુદે જુદે દિવસે તીર્થશ્રાદ્ધ કરવામા આવ્યા હતા છેવટે તા ૧૧ મી નવેમ્બરે અક્ષય વડ ઉપર શ્રાદ્ધાંજલિ અર્પણ કરી ગયાજી ની ચામગાવ વિદ્રન પામેલી રીખ લેવાના આવી હતી

ત્યાથી શેઠ વિઠ્ઠલદાસ પોતાની મંડળી સાથે કલકત્તા ગયા હતા આટલા દિવસોના શ્રમથી કલકત્તામા એમને જરા તાવ આવી ગયો હતો તા ૨૦ મી નવેમ્બરે કલકત્તાથી રવાના થઈ રસ્તામા કાનપુર જોઈ આગ્રા ગયા હતા આગ્રામા જે જોવાનુ હતુ તે બધુ જોયુ અને પછી એક દિવસ શેઠ વિઠ્ઠલદાસ મથુરા જઈ આવ્યા હતા ત્યા ધર્મશાળા બન્ધાવવા વિચાર રાખ્યો હતો તેને માટે જગા વગેરે જોવાનો કાર્યક્રમ આ વખતે રાખવામા આવ્યો હતો ત્યાથી આગ્રા થઈ સીધા મુમ્બઈ તરફ એઓ આવ્યા હતા એમનો આ પ્રવાસ તા ૨૮-૧૦-૯૭ થી ૨૮-૧૧-૯૭ સુધી બરાબર એક માસનો હતો

પૂર્વજીવનના પ્રવાસોમા ત્રીજો પ્રવાસ ખમ્ભાળીઆનો હતો - એ મુસાફરી ખાસ કરીને પોતાના બેન સૌ ગોમાબાઈની પ્રકૃતિ જોવા વાસ્તે યોજેલી હતી તીર્થરૂપ માતુશ્રી અને બેન ખમ્ભાળીઆમા અગાઉથી ગયા હતા શેઠ વિઠ્ઠલદાસ પોતાના પત્ની સાથે અને કાકાશ્રી નારાયણદાસ શેઠ એમના કુટુમ્બ સાથે તા ૨૭ જાન્યુઆરી ૧૮૯૮ના રોજ મુમ્બઈથી આગબોટ રસ્તે વેરાવળ ગયા હતા ત્યાથી જામજોધપુર સુધી રેલ્વેની મુસાફરી કરી જોધપુરથી ગાડારસ્તે જામ ખમ્ભાળીઆ બધી મંડળી સુખરૂપ પહોંચી હતી (૪-૨-૯૮)

ખમ્ભાલીઆમાં સજ્જનોના અને જ્ઞાતિ બન્ધુઓના સહવાસમાં અનેક પ્રકારની ગમત સાથે જ્ઞાનની ચર્ચાઓ પણ થતી હતી.

ધર્મવાડામાં રોજ સાંજે ગૃહસ્થોની મેદની જામતી હતી. તે વખતે શેઠ વિઠ્ઠલદાસ. જે. પી. બની ગયા હતા અને મુમ્બઇની મ્યુનિસિપલ કૉર્પોરેશનના સભ્ય પણ બન્યા હતા; એટલે ખમ્ભાલીઆના જ્ઞાતિજનોએ એમના માનમાં એક સુન્દર સભા તા. ૨૧-૩-૯૮ ના રોજ બોલાવી પોતાની માનની લાગણી દર્શાવવા શેઠ વિઠ્ઠલદાસને માનપત્ર અર્પણ કર્યું હતું. એ માનપત્રના જવાબમાં શેઠ વિઠ્ઠલદાસે જે ભાષણ કર્યું હતું તે એમના વિચારોની પરિપકવતા અને સ્વજ્ઞાતિનું કલ્યાણ સાધવાની ઇચ્છા સૂચવેછે; માટે અત્રે તે આખું ઉતારવામાં આવેછે.

"આજે શ્રી ખમ્ભાલીઆ ભાટીઆ મંડળ તરફથી જે માન-પત્ર આપે મને આપ્યું છે તેને માટે હું ખરા અન્તઃકરણથી તમારો ઉપકાર માનુછું. આપણી જ્ઞાતિને સમ્બન્ધે કેટલુંક વ્યાખ્યાન આપણા પ્રમુખ સાહેબે કર્યું છે એટલે મારે બોલવા જેવું વધારે કંઈ રહ્યું નથી; તોપણ આપણી જ્ઞાતિમાં અને આપણી સ્થિતિમાં એટલી બધી અગત્યની બાબતો રહી છે કે તે સમ્બન્ધે થોડું બોલવાની રજા લઉં છું.

પહેલી અને સૌથી અગત્યની બાબત આપણી, જ્ઞાતિ બન્ધુઓની સાંસારિક સ્થિતિ વિષેની છે.

સને ૧૮૯૧ માં થયેલી વસ્તીની ગણત્રીના રીપોર્ટ ઉપરથી આપણે જોશું તો આપણી ખરી સ્થિતિ આપણને સ્પષ્ટ રીતે દેખાઇ આવશે અને તેના આંકડાઓ કે જે હાલમાં હું તમારી પાસે રજુ કરુંછું તે ઓછા ચમકાવવા જેવા થશે નહિ. આપણી વસ્તી કુલ મુમ્બઇ ઈલાકામાં આશરે ૨૩૦૦૦ માણસની ગણવામાં આવીછે. તેમાં ૧૧૫૦૦ પુરુષો અને ૧૧૫૦૦ સ્ત્રીઓ ગણવામાં આવીછે. આ આંકડા ઉપરથી સન્તોષ પામવા જેવા લાગેછે પણ તેમાં ઉંડા ઉતરીને જોશું તો તેથી ઉલટું છે.

| પુરુષો. | સ્ત્રીઓ. |
|---|---|
| ૫૫૦૦ કુંવારા | ૪૦૦૦ કુંવારી |
| ૪૫૦૦ પરણેલા | ૩૦૦૦ પરણેલી |
| ૧૫૦૦ રંડાયેલા | ૪૫૦૦ વિધવા |

હવે આ આંકડા ઉપરથી આપણે પુરૂષમાં પરણવા જેવાની સંખ્યા કાઢીએ તો કુંવારા ૫૫૦૦ અને રંડાયેલા ૧૫૦૦ મળી ૭૦૦૦ ની થાયછે. કે જેઓને આપણે પરણાવવા માગીએ તો આપણી પાસે કુંવારી

છોકરીઓ માત્ર ૪૦૦૦ છે; અને બાકીના ૩૦૦૦ પુરુષોએ કુંવારા રહેવું પડે. કુલ ૧૧૫૦૦ પુરુષોની વસ્તીમાં ૩૦૦૦ પુરુષો એટલે લગભગ ¼ કરતાં વધારે ભાગને કુંવારી જીન્દગી ભોગવવી પડે આ કેવું દુઃખજનક પરિણામ!

એટલેથી આપણી દયાની સ્થિતિ પૂરી થતી નથી. હવે જો ત્રણ હજાર કુંવારા રહેવાની જેને ફરજ પડીછે તેઓની સાથે આપણે વિધવા ૪૫૦૦ ઉમરીએ તો કુલ ૭૫૦૦ માણસો-એટલે આપણી કુલ વસ્તી નો ⅓ ભાગ પ્રજા ઉત્પન્ન કરવામાં તદન નિરર્થક થઇ પડેછે. આ કેટલા ખેદની વાતછે? આવી દુઃખદાયક સ્થિતિનુ કારણ કન્યાની ખોટ છે. વળી આપણે આપણી નજરથી જોઇએ છીએ તો સેંકડો જ્ઞાતિબન્ધુઓને કુંવારાને કુંવારા મરી જવાની ફરજ પડેછે. દુનીઆના દરેક ભાગમાં જ્યારે દર દશ વરસે પન્દર ટકા વસ્તી વધેછે ત્યારે હિન્દુસ્તાનમાં બાર ટકા વધેછે. ત્યારે તેની સાથે સરખાવતાં આપણી જ્ઞાતિની વસ્તી દર દશ વરસે પન્દર ટકા ઘટેછે. એ કેટલું દીલગીરી ભરેલુંછે? આખા દેશની વસ્તી વધવાનું કારણ એ છે કે વિલાયત તરફના લોકોમાં કન્યાઓની ઘણી છૂટ હોવાથી પ્રજાઉત્પન્ન કરવામાં નિરર્થક થઇ પડતી નથી; કે જેમ આપણામાં ⅓ જેટલો ભાગ નિરર્થક થઇ પડયોછે. હિન્દુસ્તાનમાં દુનીઆમાં બીજા ભાગો કરતાં ઓછી વસ્તી વધવાનુ કારણ એ છે કે આપણા જેવી કન્યાની ખોટ-વાળી જ્ઞાતિઓ ઘણીછે; કે જે જ્ઞાતિઓના ઘટારાને લીધેજ કુલ ઘટાડો એટલો ઓછો દેખાયછે. આવી રીતે જોઈ કાંઈ પણ ઇલાજ વગર ચાલુ રાખવામાં આવ્યું તો હું નથી ધારતો કે આપણી વસ્તી ત્રીજી કે ચોથી પેઢી પછી-એટલે ૧૫૦-૨૦૦ વરસ પછી હસ્તિ પણ ભોગવતી હોય. ૨૩૦૦૦ માણસની વસ્તી જો વિલાયતમાં આજે હોય તો ૨૦૦ વરસ પછી ઉપરની ગણત્રી પ્રમાણે આશરે આઠગણી એટલે આશરે ૧,૭૫,૦૦૦ માણસની થાય, ત્યારે તેટલા વખતમાં એટલીજ વસ્તી આજે આપણે હિન્દુસ્થાનમાં બેઠા છીએ તો ૨૦૦ વરસ પછી જડ મૂળથી નીકળી જવાની દરેક વકીછે.—એ ગણત્રી કેવી ખેદ ઉપજાવનારીછે? અને એ પ્રમાણે આપણે જોઇએ છીએ અને ઇલાજો ન લઇએ તો આપણા જેવા મૂરખ બીજા કોઇ નહિ. હાલમાં એ બાબત આશરે બાર મહિના દોઢ વરસ થયા સારી પેઠે ચર્ચાયછે. અને આપણે ખુશી થવા જેવું છે કે આપણા જ્ઞાતિના આગેવાન ગૃહસ્થોએ આ બાબત ધ્યાન પર લીધેલી છે. જેસલમીર અને પંજાબમાં આપણા જ્ઞાતિબન્ધુઓ ઘણા વસેછે અને તેઓમાં કન્યાઓની ઘણી છત છે. માત્ર તેઓ આચાર વિચારમાં આપણા કરતાં જુદા છે. પરન્તુ જો આપણે તેઓને આપણી જ્ઞાતિમાં લેવાનું કબુલ કરીએ તો તેઓ આપણાજ રીવાજ પ્રમાણે

વર્તવાને કબુલ કરેછે. વળી ધર્મની બાજુ જોતાં આપણા આચાર્ય મહારાજે એટલે કે આપણા ધર્મગુરુઓ પણ એ બાબતની છૂટ આપેછે. ગોસ્વામી શ્રી દેવકીનન્દન આચાર્ય સાથે આપણા કેટલાક જ્ઞાતિબન્ધુઓને આ બાબત વાતચીત થતાં તેઓનું કહેવું એવું થયુંછે કે જો તેઓ આચારવિચાર સુધારવાનું કબુલ કરતા હોય તો ધર્મ સમ્બન્ધી કંઇ પણ અડચણ તેઓ જોતા નથી; અને પ્રાયશ્ચિત ધર્મશાસ્ત્ર પ્રમાણે કરાવી તેઓને જ્ઞાતિમાં લેવાની રજા આપેછે. વળી તેઓનું કહેવું એવું છે કે આમાં નવાઇ જેવું કાંઇ નથી. આગળ તમે સઘળા એવા હતા. તેને અમારા વડીલોએ સુધાર્યા. તેવી રીતે બાકીના જે રહેલા છે તેને અમે સુધારશું. ત્યારે ધર્મની બાજુ જોતાં અને એઓની પોતાની ખુશી જોતાં માત્ર કાંઇ પણ ઢીલ થાય તો આપણા તરફથી કે આપણી ભૂલથીજ થાયછે. હવે કમિશન નીમેલુંછે. તેનો રીપોર્ટ શું આવેછે, જેના ઉપરથી કાંઇ પણ ચોકસ વિચાર કરવાનુ આપણને સુજશે. માત્ર હાલ તો આપણે એટલીજ આશા રાખીએ છીએ કે એ કમિશન પોતાથી બનતું કરી જેમ બને તેમ વહેલો રીપોર્ટ બહાર પાડશે.

કન્યાની અછત કરનાર બીજું કારણ બાળલગ્નછે. બાળલગ્નથી થતા દુર્ગુણો વિષે એટલા તો નિબન્ધો લખાયાછે અને તે વિષય ઉપર એટલાં તો ભાષણ અને વિવેચન થયાંછે કે જો તે વિવેચન કરવાને બેસું તો આજના ટુંક વખતમાં જે બધી બાબતો કહેવાની છે તે રહી જાય અને બધા ભાઇઓને કંટાળા ભરેલું લાગે. માત્ર વધારે વિવેચન ન કરતાં એટલુંજ કહેશું તો બસછે કે તેથી પ્રજા નરમ થાયછે. સ્ત્રી તથા પુરુષની કેળવણી લઇ શકાતી નથી. સ્ત્રીઓ નબળી થવાથી ક્ષયરોગ વગેરેથી મરણ પામેછે, અને પુરુષોની આયુષ્ય ઓછી થાયછે.

સ્ત્રી કેળવણી આપણામાં મુદ્દલ નથી એમ કહેશું તો પણ ચાલે; અને જ્યાં સુધી-પહેલી ચોપડી બીજી ચોપડી શીખવાની નહિ-પણ ખરી કેળવણી સંસાર સમજવાની-જ્યાં સુધી સ્ત્રીઓ લે નહિ ત્યાં સુધી આપણી જ્ઞાતિ અગ્રેસર થઇ શકે નહિ. જ્યાં સુધી સ્ત્રીઓ કેળવણી લઇ સંસારમાં કેમ ચાલવું, છોકરાઓને કેમ જાળવવાં, પોતાના પતિ, સાસુ, સસરા તરફની પોતાની શી ફરજ છે તે સમજે નહિ, ત્યાં સુધી આપણો સાંસારિક સુધારો કરવા માટે આપણે જે પ્રયત્ન કરશુ તેમાં પૂર્ણ ફતેહ પામશું નહિ આપણે આપણી સાંસારિક બાબત જોઇ. જોકે દરેક બાબત ટુકમાં વખતના સંકોચ લીધે કરવાની મને ફરજ પડીછે તો પણ આપણા જ્ઞાતિ બન્ધુઓ એ .ય સારી પેઠે જાણેછે એટલે ખરી સ્થિતિ કેવી દીલગીરી ઉપજાવનારીછે તેનો ખરો ખ્યાલ આ ટુંક વ્યાખ્યાનથી ધ્યાનમાં આવ્યો હશે.

ભાઇઓ, વખત ઘણો થઈ ગયોછે પણ એક બાબત કે જે ઘણી અગત્યની છે તે બાબત આજના વ્યાખ્યાનમા મૂકી દઉં તો ભૂલ જેવુ ગણાય તે બાબત આપણા વ્યાપારના વધારાની છે એટલુ તો લોકપ્રસિદ્ધ છે કે આપણા જ્ઞાતિબન્ધુઓ મૂળથી બાહોશ વેપારી હતા, અને તેની સાથે સાહસિક પણ ઘણા હતા હાલમા જ્યારે સર્વ સુખશાન્તિ છે, અને વ્યાપાર કરવો એ બહુ સરળ થઇ ગયુ છે—ત્યારેજ નહિ પણ આગળના વખતમા જ્યારે સમુદ્રની સફરો કરવી એ ઘણુ વિકટ કામ હતુ, જ્યારે કચ્છના અખાતમા કેટલીક જાતના ચાંચીઆઓ વહાણ લૂંટી લેતા હતા અને દક્ષિણમા કોળી અને મરાઠાનો ત્રાસ હતો પશ્ચિમમા આરબો વગેરે વહાણો ઉપર તૂટી પડતા, કતલ ચલાવતા, કે ગુલામ તરીકે લઇ જઈ વ્હેચી નાખતા અને વલન્દા, ફ્રેન્ચ, અને બીજા ફીરંગીઓ પણ વહાણોને ઘણી હરકત કરતા હતા આજ જેવા વરાળ યન્ત્રાદિકના સાધનો છે તેના સાધનો તે વખતે બીલકુલ નહોતા- કાળ ગમે તેવો વિષમ હતો સાધન ગમે તેવા નિર્માલ્ય હતા તોપણ તેના વખતમા આપણા જ્ઞાતિબન્ધુઓ હિમત ધરી મસ્કત, અરબસ્તાન, ઝંગબાર, વગેરે દેશો તરફ પૂર જોરથી વ્યાપાર ખેડતા હતા હાલમા પણ આપણે જોઇએ છીએ તો આપણા જ્ઞાતિ બન્ધુઓ વ્યાપારમા પહેલે નમ્બરે છે મિલોના વ્યાપારમા જોઇએ તો ભાટીઆ, કાપડના વ્યાપારમા જોઇએ તો પણ ભાટીઆ, રૂના વ્યાપારમા પણ ભાટીઆ, દાણાના વેપારમા પણ ભાટીઆ, અને ટુંકામાં કહીએ તો ઘણા ખરા મોટા વ્યાપારમા ભાટીઆ મોટો ભાગ લેછે મુમ્બઇમા ૯૦૦,૦૦૦ માણસની વસ્તી છે તેમાથી ૯ થી ૧૦ હજાર ભાટીઆ છે તો તે વસ્તીના પ્રમાણમા માત્ર સેકડે એક ટકો થાય છે પણ વ્યાપારની સરખામણી કરતા મુમ્બઇના કુલ વ્યાપારનો અર્ધો ભાગ એટલે સેકડે ૫૦ ટકા જેટલો વ્યાપાર તેઓના હાથમાથી સીધી કે આડકતરી રીતે પસાર થાય છે

આ બાબતો ખુલ્લી રીતે જણાવી આપેછે કે આપણી જ્ઞાતિમા વ્યાપાર સમ્બન્ધી ખાસ ગુણ ઇશ્વરે બક્ષિસ આપેલા છે આ પ્રમાણે આપણા વેપારની હાલની સ્થિતિ છે અને તેની ખુશી થવા જેવુ છે પણ વ્યાપાર વધારાને માટે કેટલીક અડચણને લીધે જોઇએ એટલો પ્રયત્ન થઇ શકતો નથી. હાલમા મોટો વ્યાપાર આપણા દેશની અન્દર ને અન્દર થતો નથી, તેમજ જે તેથી વધારે પરમૂલક સાથે થાય છે હિન્દુસ્તાનની અન્દર આપણે જે વેપાર કરી શકીએ છીએ તે ઉપરાન્ત બે અબજ રૂપીઆનો વેપાર બીજાઓના હાથમાથી પસાર થાય છે એ વેપાર કરવાને જાણે કે તેઓએ "લાઇસેન્સ" લીધુ હોય તેમ આપણાથી વચમા મુદ્દલ પડા

નથી. તેનું મુખ્ય કારણ એ કે જ્ઞાતિરીવાજ પડ્યો છે. અમેરિકા વિલાયત, ચીન, જાપાન, અને બીજા દેશોમાંથી એક અબજ રૂપીઆની આયાત થાય છે અને આશરે તેટલીજ બલ્કે તેથી સહેજ ઓછી ચઢત હિન્દુસ્તાનમાંથી તે દેશો તરફ થાય છે. એ વેપારમાંથી જે નફો થાય તે નહિ ગણતાં માત્ર અઢી ટકા કમિશનને ગણીએ તો પાંચ કરોડ જેટલું તો ફક્ત કમિશન થાય છે; કે જે બીજાઓ આપણી આંખમાં ધોળે દિવસે ધૂળ નાંખીને લઈ જાય છે. જો બીજી કેટલીક જ્ઞાતિઓની માફક એટલે દાખલા તરીકે દક્ષિણીઓ કે જેઓનો મુખ્ય નિર્વાહ ચાકરી ઉપરજ છે અને વેપાર કરવાની સામરથ ઓછી છે, તેમ આપણામાં સામરથ નહિ હોય તો ઉપલી લૂંટ ઉપર આપણે દીલગીર થવાનુ ન હોય —પણ આપણે જોયું તેમ જ્યારે આપણામાં વેપાર કરવાની સામરથ બીજા બધાઓ કરતાં વધારે છે, ત્યારે ઉપર કહ્યા પ્રમાણેની લૂટ બીજાઓને લેવા દઈએ અને આપણે નજરે જોયા કરીએ અને એ વિષેના કાંઇ પણ ઈલાજો કરીએ નહિ તો આપણે કેવા ગણાઇએ તેનો ખ્યાલ કરવાને હું તમો ભાઇઓને સોંપુછું. માટે જેમ બને તેમ એ વેપાર આપણા હાથમાં આવે એવા ઉપાયો થવા જોઇએ. કેટલાક ભાઇઓ એમ કહેશે કે ધર્મની અડચણને લીધે એ દેશો તરફ જવાય નહિ. તો વધારે વિવેચન ન કરતાં તેઓને એટલુંજ કહેવું બસ છે કે જંગબાર મસકતમાં ધર્મ સમ્બન્ધી કેવી રીતે રહી શકાય છે? આજે ત્યાં ભાઈઆઓની વસ્તી વધારે થઈ; પણ મૂળ માણસ ગયો હશે ત્યારે તો મુસલમાનો સિવાય ત્યાં કોઇ હશે નહિ. ધર્મ નહિ રાખવો હોય તો માણસ ઘરે બેસી મુમ્બઇની હોટેલોમાં જમશે; પારસીઓની દુકાનોમાં આઇસ પાણી પીશે. પણ જેને ધર્મ રાખવો હશે તેને જંગબારના રણમાં મોકલાવી આપો અથવા તો અમેરિકા, વિલાયત, ચીનજાપાનમાં કોઈ પણ ઠેકાણે મોકલી આપો ત્યાં પણ તે ધર્મ સમ્ભાળશે. જે ધર્મ તલવારની ધાસ્તીએ ગયો નહિ તે ધર્મ ખુશીથી કેમ જશે! માટે ધર્મને બ્હાને આપણી સ્થિતિમાં સુધારો થઇ શકતો ન હોય તો તેમાં એવા આપણા ભાગ્ય-સમજવાં.

ભાઇઓ, એ વિષય ઘણો લામ્બો છે; અને મેં માત્ર તેમાંથી એ ત્રણ બાબતોજ આપને ટુંકમાં કહી છે. કારણ કે એ એક એક વિષય ઉપર એક એક દિવસ લીધો હોય તો પણ બસ થાય નહિ. તો તેઓનું ટુંકમાં ગોઠવી વ્યાખ્યાન કરવું તેથી તેમાં ઘણી ખામીઓ હોય તેમાં કોઇ નવાઈ નથી. તો તેને માટે દરગુજર કરશો.

હું ફરીથી આપે આપેલા માનપત્ર માટે આપનો ઉપકાર માનુછું. તેમાં જસ્ટિસ ઑફ ધી પીસ, તથા મુમ્બઇના મ્યુનિસિપલ કોરપોરેટર થયેલ જાણી આપે ખુશી બતાવીછે એ આપની સારી લાગણી માટે હું બહુ આભારી છું. આ માન જે હું મેળવી શકયોછું તેનું મુખ્ય કારણ આપ જેવા બન્ધુઓ અને બીજા કેટલાક સ્નેહીઓની સારી લાગણીજ છે. આ તકનો લાભ લઇ છેલ્લી મ્યુનિસિપલ ચુંટણીમાં જે મોટા જથ્થામાં આપણા જ્ઞાતિબન્ધુઓએ આવીને "વોટોના" ( મતના ) ઢગલા કીધા હતા તેને માટે તેઓનો જાહેર રીતે ઉપકાર માનુંછું અને આપનો ફરીથી ઉપકાર માની બેસવાની રજા લઉછું."

આ ભાષણ ઉપર જરા પણ અભિપ્રાય દર્શાવવાની જરૂર રહેતી નથી. જ્ઞાતિહિત, વેપારની દૃષ્ટિએ દેશની દાઝ, અને પ્રગતિને આડે આવતા ખોટા સાંસારિક રીવાજોને તિલાંજલી આપવાની ઉંચી સમજ આ ભાષણમાં સુસ્પષ્ટ જણાઇ આવેછે.

એ સમયે ખમ્ભાલીઆ ભાટીઆ મંડળને શેઠ વિઠ્ઠલદાસે 'રોજીન્દા ઉપયોગ માટે બાર ખુરશીઓ અને એક ટેબલ પોતા તરફથી અર્પણ કર્યાં હતાં.

ખમ્ભાલીઆમાં હોળી પછી તાપ વધારે પડવા લાગ્યો; જવાસાની ત્રાટીઓ બારીએ અને બારણે રાખીને બપોરનો સમય ગાળવો પડતો એમ એમની "ડાયરી" માં નોંધાયેલું છે.

તા. ૨૮ એપ્રિલ ૧૮૯૮ના રોજ મુમ્બઈ જવા માટે ખમ્ભાલીઆથી શેઠ વિઠ્ઠલદાસ રવાના થયા અને રસ્તામાં જામનગરમાં એક દિવસ રોકાયા હતા. ત્યાં એમનો સત્કાર મિત્રોએ અને રાજ્યના અમલદારોએ સારો કર્યો હતો. પોતે પણ સૌથી હળી મળી તા. ૧ લી મેના રોજ જામનગરથી રવાના થઈ બીજે દહાડે મુમ્બઈ આવી પહોંચ્યા હતા.

મુસાફરી મુસાફરીમાં પણ ફેર હોય છે, કેવળ પોતાના ખાનગી વ્યવહાર માટે એક ગામથી બીજે ગામ જવું એ એક વાત છે; અને જ્યાં જવું ત્યાં પોતાના અંગત કામો કરવા ઉપરાન્ત લોકકલ્યાણના કામમાં ચિત્ત પરોવવું, લોકસ્થિતિનો અભ્યાસ કરવો, શિષ્ટ જનો સાથે પરિચય બાંધવો, સજ્જનોને સત્કારવા અને સજ્જનો પાસેથી માન મેળવવું—એ જાતની નેમથી મુસાફરી કરવી એ બીજી વાત છે. એ દૃષ્ટિએ થયેલા પ્રવાસજ બુદ્ધિવર્ધક મનાયા છે. આ પ્રવાસમાં જામનગર રાજ્યના સુશિક્ષિત ભાઇ વેણીશંકર હરિશંકર બી. એ. ની મૈત્રી સાધવામાં આવી હોય એમ જણાય છે.

---

## પ્રકરણ ૯ મું.

### ભાઈ ગોવિન્દજી માધવજી.

શેઠ વિઠ્ઠલદાસને અનેક મિત્રોની મૈત્રીનો લાભ મળેલો છે; પરન્તુ ભાઈ ગોવિન્દજી માધવજી સાથે તો એમણે અનન્ય મૈત્રી બાંધી હતી. એઓ બન્ને વચ્ચે પ્રથમ પરિચય મુમ્બઈની શાળામાં-એક વર્ગના ગોઠીઆ તરીકે થયો હતો. માણસો વચ્ચે સ્નેહનો સમ્બન્ધ અકલિત રીતે જામે છે. એ વાત જગતમાં અનુભવ-સિદ્ધ બનેલી છે.

व्यतिषजति पदार्थानान्तरः कोऽपि हेतुः
न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥

શિષ્ટ કવિએ બરાબર કહ્યું છે કે હૃદયનો મેળાપ—દીલનું એકતાર થવું—બે જીવન વચ્ચે તન્મયતા આવવી—એનો આધાર ખાસ કારણો ઉપર રહેતો નથી. કોઈથી ન સમજી શકાય એવી રીતે સ્નેહની સાંકળો ગુંથાય છે.

ભાઈ ગોવિન્દજીના પિતા શ્રી. માધવજી વિશ્રામ જામનગર રાજ્યના જોડીઆ બન્દરના વતની હતા. ઉનનો મોટો વેપાર એઓ ખેડતા હતા. સંવત ૧૯૨૯ ના પોષ શુદ ૫ ના રોજ ભાઈ ગોવિન્દજીનો જન્મ થયો હતો. એ રીતે શેઠ વિઠ્ઠલદાસ કરતાં ભાઈ ગોવિન્દજી એક વરસે મોટા હતા. બન્ને એકજ હેડીના ગણાય. શ્રી માધવજી વિશ્રામની પ્રતિષ્ઠા બહુ સારી હતી. મુમ્બઈમાં શ્રી. કલ્યાણજી પિતામ્બરની સાતબર પેઢી સાથે એમનો ઉનનો વેપાર ચાલતો હતો ભાઈ ગોવિન્દજીના લગ્ન કુટુમ્બની પ્રતિષ્ઠાને અનુસરીને બહુ નાની વયે શેઠ પુરુષોત્તમ નારાયણજીની પુત્રી સૌ. જમનાબાઈ સાથે થયાં હતાં.

શ્રી. માધવજી વિશ્રામને વેપારમાં જબરો ધક્કો લાગ્યો હતો અને ભાઈ ગોવિન્દજી હજુ હાઈસ્કૂલમાં ભણતા હતા ત્યાંજ એમની આર્થિક સ્થિતિ નબળી પડી ગઈ હતી તેથી એમના જીવનમાં નિરુત્સાહનાં વાદળાં નાની વયેજ ઘેરાવા લાગ્યાં હતાં, પરન્તુ શાળામાં ભણતાં ભણતાં શેઠ વિઠ્ઠલદાસ સાથે બન્ધાયેલી દોસ્તીએ નિરુત્સાહની વાદળીઓને લામ્બો સમય ટકવા દીધી નહિ

કુટુમ્બના જબરા વેપારમાં કન્ત લાગવાથી ભાઈ ગોવિન્દજી મેટ્રિક્યુલેશન સુધી અભ્યાસ કરી શક્યા પણ યુનિવર્સિટીની પરીક્ષા આપી

શક્યા નહિ એમણે પોતાનો અભ્યાસ સંકેલી લીધો, અને પોતાના સસરાની "યુનિયન મિલ"ની ઑફિસમા કામ પર જોડાયા હતા ભાઈ ગોવિન્દજીના પિતા શ્રી. માધવજી ગુજરી ગયા ત્યારે ભાઈ ગોવિન્દજીની વય આશરે વીસ વરસનીજ હતી પોતાની મુઝવણને બહાર દર્શાવ્યા વગર તેમણે જોડીઆ ગામે પોતાના પિતાશ્રીની નામના પ્રમાણે ન્યાતના વ્યવહાર મુજબ પિતાશ્રીને પાછળ ભારે ખર્ચ કર્યું હતુ

ભાઈ ગોવિન્દજીના સસરા શ્રીમન્ત હતા, જમાઈની આર્થિક મુશ્કેલી તે ટાળી શકે તેમ હતુ છતા ભાઈ ગોવિન્દજીનુ આત્મગૌરવનુ ધોરણ એવુ ઉચ્ચ હતુ કે એવા પ્રકારની સગવડો માગવી એ એમને યોગ્ય લાગતુ નહિ એમની આત્મગૌરવની આ ઉચ્ચ લાગણી એ એમના જીવનનુ એક ઉત્તમ ભૂષણ હતુ

એક વાત જાણવા જેવી છે, શેઠ વિઠ્ઠલદાસના વિદ્યાર્થીજીવનના સમયમા મુમ્બઈ શહેરમા ભાટીઆ જ્ઞાતિમા મોટા કુટુમ્બો વચ્ચે સ્વાભાવિક હરીફાઈ ચાલતી હતી તેને પરિણામે બે પક્ષ પડી ગયા હતા એક પક્ષના આગેવાન શેઠ લક્ષ્મીદાસ ખીમજી હતા, અને બીજા પક્ષમા શેઠ દામોદર ઠાકરસી હતા હવે ભાઈ ગોવિન્દજી તેમના સગા સમ્બન્ધીઓને લીધે શેઠ લક્ષ્મીદાસ ખીમજીના પક્ષના ગણી શકાય તેવા હતા, તો પણ શેઠ વિઠ્ઠલદાસની ઉદાત્ત ભાવનાને લીધે અને ભાઈ ગોવિન્દજીની ઉચ્ચ સમજને લીધે એ પક્ષાપક્ષી એમના વચ્ચેની મૈત્રીને વિશેષ ઊંડી બનાવવામા જરા પણ આડે આવી નથી

ભાઈ ગોવિન્દજીને એમજ જણાયુ હતુ કે શેઠ વિઠ્ઠલદાસ એમના ભાઈજ હોય તેથી પોતાના ભવિષ્યની કારકીર્દિનો વિચાર પણ કેટલીક વાર બાજુએ મૂકી દઈ શેઠ વિઠ્ઠલદાસ પ્રત્યેનો ભ્રાતૃભાવ વિકસાવવામા તે વધારે તલ્લીન રહેતા હતા

બન્ને વચ્ચે ઊંડી મિત્રતા જામી ગઈ રોજ સાંજે એકજ ગાડીમા બન્ને મિત્રો ફરવા જતા હતા અને સાયંકાળનો ઉપક્રમ સાથે રહીનેજ પૂરો કરતા હતા એ સાહચર્યમાથી એ બેઉ વચ્ચેની લાગણી ખૂબજ વધવા લાગી હતી ઈ સ ૧૮૯૬મા શેઠ વિઠ્ઠલદાસે પોતાના કાકા શ્રી શેઠ ગોવિન્દજી ઠાકરસીને કહીને ભાઈ ગોવિન્દજીને શ્રી ઠાકરસી મૂળજીની કમ્પનીના મિલોના હિસાબ તપાસનાર " ઑડિટર " તરીકે પસન્દ કરાવ્યા હતા એમની સાથે તે વખતે શ્રી સુન્દરદાસ નારાયણદાસ, બી એ એલએલબી પણ એ મિલોના એક " ઑડિટર " તરીકે કામ કરતા હતા

પોતાના મિત્રની આર્થિક મુશીબત શેઠ વિઠ્ઠલદાસની નજરમાં ધીરે ધીરે આવી હતી; પણ જ્યારથી એ વાતની એમને ખબર પડી હતી ત્યારથી એમણે સન્મિત્ર ભાઇ ગોવિન્દજી માટે યોગ્ય પ્રવૃત્તિ મિત્રની માગણી વગર કર્યા કરી હતી.

ઇ. સ. ૧૮૯૭માં શેઠ વિઠ્ઠલદાસ મુમ્બઈ મ્યુનિસિપલ કોરપોરેશનમાં સભ્ય થવા વાસ્તે તજવીજ કરતા હતા ત્યારે એ કાર્યને અંગે જે જે તજવીજ કરવાની હોય તે બધી ભાઇ ગોવિન્દજીએ પૂર્ણ ઉત્સાહથી અને જબરી ખન્તથી ઉપાડી લીધી હતી. એ સમયે શેઠ વિઠ્ઠલદાસને સ્પષ્ટ જણાયું હતું કે ભાઇ ગોવિન્દજી કેવળ એમના મિત્ર નથી પરન્તુ એ તો પોતાનું વ્યક્તિત્વ ભૂલી જઈ મિત્રના જીવનમાંજ આત્મજીવનને ઓતપ્રોત કરી નાંખનાર સજ્જન છે. તે પછી તો બન્ને જણ જાહેર રીતે સાચા મિત્રો—ભ્રાતૃભાવના સમ્બન્ધથી જોડાયેલા મિત્રો—તરીકે મુમ્બઇ શહેરમાં જાણીતા થયા હતા.

ભાઇ ગોવિન્દજીનું રહેવાનું નિવાસસ્થાન પણ મહાલક્ષ્મી ઉપર "દામોદર ભવન"ની બાજુએ શ્રી છગનલાલ ભણસાળીના બંગલામાંજ રાખવામાં આવ્યું હતું. બન્ને મિત્રો સવારમાં દૂધચાહ પીવામાં સાથે હોય, મિલ ઉપરની મુલાકાતમાં સાથે હોય, સાંજે ફરવામાં સાથે હોય, સ્નેહી સમ્બન્ધીઓને ત્યાં જવા આવવામાં, સારે માઠે અવસરે વ્યાવહારિક બેઠક ઉઠકમાં જવા આવવામાં પણ બન્ને ભાઇઓ સાથેજ હોય.

ઇ. સ. ૧૯૦૦માં ભાઇ ગોવિન્દજીને સંગ્રહિણીનો રોગ મુમ્બઇમાં લાગુ પડયો હતો. તે સમયે શેઠ વિઠ્ઠલદાસે પોતાના કુટુમ્બના વૈદ્ય શ્રી પ્રભુરામની ખાસ સરવાર નીચે તેમને મૂક્યા હતા. એ સમયે ભાઇ ગોવિન્દજીને પૂર્ણ પ્રતીતિ થઈ કે " ભાઇ " એમને માટે ખરા જીગરની લાગણી ધરાવે છે. પછીથી મી. ખંડુભાઇની પણ એ માંદગીમાં મદદ મળી અને ભાઇ ગોવિન્દજી સારા થયા.

એકવાર એમને પ્લેગનો હુમલો સહન કરવાનો પ્રસંગ આવ્યો હતો; પણ તેમાંથી સારી સારવારને લીધે તેઓ સાજા થઇ ગયા હતા.

મુમ્બઇમાં શેઠ વિઠ્ઠલદાસનું જાહેરજીવન ઇ. સ. ૧૮૯૮ થી શરૂ થયું એ આપણે જોઈ ગયા છીએ. એ જાહેર કાર્યોમાં ભાગ લેવા માટે સ્વાભાવિક રીતે માણસને સારા સોબતીની, મદદનીશની, સલાહકારની, સેક્રેટરીની અને અંગત જરૂરીઆતોની સમ્ભાળ રાખનાર અંગના માણસની જરૂર પડે છે. વિઠ્ઠલદાસ જોઇ શક્યા હતા કે ભાઇ ગોવિન્દજી



સર વિઠલદાસ અને તેમના મિત્ર ભાઇ ગોવિન્દજી માધવજી

એમને આવા કેટલાંક કાર્યોમાં અમૂલ્ય સહાય આપી શકે તેવા હતા તેથી તેમણે ભાઈ ગોવિન્દજીને પોતાના ભાઈજ ગણી લીધા. બન્ને વચ્ચે નિ:શબ્દ સમજ થઇ ગઈ કે બન્નેનું જીવન એકમેકના હિત માટે હોવું જોઇએ.

તે પછી શેઠ વિઠ્ઠલદાસ પ્રવાસે જાય કે જાહેર સભાઓમાં જાય, મિલોની દેખરેખ વાસ્તે બહાર નીકળે કે કુટુમ્બીઓને ત્યાં હળવા મળવા જાય, ઑફિસે જાય કે હવા ખાવા નિમિત્તે ફરવા જાય,—બધા પ્રકારની જીવન-પ્રવૃત્તિમાં ભાઈ ગોવિન્દજી એમની સાથેજ રહેતા હતા; અને એમની વચ્ચે એકભાવ એવો થયો હતો કે જ્યારે બન્ને જણ બહાર નીકળતા ત્યારે બન્નેના પોશાક-કપડાં-એકજ જાતનાં અને એકજ ઢબનાં રાખવામાં આવતાં હતાં.

ઑ. મી. વિઠ્ઠલદાસનું જાહેર કામ અને અંગત કામ એટલું બધું વિશાળ બન્યું હતું કે ભાઈ ગોવિન્દજી જેવા સાચા ભાઈની તેમને જરૂરજ હતી. ઑ. મી. વિઠ્ઠલદાસની રોજની "ડાયરી" લખવાનું કાર્ય પણ ભાઈ ગોવિન્દજી કરવા લાગ્યા. રોજના કામોની યાદી, અને રોજની સભાઓમાં અને જાહેર વ્યક્તિઓની મુલાકાત માટે જવા આવવાના સમયની યાદી તેઓ કરી આપતા ત્યારે મી. વિઠ્ઠલદાસ બધાં કામને પહોંચી વળતા હતા. મી. વિઠ્ઠલદાસની રુચિ અરુચિનો ખ્યાલ ભાઈ ગોવિન્દજીને સમ્પૂર્ણ હતો તેથી એમને જે અનુકૂળતા જે વખતે જોઇએ તે કરી આપવામાં ભાઈ ગોવિન્દજીને બહુ આનન્દ રહેતો હતો. સામાન્ય વાતચીત પરથી મી. વિઠ્ઠલદાસની તબીયતમાં શો ફેરફાર થયો છે તે એ ભાઇ ઝટ સમજી લેતા હતા અને તે સમજ પ્રમાણે મી. વિઠ્ઠલદાસનુ કામ જે તે વખતે વખતસર અને સુન્દર રીતે થયાજ કરતું હતુ.

ભાઈ ગોવિન્દજીને બધા માણસો ઑ. મી. વિઠ્ઠલદાસના નિકટના સમ્બન્ધી-તરીકે જ માનતા હતા. તેથી જ્યારે જ્યારે મી. વિઠ્ઠલદાસ ઉપર સ્નેહીઓના કે સગાસમ્બન્ધીઓના પત્રો આવતા ત્યારે ત્યારે તે પત્રમાં શેઠ વિઠ્ઠલદાસના નાના ભાઇ માધવજી શેઠના ખબર પૂછવાની સાથે ભાઇ ગોવિન્દજીના પણ ખબર પૂછવામાં આવતા હતા. ઑ. મી. વિઠ્ઠલદાસ અને મી. ગોવિન્દજી એ રીતે અવિભક્ત અને અવિભાજ્ય મિત્રો બની ગયા હતા. એ પરથી સમજી શકાય કે ઑ. મી. વિઠ્ઠલદાસની એક પણ પ્રવૃત્તિ કે હીલચાલ એવી ન હોતી કે જેમાં ભાઇ ગોવિન્દજીનું સાહચર્ય ન હોય.

શ્રી ઠાકરશી મૂળજીની કમ્પનીની મિલોમાં જેમ ભાઇ ગોવિન્દજીને "ઑડિટર"નું કામ મળવા લાગ્યું હતું; તેમ શેઠ વિઠ્ઠલદાસે એમને "બૉમ્બે ફાયર ઇન્સ્યુરંસ કમ્પની"નું વિમાનું કામ અપાવ્યું હતું. એમની સ્વતન્ત્ર-

રીતે ઑફિસ ચાલે એવા કેટલા ધન્ધા પણ એમને મળ્યા હતા પાછળથી સોરી કોલસાની પેઢીઓની એજંસી ભાઇ ગોવિન્દજીને ઑ સર વિઠ્ઠલદાસે અપાવી હતી અને એમની લાગવગ, ઓળખાણ અને ભલામણથી શ્રી ગોવિન્દજીની પેઢીએ બહુ સારો વેપાર કર્યો હતો એમની આર્થિક સ્થિતિ એ રીતે બહુ સારી બની ગઇ હતી તોપણ એમણે ભાઇ વિઠ્ઠલદાસ પ્રત્યે તો ભાઇનો નાતોજ રાખ્યો હતો જ્યા જ્યા ઑ સર વિઠ્ઠલદાસ પ્રવાસે જવાના હોય ત્યારે આગલે દહાડે ખબર મળે એટલે બીજે દહાડે ભાઇ ગોવિન્દજી એ પ્રવાસ માટે બધી તૈયારી કરાવીને પોતે સાથે જવા તૈયાર હોય તે વખતે ન આડુ આવે એમનુ ધન્ધા રોજગારનુ કામ કે ન આડુ આવે એમના ઘરખટલાનુ કામ આવી પ્રીતિ અતિ વિરલ હોયછે કવિની કલ્પનામાજ જેનુ સ્થાન છે તેવો સમ્બન્ધ આ બને મિત્રોએ જીવનમા ઉતાર્યો હતો

ઑ સર વિઠ્ઠલદાસનુ જીવન અનેક પ્રકારની કામગીરીથી ભરપૂર જોવામા આવેછે તેમ છતા એમણે સામાન્ય કારકુનો પાસેથી અને કોઇ વાર લાંબુ વખત માટે કોઇ વિદ્વાન ગૃહસ્થ પાસેથીજ પોતાનુ કામ કરાવેલુ છે સર વિઠ્ઠલદાસે કોઈ માતબર સેક્રેટરી પોતાને ત્યા કાયમ રાખ્યો નહોતો એ વાતનુ રહસ્ય જોવા જઇએ છીએ તો એટલુ મળી આવે છે કે ભાઇ ગોવિન્દજી તરફથી સર વિઠ્ઠલદાસને પુષ્કળ રાહત મળતી હતી અને સર વિઠ્ઠલદાસ પોતે એવા સંગીન વિચારો કરી શકતા હતા કે ભાઇ ગોવિન્દજી જેવા અનન્ય અને ખરા જીગરની મદદ પછી બીજી મદદની એમને જરૂર રહેતી નહિ

ભાઇ ગોવિન્દજીનુ અંગત જીવન ઘણુ સરળ અને પરગજુ વૃત્તિવાળુ હતુ પોતાના ગામ જોડીઆ પ્રત્યે તેમને સારો આદર હતો જ્યારે તેઓ ત્યા જતા હતા ત્યારે આપ્ત જનો પ્રત્યે અને ગામના ઇતર સ્નેહીજનો પ્રત્યે એ પ્રેમ ભાવ દર્શાવતા હતા

એમને પોતાને કંઇ સન્તાન નહેતા પરંતુ એમની દૃષ્ટિ પોતાના પિત્રાઇ ભાઇના પુત્ર ભાઇ દામોદર ઉપર ગઇ હતી એમને નાની વયમાથી પોતાને ઘેર રાખી એમનુ શિક્ષણ સારી રીતે થાય તે ઉપર એમણે લક્ષ રાખ્યુ હતુ ભાઇ દામોદરે મૅટ્રિક સુધી અભ્યાસ કર્યો એટલે એમને પોતાની ઑફિસમાજ કામની તાલીમ આપવાનુ શેઠ ગોવિન્દજીએ નક્કી કર્યું હતુ ઑફિસમાના નાના મોટા બધા કામોથી તે વાકેફ થાય એવો પ્રબન્ધ એમને માટે કરવામા આવ્યો હતો એ કાર્યમા ભાઇ દામોદર ઝટ કુશળ બન્યા હતા

---

# પ્રકરણ ૧૦ મું.



## મુમ્બાઇ મ્યુનિસિપલ કૉરપોરેશન (પૂર્વભાગ)

ઇ. સ. ૧૮૯૭ના જુલાઇ માંસમાં શેઠ વિઠ્ઠલદાસને જે. પી. નો ઇલ્કાબ મળ્યો ત્યારથી તેમના હિતેચ્છુ મંડળમાં આગાહી થઇ રહી હતી કે એઓ હવે મુમ્બાઇના જાહેર જીવનની વાટિકા-કૉરપોરેશનમાં થોડા સમયમાં પ્રવેશ કરશે. એમને પોતાને પણ એમ લાગ્યું હતું કે તેમણે મુમ્બાઇના જાહેરજીવનમાં ભાગ લેતા થઇ જવું જોઇએ. જેમ પક્ષીના બચ્ચાંને પાંખો આવે કે અન્દરથી આપોઆપ ઉડવાની ઉર્મિ જાગેછે તેમ શેઠ વિઠ્ઠલદાસને કૉરપોરેશનના સભાસદ થવાની ઉલટ થઇ આવી હતી ઇ. સ. ૧૮૯૮ના જાન્યુઆરીમાં કૉરપોરેશનના સભાસદોની વરણી થવાની હતી તો પણ તેમણે તો ઑગસ્ટ ૧૮૯૭થી ભૂલેશ્વર લતામાંથી મત મેળવવા માટે પ્રચાર કાર્ય શરૂ કર્યું હતું. એમનો એ તો સ્વભાવજ હતો કે જે કાર્ય હાથમાં લેવું તેને બધી દિશાએથી પહોંચી વળવાને પ્રયત્ન કરવાજ. એ પ્રમાણે પોતાના વિશાળ સ્નેહમંડળની મદદથી અને ખાસ કરીને એમના મિત્ર ભાઇ ગોવિન્દજીની અંગત મહેનતથી મત મેળવવાનું કામ કેવળ કાગળ પત્રોથીજ ન કર્યું પરન્તુ ઘરે ઘર ફરીને મત આપનારની અંગત પીછાનનો લાભ તેમણે લીધો હતો.

શેઠ વિઠ્ઠલદાસ સ્વાધ્યાયથી અને જાત મેહનતથી જાહેર પુરુષ બન્યા એ વાત એમની એ વખતની (ડાયરી) નોંધપોથીમાંનાં વાક્યોમાંથી આપણને મળી આવેછે. એટલી હકીકત ખરીછે કે એમના વડીલજનો જાહેરજીવનમાં પંકાયા હતા, એમનો વગવશીલો મોટો હતો, એમની આબરૂ પ્રતિષ્ઠા જામેલી હતી. પરન્તુ મનુષ્યને આવી બધી અનુકૂળતા મળેછે છતાં જો આત્મ-પ્રભા અને વિચારની મૌલિકતા તેમનામાં નથી હોતી તો તેમનામાં કાર્ય-શક્તિ આવતીજ નથી. શેઠ વિઠ્ઠલદાસની મહત્વાકાંક્ષા યોગ્ય સમયે જાગ્રત થઇ હતી. તા. ૨૨ સપ્ટેમ્બરથી તા. ૫ ઑક્ટોબર ૧૮૯૭ના દિવસોની સામગ્રી નોંધ એમણે પોતાની પોથીમાં કરેલીછે. તેમાંથી એક વાક્ય-ગુચ્છ અહિં ટાંકવા જેવું છે.

[ Diary 22nd Sept. to 5th October 97 ]

" During this period my ideas again changed, and *I resolved of imitating great men and of acquiring knowledge.* These kind

હવા, પ્રકાશ, અને આરોગ્યની અન્ય સવડો આપવાની નેમ સરકારે રાખી હતી. આ "ટ્રસ્ટ"માં મુમ્બઈની કૉરપોરેશન તરફથી કોઈ ચાર સભ્યો પસન્દ કરીને મોકલવાના હતા. એ વખતે અનેક ગૃહસ્થોએ ઉમેદવારી બહાર પાડી હતી. વધુ મત મેળવવા માટે કોઈ ન્યાત જાતનો, કોઇ ધર્મની લાગણીનો, કોઈ વેપારી હિતના સમ્બન્ધનો અને કોઈ ખાનગી દોસ્તીના નાતાનો ઉપયોગ કરી લેવાને ખેંચતાણ કરી રહ્યા હતા. મી. ઇબ્રાહિમ રહિમતુલ્લાએ શેઠ વિઠ્ઠલદાસને પત્ર લખ્યો હતો કે આ "ટ્રસ્ટ"માં દાખલ થવાના ઉમેદવારોમાં તે એકલા મુસલમાન હતા અને તેથી એમની કોમને ન્યાય આપવા તેમને તો શેઠ વિઠ્ઠલદાસ જરૂર મત આપશે. શેઠ વિઠ્ઠલદાસનું માનસિક બન્ધારણ સમભાવી હતું કોમ, ધર્મ કે પન્થના વાડાને ઉત્તેજન આપે તેવા વિચારોને પસન્દ કરતાં તેઓ શીખ્યાજ નહોતા. તેથી જ્યારે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના સભાસદોની વરણી કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેમણે ૧ સર ભાલચન્દ્ર, ૨. મી. ડી. ઇ. વાચ્છા, ૩. મી. ઇબ્રાહિમ રહેમતુલ્લા અને ૪. ડૉ. વિઆગાસ—એમ હિન્દુ, પારસી, મુસલમાન અને ખ્રિસ્તી એ ચારે કોમના પ્રતિનિધીને મત આપ્યા હતા. આ સમભાવનાની દૃષ્ટિને લીધે કેટલીક વાર તે પોતાના મિત્રોને નારાજ કરવાનું જોખમ પણ ખેડી લેતા હતા.

એમની કૉરપોરેશનની કારકીર્દિ બહુ લામ્બી હતી. તે દરમ્યાન અનેક પ્રકારના પ્રશ્નો ઉપર તેમણે શહેરીઓના હિતની નજરે ચર્ચા કરી હતી, અભિપ્રાય આપ્યા હતા, યોજનાઓ બતાવી હતી અને સુધારા દાખલ કરાવ્યા હતા.

ઇ. સ. ૧૮૯૮ના નવેમ્બર માસમાં તેમણે એવી દરખાસ્ત રજુ કરી હતી કે—મ્યુનિસિપાલિટિને જ્યારે નાણાની જરૂર પડેછે ત્યારે નૅશનલ બૅન્ક જેવી સંસ્થા પાસેથી ભારે વ્યાજના દરે નાણા લેવાં પડેછે. તેના કરતાં હિન્દી સરકારની પરવાનગી મેળવી લોકો પાસેથી ટુંકી મુદતની થાપણના રૂપમાં ઓછા વ્યાજના દરથી જોઇતાં નાણા ભેગાં કરવાં એ વધારે સલાહ ભરેલુંછે કે કેમ તેનો વિચાર સ્ટૅન્ડીંગ કમિટીએ અને મ્યુનિસિપલ કમિશનરે કરવો.

આ ઠરાવ રજુ કરવામાં તેમણે પુખ્ત વિચાર કર્યો હતો અને પોતે આપેલા *ભાષણમાં તેમનું નાણા શાસ્ત્રનું જ્ઞાન ઘણું ઉંડું છે તે બતાવી આપ્યું હતું. એ ઠરાવને મી. ડી. ઇ. વાચ્છાએ મજબૂત અનુમોદન આપ્યું હતું.

* આ ભાષણ આ પ્રકરણને અન્તે છાપ્યું છે.

ઠરાવ પસાર થયો હતો. એ દરખાસ્તને મુમ્બઇના વર્તમાન પત્રોએ વધાવી લીધી હતી- "કયસરે હિન્દ"ના અભિપ્રાય પ્રમાણે—એ " ઘણીજ સોના મોહોર જેવી સુચણા " હતી. " મી. વાચ્છા જેવા નાણાશાસ્ત્રીએ ટેકો આપ્યોછે એજ એ નવી સુચણાની મોહતામાં મોહતી ભલામણછે." "મુમ્બઇ સમાચાર"રે—લખ્યું હતું કે " મ્યુનિસિપાલિટીને થોડા વખત માટે નડતી નાણા સમ્બન્ધી મુશ્કેલી ટાળવાનો એક સારો ઉપાય તેઓ સૂચવેછે." આ દરખાસ્તની ચર્ચા કરતાં— "ઍડવોકેટ ઑફ ઇન્ડીઆ " પત્ર—શેઠ વિઠ્ઠલદાસને—Active and business-like Councillor-ના વિશેષણો આપેછે.

એ સમયના કૉરપોરેશન પ્રેસીડન્ટ મી. ઇબ્રાહિમ રહિમતુલ્લાએ આ ઠરાવ માટે નીચે ટાંકેલો પત્ર લખ્યો હતો.

LONAVLA,
*21st November 1898.*

My dear Vithaldas Sheth,

I must congratulate you on your speech in submitting your motion to the corporation at the last meeting. It was a capital speech. You brought out your points so clearly and lucidly that quite an impression was created on the minds of councillors.

At one time; I was opposed to the motion as I did not know what specific period you proposed the temporary loans to run for. You had used the words "short-term loans" which might mean a couple of months or longer. Besides, it was not clear whether you proposed to accept short-period loans in small amounts on the basis the Mill-Companies borrow money, because such a course would be quite impracticable for the Corporation. I was pleased to find that *in your speech you had anticipated both these points and submitted a practical solution of that difficulty.* I trust, the matter will receive careful consideration at the hands of the Commissioner and the Standing Committee. I hope, you will continue to take an active interest in Local Self-Government and give the Corporation the benifit of your knowledge and experience more frequently

Yours Sincerely,
IBRAHIM RAHIMTOOLA.

મી. ઇબ્રાહિમ રહિમતુલ્લાનો અભિપ્રાય ટાંક્યા પછી વિશેષ લખવા જેવું રહેતું નથી; એમણે પત્રમાં લખ્યું છે કે ઠરાવમાં રહેલાં અસ્પષ્ટ બિન્દુઓને તેમણે ઠરાવ પરના ભાષણમાં સ્પષ્ટ કર્યાં હતાં અને કૉરપો-રેશનની અડચણનો વ્યવહારૂ નીવેડો આણી મૂક્યો હતો.

ઈ. સ. ૧૮૯૮-૯૯માં મુમ્બઈ શહેરમાં પ્લેગ અને દુષ્કાળની ભયંકર અડચણો પ્રવર્તી રહી હતી. તે વખતે પ્લેગને અટકાવવાના ઈલાજો સત્તાધારી અમલદારો તરફથી લેવાતા હતા; પરન્તુ શહેરી જનો એ ઈલાજોની અગત્ય અને કાર્ય-સાધકતા બરાબર સમજતા નહિ. કેટલીક વાર ગેરસમજુત ઉભી થતી અને પ્રજા અને સરકાર વચ્ચે વિનાકારણ કડવાશ પણ ઉપજતી હતી. ડિસેમ્બર માસમાં એ અનિષ્ટ સંજોગ દૂર કરવા મી. હોરમસજી ચોથીઆએ એવી મતલબની દરખાસ્ત આણી હતી કે પ્લેગ સામે ચાંપતા ઈલાજો લેવાનું કામ કરનારા અમલદારો ઘણીવાર અનારોગ્ય ઘરવાળા ઉપર વધારે સખ્તાઈથી દબાણ કરતા હતા. તે ન થાય તેટલા સારૂ પહેલાં એવાં અનારોગ્ય ઘરોની તપાસ (survey) કરી તે વાસ્તે શી તજવીજ કરવા જેવી છે તેની નોંધ કૉરપો-રેશન આગળ મગાવવી. તે થતાં સુધી સત્તાવાળાને પગલાં લેતાં અટકાવવા. આ દરખાસ્તની સામે વિવેચન કરતાં શેઠ વિઠ્ઠલદાસ તા. ૧૫મી ડિસેમ્બરે કૉરપોરેશનમાં એવી મતલબનું બોલ્યા હતા કે સર્વે થતાં સુધી આ પ્રશ્ન મુલતવી ન રખાય; હાલ જે ઘરો રહેણાક માટે અયોગ્ય છે અને પ્લેગના મોટાં ધામ જેવાં બની રહ્યાં છે તેનું ત્યાંસુધી શું થાય? માટે કમિશનરે પ્લેગ માટે જે પગલાં ભર્યાં છે તે સન્તોષકારક કહેવાય તેવાં છે. તોપણ આપણું કામ સરળ થવા ખાતર—હું સૂચના કરૂં છું કે જુદી જુદી ભાષામાં લખાયેલી પત્રિકાઓનો ખૂબ પ્રચાર શહેરમાં કરવો જોઈએ. એ પત્રિકામાં સ્વચ્છતા રાખવાની, ચેપી ઘરને ખાલી કરાવવાની, સાફ કરાવવાની, પ્લેગના દરદીને અલગ રાખવાની, વખતો વખત ઠરેલે મથકે ખબરો આપવાની રીતનો ખ્યાલ વિસ્તારપૂર્વક અને સાદી ભાષામાં આપવો જોઈએ. માત્ર સ્વયંસેવકના દળની મદદથી આપણે ઘેરઘેર આપણો સન્દેશો પહોંચાડી શકીએ નહિ. લોકો રોગમાંથી મુક્ત રહેવાને આતુર હોય છે. માત્ર આપણી કામ કરવાની રીત એવી હોવી જોઈએ કે તેમનો વિશ્વાસ આપણે સમ્પાદન કરી શકીએ...

લોકકલ્યાણની દૃષ્ટિ ઉપર એમણે કદિ પણ પાણી આવવા દીધું નથી. જેમને માટે કોઈ ન બોલે તેમના માટે બોલવા તેઓ સદા તત્પર હતા. જે કાર્ય વધારે સારામાં સારી રીતે કરી શકાય તેના બધા રસ્તા ખોળી

કાઢી કાર્ય કરનાર આગળ મૂકવાની ટેવ તેમની પહેલેથી પડી હતી; તેનો લાભ મ્યુનિસિપલ કૉરપોરેશનને તેમણે સારી પેઠે આપ્યો હતો. પોતે કરેલા વિચારોને પ્રમાણિકપણે રજુ કરી દેવામાંજ તે પોતાનુ કર્તવ્ય માનતા હતા. તે વિચારોને પેશ કરવા માટે આગ્રહ પણ તેઓ રાખતા હતા; પરન્તુ કદિ દુરાગ્રહ રાખતા નહિ. ઉપર જણાવેલા પ્લેગના અમલદારોની સખતાઈ અટકાવવાની દરખાસ્તને પ્રસંગે તેમણે કરેલા ભાષણના છેલ્લા શબ્દો નીચે ટાંક્યા છે તે પરથી એમના મનનું ઘડતર કેવું હતું તે સમજાશે.

"If this be done, so that people may be induced to take precautions; their voluntary action to-gether with the measure taken by the authority will produce far greater effect than the authoritative orders alone. I make the suggestion for what it is worth."

એમણે કૉરપોરશન પાસે એક બીજી વાત રજુ કરી હતી કે શહેરમાં ચાલતી "ટ્રામ"ની કમ્પની કૉરપોરેશને ખરીદી લેવી જોઇએ. આમ કરવાથી શા શા લાભ થાય છે તે લમ્બાણ પૂર્વક તેમણે સમજાવ્યું હતું; તે ન બન્યું એટલે જૂની ટ્રામવે કમ્પનીને નવાં વધારાના ૧૪ વરસનો પટ્ટો કરી આપવાનો પ્રશ્ન જ્યારે કૉરપોરેશનમાં રજુ થયો ત્યારે તેમણે મજ્બૂત વિરોધ દર્શાવ્યો હતો; અને તેને પરિણામે એ જૂની કમ્પનીને નવો પટ્ટો ન કરી આપતાં મ્યુનિસિપલ કૉરપોરેશને "ટ્રામવે" માટે નવી કમ્પની સાથેજ કરાર કર્યા હતા. આમ થવાથી મુમ્બઇની એ જાહેર સંસ્થાને લાખો રૂપીઆનો લાભ શેઠ વિઠ્ઠલદાસે કરાવી આપ્યો હતો. આટલી નાની વયમાં એમનામાં આવું બારિક નાણાશાસ્ત્રનું અને ધન્ધાની આંટી ઘુંચીનું જ્ઞાન જોઇ તેમના સોબતીઓ ઘણીવાર તેમના પ્રત્યે માનની નજરે જોતા હતા.

મુમ્બઇના માળાઓમાં આરોગ્ય–દૃષ્ટિથી કેટલા કેટલા અને ક્યા ક્યા સુધારા અને સમાર કામ કરવા જેવાછે તેનો વિચાર મ્યુનિસિપલ કૉરપોરેશને ઇ. સ.૧૮૯૯–૧૯૦૦ માં કર્યો હતો. એ કાર્ય લોકોના હિત જળવાય તેવી રીતે કેમ કરાય તેનો વિચાર કરવા માટે એક પેટા સમિતિ કૉરપોરેશને નીમી હતી. તેમાં શેઠ વિઠ્ઠલદાસ પણ સભ્ય હતા. એ સમિતિએ એક કાગળ મ્યુનિસિપલ કમિશનર મી. ડબ્લ્યુ. એલ. હાર્વેને એ વખતે ગરીબ ઘરમાલિકને નાણા ધીરવા સમ્બન્ધી લખ્યો હતો. તેનો મુસદ્દો સમિતિ તરફથી શેઠ વિઠ્ઠલદાસેજ પોતાના અક્ષરે લખ્યો હતો. જે અત્યારે એમને દફતરે મોજુદ છે. તેમાં શેઠ વિઠ્ઠલદાસે પહેલાં એમ જણાવ્યું છે કે મ્યુનિસિપાલિટીની દેખરેખ નીચે માળાઓના સમારકામ કરાવી,

થયેલા ખર્ચ જેટલું કરજ માળાના માલિકને વ્યાજે ધીરવું-એ કમિશનરની ધારણા બરાબર નથી. નાણા ધીરવાનો વિચાર વ્યાજબી છે; પરન્તુ નાનાં નાનાં કામો ટુંકા પગારના મ્યુનિસિપલ કામદારોની દેખરેખ નીચે થાય તેમાં ખર્ચ વધારે થવાનો સમ્ભવ છે; માટે માળાના ધણીની દેખરેખ નીચેજ સમારકામ થવું જોઇએ. તે માટે એમની સમિતિએ નીચે પ્રમાણે સૂચના રજુ કરી હતી.

(૧) જો સમારકામ ઘરધણીની સત્તાથી અને દેખરેખ તળે કરવામાં આવશે તો ઓછામાં ઓછાં ખર્ચથી તે કામો થઇ શકશે.

(૨) આવી રીતે થતું ખર્ચ મ્યુનિસિપાલિટીએ આપવું.

(૩) એક ઘરધણીને વધારેમાં વધારે આપવાની ખર્ચની રકમની હદ રૂ. ૨૦૦૦ બે હજારની ઠરાવવી.

(૪) કોઇ પણ સંજોગમાં આવી રીતે ધીરેલાં નાણાંની રકમ જમીનની કીમતના અડસટ્ટાના પોણા ભાગથી વધુ થવી ન જોઇએ.

(૫) વ્યાજનો દર બજારભાવ કરતાં સહેજ ઉંચો રાખવો—ધારો કે નવ ટકા.

(૬) જે રકમ આપવાની હોય તેનો આંકડો પહેલાંથી નક્કી કરવો અને બતાવેલું સમાર કામ મ્યુનિસિપલ કમિશરને સન્તોષકારક લાગે એવી રીતે પૂરૂં થાય એટલે ઘરધણીને તે રકમ આપવી.

(૭) આવી રીતે ધીરેલી રકમ પાંચ વરસમાં હપ્તાથી પાછી વસુલ કરવી.

(૮) જો જરૂર જણાય તો ઘરધણી પાસેથી નાણા આપ્યા બદલની કબુલાત લખાવી લેવી.

આમ કરવાથી બધી સવડ જળવાશે. આવી રીતે નાણા ઉછીના આપવાની સત્તા મ્યુનિસિપાલિટીના કાયદા પ્રમાણે કમિશનરને ન હોય તો અમુક કલમ પ્રમાણે કમિશનરે ઘરમાલિક સાથે કરારનામું કરાવી તેના ઘરનું રીપેર કરાવી આપવું."

મુમ્બાઇના માળાવાળામાટે–ખાસ કરીને જેમની સામરથ્ય ઓછી થઇ ગઇ હોય તેવા ખાનદાન કુટુમ્બના માણસો માટે શેઠ વિઠ્ઠલદાસને કેવી લાગણી હતી તે આ યોજના તેમણે પોતાના હાથ અક્ષરથી ઘડી કાઢીછે તે પરથી જણાયછે.

એ સમયે નવીન નીકળેલી–Improvement Trust ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટની ચાર જુદી જુદી યોજના શહેરના રસ્તા સુધારવા માટે કોરપોરેશનમાં રજુ કરવામાં આવી હતી. આ ચાર યોજના–ઉપર વિચાર ચલાવી રીપોર્ટ

કરવા વાસ્તે વગદાર સમિતિ નીમાઇ હતી. તે સમિતિના રીપોર્ટ ઉપર પ્રો. મુલરે એક ઠરાવ તા. ૧૨મી જાન્યુઆરી ૧૮૯૯ના રોજ કૉરપોરેશનમાં આણ્યો હતો. તેના ઉપર જરા વધારો રજુ કરતાં તેમણે ઘણું ઉપયોગી વિવેચન કર્યું હતું. તે બોલ્યા હતા કે " આપણી પાસે રજુ થયેલી ચાર યોજનામાંની દરેકના કુલ ખર્ચના ખરા આંકડા ટ્રસ્ટ પાસેથી સરકાર આપણને મેળવી આપે એમ આપણે ઇચ્છીએ છીએ; તેની સાથે અડસટ્ટા કાઢવાના ટ્રસ્ટે સ્વીકારેલા ધોરણની પણ આપણને માહિતી જોઇએ કે જેથી કરીને એ પ્રશ્ન ઉપર આર્થિક દૃષ્ટિથી આપણે વધારે ચોકસ અભિપ્રાય બાંધી શકીએ. એ સિવાય આ યોજનાની આર્થિક ફત્તેહ માટે કોઈ પણ ચોકસ વિચાર બાંધવાનું કૉરપોરેશન માટે અશક્ય થઇ પડશે. આ બાબત બહુ અગત્યની છે; કારણ કે સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના કાયદાની એક કલમ પ્રમાણે આ કૉપોરેશન ઉપર ટ્રસ્ટના નાણાની બધી જવાબદારી રહેલીછે. તેથીજ આ યોજનાની આર્થિક બાજુ પર ખાસ લક્ષ આપવાની અગત્ય સૌથી વધારેછે, એ યોજનાની બીજી ઝીણી ઝીણી વિગતમાં હમણા ઉતરવાની જરૂર નથી. રસ્તાની રેખાઓ નક્કી કરવી, મીલકતો વળતર આપી કેમ મેળવવી, વગેરે બાબતો હું ગૌણ સમજુછું. આપણે ટ્રસ્ટ પાસેથી બહુ ઝીણી વિગતો નથી માગતા; પણ જે રીતે અને જે ધોરણે નાણાના અડસટ્ટા કાઢવામાં આવ્યા છે તે આપણે જરૂર જાણવા માગીએ છીએ; કે જેથી જરૂર જેવું લાગે તો આપણે બીજી વધારાની બાબત પર ટ્રસ્ટનુ ધ્યાન ખેંચી શકીએ અને ભવિષ્યના અડસટ્ટા કાઢવામાં તેનો ઉપયોગ ટ્રસ્ટ કરી શકે. મેં માગેલી વિગતોનુ પત્રક બનાવતાં બહુ મહેનત પડશે એમ કેટલાક ભાઇઓને લાગશે; પરન્તુ એ ખરી વાત નથી. જે માળાઓ વળતરથી મેળવવાના છે તેના નમ્બર પ્લાન ઉપર આપેલા છે અને આપણા એસેસમેન્ટ ખાતાના ચોપડામાંથી માગેલી હકીકત સહેલાઇથી કાઢી શકાય તેમ છે. આ માહિતી આપણને બહુ જરૂરની થઇ પડશે; કારણકે તે પરથી આપણને સામાન્ય ખ્યાલ આવશે કે વળતરથી મેળવવા ધારેલી મીલકત વાસ્તે કુલ કેટલું ખર્ચ થશે."

આ ઠરાવ ઉપરથી મુમ્બાઈ સરકાર સાથે પત્ર વ્યવહાર કૉરપોરેશને ચલાવ્યો હતો. સરકાર તરફથી એ બાબતમાં કંઇ ચોકસ જવાબ ન હોતો આવ્યો તે પહેલાં ફેબ્રુઆરી માસમાં ટ્રસ્ટ તરફથી આ બાબતમાં માગેલી હકીકતનો કાગળ આવેલો હતો. તેના ઉપર કંઇ પણ ઠરાવ તે સમયે ન કરવાનું વ્યાજબીપણુ સમજાવતાં શેઠ વિઠ્ઠલદાસે આ પ્રમાણે નિષ્ણાતનો દૃષ્ટિનાળું ભારદાર નાનું સરખું ભાષણ કર્યું હતું.—

"At this stage, Mr. President, I do not propose any further steps to be taken with regard to this matter. I think it is desirable that we should await the reply from Government to our representation in this matter before taking any such steps. The Figures supplied in the statement will be very useful indeed. It will not be difficult for us to approximate the cost of each of the schemes from them. I think, Sir, that none, not even the Trust, is in a better position to calculate the approximate cost than we are. We have at hand all the materials required for such calculation, as also the long experience of our officers. We know how much road-making, drainage, lighting etc., of a public thorough fare costs and so it will be easy for us to come to a fair conclusion; but we must wait for the reply from Government. I, at present, move simply that the letter be recorded."

આ ટુંકા વક્તવ્ય ઉપરથી ચોખ્ખું જણાયછે કે કૉરપોરેશનમાં ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટને લગતા આર્થિક પ્રશ્નો જાણે એમણે પોતેજ હસ્તગત કરી લીધા ન હોય. તેમની હકીકતો તારવવાની શક્તિ* અને તેને વિચારઘટનામાં ઉપયોગમાં લેવાની આવડત આ સમયથીજ પક્વ થવા લાગી હતી. એજ શક્તિથી એઓ ભવિષ્યમાં અડગ અને પ્રમાણભૂત નાણાશાસ્ત્રી બન્યા હતા.

એ સિવાય પીવાના પાણીને લગતા પ્રશ્ન, ગટરના પાણીના નીકાસના પ્રશ્ન,† મુમ્બઇના અસલી જૂના કુવાના પાણીના પ્રશ્ન, ટ્રામ અને વીજળીની બત્તીને લગતા પ્રશ્નો અને "ટાઉન ડયુટી"ના પ્રશ્ન ઉપર તેમણે જે તે વખતે કૉરપોરેશનમાં પોતાના અભિપ્રાયો આપી કીમતી સેવા બજાવી હતી.

---

* મ્યુનિસિપલ સેક્રેટરીનો આ પત્ર શ્રી વિઠ્ઠલદાસે પોતામાટે જમાવેલો અભિપ્રાય સૂચવે છે.

ઇ. સ. ૧૯૦૨માં કૉરપોરેશનની "સ્ટૅન્ડીંગ કમિટી" માટે છ સભાસદો ઉમેદવાર તરીકે બહાર પડ્યા હતા; તેમાંથી ચાર જણની પસન્દગી થઇ હતી. તેમાં શેઠ વિઠ્ઠલદાસ પણ મોખરે હતા. તેમની સાથે તે વખતે ડૉ. નાનાભાઇ કાતરક પણ ચુંટાયા હતા. સ્ટૅન્ડીંગ કમિટીમાં તેમણે પોતાની ખન્તીલી ટેવથી ઘણું સારૂં કામ કર્યું હતું. કેટલાક ખર્ચ કરવાના કામ, નોકરોના પગાર વધારવાના અને પેન્શનના નિયમો ઘડવાના કામમાં તથા વેપારીઓને કૉન્ટ્રાક્ટ આપવાની રીતમાં ફેરફાર કરવાના કામમાં શેઠ વિઠ્ઠલદાસે ઘણો ઉમંગભર રસ લીધો હતો. એમની હાજરીથી સ્ટૅન્ડીંગ કમિટીની કાર્યવાહી ઉપર પ્રજાને બહુ વિશ્વાસ બેસતો હતો. એકવાર ઉનાળાના દિવસોમાં મહાબળેશ્વર તેઓ ગયા હતા ત્યારે તે વખતના મ્યુનિસિપલ કૉરપોરેશનના પ્રેસીડન્ટ મી. ઇબ્રાહિમ રહિમતુલ્લાએ ખાસ પત્ર લખ્યો હતો કે સ્ટૅન્ડીંગ કમિટીની બેઠકમાં એમની હાજરીની અને સલાહની બહુ કીમત છે માટે પહેલી તકે મુમ્બઇ જઇ એ કામમાં એમણે એમની અમૂલ્ય મદદ આપવી. એ વખતની સ્ટૅન્ડીંગ કમિટીના કાર્યની નોંધનો "મુમ્બઇ સમાચાર"ના તા. ૧૫ એપ્રિલ ૧૯૦૨ના અંકમાં આ પ્રમાણે એક ફકરો પ્રકટ થયો હતો.

---

ANALYSIS OF SETH VITHALDAS DAMODHER THACKERSEY MOOLJEE'S WELL-WATER IN THE BUNGALOW AT MAHALAXMI.

| | | | |
|---|---|---|---|
| | | | *Grains per Gallon* |
| Total Solids | ... | ... | 25.2 } 20 to 30 ML |
| Chloride | ... | ... | 2.8 } 2 to 3 Mpl. |
| | | | *Parts per Million* |
| AMMonia Free | ... | ... | .01 } 05 in |
| Ammonia Albuminoid | ... | ... | .05 } .19 Mpl |

*Microscopic* Examination :—A little vegetable debris and some paramaecia detected.

*Bacteriological* Examination :—No specific germs (Malarial, Typhoid, Choleraic) detected.

The water is a good sample of drinking water, and in point of Ammonia I would certainly prefer it much to the Bombay Water-supply Water. As a rule, the Bombay Well Waters are contaminated with sewage matter, but no such contamination has been found in this Well-Water.

છેલ્લા ભાગનો સાર— પીવાના પાણીમાટે આ સારો નમૂનો છે. આમોનીઆની દ્રષ્ટિએ વિચાર કરતા મુમ્બઇના નગના પાણી કરતા વ ારે પસન્દ કરવા યોગ્ય છે. સામાન્ય રીતે મુમ્બઇના કુવાના પાણીમા મોરી અને ગટરના પાણીનો બગાડ હોયછે, પણ આ કુવાના પાણીમા એવો બગાડ માલુમ પડયો નથી.

" મી. વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીએ મ્યુનિસિપલ સ્ટેન્ડીંગ કમીટીના એક અધિકારી તરીકે બજાવેલી એક સેવા ઉપર અમારૂં ધ્યાન ખેંચાયું છે. જુદી જુદી મ્યુનિસિપલ બજારો (મારકેટો) અને બગીચા વાડીઓના ફુવારા ઉપર ઇનકેનડેસંત રોસની મેલવા તથા તેને સળગાવવા અને બુઝાવવા વગેરેનું કામ ફાનસ દીઠ એક રૂપીઆના ભાવે મી. માહલારને આપવાની ભલામણ મ્યુનિસિપલ કમીશનરે કમીટીની ગયાં પખવાડીઆની બેઠક વેળાએ કરી હતી. પણ મી. વિઠ્ઠલદાસે પોતાના જાતી અનુભવ ઉપરથી તે ગોઠવણ ઘણી મોંઘી જણાવી તે વિષે ખોલાસો માગ્યો હતો. કમિશનરે તે ઉપરથી એક્ઝેક્યુટીવ એનજીનીઅરને પુછીને એવો ખુલાસો ગઈ બેઠક વેળાએ આપ્યો હતો કે આ કામ માટે મી. માહલરે એકક્ષાએજ ટેન્ડર કર્યું હતું અને તેણે જણાવેલો ભાવ સઘળા સંજોગો વચ્ચે ઘટતો લાગ્યાથી સ્વીકારવાની સૂચના કરવામાં આવી હતી. મી. વિઠ્ઠલદાસે તે ખોલાસો સંતોષકારક ગણવા ના પાડી હતી અને કમિશનરે તે ઉપરથી તેમને વધારે સારી ગોઠવણ કરી આપવા સુચવ્યું હતું. મી. વિઠ્ઠલદાસે તે ઉપરથી ગૅસ કમ્પની સાથે સંદેશા ચલાવ્યા હતા, અને તેના પરિણામમાં ગેસ કમ્પનીએ એ કામ ફાનસ દીઠ ૭ આનાના ભાવે કરી આપવાનુ માથે લીધું છે."

દિવસો દિવસ શેઠ વિઠ્ઠલદાસની ખ્યાતિ વધતી ચાલી અને લોકોનો અને સરકારનો તેમના પર વિશ્વાસ વધતો ચાલ્યો. ઈ. સ. ૧૯૦૩માં તેમને સરકારે મુમ્બઇ ઈલાકાની ધારાસભાના સભાસદ તરીકે નિયુક્ત કર્યા હતા. કૉરપોરેશનમાં તો હવે તેમની વગ સારી પેઠે વધી ગઈ હતી. ઈ. સ. ૧૯૦૩ના સપ્ટેમ્બર માસમાં કૉરપોરેશનની એક બે બેઠક વખતે કાયમના પ્રેસીડન્ટ મી. ફાજલભાઈ વિશ્રામ કાર્યવશાત હાજર રહી શકયા નહોતા ત્યારે ઑ. મી વિઠ્ઠલદાસને તે વખતની સભાના " પ્રેસીડન્ટ " પ્રમુખ— ચુંટવામાં આવ્યા હતા એ બેઠકમાં એક અગત્યનો પ્રશ્ન મ્યુનિસિપલ એક્ઝીક્યુટિવ એન્જીનીઅરની નિમણુક કરવાનો આવ્યો હતો. સ્ટૅન્ડીંગ કમિટીએ–મી. જોસેફ હૉલની પસન્દગી કરી હતી. તે પ્રમાણે ઑ મી. ફીરોજશાહ મેહતાએ એ નીમણુકની દરખાસ્ત કરી ત્યારે મી. બૅપ્ટિસ્ટા એ દરખાસ્તની સામે થયા હતા અને બીજા ગૃહસ્થ મી. એન્ટોની માટે દરખાસ્ત મૂકી હતી. આ પ્રસંગે ગરમાગરમ ચર્ચા થઈ હતી અને મી. બૅપ્ટિસ્ટાના મુખમાંથી સભાને માટે અયોગ્ય ગણાય એવા શબ્દો નીકળ્યા હતા જે ઑ. મી. વિઠ્ઠલદાસે પ્રમુખ તરીકે બાહુ મક્કમ રહી પાછા ખેંચાવ્યા હતા. તે દિવસે એમની કામ લેવાની શક્તિનાં વખાણ થયાં હતાં અને કૉરપોરેશનના ભવિષ્યના મક્કમ પ્રેસીડન્ટ એઓ નીવડશે એવી આગાહી

કામમાં રસ લેતા વર્ગમાં ચાલુ થઇ હતી. તે વખતના The Indian Municipal Journal-૧૯૦૩ના સપ્ટેમ્બર ૨૩મી તારિખના અંકમાં-આમ લખેછે-"

"When the corporation met on Tuesday, the 17th instant the President being again absent, the chair was voted to the Hon. Mr. Vithaldas Damodar, who cheerfully accepted the honour and conducted his duties with a serenity which was characterestic of his race. Again, when the discussion was continued on the following day on the appointment of the Executive Engineer, some members were inclined to be unruly, and in the midst of much confusion and unseemly behaviour on their part, Hon. Mr. Vithaldas acquitted himself creditably.

ઑ. મી. વિઠ્ઠલદાસે મુમ્બઇ કૉરપોરેશનમાં લોકહિતની એક લડત ઑક્ટોબર ૧૯૦૩માં ઉપાડી હતી. મુમ્બઈમાં તે વખતે રસ્તા ઉપરની ધૂળ ન ઉડે તેટલા સારૂ રોજ પાણી છાંટવું પડે તેને બદલે ઘાસલેટ તેલથી રસ્તાની ધૂળને એકવાર દાબી દેવામાં આવે તો ફરી ફરી પાણી છાંટવાનું ખર્ચ બચી જાય-એ વિચારે ઍપોલો બન્દરથી છેક ક્રાફર્ડ મારકેટ સુધીના રસ્તા ઉપર ઘાસલેટ તેલ છાંટવા અખતરો થયો હતો. આ કામ માટે બીજી વાર રૂ. ૧૩૦૦૦નું ખર્ચ કરવા સ્ટૅન્ડીંગ કમિટીમાં પ્રશ્ન આવ્યો હતો ત્યારે ત્યાં ઑ. મી. વિઠ્ઠલદાસે મજબૂત વિરોધ દર્શાવ્યો હતો; અને તે વાત જ્યારે કૉરપોરેશનમાં આવી હતી ત્યારે પણ તેમણે ઘણી મજબૂત લડત ચલાવી હતી. પોતાની લાક્ષણિક રીત પ્રમાણે એ આખા પ્રશ્નનો અભ્યાસ તેમણે કર્યો હતો અને ચર્ચામાં એમ પણ કહ્યું હતું કે ઘાસલેટથી છંટકાયેલા રસ્તા ઉપર "રીપેર" કામ કરવાનું ખર્ચ નથી થતું તે વાત તદ્દન જુઠી હતી. પોતે અમુક રસ્તે ગયા હતા ત્યાં રસ્તો સુધારવાનું કામ મજુરો કરી રહ્યા હતા એ વાતની સાબીતી માટે એમણે એ કામ કરનારની છબી ખેંચી લેવડાવવાનું પણ દુરસ્ત ધાર્યું હતું; પરન્તુ બીજા ઘણા સભ્યોને તે વાત જાણીતી હતી એટલે તે વિચાર પડતો મુકયો હતો.

આ લડતની કદર વર્તમાન પત્રોમાંના ખાસ અગ્રલેખોમાં થયેલી જેવામાં આવેછે; અને તેજ લેખમાં તેમનો સુધારો પસાર ન કરવા માટે કૉરપોરેશનને ખર્ચાળ અને શોભાના કામ ઉપર નાણા ખર્ચવા માટે અવ્યવહાર ગણાવામાં આવી હતી.

ઑ. મી. વિઠ્ઠલદાસની કૉરપોરેશનમાંની પૂર્વ કારકીર્દિ આ પ્રકારે અનેક ઉજળા સફાથી ભરપૂર બની હતી. કૉરપોરેશનમાં અગત્યના પ્રશ્નોના

નિર્ણય માટે જે જે પેટા સમિતી નીમાતી હતી તેમાંનો ઘણો ખરી સમિતિમાં એ સભ્ય રહેતા હતા ઇ. સ. ૧૮૯૯માં ધીચ વસ્તીના ધીચ રહેઠાણમાં મોકળાશ લાવવાના સમિતિમાં તેમને ખાસ સભ્ય બનાવ્યા હતા. કેટલીક વાર કોરપોરેશનના અગત્યના કામને કારણે ઉનાળામાં મહાબળેશ્વર જવાનુ તેઓ પડતુ મૂકતા હતા. વડી સરકાર તરફથી દીલ્હીમાં શહેનશાહ સાતમા એડવર્ડના રાજ્યારોહણનો દરબાર વાઇસરૉય લોર્ડ કર્ઝન ભરવાના હતા તેમાં હાજરી આપવા માટે મુમ્બઇ ઇલાકાના નાગીઆ* પરોણા તરીકે તેમને ૧૯૦૨માં આમન્ત્રણ મળયું હતુ મુમ્બાઇમાં Coronation Festivities—રાજ્યારોહણના ઉત્સવ ઉજવવાની લોકોની સમિતિમાં તે સભ્ય ચુટાયા હતા આવી રીતે લોકોમા જાહેર પુરુષ તરીકે તેમનુ સ્થાન બહુ વર્ચસ્વવાળુ બન્યું હતુ

આ રીતે મુમ્બઇની મ્યુનિસિપલ કૉરપોરેશનની કારકીર્દિનો પૂર્વભાગ પૂરો થાયછે

---

ટુકી મુદતની–લોન કાઢવા સમ્બન્ધી જે વિચારો શેઠ વિઠ્ઠલદાસના હતા તે જાણવા માટે એમના ભાષણોમાનું એક અહિં પરિશિષ્ટ તરીકે ઉતારવામાં આવેછે

( 10th December 1899 )

## SHORT PERIOD LOANS

At the request of the Committee I beg to offer the following suggestions, and regret the delay, which has been unavoidable, owing to the absence of certain papers relating to the London County Council Money Acts of 1896-97 which came to my hand only last week.

I have gone thoroughly through the papers relating to the short period loans, submitted by the Commissioner and the sub-Committee of the Standing Committee, but fear that, I cannot agree with the greater part of their conclusions

My original proposal for raising short period loans from the general public has been well discussed by the Commissioner, who

thinks it expedient to obtain powers from the Government of India to raise such loans. The London County Council by the Money Acts of 1896-97 were authorized to raise Bills for short periods. They for the first time exercised their powers in 1897 when they invited tenders for £ 6,00,000 (Six lacs) Bills the conditions of tendering and issue being made to conform as nearly as possible to these governing issue of Treasury Bills. The Tenders were most liberally responded to. As much as £ 39,85,000 (Thirty nine lacs and eighty-five thousand) worth of tenders were received for Bills amounting to £ 6,00,000 nearly seven times the amount required. But the success of the Bills was limited to this extent. Even in the rate of interest the County Council was fortunate enough to pay rates which worked out to £ 1-1-11⅓% per annum. The issue was managed by the Bank of England which decided to give status to the Bills by including them in the list of Government and other securities, which are generally accepted by the London Bankers against money lent. I would suggest that we should immediately apply to the Government of India to grant us powers similar to those granted to the London County Council and to put our temporary Bills in the list of Government and other approved securities. If this be done I am sure, *our Bills* also will meet with equal success. If Banks can borrow money from the general public for two three or six months at interest varying from three to five per cent per annum, why should the Municipality in times of great need, pay seven or eight per cent to the Bankers, instead of themselves borrowing from the public at a lower rate of interest? Looking from the point of view of the general public I am certain that they will give preference to our Municipal Bills before all other securities except perhaps Government securities.

The reason why the Municipality failed to raise their permanent loan, is not that the public have no faith nor that they had no money but that they were not inclined under the then condition of the money market to lock up their money in a permanent investment at the rate of interest offered by the Municipality. Only those who afford to invest their capital for a term of years, or the speculators, will offer for these Loans. While a large class of investors and merchants never invest their

money permanently but only for short periods. It is this class to whom we must chiefly look for relief in our temporary difficulties. This class can very easily be approached if powers similar to these granted to the London County Council be granted to us. With such powers to us it will not be necessary to maintain large cash balances, at the expense of the rate-payers. In order to maintain such balances we are sometimes obliged to over-tax them. In cases when the Municipality has to begin a new financial year with a minimum cash balance of Rs. 1,00,000 it would be impossible to finance the Municipal expenditure because although our Budget may make the two ends meet still we have to spend money before the revenue is received. In such times, we have, as we did last year and the year before, to be at the mercy of the Banks and to pay the interest demanded by them.

I quite agree with the Commissioner's remarks that temporary expedients, such as over drafts or the issue of the Bills should be resorted to only when the attempt to raise a debenture loan has been a failure or when it is considered undesirable to risk the loss of credit by approaching the market with the probability of failure. But when he remarks that last year when Banks would not lend money to the Municipality under 7½% it was unlikely that the invitations of tenders from the public would have secured offers very much below this, I think he has greatly misconceived the situation. We should bear in mind that the Banks lend money of which the greater portion belongs to the general public. Last year when the Banks quoted 7½% per annum for the Municipal loan the ordinary rate of interest amongst the general public in the market for good securities was about 6% or a little above that. It was because we went into the market for a large loan of Rs. 30,00,000 (Thirty lacks) and when none but those who were in a position to lend such an amount could come forward, that the rate of interest was quoted so high. The largest capitalists were masters of the situation The object of my proposal is to bring healthy competition into the Municipal loan and try to get them at as low a rate of interest as possible. I quite agree with the special provisions suggested by the Commissioner in clauses A, B, C, D, and E in para 3 of his letter.

The Commissioner refers in his report to statute 60 and 61 Vic. Chapter CCXX the London Country Council Money Acts of 96/97. There are four sections in this statute which refer to the borrowing powers viz sec. 13, 14, 15, and 21.

Section 15 empowers the Council to raise loans, the redemption of which at any fixed date is not binding on the Council. This power puts the Municipal Debentures on the same basis as Government promissory notes wherein the minimum period may be fixed but the maximum is unlimited. The Government of India in their promissory notes do not guarantee the repayment at any date. They only fixed a period before which Government cannot exercise their powers of redeeming the loans. This is clear from para 3 of the Government Notification No. 32 57 of 30th June 1894 which runs thus:—

"The reduced loan thus constituted will be known as the 3½% loan of 1842-43 and no part of it will be paid off or discharged before August 1st 1904, not until the expiration of three months after notice of payment in the Government Gazette will be given by the Governor General in Council."

The issue of such unredeemable loans by the Municipality will greatly facilitate the Municipal financing. At the end of the minimum period fixed, if the Council considers it to the General advantage of the public to utilize the sinking fund set apart to repay that loan, for some urgent needs of the Council, it can by a resolution extend the minimum period and fix any other convenient period. As a safeguard against the abuse of this power on the part of the Council, it is further enacted, that though, in case where the money raised by the stock is not required to be repaid within a shorter period than sixty years, still the annual sum to be carried as sinking fund, be calculated on the same basis as if such stock had to be redeemed at par at the expiration of sixty years from the date of the issue thereof. The Council has also the power to determine at any time and from time to time with the sanction of the Treasury the minimum period not exceeding thirty years before which they will not exercise their option of redeeming the same. Such power if granted will no doubt be very useful to us in critical times.

Though the Commissioner in para 2 of his report while admitting that the advantages of using such powers would undoubtedly be great, says, "that this power does not seem to be such as would likely in the present circumstances tempt the investors in the local market The chief attraction of the stock of local bodies, he rightly remarks, is the length of its currency and any conditions which would interfere with this, will undoubtedly lead to failure of the loans and he further thinks that it would be futile to legislate in this direction " As to the length of the currency of the loans raised by this section, I submit, the effect would be otherwise than as the Commissioner thinks. If the powers of the Council may rather be exercised in increasing the length of the currency and so according to the principle rightly mentioned by the Commissioner such loans, will have the greater attraction.

Section 14 empowers the Council to employ for any purpose on capital account any money for the time being standing to the capital account of the consolidated loans fund (sinking fund) and realise for that purpose any securities in which such money shall be at the time invested This power would be very useful in time of difficulty such as we experienced during the last two years It would enable the Corporation to employ its sinking fund more easily for the public good by removing the restriction which attaches to the sinking funds of the terminable stocks At present we have with us sinking fund amounting to nearly Rupees Twenty five lacs, the whole of this amount lay idle with us while we paid 7 or 8 per cent to the Bankers This sinking fund will yearly augment and within five years will amount to nearly half a crore of rupees If we get the necessary power we shall then be in a position to utilize some portion of this fund for meeting temporary difficulties Of course in this section too as in the previous one in order to prevent the abuse of power and to ensure public confidence, the Council is required to replace the money so employed, in the consolidated loans Fund at or before the date at which consolidated stock redeemable by means of such money is required to be redeemed and (as regards moneys accumulated in respect of loans which are not required to be redeemed at any fixed date) to replace the same within such perold not exceeding sixty years from the date of the

employment of such money. This power will prevent the necessity of the Corporation having to provide for large accumulation of cash in order to pay off the stock-holders at the requisite redemption dates, thus obviating the complications which must attend any process or actual redemption much large amount of stock.

Section 15 also gives the Council the power to utilize for capital account sinking fund accumulated in respect of the unredeemable loans.

. Section 21 has reference to the short period loans which has been fully discussed in the beginning of this letter.

I hold therefore that we should apply to the Government to grant us similar powers in order that we may not, in time of difficulty be at the mercy of the Banks while there are other means of tiding over the temporary difficulty and particularly as our demands are not in any way new, but only those which have been granted after long experience of the expert financiers to the first class Municipality of the most civilized country of the world; and again as Government themselves have come forward and taken the initiatives in this matter by writing a demi-official letter to the Commissioner expressing their desire to know his opinion on this matter and asking him to submit a draft of an act if he thinks it expedient to obtain such powers for the Corporation, I feel sure that our request will be favourably considered.

---

## પ્રકરણ ૧૧ મું.

## શિક્ષક-મિત્રો.

શેઠ વિઠ્ઠલદાસે જ્યારે કૉલેજનો અભ્યાસ પડતો મૂક્યો અને વેપાર-
ધન્ધામાં પ્રવૃત્ત થયા ત્યારે તેમની વૃત્તિ અભ્યાસમાંથી તેમણે વાળી લીધી
નહોતી; અભ્યાસની અગત્ય તેમને સમ્પૂર્ણપણે સમજાઈ હતી.
વેપાર ધન્ધામાં જોડાયા પછી તેમને તો વિશેષ પ્રતીતિ થવા લાગી કે
જાહેરજીવન વાસ્તે અને વેપારની ખીલવણી માટે સંગીન જ્ઞાનની બહુ
જરૂર છે. પોતાને પોતાના પિતાશ્રીના અનુભવ-સંચયમાંથી ઘણું જાણવા
જેવું મળવાનું છે એવી એમની આશા હતી તે પણ પિતાશ્રીના અકાળ
અવસાનને લીધે અફળ રહી ગઈ. છેવટે શેઠ વિઠ્ઠલદાસે સારા પ્રતિભાવાન
શિક્ષક-મિત્રની શોધ ચલાવી. એમને કેવળ શિક્ષક બની શકે તેવા માણસની
જરૂર ન હોતી, પરન્તુ જેમની સાથે પરિચય બાંધવાથી જ્ઞાન અને સૌજ-
ન્યનો ભરતી પોતાના જીવન-પ્રવાહમાં આવે એવા શિક્ષક-મિત્રની તેમને
અગત્ય હતી.

ઈ. સ. ૧૮૯૫ માં એમને મી. કે જી. દેશપાન્ડે નામના ઉજ્વલ
વિદ્યાર્થી-જીવનનો છાપવાળા ગૃહસ્થ સહવાચન માટે મળ્યા હતા. યુનિવ્હ-
ર્સિટીની પરીક્ષામાં મી. દેશપાન્ડે ઘણી સારી આવડત દર્શાવી ચુક્યા હતા.
કૉલેજના અધ્યાપકોની ભલામણ ઉપરથી મી. દેશપાન્ડેને શેઠ વિઠ્ઠલદાસે
પસન્દ કર્યા હતા. એમની સાથે અંગ્રેજી સાહિત્યના પુસ્તકો વાંચવાનુ
અને અંગ્રેજી લેખનનું કામ નિયમિત રીતે થતું હતું પરન્તુ મી. દેશપાન્ડે
હજુ ઉછરતા યુવાન હતા, તેમની પ્રગતિ હજુ આગળ વધારવાના કોડ
તેઓ સેવી રહ્યા હતા. શેઠ વિઠ્ઠલદાસને તો સુશિક્ષિત સન્મિત્ર જોઈતા
હતા. તેથી મી. દેશપાન્ડે સાથે બહુ લાંબો સમય સહવાચનનું કામ ચલાવવામાં
આવ્યું નહિ. પરન્તુ શેઠ વિઠ્ઠલદાસની પસન્દગી બહુ ઝીણવટથી થતી હતી
તેટલું તો મી. દેશપાન્ડેની ભવિષ્યની કારકીર્દિ ઉપરથી આપણે સમજી શકીએ
તેવું છે. મી. કે. જી. દેશપાન્ડે મુમ્બઈ યુનિવ્હર્સિટીની પદવી મેળવ્યા પછી
ઇંગ્લાંડમાં કાયદાનો અભ્યાસ કરવા ગયા હતા, ત્યાંથી બરિસ્ટરની પદવી
..., મુમ્બઈમાં વકીલાત કરતાં કરતાં વડોદરા રાજ્યની અમલદારીમાં
તે દાખલ થયા હતા. શ્રીમન્ત સયાજીરાવ મહારાજા સાહેબની દષ્ટિ તેમની



સુજ્ઞ શિક્ષક મિત્ર રા. બા. દામોદર ગણેશ પાધ્યે એમ. એ.

હોશીઆરી ઉપર ગયેલી હતી. એ રાજ્યમાં મી. દેશપાન્ડે પ્રાન્તના સુબાની પદવી સુધી પહોંચ્યા હતા. પાછળથી એમના રાજ્યની અમલદારી તેમને છોડવી પડી હતી અને દેશના સેવક તરીકે તેમણે કામ કર્યું હતું. મી. દેશપાન્ડેની સમ્ભાવ્ય-શક્તિ શેઠ વિઠ્ઠલદાસ એમની કારકીર્દિના આરમ્ભમાંજ જોઇ શકયા હતા.

ત્યાર પછી બહુ ખોળ ચલાવ્યા પછી એમને ઑ. મી. માંડલિક મારફત મુમ્બાઈ યુનિવર્સિટીના ઝળકતા તારા જેવા, સ્વભાવે તેમજ બુદ્ધિના પ્રભાવે સાચા શિક્ષક ગણાય એવા સજ્જન આ કામ માટે મળ્યા શ્રીયુત દામોદર ગણેશ પાધ્યે-એમ. એ. એ વખતે-ઇ. સ. ૧૮૯૬માં મુમ્બઈની ગોકુળદાસ તેજપાલ હાઇસ્કૂલના પ્રિન્સિપાલના હોદ્દા ઉપર હતા. ઑ. મી. માંડલિકના બંગલામાં પેડર રોડ ઉપર મી. પાધ્યે રહેતા હતા. મી. માંડલિકના પુત્ર અને શેઠ વિઠ્ઠલદાસ વચ્ચે મિત્રભાવ હતો. એ રીતે એ ગુરુ-શિષ્યનો કે મિત્ર-સન્મિત્રનો સંયોગ થવા પામ્યો હતો.

મી. પાધ્યેને પોતાના શિક્ષક-મિત્ર તરીકે શેઠ વિઠ્ઠલદાસે પસન્દ કર્યા ત્યાર પહેલાં એમની વિદ્યાવ્યાસંગની ભિન્ન ભિન્ન કામગીરીથી શ્રી. પાધ્યે બહુશ્રુત તરીકે પંકાઈ ગયેલા હતા. શ્રી. પાધ્યે ઇ. સ. ૧૮૮૬માં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના ખાસ વિષય સાથે બી. એ. ની પદવી મેળવી શકયા હતા; અને ઈ. સ. ૧૮૮૮માં ઇતિહાસ અને રાજ્યશાસન, તથા તર્કશાસ્ત્ર અને ફિલસુફીનો અભ્યાસ કરી એમ. એ. ની માનવન્ત પદવી એલ્ફિન્સ્ટન કૉલેજના વિદ્યાર્થી તરીકે પ્રાપ્ત કરી શકયા હતા.

ઇ. સ. ૧૮૯૧-માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રોફેસર તરીકે તેમણે કામ કર્યું હતું; ઇ. સ. ૧૮૯૨માં તેમની નિમણુક અંગ્રેજીના ઍક્ટિંગ પ્રોફેસર તરીકે એજ કૉલેજમાં થયેલી જાહેર થઈ હતી; પરન્તુ એમણે તે નોકરી સ્વીકારી ન હોતી.

ત્યાર પછી ઇ. સ. ૧૮૯૫માં શેઠ ગોકુલદાસ તેજપાલની મુમ્બઇની હાઇસ્કૂલની બધી દેખરેખ એમને સોંપવામાં આવી હતી અને એ સંસ્થાના પ્રિન્સિપલ તરીકે તેમની નિમણુક થઇ હતી.

આવા જ્ઞાનમૂર્તિ જેવા સજ્જન શિક્ષક અને પ્રગતિવાંછુ શ્રીમાન શિષ્યનો યોગ થયો એ પણ ધન્ય ગણાવી જોઇએ. શેઠ વિઠ્ઠલદાસ કંઇ નિરક્ષર ન હોતા કે એમને વીસ પચ્ચીસ વરસની ઉમ્મરે શિક્ષકની જરૂર પડે. એમના શાળાના અભ્યાસની વાત આપણે આગળ વાંચી ગયા છીએ તે પરથી જોઈ શકયા છીએ કે મુમ્બઇની હાઇસ્કૂલમાં તે બહુ સારાં

વિદ્યાર્થી ગણાતા હતા. શેઠ વિઠ્ઠલદાસને તો ઉચ્ચ આશય પાર પાડવાના હતા. તેમના કોડ તો પ્રગતિવાન જગતની શિષ્ટ-પ્રવૃત્તિમાં આગળ પડતો ભાગ લેવાના હતા. શ્રી. પાધ્યે પાસે એમણે પદ્ધતિસર અર્થશાસ્ત્રનો Political Economy—અભ્યાસ આદર્યો અને બીજી બાજુએથી વિચાર દર્શાવવામાં જેટલે અંશે યોગ્ય ભાષાની જરૂર પડે તેટલે અંશે અંગ્રેજી ભાષાનું જ્ઞાન સંગીન બનાવવાનું કામ પણ હાથમાં લીધું.* આ બન્ને કામ માટે શ્રી. પાધ્યે પાકા નિષ્ણાત ગણાયજ. શેઠ વિઠ્ઠલદાસ પોતાને બંગલે શ્રી. પાધ્યેને સહવાચન માટે બોલાવતા એટલુંજ નહિ, પરન્તુ જ્યારે પેડર રોડ ઉપરથી મી. પાધ્યે ગિરગામ પર રહેવા ગયા ત્યારે શેઠ વિઠ્ઠલદાસ પોતે સવારે નિયમિત ઠરેલા સમયે શ્રી. પાધ્યેને ઘેર જતા હતા. એમના શિક્ષણના કાર્યમાં શિક્ષકને બહુ રસ પડતો હતો અને ઘણીવાર અર્થશાસ્ત્રના કૂટ કોયડાની ચર્ચામાં શેઠ વિઠ્ઠલદાસ પોતાના ધન્ધાના અને પિતાશ્રી પાસેથી મળેલા પ્રત્યક્ષ અનુભવના નિષ્કર્ષ રજુ કરી શ્રી. પાધ્યેની સુવિચારબદ્ધ દલીલોને નબળી કરી નાંખતા એમ શ્રી. પાધ્યે પોતે અત્યારે શેઠ વિઠ્ઠલદાસના સંસ્મરણો લખતાં પ્રેમથી કબુલ કરેછે.

---

* Vithaldas had to train and equip himself for the highest type of civic life, for the role of the cultured and accomplished leader of men, of a true friend of the people and candid critic of Government, of a patriot of high aims and elevated character. A full command over English was necessarily the first requisite We had, for that purpose, judiciously selected readings in prose as well as poetry, even exercises in composition and a varied course of conversations on what we read, so that a full perspective of the fine realm of English Literature was obtained and the inclination and habit to resort to it for pleasure as well as for enlightenment fully cultivated The next effort was to make the pupil fully acquainted with the fundamental principles of all those sciences which deal with human society in its different aspects Politics, we took up with special reference to the constitution of the British and India, history we dealt with as it affected the present; but greatest stress was laid on that branch of sociology in which the merchant and Mill-owner was necessarily most interested:—I mean Political Economy.... .. .........If I know the theory of Economics and could expound it in the abstract, Vithaldas was already a past master in the art and the concrete facts of the subject;—to the practical lessons his father had given him, he had added no mean wisdom learnt of actual practice and experience. Interesting and earnest, sometimes even hot, were our discussions on the subject: [Rao Needless to say, they were always instructive and elevating. Bahadur *D. G. Padhye*, M.A.]

ધનાઢ્ય માણસોમાં શેઠ વિઠ્ઠલદાસ જેવા જ્ઞાનના ઉપાસક બહુ થોડા હશે એમ શ્રી. પાધ્યેને જણાયું હતું; એટલુંજ નહિ પરન્તુ શેઠના અંગત જીવનનો પરિચય શ્રી. પાધ્યેને થતો ગયો તેમ એ કુટુમ્બના ગૃહસ્થાશ્રમી આચાર વિચાર માટે પણ એમનો ઉચ્ચ અભિપ્રાય બન્ધાયો હતો.

ઈ. સ. ૧૮૯૫ના પાછલા ભાગમાં મુમ્બઈમાં મરકીનો રોગ બહુ જોરથી ફાટી નીકળ્યો હતો. એવે પ્રસંગે બળતી હોળીમાંથી બચવા સૌ તરફડીઆં મારતા હોયછે. શ્રીમન્તને જે સવડ હોયછે તે મધ્યમ વર્ગને હોતી. નથી. વળી જે સવડ મેળવવાની હોયછે તે તાત્કાળિકજ મેળવવી પડેછે. શ્રી. પાધ્યેને પોતાના કુટુમ્બને સલામતી ભરેલી જગાપર ખસેડવાની જરૂર હતી. એવે વખતે પોતાની અંગત અડચણનો વિચાર કર્યા વિના શેઠ વિઠ્ઠલદાસે શ્રી. પાધ્યેને પોતાના બંગલામાં રહેવાની સવડ કરી આપી હતી.

એ દિવસોમાં મહાલક્ષ્મી પરના બંગલામાં શ્રી. પાધ્યે સાથે શેઠ વિઠ્ઠલદાસ બહુ છૂટથી ભેળાયા હતા. નવરાશના સમયમાં એમને બિલીઅર્ડની રમતનું શિક્ષણ શેઠ વિઠ્ઠલદાસ બહુ ગમ્મત સાથે આપતા હતા. એવે પ્રસંગે શિષ્ય શિક્ષક બની જતા અને શિક્ષક તે શિષ્ય બનતા. મી. ગોવિન્દજી ભાઈ પણ એ આનન્દમાં ભાગ લેતા હતા. શ્રી. પાધ્યેને સાઈકલ ચલાવતાં શીખાડવાનું કામ પણ એ સમયે થતું હતું. શ્રી. પાધ્યેનો બાંધો સારી પેઠે બેઠે ઘાટે હોવાથી એમને સાઇકલનું અને બિલીઅર્ડનું શિક્ષણ આપતાં મિત્રોમાં બહુ ગમ્મત થતી હતી.

આ પ્રકારનો શિક્ષક-મિત્રનો સમ્બન્ધ શ્રી. પાધ્યે સાથે બે ત્રણ વરસ રહેવા પામ્યો; પરન્તુ તે પછી તો શ્રી. પાધ્યે શેઠ વિઠ્ઠલદાસના સન્મિત્ર બન્યા હતા તેમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

પ્રતિભાવાન શિક્ષક તરીકે શ્રી. પાધ્યેની યોગ્યતા શેઠ વિઠ્ઠલદાસ એટલી બધી સમ્પૂર્ણ માનતા હતા કે પાછળથી ઇ. સ. ૧૯૦૨ માં પોતાના નાના બન્ધુ માધવજી ભાઈને ભણાવવા માટે અધ્યાપકની જરૂર પડી ત્યારે શ્રી. પાધ્યેનીજ પસન્દગી કરવામાં આવી હતી. શેઠ માધવજીને શીખવતાં શીખવતાં એક પત્ર શ્રી. પાધ્યે તરફથી લખવામાં આવ્યો હતો તે વાંચવા યોગ્ય છે. વડીલ તરીકે શેઠ વિઠ્ઠલદાસ નાના ભાઈની કેવી કાળજી રાખતા હતા અને સાચા શિક્ષક તરીકે સજ્જન કેવું કામ કરે છે તે બન્ને વાત એમાંથી જણાય છે.

D G. Padhye,
*For Truth and Justice.*

Gurgaon Bombay
7th February, 1903

My dear Mr Vithaldas Set,

Many thanks for the cheque for Rs.——you kindly sent as, I take it, my remuneration as teacher to Mr Madhavabhai, your brother from first of July to date

I may mention that I like my pupil immensely. His progress has been admirable We have during this time completed a full course of *Political Economy* and read about a hundred pages of Burke's "*Reflections on the Revolution in France*" and a good many lines of Tennyson's '*Princess*" Burke is an excellent text-book both in English and in general politics

With best regards to you, Madhavbhai and to Govindjee.

Your very Sincerely,
(Sd) D G PADHYE.

શ્રી પાધ્યેને શેઠ વિઠ્ઠલદાસની મૈત્રી મોટી ઓથ સમાન હતી, તેમજ શેઠ વિઠ્ઠલદાસને પણ શ્રી પાધ્યે પાસેથી જરૂર પ્રસંગે યોગ્ય કામ કરાવી શકવાનો વિશ્વાસ હતો ઇ સ ૧૯૦૩ માં શ્રી ઘોંડો કેશવ કર્વેનો પ્રથમ પરિચય શેઠ વિઠ્ઠલદાસને શ્રી પાધ્યે મારફત થયો હતો "અનાથ બાલિકાશ્રમ" માટે આશ્રય મેળવવા એ પ્રસંગે શ્રી કર્વે ફરતા હતા એ પરિચયના અંકુર આગળ જતા કેવાં વિકસ્યાં તે વિઠ્ઠલદાસના જીવનનાં અન્ય પ્રકરણમા આપણે જોઈ શકશુ શેઠ વિઠ્ઠલદાસની એક ખાસીયત એ જોવામાં આવે છે કે જેમની સાથે મહોબત તે બાંધતા તેમને યોગ્ય સમયે પોતાની લાગવગનો સમ્પૂર્ણ લાભ પ્રમાણિકપણે તેઓ આપતા હતા ઇ સ ૧૯૦૩-૦૪માં શ્રી પાધ્યે યુનિવર્સિટી તરફથી મુમ્બઇ કોરપોરેશનના સભાસદ થવા-ઉમેદવાર થયા હતા ત્યારે તેમને ગ્રૅજ્યુએટ મતાધિકારી તરફથી મત મેળવી આપવા સારૂ અને ઇ સ ૧૮૯૭ મા તથા ૧૯૦૪ માં મુમ્બઇ યુનિવર્સિટીના ફેલો થવા માટે શ્રી પાધ્યેને મત મેળવી આપવા સારૂ શેઠ વિઠ્ઠલદાસે પોતાની લાગવગનો પ્રમાણિક લાભ શ્રી પાધ્યેને આપ્યો હતો શ્રી પાધ્યે પોતાના મિત્ર હતા માટે એમણે ભલામણ કરેલી એવું નહિ પરન્તુ શ્રી પાધ્યેની લાયકાત તેમણે અનુભવી હતી તે અન્યની જાણમા ન હોય માટે ભલામણ કરવાનું તેમણે સ્વીકાર્યું હતું

શ્રી. પાધ્યે, શ્રી. યાન્દે અને શ્રી. મણેરીકર–એ ત્રણ મિત્રો મળીને મુમ્બાઇમાં " ઈન્દુવિજય " છાપખાનું અને " ઈન્દુપ્રકાશ " વર્તમાનપત્ર ચલાવતા હતા. એ પ્રવૃત્તિને અંગે છાપખાનાની લિમિટેડ કમ્પની રચવામાં આવી હતી. તેમાં શ્રી. પાધ્યેના કહેવાથી મોટી રકમના શેર રાખી તે કમ્પનીના એક ડિરેક્ટર પણ શેઠ વિઠ્ઠલદાસ બન્યા હતા.

શ્રી. પાધ્યે કેવળ શિક્ષક કે પ્રોફેસર ન હોતા; પરન્તુ જેમ બધા વિદ્વાન હોય છે તેમ દેશના ભક્ત પણ હતા. " નૅશનલ કૉન્ગ્રેસ " ના એ એક અધ્વર્યુ હતા; મુમ્બાઇના મૉડરેટ પક્ષની સેનાના એક સેનાની હતા. કૉન્ગ્રેસની સભામાં તેમનું ભાષણ સાંભળવા સભાજનો બહુજ આતુર રહેતા હતા. તેથી સર પિરોજશાહ મહેતાની ચૅમ્બરમાં એમનો પગ પેસારો હતો. સર પિરોજશાહમાં એક અદ્ભૂત શકિત એ હતી કે તે મહાન કાર્યો માટે મહાન યોગ્યતાવાળા માણસોને સૌથી પહેલાં ઓળખી કાઢતા હતા અને એવી યોગ્યતાવાળા ઉપર મોટાં કાર્યોના ભાર ઓઢાડી દઇ દેશને લાભ કરાવી દેતા હતા. ઇ. સ. ૧૯૦૪માં મુમ્બાઇમાં કૉન્ગ્રેસની બેઠક ભરવાની હતી; તેની સાથે ઔદ્યોગિક પ્રદર્શન પણ ભરવાનું હતું. મુમ્બાઇને છાજે તેવું પ્રદર્શન ભરવા માટે લાયક નેતાની શોધ તેમણે ચલાવી; તેમની નજર ઑ. મી. વિઠ્ઠલદાસ ઉપર ગઇ. સર પિરોજશાહને શંકા હતી કે સરકાર નિયુક્ત ધારાસભાના સભ્ય મી. વિઠ્ઠલદાસ કૉન્ગ્રેસની આ પ્રવૃત્તિમાં ભાગ લેશે કે કેમ? પરન્તુ તેની સાથે એટલી પણ ખાતરી હતી કે મુમ્બાઇ શહેરમાં મી. વિઠ્ઠલદાસ એ કામ ઉપાડી લેવા માટે સવિશેષ લાયકાત ધરાવે છે. એ ચર્ચા સર મેહતાની ચૅમ્બરમાં થઈ કે શ્રી. પાધ્યેએ મી. વિઠ્ઠલદાસના મિત્ર તરીકે એ બાબતને ખૂબ ભારપૂર્વક ટેકો આપ્યો અને મી. વિઠ્ઠલદાસ જરૂર એ કાર્ય ઉપાડશે એવી ખાતરી આપી. એ પ્રબન્ધનું પરિણામ કેવું સુન્દર આવ્યું તે આપણે, પ્રદર્શનના પ્રકરણમાં જોઈ શકીએ છીએ. શ્રી. પાધ્યે એ પ્રદર્શનમાં મુખ્ય કારભારીમાંના એક હતા અને એ કામને અંગે શેઠ વિઠ્ઠલદાસની સાથે કામ કરતાં કરતાં તેમની વિશેષ પીછાન થવાની સંધિ શ્રી. પાધ્યેને પ્રાપ્ત થઈ હતી. શ્રી. પાધ્યે તરફથી એક પત્ર સર વિઠ્ઠલદાસના સંસ્મરણથી ભરેલો આવ્યોછે તેમાંથી કેટલાક ઉતારા આ પ્રકરણમાં અને અન્ય સ્થળે અંગ્રેજીમાં પ્રકટ કર્યાછે. તે પરથી સર વિઠ્ઠલદાસના પરિચયમાંથી તેમણે શું શું જોયું જાણ્યું તે જણાશે.

શ્રી. પાધ્યેની આખી કારકીર્દિ વિજયવન્તીછે. યુનિવર્સિટીમાં સેનેટના સભ્ય તરીકે, કૉલેજના ઉચ્ચ વર્ગોથી માંડીને એમ. એ. સુધીના વર્ગોના પરીક્ષક તરીકે તેમની સેવા જાણીતીછે. અત્યારે ભુઝરગ વયે પણ નાસીકની

શ્રીઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી કૉલેજમાં સ્પેશીઅલ પ્રોફેસર તરીકે તે કામ કરી રહ્યાછે.

વર્તમાનપત્રો ચલાવવા માટે પત્રકાર તરીકે બહુ અદ્દભુત શક્તિ તેઓ ધરાવેછે. મુમ્બઈમાં "ઇન્દુપ્રકાશ", "નેટિવ ઓપિનીઅન"ના તન્ત્રી તરીકે તેમણે અમૂલ્ય કામ કર્યું હતું અને જ્યારે જ્યારે મી. મલબારી મુમ્બઈની બહાર રહેતા ત્યારે ત્યારે તેમના "Indian Spectator"ના તન્ત્રી તરીકેનું કામ શ્રી પાધ્યેનેજ સોંપવામાં આવતું હતું.

મરાઠી ભાષાના સાક્ષર તરીકે તેમનું નામ સાક્ષર મંડળમાં જાણીતું છે. એમ. એ. ના પરીક્ષક તરીકે તેમની લાયકાત ઉંચી ગણાયછે; ઇંડીઅન સિવ્હલ સર્વિસમાં મરાઠી ભાષાના પરીક્ષક તરીકે સરકારે તેમને પસન્દ કર્યાછે. કેટલાંક સાહિત્યની સમ્મેલનોમાં તેઓને પ્રમુખ તરીકે પસન્દ કરવામાં આવ્યાછે.

એમનો સંસાર સુધારાનો આગ્રહ અપ્રતિમ છે. આર્યન બ્રધરહુડના તે પ્રેસીડેન્ટ હતા. કન્યા કેળવણીની અનેક સંસ્થાના તે નિયામક અને સલાહકાર છે.

કેળવણીકાર તરીકે તેમણે મુમ્બઈની કૉરપોરેશનની સ્કૂલ કમિટીના સેક્રેટરી તરીકે ઇ. સ. ૧૯૧૫ થી પાંચ વરસ સુધી અમૂલ્ય સેવા બજાવી હતી. મુમ્બઈની પ્રાથમિક કેળવણીની સંસ્થાઓનો બધો વિકાસ શ્રી. પાધ્યેની કારકીર્દિમાંજ થયો હતો એમ કૉરપોરેશનના દફતરે થયેલા ઠરાવો પરથી સિદ્ધ થાય છે.

એમની કદર લોકો તરફથી અનેક માનપત્રોના અર્પણથી થયેલી છે; તેમજ સરકાર તરફથી એમની લાયકાતની કદર એમને ઇ. સ. ૧૯૨૨ માં રાવ બહાદુરનો ખેતાબ બક્ષીને થયેલી છે. ઇ. સ. ૧૯૨૩ માં તેમને મુમ્બઈના જે. પી. ની સનદ આપવામાં આવી હતી.

આવી યોગ્યતા વાળા સજ્જન સાથે સરવિઠ્ઠલદાસનો સમ્બન્ધ શિક્ષક-સન્મિત્ર તરીકે બન્ધાયો એ બન્ને પક્ષે પ્રભુકૃપા છે એમ સમજવું પડે છે.

શેઠ વિઠ્ઠલદાસના મનોરથ બહુ ઉચ્ચ હતા; તેમની ઇચ્છા પોતાની શક્તિને ખૂબજ વિકસાવવાની હતી. લોકસેવા વાસ્તે ઉંચું જાહેર જીવન ગાળવાના એમના મનોરથ હતા. એ સમયમાં જાહેર-જીવનમાં મોખરે આવવા વાસ્તે અંગ્રેજી ભાષાનું ઉત્તમ જ્ઞાન હોવાની ખાસ આવશ્યકતા શેઠ વિઠ્ઠલદાસને જણાઈ હતી. રાજ્યકર્તા અમલદારો અને હોમો સાથે ખાદા પરિચયમાં આવવા માટે પોતાના મંગીન વિચારોને સુશિષ્ટ અંગ્રેજી

ભાષામાં દર્શાવવાની શક્તિ પ્રાપ્ત કરવાની એમને આવશ્યકતા દેખાઈ હતી. કોઈ યૂરોપીઅન ગૃહસ્થના સહવાસમાં આવ્યા સિવાય આ શક્તિ સાધ્ય નહિ થાય તેમ શેઠ વિઠ્ઠલદાસને જણાયું હતું. છેવટે યૂરોપીઅન શિક્ષક-મિત્રની શોધ ચલાવવામાં આવી અને મિત્રો અને વડીલોની અનેક પ્રકારની સૂચનાઓ મેળવ્યા પછી દીર્ઘ વિચાર કરી તા. ૨૫ મી. જુન ૧૮૯૮ ના રોજ રા. માંડલિકને સાથે લઈને શેઠ વિઠ્ઠલદાસ મી. જેમ્સ મૅકડોનલ્ડ નામના પાકટ ઉમ્મરના અનુભવી કેળવણીકારને ત્યાં ગયા; મૅકડોનલ્ડ તે વખતે **"બૉમ્બે સ્કૉટિશ એજ્યુકેશન સોસાઇટી"**- તરફથી ચાલતી યૂરોપીઅન બાળકો માટેની શાળાના પ્રિન્સિપલ હતા. શેઠ વિઠ્ઠલદાસની ઇચ્છા એ કે મી. મૅકડોનલ્ડ એમને અંગ્રેજી ભાષાનો સરસ પરિચય કરાવી આપે. છેવટે એ યોજના નક્કી કરવામાં આવી કે રોજ સવારે શેઠ વિઠ્ઠલદાસે મી. મૅકડોનલ્ડને ત્યાં જવું અને એ રીતે એમની પાસેથી શિક્ષક-મિત્ર તરીકે લાભ લેવો. સારા વેતનના લોભ કરતાં મુમ્બઈના * ઉમદા શહેરીને તૈયાર કરવાની અને તેમની સાથે મૈત્રી બાંધવાની ઇચ્છાથી મી. મૅકડોનલ્ડે એ કાર્ય લગભગ ૬૦ વરસની ઉમ્મરે પણ સ્વીકાર્યું.

વાચકને ખ્યાલ હશે કે ઇ. સ. ૧૮૯૮ માં શેઠ વિઠ્ઠલદાસ મુમ્બઈની કૉરપોરેશનના સભાસદ બન્યા હતા. મી. મૅકડોનલ્ડ પણ કૉરપોરેશનના સભ્ય હતા. એ રીતે એ સભામાંથીજ બન્નેનું ચિત્ત એકમેક તરફ દોરાયું હતું. મી. મૅકડોલ્ડને મુમ્બઈના જાહેરજીવનનો અનુભવ લગભગ ૨૫ વરસનો હતો. મુમ્બઈની કૉરપોરેશનના પ્રમુખપદે પણ મી. મૅકડોનલ્ડ આવી ગયા હતા. મુમ્બઈ યુનિવ્હર્સિટીના રજીસ્ટ્રાર તરીકે પણ એમણે ઘણા વરસ કામ કર્યું હતું.

શેઠ વિઠ્ઠલદાસનો આશય કૉરપોરેશનમાં સંગીન કામ કરવાનો હતો. તેથી એ સભામાં કામ કરવાની રીત રીવાજની, સભાના કાયદા કાનુનની અને જૂના રવૈયાની માહિતી મી. મૅકડોનલ્ડ પાસેથી શીખી લેવાની તીવ્ર ઇચ્છા તેમને હતી.

અંગ્રેજી ભાષામાં ભાષણો કરતી વેળા ક્યા ક્યા રીવાજોને અનુસરવું જોઇએ, ક્યારે નાનું ભાષણ કરવુ અને ક્યારે લમ્બાણપૂર્વક ભાષણ કરવું

---

* તા. ૧ લી જુલાઇ ૧૮૯૮ ના રોજ શેઠ વિઠ્ઠલદાસે મી. મૅકડોનલ્ડને અમુક રકમ વેતન તરીકે ચેકથી મોકલી હશે, તેના ઉત્તર મા મી. મૅકડોનલ્ડ તા. ૨ જી જુલાઇએ લખે છે કે "I rather think that I am more pleased with the cheque on your *Bank of Friendship* which I shal draw on to the full." પૈસાની બૅન્ક ઉપરના ચેક કરતા મૈત્રીની બૅન્કપરના ચેકથી હું વધારે પ્રસન્ન છું, અને એ મૈત્રીનો ચેક હું પૂરેપૂરો વટાવીશ.

એ બધું મી. મૅકડોનલ્ડ પાસેથી શેઠ વિઠ્ઠલદાસ શીખવા ધારતા હતા. અર્થાત મી. મૅકડોનાલ્ડ પાસેથી જાહેરજીવન માટે જોઇતી લાયકાત પ્રાપ્ત કરવાનું શિક્ષણ શેઠ વિઠ્ઠલદાસ લેવા ધારતા હતા.

શેઠની રોજનીશીની નોંધ* પરથી જણાય છે, કે મી. મૅકડોનલ્ડે શેઠ વિઠ્ઠલદાસને પાવરધા બનાવવા સારૂ જુદી જુદી રીત ગ્રહણ કરી હતી.

(૧) શિષ્ટ પુસ્તકોનું સહવાચન–"Pleasures of life," "Use of life," Smile's "Character".

(૨) સરકારી અને જાહેર સંસ્થાના વાર્ષિક અહેવાલોનું વાચન; ધારાસભાના રોજ કામના ચોપડા, મ્યુનિસિપૅલિટીના અહેવાલો, નાણા-ખાતાના અને હિસાબી ખાતાના વાર્ષિક અહેવાલો, ઈંગ્લંડની જાહેર સંસ્થામાં થતાં કામકાજના અહેવાલો–વગેરેનુ વાચન રૉયલ એશિઍટિક સોસાઇટીના પુસ્તકાલયની મદદથી થતું હતું.

(૩) શિષ્ટ ગણાતાં અંગ્રેજી સામાયિક પત્રોનું વાચન ઘણીવાર મી. મૅકડોનાલ્ડ સાથે રૉયલ એશિઍટિક સોસાઇટીના પુસ્તકાલયમાં થતું હતું.

(૪) વાંચેલા પુસ્તકોનો સારાંશ લખાવવાનું, મ્યુનિસિપૅલિટીમાં, અને ઇતર જાહેર સભામાં જાહેર ભાષણો કરવાના હોય તેનો વિચાર અગાઉથી કરી લઇ મી. મૅકડોનલ્ડ પાસે તે ભાષણ મોઢેથી કરી જવાનું કામ પણ ચાલુ રાખવામાં આવ્યું હતું.

(૫) વિક્ટોરીઆ ગાર્ડન્સમાં સાંજે મી. મૅકડોનલ્ડ ફરવા જતા ત્યાં શેઠ વિઠ્ઠલદાસ તેમને નિયમિત સમયે મળતા હતા અને તે ફરવાના સમયમાં જાહેર વિષયો ઉપર ચર્ચા કરી મી. મૅકડોનલ્ડ પાસેથી શેઠ વિઠ્ઠલદાસ જાણવા જેવું–શીખવા જેવું હોય તે જાણી લેતા હતા.

મી. મૅકડોનલ્ડના સહવાસથી શેઠ વિઠ્ઠલદાસને સારો લાભ થયો હતો એમ તો તેઓ પોતે પણ પોતાની નોંધ પોથીમાં લખી ગયા છે.

---

Extract from Diary—17-7-93 to 17-1-99.

* Continued Going to Mr. McDonald in the morning for study; in the interval for about three months went for a walk with Mr. McDonald and there got some experience of English manners, customs, and etiquette—I find that gradual improvement is going on in my study and now I can write and read and speak with greater confidence than ever I did before. Mr. McDonald in the beginning gave particular attention to pronunciations which are very important. Then he used to accompany me in the evening. I paid more for that. I found him always attentive and taking interest in my progress... ...He assisted me greatly in composing speeches I made in the Municipal Corporation and it was through his recommendation that I became a member of the Royal Asiatic Society Library."



સુજ્ઞ શિક્ષકમિત્ર મી. જેમ્સ મૅકડોનલ્ડ જે.પી.

એમનો પરિચય દિવસે દિવસે વધતો ગયો અને મી. વિઠ્ઠલદાસની શક્તિનો ખ્યાલ મી. મૅકડોનલ્ડને આવ્યો અને મી. મૅકડોનલ્ડના સૌજન્યનો ખ્યાલ શેઠ વિઠ્ઠલદાસને આવ્યો. મી. મૅકડોનલ્ડના છોકરાં સાથે પણ મીઠો પરિચય શેઠ વિઠ્ઠલદાસને થયો હતો. સારા પ્રસંગોમાં શેઠ વિઠ્ઠલદાસ પ્રેમપૂર્વક મી. મૅકડોનલ્ડના પુત્ર પુત્રીઓને ભેટ મોકલતા હતા; અને મી. મૅકડોનલ્ડ પણ પોતાની લાગણીઓ-સદ્ભાવના પત્રોથી શેઠ વિઠ્ઠલદાસ પ્રત્યે પ્રસંગાનુસાર દર્શાવવાનુ ચુકતા નહિ.

મી. મૅકડોનલ્ડ મુમ્બઇના જૂના વતની યુરોપીઅન ગૃહસ્થ તરીકે અને કેળવાયેલા સજ્જન તરીકે મુમ્બઇમાં રહેતા હતા. યૂરોપીઅન અમલદારો ઉપર અને યુરોપીઅન વેપારી ઉપર સારી લાગવગ તેઓ મેળવી શક્યા હતા. મુમ્બઇના ગવ્હર્નરો સુદ્ધાં એમના પ્રત્યે માનથી જોતા. તેમને જીવનના સામાન્ય વ્યવહારમાં એ અમલદારોનો જે પરિચય અલ્પાયાસે સાધ્ય હતો તે મેળવવા બીજા દેશી સદ્ગૃહસ્થે બહુ તજવીજ કરવી પડતી. આ પ્રકારની મી. મૅકડોનલ્ડની પરિસ્થિતિનો લાભ શેઠ વિઠ્ઠલદાસને કેટલીક વાર જાહેરજીવનમાં મળતો હતો—મળ્યો હતો. એમ કહેવામાં જરા પણ ખોટું નથી. મી. વિઠ્ઠલદાસની અપૂર્વ શક્તિ મી. મૅકડોનલ્ડે જોઈ હોય તેની વાત યૂરોપીઅન મંડળમાં કેટલીક વાર સહજ વાર્તાલાપમાં, મી. મૅકડોનલ્ડ મારફત પહોંચી જતી હતી; અને તેને પરિણામે શેઠ વિઠ્ઠલદાસના સહવાસમાં યૂરોપીઅન અમલદાર વિના સંકોચે આવતા; શેઠ વિઠ્ઠલદાસમાં અંગત લાયકાત એવી હતી કે એકવાર સહવાસમાં આવેલા સજ્જન તેમના નિકટ પરિચયમાં આવવાતું મન કરતાજ હતા.

આ રીતે શેઠ વિઠ્ઠલદાસના જાહેર જીવનમાં મી. મૅકડોનલ્ડનો હિસ્સો બહુ સૂક્ષ્મ રીતે રહેલો હતો. એમનો ઉપકાર શેઠ વિઠ્ઠલદાસ કદિ પણ વિસર્યા નહોતા. શેઠ વિઠ્ઠલદાસને પોતાની સ્વાભાવિક કદરદાની દર્શાવવાનો એક પ્રસંગ મી. મૅકડોનલ્ડના ઉત્તર જીવનમાં ઊભો થયો હતો. તે પ્રસંગે શેઠ વિઠ્ઠલદાસે લાગણી પૂર્વક પોતાની કૃતજ્ઞતા દર્શાવી હતી. મી. મૅકડોનલ્ડે લગભગ ૩૫ વરસથી વધારે મુદતની નોકરી—" સ્કૉટિશ એજ્યુકેશન સોસાઇટી"ની કરી હતી, પછી તેમને ૧૯૦૨ માં દરમાસે રૂ. ૨૫૦ નુ પેન્શન આપવામાં આવ્યું હતું; પરન્તુ સંજોગવશાત "સોસાઇટી"ની આર્થિક સ્થિતિ ઓચીન્તી ખરાબ થવાથી એકજ વરસ એ પેન્શન અપાયા પછી ઑગસ્ટ ૧૯૦૩ થી એ પેન્શન બન્ધ કરવામાં આવ્યું હતું. એ "સોસાઇટી" ના ચાલકોની ઇચ્છા કોઇ પણ રીતે મી. મૅકડોનલ્ડને મદદભૂત થવાની હતી. તેથી એમના માટે એક ફાળો ઊભો કરવાની "અપીલ"-સોસાઇટી તરફથી

પ્રકટ થઈ અને એ ફાળામાં નાણા ભરાવવાની જવાબદારી શેઠ વિઠ્ઠલદાસ ઉપર રાખવામાં આવી હતી. તેમાં તેમણે બહુ સારો ફાળો પોતા તરફથી આપ્યો હતો; અને મિત્રો તરફથી પણ પોતાની વગ વાપરી સારી રકમ મેળવી હતી.

[True Copy of the Appeal.]

For Private Circulation.

BOMBAY SCOTTISH EDUCATION SOCIETY
THE McDONALD PENSION FUND.

Mr. James McDonald was for upwards of 35 years Principal of the Schools under the management of the Scottish Education Society. He retired when upwards of 60 years of age in the year 1902 on a pension of Rs. 250 per mensem. The Committee of that time had no reason to doubt the ability of the Society to pay this. Unfortunately, owing to various unforeseen circumstances, the Society has found it absolutely impossible to continue the payment of the pension since August 1903.

After the most careful consideration and after ascertaining that there were no resources available in any way for the purpose it was resolved to make an appeal to the public to assist the Society to resume the payment of the pension, or to enable them to offer to Mr. McDonald a lump sum which would enable him to secure an annuity of approximately the same amount.

The Society feel that every possible effort ought to be made to effectuate their object. The very high respect with which Mr. McDonald has always been regarded by his fellow countrymen and fellow-citizens of every nationality, race and creed, and the generous way in which he has for many years past placed his high abilities and his sterling personal characteristics at the service of the public, encourage the confident hope that this appeal by the Society will meet with a very large and sympathetic response.

The *Hon. Mr. Vithaldas D. Thakersey* will be pleased to receive subscriptions and to hand them to the Honorary Treasurer of the Fund.

આ છાપેલી અપીલ નીચે લૉર્ડ નૉર્થકોટ, લૉર્ડ સેન્ડહર્સ્ટ, લૉર્ડ રે, મી. ટેક્સન, જેવા ગવર્નરોએ અને સર ડેવિડ સેસુન, એડવર્ડ સેસુન, જેકબ

સૅસૂન, નામદાર આગાખાન, ઑ. મી. વિઠ્ઠલદાસ, મી. પુરુષોત્તમ વિ. માવજી, વગેરે ગૃહસ્થોએ મોટી રકમો ભરેલી છે. તે ઉપરથી મી. મૅકડોનલ્ડની આબરૂ ઓળખાણ અને લાયકાત બહુ ઉંચા પ્રકારના હતાં એમ સહજ જણાય છે.

મી. જેમ્સ મૅકડોનલ્ડ પછી સર વિઠ્ઠલદાસને વિદ્વાન મિત્ર-સલાહકાર જો કોઈ મળ્યા હોય તો તે–Indian Social Reformer" ના વિદ્વાન તન્ત્રી મી. કે. નટરાજન હતા. સર-વિઠ્ઠલદાસે મી. નટરાજનની ઑફિસ પોતાની ઑફિસના એક ભાગમાં રખાવી હતી કે જેથી બન્નેનો મેળાપ ઓછા વખતને ભોગે થઈ શકે. સર વિઠ્ઠલદાસની પરિપક્વ રાજકીય કારકીર્દિના સમયે આ મિત્ર મોટે ભાગે નિકટમાં રહેતા હતા. જ્યારે દીલ્હી અને સીમલામાં રાજ્યદ્વારી કામે સર વિઠ્ઠલદાસને જવું થતું હતુ ત્યારે ઇ. સ. ૧૯૨૧ માં એકાદવાર મી. કે. સુબ્બારાવ નામના જાણીતા પત્રકારને પણ થોડી મુદત પોતાની પાસે એમણે મદદનીશ તરીકે રાખ્યા હતા, મિત્ર તરીકે તો નહિ જ.

---

# પ્રકરણ ૧૨ મું.



## સંસારના સ્નેહસમ્બન્ધ.

શેઠ વિઠ્ઠલદાસના મોટાં બેન સૌ. ગંગાબાઇના લગ્ન મુમ્બઇના જાણીતા શેઠ કરસનદાસ હરગોવિન્દ ચત્રભોજ સાથે થયાં હતાં. એ બેન નાની વયે એક પુત્રી નામે* મમુબાઇને મૂકીને ગુજરી ગયાં હતાં; ત્યારે શેઠ વિઠ્ઠલદાસની ઉમ્મર પણ નાની હતી શેઠ. કરસનદાસે સૌ. ગંગાબાઇના સ્વર્ગવાસ પછી પણ શેઠ દામોદર ઠાકરસી કુટુમ્બ સાથેનો સમ્બન્ધ જવોને તેવો રાખ્યો હતો; તેમજ શેઠ વિઠ્ઠલદાસ પણ શેઠ કરસનદાસનુ ઘર એટલે પોતાની બેનનું ઘરછે એમ સમજીને જ છેવટ સુધી બધા પ્રકારને વ્યવહાર રાખતા હતા. શેઠ કરસનદાસ આ કુટુમ્બના આપ્તજન તરીકેજ છેવટ સુધી રહ્યા હતા. ઘણા પ્રવાસોમાં એઓ શેઠ વિઠ્ઠલદાસને સહવાસ આપતા હતા. "દામોદર-ભવનમાં" કોઇનું આંખ માથું દુખતું હતું તો શેઠ કરસનદાસ હાજર થઇ જતા તદ્દા અને ખડે પગે અનેક પ્રકારની લાગણી ભરી તજવીજો કરતા હતા. સૌ. ગંગાબાઇના સ્મરણ વાસ્તે થા ભણુ ગોળ બજાણા વચ્ચે અન્તરીઆળ "ગંગાસાગર" નામે સુન્દર વાવ, ઢોરો માટે પાણી પાવા સારૂ હવાડો, તથા એક નાની ધર્મશાળા શેઠ દામોદરે બન્ધાવી છે.

ભાઈ વિઠ્ઠલદાસને અને માતુશ્રીને મળતા રહે તેવી કાળજી એમના સાસરીયાં રાખતાં હતાં. એમણે એક પુત્ર નામે ગિરધરદાસને જન્મ આપ્યો; પછી તેમની તબીયત વધારે બગડતી ગઈ. તેમને જલદી સારૂં થાય એવા ઇરાદાથી શ્રીમતી નાથીબાઈ અને ભાઈ માધવજી બન્ને જણ બેન ગોમાબાઇને તેડીને ખમ્ભાલીઆ રહ્યા હતા; ત્યાંથી પછી દ્વારકા જઈને રહ્યાં હતાં. લગભગ એકાંતરે પત્રથી સૌ. ગોમા બેનની તબીયતના ખબર શેઠ વિઠ્ઠલદાસ મગાવતા હતા. એમની તબીયતના સુધારા માટે જેટલા ઉપચાર શક્ય હોય તે બધા કરવામાં આવ્યા હતા તા. ૧-૮-૯૮ ના પત્રમાં ભાઈ માધવજી શેઠ દ્વારકાથી શેઠ વિઠ્ઠલદાસને લખેછે કે દ્વારકાના ડૉક્ટર-મી. પુરુષોતમ દામોદર પંડિત દવાના કામમાં કુશલ માલુમ પડ્યા છે. તેમની દવાથી બેનને સારૂં થાય છે; પરન્તુ દ્વારકા કરતાં ખમ્ભાલીઆની હવા બેનને વધારે માફક આવે તેવું જણાય છે માટે આ ડૉક્ટરને ખમ્ભાલીઆ સાથે લઈ જવા વિચાર કરીએ છીએ. તેમને ત્યાં આવવાની રજા મળે તેવી ભલામણ વડોદરાના દીવાન સાહેબ તરફ લખશો. આવી નાજુકાઇથી સારવાર કરવા છતાં એક પુત્રને જન્મ આપ્યા પછી લાગુ પડેલું મુમ્બઇનું જીવલેણ દર્દ શાન્ત ન પડ્યું અને ભર યૌવનમાં સં. ૧૯૫૫ ના આશો વદ ૯ સોમવારે (૭-૧૧-૯૮) એ ભર્યા ઘરની ધણીઆણી અને પ્રતિભાવાન તથા વૈભવી માવતરના લાડકોડવાળી પુત્રી આ સંસાર છોડી ચાલી ગઈ; માતાને, ભાઈ ભાન્ડુઓને શોકની છાયામાં મૂકી ગઈ. આ બેનના સ્વર્ગવાસના સમાચાર જ્યારે ભાઈ વિઠ્ઠલદાસે સાંભળ્યા હતા ત્યારે તેમને સ્વાભાવિકરીતે અતિ ખેદ થયો હશે. એ ખેદ શમાવવા એમણે તો પુસ્તકોની સહાયજ લીધી હતી. રૉયલ એશિઍટિક સોસાયટીના પુસ્તકાલયમાં રોજ જવું અમુક સમય પત્ર વાચવા માટે બેસવું અને ઉમદા પુસ્તકો ચોપાનીઆં અને સરકારી કચેરીઓના કામકાજના અહેવાલોના પુસ્તકો ઘેર વાંચવા માટે પસન્દ કરવા-વગેરે કામમાં એ સમયે તે પોતાનું મન રોકતા હતા.

શેઠ વિઠ્ઠલદાસના લગ્ન મુમ્બઇના નામાંકિત અને વૈભવશાલી શેઠ મોરારજી ગોકળદાસની પુત્રી સૌ. લીલાબાઈ સાથે થયાં હતાં તે આપણે વાંચી ગયા છીએ.

સૌ. લીલાબાઈ શરીરે સ્વરૂપવાન હતાં તેમજ સ્વભાવના અને શીલના શ્રેષ્ઠ ગુણોથી વિભૂષિત હતાં. ગૃહસ્થાશ્રમના ધર્મો તેમને સરસ રીતે સમજાયા હતા સૌજન્યથી ભરેલા ઘરની પુત્રી અને સૌજન્યથી પ્રકાશી રહેલા ઘરની કુલવધૂ બનવાનું સૌભાગ્ય તેમને પ્રાપ્ત થયું હતું. સંસ્કારી માતા પાસેથી મેળવેલી હૃદયની કેળવણીમાં વ્યવહારકુશલ સાસુ સસરાના વર્તન અને વિચારમાંથી મળતા

જ્ઞાનનો ઉમેરો તેમણે કર્યો હતો. શેઠ વિઠ્ઠલદાસના અંગત ઉત્કર્ષના પાયા જ્યારે રચાઈ રહ્યા હતા ત્યારે સૌ. લીલાબાઈ એમના સહચરી હતાં. જાહેરજીવનની પ્રતિષ્ઠા કેવી હોય છે તે એમણે પોતાના પિતાને ઘેર બરાબર જોયું હતું. તેથી પોતાના પ્રભાવશાળી પતિની યશોગાથી ઝીણી મોટી તે સમયની વ્યાવહારિક બધી પ્રવૃત્તિમાં તે રસ લઈ શકતાં હતાં અને યોગ્ય પ્રસંગે ઉત્સાહનું અને ઉમંગનુ વાતાવરણ ઊભું કરવામાં પોતાની કુશળતા બતાવતાં હતાં.

ઘરના વડીલજનો પ્રત્યે પૂર્ણ માન અને ભક્તિ સૌ. લીલાબાઈએ પોતાના પ્રત્યેક આચરણમાં બતાવેલાં હતાં. વડીલોની સેવા એ સંસ્કારી જીવનનું એક લક્ષણ છે એમ તેમણે પોતાના જીવન-કાર્યથી બતાવી આપ્યું હતું. કુટુમ્બના નાના સમ્બન્ધીઓ પ્રત્યે સદ્ભાવ અને પ્રેમની લાગણી દર્શાવવાના પ્રસંગ સૌ. લીલાબાઇ જતા કરતા નહિ. આ રીતે પોતાના ઘરમાં એ ગૃહદીપીકા જેવાં શોભતાં હતાં.

એમના બન્ધુ શેઠ ધર્મસિંહ અને શેઠ નરોત્તમનો પ્રેમ બેન પ્રત્યે ઘણો સારો હતો. શેઠ વિઠ્ઠલદાસ પાસે અવાર નવાર એ બન્ને ભાઈઓ આવજા કરતા હતા. અને મિત્ર તરીકે એમની સાથે રમત ગમત અને આનન્દના ઉત્સવમાં ભાગ લેતા હતા. પ્રત્યેક ભાઈબીજના તહેવારને દહાડે ભાઈ નરોત્તમ શેઠ સૌ. લીલાં બેનને ઘેર "દામોદર ભવન"માં બેન પ્રત્યેના ભાવથી પ્રેરાઈને ભોજન લેવા આવતા અને બેનને ઉલ્લાસવતી બનાવતા હતા.

શેઠ વિઠ્ઠલદાસને સૌ. લીલાબાઈના સ્વભાવ માટે સારો આદર હતો, વડીલોની આમાન્યા જાળવી, વિસ્તારી કુટુમ્બમાં મળી શકે તેટલા પ્રસંગે બન્ને વચ્ચે તારામૈત્રક રચાતાં અને કોઈ વાર સાદા વર્તાલાપ પણ થતા હતા. શેઠ વિઠ્ઠલદાસને આશા હતી કે સહજીવનથી થોડા વખતમાં તેમને કાર્યેષુ મન્ત્રી-બનાવી શકશે. પરન્તુ વીસ વરસની ઉમરે પહોંચતાં પહેલાં સૌ. લીલાબાઈ શારીરિક માંદગીમાં સપડાવા લાગ્યાં હતાં. શેઠ વિઠ્ઠલદાસનો પ્રેમ એમના તરફ અનન્ય હતો, પોતાના ઉદ્યોગી જીવનમાંથી પણ સૌ. લીલાબાઈ માટે ખાસ સમય તે કાઢી શકતા અને તેમની જરૂરીઆત નાની શી હોય તોપણ તે પૂરી પાડવામાં પોતે જાતે રોકાતા હતા. માતુશ્રી ન.થીબાઇની તાલીમ નીચે વ્યવહારનું જ્ઞાન સૌ લીલાબાઈને બહુ વહેલું મળી ગયું હતું. તેથી વ્યવહાર સાંચવી પોતાના પતિદેવના પ્રેમનું પ્રતિદાન આપવામાં તે કુશલ હતાં. પોતાની શારીરિક નબળાઇને કારણે તેમનુ ચિત્ત ખિન્ન બન્યું હોય તો પણ પતિના નિત્ય કાર્યમાં નિરુત્સાહની વાદળી સરખી ન આવવા દેવી એવી સમજથી પોતાથી બની શકે ત્યાં સુધી પોતાની માંદગીનું

દર્દ દબાવી રાખી ઉલ્લાસથી રહેવાનું તે શીખ્યા હતાં. જેમ શારીરિક દર્દને તે દબાવી શકતાં તેમ માનસિક ઉદ્વેગને પણ પી જતાં હતાં. આર્યગૃહિણીનો આ ગુણ નવા યુગમાં કેટલીક વાર નબળાઇનું લક્ષણ મનાય છે. પરન્તુ કૌટુમ્બિક જીવનની ફીલસુફીની ઝીણવટમાં જો ઉતરીએ તો સ્પષ્ટ ભાન થાય છે કે ઉદ્વેગ-મુક્ત થવાની ઉચ્ચ કોટીએ પહોંચવા માટે આવા સાંસારિક ઉદ્વેગને પી જતાં શીખવું એ પ્રથમ પગથીઉં છે. સૌ. લીલાબાઇની સહનશીલતાની પ્રશંસા એમના સંસર્ગમાં આવનારા સ્નેહીજનો ખાસ કરેછે. એમના વૈભવી અને સાધનસમ્પન્ન ઘરમાં પણ તેમણે વડીલજનોના અને પોતાના પતિની ઝીણી મોટી સેવા નોકર ચાકર પાસે થવા નથી દાધી; પરન્તુ એવી શુશ્રુષામાં સદ્ભાવ, ભક્તિ અને પ્રેમ દર્શાવવાનો અનેક તક મળે છે એમ સમજી પોતે જાતે એવાં સ્નેહ-કાર્યો ઉપાડી લેતાં હતાં. પરન્તુ એ સ્નેહ-વલ્લરી જેવાં સૌ. લીલાબાઈ પોતાની શારીરિક નબળાઇને કારણે પોતે ધારતાં તેવી રીતે પોતાના ગૃહજીવનને ખીલવી શક્યાં નહિ.

એમની માંદગી મટાડવા માટે શેઠ વિઠ્ઠલદાસ પ્રેમપૂર્વક કાળજી રાખતા હતા, એ સૌ. લીલાબાઈ ને આશ્વાસન આપનાર મોટામાં મોટી ચીજ હતી. પોતાની રોજની નોંધપોથી લખતી વેળા શેઠ વિઠ્ઠલદાસ પોતાના પત્નીની પ્રકૃતિની-તબીયતની-એકાદ લીટી લખ્યા વગર નોંધ કદિ બન્ધ કરતા નહિ. પોતાને ઘેરથી સૌ. લીલાવતી એમના માવિત્રને ઘેર ગયાં હોય તો રોજ તેમને મળી આવવાનો ક્રમ શેઠ વિઠ્ઠલદાસ ચુકતા નહિ; પોતે પ્રવાસે ગયા હોય ત્યારે અગર સૌ. લીલાવતી પ્રવાસમાં ગયાં હોય ત્યારે પત્રથી એમના ખબર મેળવવા માટે શેઠ વિઠ્ઠલદાસ ઉંડી કાળજી રાખતા હતા.

વાચકોના લક્ષની બહાર નહિ હોય કે ઇ સ. ૧૮૯૧ પછી શેઠ વિઠ્ઠલદાસનો સ્વાધ્યાય, એમની ઉદ્યોગપ્રિયતા અને એમનું જાહેર જીવનનું કામ એટલી હદ સુધી પહોંચેલ કે તેમને ફુરસદનો સમય બહુ ઓછો રહેતો હતો તેમ છતાં પોતાના પત્નીની માંદગીની પીડા હળવી કરવા માટે જે કરવું ઘટે તે બધું તેઓ બહુ ભાવપૂર્વક કરતા હતા. ડૉકટરોની સલાહ લેવી, વૈદ્યો પાસે ચિકિત્સા કરાવવી, હવા અને પાણીના અખતરા કરવા, કામ પાટક્ષા કરવા,—વગેરે તજવીજ કરવામાં તેઓ જરા પણ બાકી રાખતા નહિ

ઈ. સ. ૧૮૯૫-૯૬ માં એમની તબીયતના સુધારાની દૃષ્ટિથી શેઠ વિઠ્ઠલદાસ એમને તેડીને ચાંઉદ જઇ વસ્યા હતા. ત્યાં એમની તબીયતમાં સારો સુધારો પણ થયો હતો. ચાંદોદના પ્રવાસમાં જે ઉત્સાહ અને આનન્દ શેઠ વિઠ્ઠલદાસને મળ્યો હતો તેના ઘણા કારણો પૈકીનું એક કારણ સૌ. લીલાબાઇની તબીયતનો સંગીન સુધારો ગણી શકાય. સૌ. લીલાબાઇની

ઇચ્છા તો ત્યાં લામ્બો સમય રહેવાની હતી; પરન્તુ મુમ્બઇની કામગીરીની જવાબદારી પોતાના પતિ ઉપર કેટલી હતી તે એ સમજુ ગૃહિણી સારી પેઠે જાણતાં હતાં. એટલે પ્રકૃતિમાં જેટલો સુધારો થયો તેટલો પણ લાભપ્રદ ગણી મુમ્બઇનો ૧૮૯૬ નો પ્લેગ કંઇક શાન્ત થયો એટલે તેઓ મુમ્બઇ તરફ ગયા હતાં.

મુમ્બઇમાં તબીયત નબળી હોવાને કારણે કેટલોક સમય સૌ. લીલાબાઇ એમના માવિત્રને ઘેર રહેતાં હતાં; પરન્તુ આમ રહેવા કરતાં શેઠ વિઠ્ઠલદાસે હવાફેર માટે વાંદરા ( મુમ્બઇ પાસે ) માં બંગલો રાખી ત્યાં પોતાના પ્રેમાળ પત્નીની તબીયત સુધારવાની ધારણા રાખી હતી ઇ. સ. ૧૮૯૧ ના સપ્ટેમ્બર માસમાં એઓ વાંદરાથી અગીઆર વાગે ટ્રેનમાં મુમ્બઇ જતા અને સાંજે પાંચ વાગે પાછા વખતસર વાંદરા આવી જતા હતા. તે દિવસોમાં પોતાનો બાકીનો બધો સમય એમણે સૌ. લીલાબાઇને આપ્યો હતો. એમની આવી પ્રેમાળ કાળજીથી સૌ. લીલાબાઇ શરીરે સારાં થતાં જતાં હતાં અને પતિ પત્નીના હૃદયનું સમ્મીલન થવાનો યોગ આ વખતના વાંદરાના નિવાસમાં પ્રાપ્ત થયો હતો. શેઠ વિઠ્ઠલદાસના પરિણીત જીવનની ધન્ય પળો આ દિવસોમાં અનેક આવી હતી. સૌ. લીલાબાઇનું હૃદય ઉકેલવાની સુન્દર તક વાંદરાના જીવને તેમને આપી હતી.

એ વખતે ( ચોથી સપ્ટેમ્બરથી-વીસમી સપ્ટેમ્બર ) એમણે પોતાની નોંધ-પોથીમાં એક સામાજિક પ્રશ્ન ચર્ચ્યો હતો, તે ઉપરથી તેમના સુવિચારોનો ખ્યાલ આપણને આવેછે એટલા વાસ્તે અને ગુજરાતી સમાજને ઉપયોગી થઇ પડે તેવા એ વિચારો છે એટલા માટે એ વાક્યો અહિં ઉતારવામાં આવેછે.

"Occasionally we used to go for a drive to-gether and we felt quite confortable; then I found from my experience that the present system of our community is in certain cases very bad. For instance, a young man and his wife are naturally devoid of that happiness which they at least are bound to enjoy. Under the presence of the parents they cannot meet and sit comfortably together at day-time. The only time they get at night between 10 P. M. and 5-30 A. M. is passed in sleep and a little conversation here and there. The whole day having worked hard they get sleep and hence there is very little time left at their disposal to cultivate that love and affection they naturally wish. In many cases we find that very little love is found between the two and I think *this* is the principal cause; moreover



સૌ લીલાબાઇ—સર વિઠલદાસના ધર્મપત્ની

જન્મ સવત ૧૯૩૧
સન ૧૮૭૫

મરણ સવત ૧૯૫૫
સન ૧૮૯૯

ઇચ્છા તો ત્યાં લાંબો સમય રહેવાની હતી; પરન્તુ મુમ્બઇની કામગીરીની જવાબદારી પોતાના પતિ ઉપર કેટલી હતી તે એ સમજુ ગૃહિણી સારી પેઠે જાણતાં હતાં. એટલે પ્રકૃતિમાં જેટલો સુધારો થયો તેટલો પણ લાભપ્રદ ગણી મુમ્બઇનો ૧૮૯૬ નો પ્લેગ કંઇક શાન્ત થયો એટલે તેઓ મુમ્બઈ તરફ ગયા હતાં.

મુમ્બઈમાં તબીયત નબળી હોવાને કારણે કેટલોક સમય સૌ. લીલાબાઈ એમના માવિત્રને ઘેર રહેતાં હતાં; પરન્તુ આમ રહેવા કરતાં શેઠ વિઠ્ઠલદાસે હવાફેર માટે વાંદરા (મુમ્બઈ પાસે) માં બંગલો રાખી ત્યાં પોતાના પ્રેમાળ પત્નીની તબીયત સુધારવાની ધારણા રાખી હતી ઇ. સ. ૧૮૯૧ ના સપ્ટેમ્બર માસમાં એઓ વાંદરાથી અગીઆર વાગે ટ્રેનમાં મુમ્બઇ જતા અને સાંજે પાંચ વાગે પાછા વખતસર વાંદરા આવી જતા હતા. તે દિવસોમાં પોતાનો બાકીનો બધો સમય એમણે સૌ. લીલાબાઇને આપેલ હતો. એમની આવી પ્રેમાળ કાળજીથી સૌ. લીલાબાઇ શરીરે સારાં થતાં જતાં હતાં અને પતિ પત્નીના હૃદયનું સમ્મીલન થવાનો યોગ આ વખતના વાંદરાના નિવાસમાં પ્રાપ્ત થયો હતો. શેઠ વિઠ્ઠલદાસના પરિણીત જીવન ની ધન્ય પળો આ દિવસોમાં અનેક આવી હતી. સૌ- લીલાબાઇનું હૃદય ઉકેલવાની સુન્દર તક વાંદરાના જીવને તેમને આપી હતી.

એ વખતે (ચોથી સપ્ટેમ્બરથી–વીસમી સપ્ટેમ્બર) એમણે પોતાની નોંધ–પોથીમાં એક સામાજિક પ્રશ્ન ચર્ચ્યો હતો, તે ઉપરથી તેમના સ્વાચારોનો ખ્યાલ આપણને આવેછે એટલા વાસ્તે અને ગુજરાતી સમાજને ઉપયોગી થઇ પડે તેવા એ વિચારો છે એટલા માટે એ વાક્યો અહિં ઉતારવામાં આવેછે.

"Occasionally we used to go for a drive to-gether and we felt quite confortable; then I found from my experience that the present system of our community is in certain cases very bad. For instance, a young man and his wife are naturally devoid of that happiness which they at least are bound to enjoy. Under the presence of the parents they cannot meet and sit comfortably together at day-time. The only time they get at night between 10 P. M. and 5-30 A. M. is passed in sleep and a little conversation here and there. The whole day having worked hard they get sleep and hence there is very little time left at their disposal to cultivate that love and affection they naturally wish. In many cases we find that very little love is found between the two and I think *this* is the principal cause; moreover

the parents always wish to predominate their power in the house and to get that end, rebuke often the sons and their wives. All these combined, go against the satisfactorily passing of the social life."

**સારાંશ**—વખતો વખત અમે બન્ને સાથે ગાડીમાં બેસી ફરવા જતા હતાં, અને તદન આનન્દમાં રહેતા હતાં. મારા હાલના અનુભવ પરથી મને જણાયછે કે આપણી કોમની હાલની રીત-કેટલીક બાબતમાં ઘણી ખરાબ છે. દાખલા તરીકે જે સુખ એક યુવક અને તેની પત્નીને ઉપજવું જોઈએ તેનાથી આપણે તેમને વંચિત રાખીએ છીએ. માબાપની હાજરીમાં યુવક અને તેમની પત્ની દિવસના સમયમાં એકઠાં બેસી શકતાં નથી. જે કંઈ સમય મળેછે તે ફક્ત રાતના દશથી સવારના સાડાપાંચ સુધીનોજ. એ સમય તો ઉંઘમાં અને આમ તેમ ઝીણી મોટી વાતોમાંજ જાયછે. તેથી તેઓ ઇચ્છતાં હોય તેવો પ્રેમનો વિકાસ થવા સારૂ બહૂજ થોડો સમય તેમને મળેછે. ઘણા લોકોના જીવનમાં પતિપત્ની વચ્ચે નામનોજ પ્રેમ હોયછે તેનું મુખ્ય કારણ આજ હોવું જોઈએ. વળી ઘરમાં પોતાની સત્તા સર્વોપરી રાખવા માટે માબાપ બહુ ઉત્સુક હોયછે અને તે હેતુથી તેઓ પોતાના દીકરાને અને પુત્રવધૂને ઘણીવાર સખત રીતે વઢે પણ છે. આ બધાનું પરિણામ એ આવે કે એમના સાંસારિક જીવનમાં સન્તોષ કે આનન્દ રહેતો નથી—

વાંદરામાં રહેવાથી શરીર સુધરેછે એવી પાકી ખાતરી થવાથી સૌ. લીલાબાઇને ત્યાંજ રાખવા શેઠ વિઠ્ઠલદાસ ઇચ્છતા હતા. એ વખતે ઑક્ટોબરના મધ્યમાં શેઠ વિઠ્ઠલદાસને કાશી, ગયા—વગેરે સ્થળે શ્રાદ્ધ માટે જવાનું હતું. વાંદરાનો વાસ તેમણે તે પ્રવાસની મુદતમાં ઉપાડવો નહિ—પણ સૌ. લીલાબાઇની સમ્ભાળ એમના ભાઈ શેઠ નરોત્તમે લેવી એમ ઠરાવ્યું. પરન્તુ કૌટુમ્બિક સગવડ ખાતર તેમ ન કરતાં તેઓ મુમ્બાઇ આવી ગયા અને પછીજ શેઠ વિઠ્ઠલદાસ પ્રવાસે ગયા. ગયાજીની યાત્રા કરી આવ્યા પછી તરતજ સૌ. લીલાબાઈને તેડીને એઓ વેરાવળ રસ્તે ખમ્ભાલીએ ગયા હતા. ત્યાં કુટુમ્બના બીજાં બધાં માણસો અગાઉથી ગયાં હતાં—આ વખતથી સૌ. લીલાબાઇની તબીયત બગડવા લાગી તે પછી સુધરીજ નથી. પછી તે મુમ્બઇ આવ્યાં હતાં, પાછાં—શ્રીમતી માતુશ્રી પાસે દ્વારકા, ખમ્ભાલીઆ ગયાં હતાં; પણ એ હવાફેરની અસર એમના જકડી રોગ ઉપર થઇ જણાતી નથી. ૧૮૯૯ના ફેબ્રુઆરી માસમાં દૂધ ઉપરજ રહેતાં હોવા છતાં સૌ લીલાબાઇનું માથું સખત દુખ્યાજ કરતું હતું. ઉનાળામાં એપ્રિલ માસમાં એમને તેડીને માતુશ્રી નાથીબાઇ લાનોલી ( લોનાવલા ) ગયાં હતા—પણ એ સ્નેહવલ્લરી

તો આળાં બનેલા વ્રણ ઉપર રૂમાલના ઘર્ષણ જેવા નીવડેછે. રૂઝ લાવવા માટે ઘાને જેમ બહુ પમ્પાળવાની જરૂર નથી, તેમ હૃદયના આઘાતને શમાવી દેવા માટે બહારના દીલાસાની બહુ જરૂર નથી.

સ્વ. લીલાબાઇ માટે, મી મૅકડોનલ્ડે લખેલા પત્રમાં આ શબ્દો મળી આવેછે. " Bright and full of hope and promise. "—( પ્રકાશવાન, આશાપૂર્ણ અને ઉજ્વળ ભવિષ્યની આગાહી આપનાર ) આવી જીવનસખીને વિસારે પાડવામાં પોતાનુ કર્તવ્ય સમાયેલું છે એવી પામર સમજ શેઠ વિઠ્ઠલદાસની ન હોતી. સ્મરણપટ ઉપરથી તેમને જરા પણ ખસવા દીધા સિવાય શેઠ વિઠ્ઠલદાસે પોતાની જાહેર જીવનની પ્રવૃત્તિમાં તન્મયતા બતાવ્યાજ કરી હતી. ઇ. સ. ૧૯૧૯-૨૦માં સ્વ. લીલાબાઇના સ્મારક તરીકે પૂના સેવાસદનની એક શાખા એમના નાગની બારામતી ગામે સ્થાપી છે. ત્યાં સ્ત્રીજનોને ઉપકારક થાય એવાં સેવાનાં કામો થાય છે.

શોક જ્યારે છવાય છે ત્યારે કોણ જાણે અષાડ માસના વાદળાંની પેઠે ચારે બાજુએથી ઘેરાઇ આવેછે. હજુ શેઠ વિઠ્ઠલદાસના કુટુમ્બમાં દીલગીરીનાં આન્દોલનો ચાલ્યાજ રહ્યા હતાં, ખરખરા અને દીલાસાના પત્રો આવવા બન્ધ નહોતા પડ્યા ત્યાં તો એમના કુટુમ્બના મ્હોટવી વડીલ શ્રી ગોવિન્દજી કાકાના અણચિન્તવ્યા સ્વર્ગવાસનો તારનો સન્દેશો દ્વારકાથી આવ્યો અને તે સન્દેશાએ ઠાકરસી મૂળજીના કુટુમ્બનેજ નહિ પણ મુમ્બઇની વેપારી આલમને શોકથી દિંગ્મૂઢ કરી નાંખી.

શેઠ દામોદર ઠાકરસી ઈ. સ. ૧૮૯૩માં ગુજરી ગયા પછી ઠાકરસી મૂળજીની પેઢીનો બધો ભાર શેઠ ગોવિન્દજી ઉપર હતો. કુટુમ્બમાં તેઓ ઉમ્મરને લીધે વડીલ હતા એટલુંજ નહિ પણ તેમની વ્યવહાર કુશલતાને લીધે, વેપારની ઉંચી સમજને લીધે, ન્યાતજાતમાં ભારે માનને લીધે અને સરકાર દરબારમાં પ્રતિષ્ઠાને લીધે તેમને સૌ. કોઇ મુરબ્બી તરીકે માન આપતા હતા. શેઠ વિઠ્ઠલદાસ એમના તરફ પિતા સમાન માનની દૃષ્ટિ રાખતા હતા. જેમ રાજકાજની પ્રવૃત્તિમાં શેઠ વિઠ્ઠલદાસને એમના પિતાશ્રી દામોદર શેઠના સ્વભાવ અને કાર્ય પદ્ધતિમાંથી શીખવાનું મળ્યું હતું તેમ વેપારની મોટી મોટી યોજનાઓનો વિચાર કરવાનું, લોકકલ્યાણના મહાન કાર્યોના વિચાર કરવાનું તેમણે શેઠ ગોવિન્દજી કાકા પાસેથી પ્રાપ્ત કર્યું હતું એમ કહેવામાં હરકત નથી. ઠાકરસી મૂળજીની કમ્પનીને મજબૂત પાયાઉપર મૂકવાનું અને મુમ્બઇમાં એ કુટુમ્બની ખ્યાતિ વધારવાનું ભારે કામ કર્યું હોય તો તે બે ભાઇઓએ-શેઠ દામોદર અને શેઠ ગોવિન્દજી—કર્યું છે.

એવા વડીલની દોરવણી નીચે રહેવું એમાં શેઠ વિઠ્ઠલદાસ પોતાનું કર્તવ્ય સમજતા એટલુંજ નહિ પણ પોતાને ભાગ્યશાળી માનતા હતા; કાકા ગોવિન્દજીનું માન જાળવવાનો એમને સ્વાભાવિક ઉમળકો આવતો હતો.

ઇ. સ. ૧૮૪૮ના જુલાઇ માસની ૧૯મી તારિખે એટલો સંવત ૧૯૦૫ ના અષાડ વદ ૩ને બુધવારે શેઠ ગોવિન્દજીનો જન્મ વરવાળા-દ્વારકામાં થયો હતો; અને પોતાની જન્મભૂમી પ્રત્યે અનન્યભાવ એમને હતો તેની પ્રતીતિ જાણે સચવાતી ન હોય તેમ ૫૦ વરસ પછી ઈ. સ. ૧૮૯૯ના સપ્ટેમ્બરની ૭મી તારિખે-સંવત ૧૯૫૫ના ભાદરવા શુદ ૨ ગુરુવારે-તેજ ગામે કેવળ બે કલાકનીજ માંદગી પછી તેમનો સ્વર્ગવાસ થયો હતો.

એમની આયુષ્યનું અર્ધું સૈકું તેમણે મુમ્બાઈમાંજ ગાળ્યું હતું. વેપારી કુનેહ બતાવવામાં, ન્યાતના હિતની અને ન્યાતની પ્રતિષ્ઠાની કામગીરીમાં, લોકોપકારનાં કૃત્યોમાં, ગરીબોને અન્નવસ્ત્ર પહોંચાડવામાં, ભાગ્યાના ભેરુ તરીકે દુખી નાતીલા જાતીલાની વહારે ચડવામાં, પોતાની અપ્રતિમ આબરૂ અને શાખને લીધે અનેક ખાતાંના ટ્રસ્ટી તરીકે સંગીન વહિવટ ચલાવવામાં, અને સ્નેહી મેળાતીના નિષ્પક્ષપાતથી વાંધા પતાવવામાં-શેઠ ગોવિન્દજીએ મુમ્બઇમાં ઘણી મોટી નામના મેળવી હતી. સરકારે તેમને જે. પી. નો ઇલ્કાબ આપ્યો હતો. અને લોકોએ અનેક ટ્રસ્ટો તેમને ખોળે સોંપી પોતાનો વિશ્વાસ તેમને આપ્યો હતો.

ભાટીઆ મહાજનના શેઠ તરીકે તેમની સેવા પ્રશંસનીય ગણાઈ છે. મુમ્બઇમાં પ્લેગના ભયંકર દિવસોમાં ભયભીત બનેલા જ્ઞાતિબન્ધુઓને રાહત આપવા પ્લેગ હૉસ્પિટલ અને ક્વૉરનટાઇન કૅમ્પ બાંધી આપવામાં તેમણે ઘણો ભાગ અને સેવાભાવ દર્શાવ્યો હતો. એ મહાપુરુષને ઈ. સ. ૧૮૯૧ ના જુલાઇ માસની ૧૯મી તારિખે મુમ્બઇના ભાટીઆ મહાજને માનપત્ર આપ્યું હતુ. તેમાં એમની કારકીર્દિનું તારતમ્ય આવેછે. તેજ અત્રે ઉતારી લેવામાં આવ્યું છે.

## ભાટીઆ મહાજન સમસ્તનું માનપત્ર.

" લામ્બા વખતની કારકીર્દિમાં આપે અમારા હિતમાં તનમન ધનથી મેહનત લઇને સન્તોષ આપ્યો છે, તે પ્રસિદ્ધપણે દર્શાવવાની આ તક મળતાં અમોને અત્યન્ત હર્ષ થાય છે. સંવત ૧૯૪૩ માં હાલાઇ ભાટીઆ મહાજનના ઑનરરી સેક્રેટરી, ટ્રેઝરર અને મેનેજર તરીકે પ્રથમ આપની નેમણુક કરીને જે ઉલટ ભરી આશા અમે બાંધી હતી, તે પાર ...વાને આપ પરિપૂર્ણ યોગ્ય છો, એમ છેલ્લાં દશ વર્ષ દરમ્યાન આપ ...રફથી થયેલાં કાર્યોથી સિદ્ધ થયું છે. આજ દિવસ સુધી આપના

અમલ તળે મહાજન સમક્ષ જે જે બાબતો આવી છે, તેમાં આપ પક્ષપાત રહિત સ્વતન્ત્ર મત આપીને, સમયસૂચકતા વાપરીને તથા આપનો અમૂલ્ય વખત રોકીને જ્ઞાતિકલ્યાણના કામમાં તત્પર રહ્યા છો. આથી અમે પ્રસન્નતાપૂર્વક દર ત્રણ ત્રણ વર્ષે પ્રમુખ પદપર ફરી આપની નેમણુક કરતા આવ્યા છીએ, જે બનાવ આપના પ્રત્યે અમારાં અન્તઃકરણની લાગણી બતાવવાને બસ થશે. જ્ઞાતિ-પરજ્ઞાતિના ઘણા ગૃહસ્થો, પોતા વચ્ચે પડેલા વાંધાઓનું સમાધાન કરવા આપને લવાદ ઠરાવે છે; કારણકે આપ તેમની દરેક બારિકીયોમાંથી સત્ય શોધી, ન્યાય આપવાને લાયક મનાયા છો; આથી વખતનો અને પૈસાનો બચાવ થવા ઉપરાન્ત પરસ્પર સલાહ-સમ્પ ટકી રહેવાનો મહાન લાભ મળ્યો છે ને મળશે. છેલ્લા મરકીના સમયમાં આપનો શ્રમ અથાગ હતો. એ ઘાતક રોગના ત્રાસથી જે વેળા આખું શહેર લગભગ ખાલી જેવું થઈ પડ્યું હતું અને હજારો નિરોગી મનુષ્યો ક્ષણભરની બિમારીથી મરણ-શરણ થયા હતા, તે વખતે જીવને જોખમે લોકકલ્યાણ કરવા આપ બહાર પડ્યા હતા ભાટીઆ જ્ઞાતિમાં મરકીથી પીડાતા દુર્ભાગ્ય મનુષ્યો માટે આપે જુદી હૉસ્પિટલ ઉઘાડી, તેમનો આચાર વિચાર અને ધર્મ બરાબર જળવાય, અર્થાત શારીરિક તથા માનસિક લાગણીઓ લેશ પણ ન દુખાય, તે માટે ઉત્તમ પ્રકારની યોજનાઓ કરી હતી. આપ જાતે દરરોજ એ ઔષધાલય નજરે જોઈ એવી તપાસ રાખતા કે જેથી આખી જ્ઞાતિને પુરતો સન્તોષ થયોછે. બહારગામથી આવતા ઉતારૂઓને "કવૉરનટાઇન" મધ્યે રાખવામાં આવતા હતા તે વખતે પણ આપે જ્ઞાતિબન્ધુઓ માટે ખાનપાનાદિકની ગોઠવણો એવી તો ઉત્તમ પ્રકારે રખાવી હતી કે ત્યાં રહેનારાઓને ઘરની બહાર છીએ એમ લાગતું નહિ. વળી એ જ્ઞાતિહિતના ઉપલાં કાર્યો માટે આપણા કેટલાક જ્ઞાતિભાઇઓ સાથે મળી રૂ. ૧૭,૦૦૦ થી વિશેષ રકમ આપ ભરાવી શકયા હતા.

ઉદારતા, આગ્રહ અને શાન્તિથી આ પારમાર્થિક કાર્યો આપે પાર પાડ્યાં હતાં; અને તેથી સમસ્ત મહાજન ઉપર અનન્ત આભાર થયોછે. તેના બદલામાં માત્ર આ માનપત્ર આપને આપવાની અમારી ફરજ અમે સમજીએ છીએ-અને અન્તઃકરણ પૂર્વક ઇચ્છીએ છીએ કે પરમ કૃપાળુ પરમેશ્વર આવાં લોકપ્રિય કાર્યો કરવા માટે આપને પૂર્ણ સુખ-સમ્પત્તિ અને દીર્ઘ આયુષ્ય આપે."

શેઠ ગોવિન્દજીની ભૂતદયા બહુજ વિકસેલી હતી, કોઇ પણ પ્રકારનું દુઃખ માણસો ઉપર કે જનાવરો ઉપર આવી પડ્યું હોય તો તેઓ જોઇ

શકતા નહિ. તેનું નિવારણ જેમ બને તેમ કરી આપવામાં પોતાની બધી શક્તિનો તેઓ ઉપયોગ કરતા હતા.

ઈ. સ. ૧૮૯૯ના ઑગસ્ટ માસમાં તેઓ સહકુટુમ્બ સહ પરિવાર દ્વારકા-વરવાળા ગયા હતા. તે વખતે ઓખામંડળમાં દુષ્કાળની પીડામાં સબડતાં લોકો અને ઢોરો સામે તેમનાથી જોઈ શકાયું નહોતું. તેમણે એકદમ મોટી સખાવતી યોજના પોતાના મગજમાંથી બહાર કાઢી. ઓખામંડળના અમલદારોને મળી તેમણે કહ્યું હતું કે “ જો નામદાર ગાયકવાડ સરકાર ગોમતી સ્નાનનો કર માફ કરે તો હુ આખો દુષ્કાળ નીભાવું; તથા રૂપણનું બન્દર અને શ્રી ગોમતીનું સંગમદ્વાર બાંધી આપું. આ ઉપરાન્ત પીવાના પાણીની સગવડ માટે નહેર બન્ધાવવા વિચાર કર્યો હતો. એટલુજ નહિ પણ નિરાધાર લોકોના નિભાવ માટે એક Gratute Relief-ઉઘાડવા શ્રીમન્ત ગાયકવાડ સરકાર પર તાર કરી, તેમાં પણ પોતે અર્ધો હિસ્સો આપવા ઇચ્છા દર્શાવી હતી. શ્રીમન્ત સયાજીરાવને તેમની આ સૂચના ઘણી કીમતી લાગી ને તેમણે શેઠ ગોવિન્દજીના સ્વર્ગવાસ પછી બીજેજ દિવસે એ સાર્વજનિક કામોનો આરમ્ભ રાજ્ય તરફથી કર્યો હતો; અને રાજ્યને ખર્ચે જાણે શેઠ ગોવિન્દજીના આત્માને પ્રોત્સાહન આપવા બીજા ઘણા ઉપયોગી કામો ઓખામંડળમાં ઉઘાડવામાં આવ્યાં હતાં.

આટલી રૂપરેખા પરથી શેઠ ગોવિન્દજીની મહત્તાનો ખ્યાલ આપણને આવી શકેછે. એમના પ્રત્યે શેઠ વિઠ્ઠલદાસ પોતાના મુરબ્બી તરીકે પોતાનું વર્તન રાખી રહ્યા હતા. એવા બાહોશ અને અને સતત-પ્રવૃત્તિશીલ વડીલના ઓચિન્તા સ્વર્ગવાસથી શેઠ વિઠ્ઠલદાસને ઉંડી લાગણી થઇ હતી. તેમની હૈયાતીમાં—તેમના બાળક થઈને જે જીવન શેઠ વિઠ્ઠલદાસે ગાળ્યું હતું, તે હવેથી તેમનાથી ગાળી શકાય તેમ નહોતું. શેઠ ગોવિન્દજી જતાં તેમને પોતાના કુટુમ્બનો ભાર પોતા ઉપરજ આવેલો જણાયો, અને કાકા ગોવિન્દજીના અનેક સદ્દગુણોનું અનુકરણ કરવાનુંજ તેમને ભાગે હવે રહ્યું હતું

કાકા ગોવિન્દજી શેઠ સાથે શેઠ વિઠ્ઠલદાસ હમેશા આજ્ઞાધારક પુત્રવત્ વર્તન રાખતા હતા. તેમના મનને આઘાત થાય તેવું વર્તન કે વલણ ન રાખવાનો પ્રયત્ન શેઠ વિઠ્ઠલદાસ કરતા હતા. તેમ છતાં પોતાના જે વિચારો હોય તે પ્રમાણિકપણે કાકા પાસે વિનયથી રજુ કરવામાં જોઇતી નૈતિક હિંમત શેઠ વિઠ્ઠલદાસ બતાવ્યા વગર રહેતા નહિ. શેઠ ગોવિન્દજી સ્નાચારયુક્ત અને ધર્મયુક્ત હોવાથી પરદેશગમનના પ્રશ્ન ઉપર બહુ ઉદાર દૃષ્ટિથી જોઇ શકતા નહિ. એક સમયે શેઠ વિઠ્ઠલદાસે



શેઠ ગોવિન્દજી ઠાકરસી મૂળજી

જન્મ સંવત ૧૯૦૫ — સને ૧૮૪૯

મરણ સંવત ૧૮૫૫ — સને ૧૮૯૯

શકતા નહિ. તેનું નિવારણ જેમ બને તેમ કરી આપવામાં પોતાની બધી શક્તિનો તેઓ ઉપયોગ કરતા હતા.

ઈ. સ. ૧૮૯૯ના ઑગસ્ટ માસમાં તેઓ સહકુટુમ્બ સહ પરિવાર દ્વારકા-વરવાળા ગયા હતા. તે વખતે ઓખામંડળમાં દુષ્કાળની પીડામાં સબડતાં લોકો અને ઢોરો સામે તેમનાથી જોઈ શકાયું નહોતું. તેમણે એકદમ મોટી સખાવતી યોજના પોતાના મગજમાંથી બહાર કાઢી. ઓખામંડળના અમલદારોને મળી તેમણે કહ્યું હતું કે " જો નામદાર ગાયકવાડ સરકાર ગોમતી સ્નાનનો કર માફ કરે તો હું આખો દુષ્કાળ નીભાવું; તથા રૂપણનું બન્દર અને શ્રી ગોમતીનું સંગમદ્વાર બાંધી આપું. આ ઉપરાન્ત પીવાના પાણીની સગવડ માટે નહેર બન્ધાવવા વિચાર કર્યો હતો. એટલુંજ નહિ પણ નિરાધાર લોકોના નિભાવ માટે એક Gratute Relief-ઉઘાડવા શ્રીમન્ત ગાયકવાડ સરકાર પર તાર કરી, તેમાં પણ પોતે અર્ધો હિસ્સો આપવા ઇચ્છા દર્શાવી હતી. શ્રીમન્ત સયાજીરાવને તેમની આ સૂચના ઘણી કીમતી લાગી ને તેમણે શેઠ ગોવિન્દજીના સ્વર્ગવાસ પછી બીજેજ દિવસે એ સાર્વજનિક કામોનો આરમ્ભ રાજ્ય તરફથી કર્યો હતો; અને રાજ્યને ખર્ચે જાણે શેઠ ગોવિન્દજીના આત્માને પ્રોત્સાહન આપવા બીજા ઘણા ઉપયોગી કામો ઓખામંડળમાં ઉઘાડવામાં આવ્યાં હતાં.

આટલી રૂપરેખા પરથી શેઠ ગોવિન્દજીની મહત્તાનો ખ્યાલ આપણને આવી શકેછે. એમના પ્રત્યે શેઠ વિઠ્ઠલદાસ પોતાના મુરબ્બી તરીકે પોતાનું વર્તન રાખી રહ્યા હતા. એવા બાહોશ અને અને સતત-પ્રવૃત્તિશીલ વડીલના ઓચિન્તા સ્વર્ગવાસથી શેઠ વિઠ્ઠલદાસને ઉંડી લાગણી થઇ હતી. તેમની હૈયાતીમાં—તેમના બાળક થઈને જે જીવન શેઠ વિઠ્ઠલદાસે ગાળ્યું હતું, તે હવેથી તેમનાથી ગાળી શકાય તેમ નહોતું. શેઠ ગોવિન્દજી જતાં તેમને પોતાના કુટુમ્બનો ભાર પોતા ઉપરજ આવેલો જણાયો, અને કાકા ગોવિન્દજીના અનેક સદ્ગુણોનું અનુકરણ કરવાનુંજ તેમને ભાગે હવે રહ્યું હતું.

કાકા ગોવિન્દજી શેઠ સાથે શેઠ વિઠ્ઠલદાસ હમેશા આજ્ઞાધારક પુત્રવત્ વર્તન રાખતા હતા. તેમના મનને આઘાત થાય તેવું વર્તન કે વલણ ન રાખવાનો ... ન શેઠ વિઠ્ઠલદાસ કરતા હતા. તેમ છતાં પોતાના જે વિચારો હોય તે ...પણે કાકા પાસે વિનયથી રજુ કરવામાં જોઇતી નૈતિક ... વિઠ્ઠલદાસ બતાવ્યા વગર રહેતા નહિ. શેઠ ગોવિન્દજી ... અને ધર્મયુક્ત હોવાથી પરદેશગમનના પ્રશ્ન ઉપર ... ઉદાર દૃષ્ટિથી જોઇ શકતા નહિ. એક સમયે શેઠ વિઠ્ઠલદાસે

એમની સાથે પરદેશગમનની આવશ્યકતા વેપારી વર્ગની કોમને કેટલી બધી છે તે સમજાવવા તેમના ઑફિસમાં લમ્બાણથી ચર્ચા કરી હતી; અને શેઠ ગોવિન્દજીએ તે ઉપરથી એવો વિચાર કબુલ રાખ્યો હતો કે અમુક ગૃહસ્થોએ મળીને એક ફંડ ઉભું કરવું અને તેમાંથી વિલાયતમાં એક સ્વચ્છ હિન્દુ ભોજનગૃહ અને નિવાસગૃહ ચલાવવું.

શેઠ વિઠ્ઠલદાસની દિનચર્યાની નોંધમાંથી એક બે એવા પ્રસંગ પણ મળે છે કે મતભેદને પ્રસંગે પિતાપુત્ર વચ્ચે બહુ સરસ ખરખોડ થઇ જતી હતી; અને કૌટુમ્બિક સ્નેહ અને સમ્પની લાગણી તેવીને તેવી રહેવા પામતી હતી. એક પ્રસંગનો દિનચર્યાની નોંધનો ઉતારો નીચે આપવામાં આવે છે તે પરથી બન્નેના પ્રેમ અને વાત્સલ્યનો અને પ્રમાણિક નિષ્ઠાનો ખ્યાલ આવી શકશે. અર્વાચીન યુગના ચતગતના યુવકોને તે યુગના યુવકના સાલસનુ ભાન તેમાંથી થશે અને કેટલાક વડીલજનોને પણ તેનું વાચન ઉપકારક બનશે.

[ ૮ ફેબ્રુઆરી ૧૮૯૯ ]

"On Wednesday afternoon at 1 o'clock or a little earlier I had a conversation with Mr. Govindji at his house about the extension of his servants' quarters, he made. He was building —on property that was in partnership with mine and on which he had no right to build. He, however, did not like what I said to him and said that he had a right to have a roof on the rooms he was building but as it was disturbing my view, he would never make a roof but a terrace only; and that instead of that he would build on the partner's ground. I said it was not right. He then said "let us act according to agreement and build a wall and separate compounds." I replied that I could not refuse, I did not want disputes, but was his child and did not want to quarrel with him; and that I only said which I thought proper. We departed."

૧૧ ફેબ્રુઆરી ૧૮૯૯—નો ઉતારો—( ત્રણ દિવસ પછી )

"In office I had a conversation with uncle Govindji about our properties During which I was grieved a little and shed a few tears. I told Mr. Govindji that on an area of 5000 yds. we had a bungalow costing lacs of rupees and that it was not advisable to spend any further. If he wanted to spend money, he would rather have my bungalow which I was willing to give. He said that his intention was not to displease me but that he would arrange in the matter in such a way that no dispute

or ill-feeling would be produced amongst the children. I told Mr Govindji that it would never have been the matter of regret if children in future had quarrelled about it But it was only a matter of grief to me that Mr Govindji, whom I never expected to say anything of that sort, as he did a day before, raised the point *We parted with good feelings*

કાકા ગોવિન્દજી માટે જે સદ્દભાવ એમના ચિત્તમા હતો તે શેઠ વિઠ્ઠલદાસે કાકાના સન્તાન તરફની ફરજો બહુ પ્રેમથી અદા કરીને વખતો વખત દાખવ્યો હતો

શેઠ ગોવિન્દજીનુ સ્મારક ભાટીઆ જ્ઞાતિમા તેમના જે પ્રશંસકો હતા તેમણે મોટી રકમ આપીને ઊભુ કર્યું છે, અને તે રકમ મુમ્બઇના ભાટીઆ મહાજન હસ્તક રાખી સ્વર્ગસ્થના નામથી વિદ્યાપ્રચારમા અને ઇતર ભાટીઆ જ્ઞાતિની ઉપયોગી પ્રવૃત્તિમા તેના વ્યાજના નાણા શેઠ ગોવિન્દજીના નામથી ખર્ચાય છે

સર વિઠ્ઠલદાસને એમના કાકા પ્રત્યે જે માન હતુ તે એમણે ૪ સ ૧૯૧૦ મા વિવક્ષિત રીતે દર્શાવ્યુ હતુ શેઠ ગોવિન્દજીની બે પુત્રીઓએ પોતાના પિતાશ્રીની યાદગીરીમા મુમ્બઇમા સેન્ડહર્સ્ટ રોડ ઉપર **" ગોવિન્દજી ઠાકરસી મૂળજી સ્મારક ભાટીઆ ગૃહ "** મોટે ખર્ચે બન્ધાવ્યુ છે તે સુન્દર મકાન ખુલ્લુ મુકવાની શુભ ક્રિયામા સર વિઠ્ઠલદાસે આગળ પડતો ભાગ લીધો હતો અને મુમ્બઇના નામદાર ગવર્નર સર જ્યૉર્જ ક્લાર્કને હસ્તે એ ગૃહ ખુલ્લુ મૂકાવાની મોટી સભા તેમણે ભરી હતી પોતાના પૂજ્ય કાકા માટે ભાવ દર્શાવનારૂ ભાષણ નામદાર ગવર્નર સાહેબની હાજરીમાં ભરાયેલી મોટી સભામાં તેમણે કર્યુ હતુ

આ સમયે સર જ્યાર્જ ક્લાર્કે મકાન ખુલ્લુ મૂકતા જે શુકનો ઉચ્ચાર્યા હતા તેમાથી કેટલોક ભાગ સર વિઠ્ઠલદાસની યોજક શક્તિનો ખ્યાલ આપે તેવો છે મુમ્બઇની વસ્તીને સગવડ ભરેલા રહેવાના ઘર કેમ મળે તેને માટે સર વિઠ્ઠલદાસ કેટલી બધી ખન્ત ધરાવતા હતા તે પણ એમાથી જોઇ શકાય છે

[20-12-1910]

' Sir Vithaldas Thackersey, Ladies and Gentlemen, One of the first matters which attracted my attention on arriving in Bombay was the great and growing difficulty of providing proper accommodation for the poorer classes As you know, I tried to elicit the opinions of public bodies and individuals with a to lay down general lines for the future development

of the city The opinions we received were not wholly unanimous which could not be expected; but in many quarters a desire was manifested that the buildings of dwellings for the working classes should be taken in hand, and Government gave special prominence to the requirement in the programme at which they arrived *You, Sir Vithaldas, have since formulated a valuable scheme for co-operation between the Mill owners and the Improvement-Trust in attaining our object*, and I hope that it may be possible before long to make a beginning when the legal difficulties have been removed .... .....

I do not, therefore, regard this little ceremony as only personal It is a contribution to wards a most important public purpose, and I warmly congratulate the daughters of the late Mr. Govindji on their generosity in erecting and providing for the maintenance of this fine building No better memorial could be raised to the memory of a great citizen and philanthrophist "

પિતાના સ્થાનમા બેસી શકે એવા ગુણી કાકાના સ્વર્ગવાસને હજુ માડ માંડ વિસારે પાડવાનો સમય આવ્યો ત્યાં તો ઈ સ ૧૯૦૧મા ડિસેમ્બર માસની ૧૨મી તારિખે ( માગશર શુદ ૧૩-સંવત ૧૯૫૮ ) કાકા ગોવન્દજીના એકના એક પુત્ર ભાઈ ધર્મસિંહ સોળ વરસની કાચી ઉમ્મરે કોમળ ખીનતા ફૂલની પેઠે સંસારની વાડીમાથી ખરી પડ્યા આખુ કુટુમ્બ શોકમા ગરકાવ થયુ શેઠ વિઠ્ઠલદાસને આ આઘાત ઉંડા હૃદય સુધી પહોચ્યો હતો ભાઈ ધર્મસિંહ અંગ્રેજી ૭ ચોપડી સુધી ભણી ગયા હતા, આગળ અભ્યાસ ચાલતો હતો પણ જન્મમરણની અકલિત યોજનાના યોજકે મનુષ્યની યોજના પાર પડવા ન દીધી આવે પ્રસંગેજ માણસ પોતાની શક્તિની પરિમિતતા જોઇ શકે છે, તેનામા ડહાપણ હોય તો નમ્ર બને છે અને વિશુદ્ધિને ચાહતા શીખે છે

ભાઈ ધર્મસિંહના વિદ્યાર્થીજીવનની યાદ રહે તે દૃષ્ટિથી મુમ્બઈમા ગિરગામમા " ધર્મસિંહ ગોવિન્દજી ઠાકરસી હાઇસ્કૂલ "—મોટી સખાવતથી ગોખલે એજ્યુકેશન સોસાયટી" હસ્તક ચાલુ કરવામા સ્વર્ગસ્થના બેનો સૌ 'મોઘીબેન, સૌ કેશરબેન અને ભાઈ શેઠ હંસરાજ પ્રાગજીએ બહુ ઉલટ બતાવી હતી તે સ્કૂલ અત્યારે સારી આબાદીમા છે

આ પ્રકરણમા જણાવેલા સંજોગની અસર શેઠ વિઠ્ઠલદાસના શરીર પર થઈ હતી, પોતાના હમેશના ભારે કામના બોજાની સાથે શોકનો બોજો એમના પર આવ્યો એટલે ઇ સ ૧૯૦૦-૧૯૦૧મા તેમને સહેજ માદગી ભોગવવી પડી હતી

---

# પ્રકરણ ૧૩ મું.

## જ્ઞાતિસેવા

શેઠ વિઠ્ઠલદાસના વિચારો કદિ પણ કોમી તત્ત્વને સ્વીકારે તેવા નહોતા; તેઓ સમાનતામાં માનતા હતા અને ધર્મોના કે જ્ઞાતિઓના ભેદને સાર્વજનિક હિતની વાતોમાં દાખલ થવા દેતા નહિ. એમનાં જાહેર કાર્યોના સ્વરૂપ પરથી આપણે જોઇ શકીએ છીએ કે એમણે કોઇ ધર્મ માટે કે કોઇ કોમ માટે કદિ પણ અયોગ્ય વકીલાત કરી નથી. તેમ છતાં એટલી વાત ખરીજ કે જ્ઞાતિ–સંસ્થાને સંસ્થા તરીકે માન આપનારા પૈકીના તેઓ એક હતા. એમને જ્ઞાતિ–સંસ્થાની અગત્ય સારી પેઠે સમજાઇ હતી.

પોતાની ભાટીઆ જ્ઞાતિની સેવા કરવાના પ્રસંગ તેમને જ્યારે જ્યારે મળ્યાછે ત્યારે ત્યારે તેમણે તે જતા કર્યા નથી; પરન્તુ કેટલીક વાર પોતાની સગવડનો ભોગ આપીને અને પ્રતિષ્ઠાને ધક્કો લાગવાની બીક રાખ્યા વગર પણ જ્ઞાતિ સેવાના કામમાં તેમણે ઝમ્પલાવ્યું છે. એમના વડીલ કાકા શ્રી ગોવિન્દજી શેઠ ભાટીઆ મહાજનમાં મોટો માન મર્તબો ધરાવતા હતા, અને તેમની પાસેથી ન્યાતજાતના કામકાજમાં કેવી કુનેહ રાખવાની હોય છે તે એઓ શીખ્યા હતા.

ઇ. સ. ૧૮૯૬માં અને આગલે વરસે મુમ્બઇમાં "પ્લેગ"નો ભયંકર રોગ ચાલી રહ્યો હતો ત્યારે ભાટીઆ જ્ઞાતિનો ક્વૉરનટાઇનના ઝુંપડાંમાં સગવડો આપવામાં અને મુમ્બઇમાં પ્લેગ હૉસ્પિટલના માંડવા બન્ધાવી આપી તેમાં ભાટીઆ જ્ઞાતિના દરદીઓને સગવડ અપાવવામાં શેઠ ગોવિન્દજી ઠાકરસીએ જે મોટી જહેમત ઉઠાવી હતી, તેમાં ઘણીવાર શેઠ વિઠ્ઠલદાસ પણ મદદ કરતા હતા. ઇ. સ. ૧૮૯૭ ના જુલાઇ માસની ૧૯મી તારિખે મુમ્બઇના ભાટીઆ મહાજને પ્લેગ ઑફિસર બ્રિગેડીઅર જનરલ ડબ્લ્યુ. એફ. ગેટેકેને તેમની કામગીરી દરમીઆન સારી વ્યવસ્થા રાખવા બદલ માન-પત્ર આપવાનો જબરો સમારમ્ભ યોજ્યો હતો ત્યારે મહાજન તરફથી શેઠ વિઠ્ઠલદાસે આ અંગ્રેજ અમલદારને સારા શબ્દોથી સન્તોષ આપ્યો હતો અને માનપત્ર પણ તેમણે વાંચી સમ્ભળાવ્યું હતું. *

* જુઓ પ્રકરણ ૭ મું "જાહેર જીવનમાં પ્રવેશ"

ત્યાર પછી શેઠ વિઠ્ઠલદાસનું લક્ષ જ્ઞાતિ તરફ અને જ્ઞાતિનું લક્ષ એમના તરફ વળ્યું હતું. તા. ૨૦-૮-૯૭ ના રોજ મુમ્બઈથી મેલ સ્ટીમરમાં બે ભાટીઆ ગૃહસ્થ ભાઈ લક્ષ્મીદાસ રવજી અને ભાઈ કલ્યાણજી મોરારજી ઈંગલાંડમાં બૅરિસ્ટરનો અભ્યાસ કરવા અને ધન્ધાનો ખ્યાલ મેળવવા ગયા હતા. તેમને તા. ૨૦મી ઑગસ્ટ ૧૮૯૭ના રોજ મૂળજી જેઠા કાપડ-માર્કેટના હૉલમાં શુભ સફર ઇચ્છવાની સભા ભરાઈ હતી. તે સભાના પ્રમુખ* તરીકે શેઠ વિઠ્ઠલદાસે આપેલા ભાષણમાં એમને જ્ઞાતિ પ્રત્યેની કેટલી લાગણી છે તે દેખાઇ આવે છે. ભાટીઆ જ્ઞાતીને પરદેશગમનની ઘણી જરૂર છે તે સિદ્ધ કરવા લમ્બાણપૂર્વક વિવેચન કર્યા પછી એમણે છેવટે જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે જ્ઞાતિસેવાની દૃષ્ટિથી અહિં ટાંકી બતાવવા જેવા છે.

"ભાઇઓ, તમે વિલાયત જાઓછો. તે વિષે ભલામણના બે બોલ કહેવાની રજા લઉં છું તે માફ કરશો. જોકે અમે જાણીએ છીએ કે તમે કેળવણી પામેલા બાહોશ ગૃહસ્થ છો અને ભૂલો તેવા નથી તો પણ અમે તમને અમારા તરફથી ભલામણ કરવાની ફરજ સમજીએ છીએ તે એ છે કે તમે અત્રેથી વિલાયત જાઓછો અને તે હાલમાં પહેલાજ ભાટીઆ તરીકે જાઓ છો. તેનું પરિણામ સારૂં લાવવું એ તમારા હાથમાં છે. તમે અમને ખાતરી આપોછો કે દરેક રીતે ધર્મ સાંચવીને તમે ત્યાં વર્તશો તેથીજ અમને સન્તોષ થયો છે; અને તેજ કારણ સર અમે અત્રે એકઠા મળી તમને મુબારકબાદી આપીએ છીએ. કોઇ પણ ભાઇ ત્યાં તજવીજ વગર જઇ પોતાનો ધર્મત્યાગ કરે એ કદિ પણ અત્રેના કોઇ ભાટીઆ ભાઇઓથી કબુલ થઇ શકવાનું નથી. માટે પોતાનો ધર્મ સમ્ભાળી ત્યાં રહેજો. જેમ કેટલાક વિલાયત જઇ અત્રે આવેછે ત્યાં અંગ્રેજ ડ્રેસમાં સ્ટીમર ઉપરથી ઉતરતાં "Don't care" કરી પોતાની આબરૂ ગુમાવેછે તેનો ખ્યાલ મનમાં રાખવાનો છે. જો તમે ધર્મ રાખીને આવશો તો ભાટીઆ ભાઇઓનો એક વ્યાપારનો મોટો દરવાજો ઉઘાડી આપ્યો એમ થશે; અને તેથી ઉલટું જો ધર્મ નાંખીને આવ્યા તો તે વ્યાપારના દરવાજાને બીજું એક ચબતું તાળું લગાડ્યું એમ ઠરશે. માટે તમારી વર્તણુક ઉપર ભવિષ્યના લાભ ગેરલાભની મોટી જોખમદારી છે. અમે અન્તઃકરણથી ઇચ્છીએ છીએ કે તમારી ફતેહ થાય અને સુખશાન્તિથી પોતાના ધર્મસહિત અત્રે પાછા પધારો."

---

* જુઓ પ્રકરણ ૭ મું "જાહેર જીવનમાં પ્રવેશ"

આ વિચારોમાં શેઠ વિઠ્ઠલદાસની જ્ઞાતિઉન્નાત માટે કેટલી ધગશ હતી તે સ્પષ્ટ જણાઇ આવેછે. તે એમ માનતા હતા કે ભાટીઆ જેવી વેપારી કોમ વેપાર વધારવા જો ધર્મને કારણે પરદેશ બેઠી ન શકે તો સદાને માટે એ કોમ પછાત રહી જવા પામશે. તેથી ધર્મ જાળવીને પરદેશમાં રહી શકાય છે એવી ખાતરી મહાજનને કરાવી આપવાના પ્રસંગો બની આવે તો વેપારના સદ્દર દરવાજા ખુલ્લા થઇ જાય; તેથીજ એમણે આ ભાષણમાં સ્પષ્ટ કહ્યું છે કે જો પહેલ કરનાર ભાઇઓ ધર્મ નાંખી દેવાની ભૂલ રખેને કરશે તો એ વેપારના દરવાજા બન્ધ રહેવા પામશે એટલુંજ નહિ પરન્તુ તેના ઉપર ચબતુ તાળું લાગી જશે; જેને પરિણામે તે ઝટ ઉઘડી શકશે નહિ. આ દૃષ્ટિ ચોખ્ખી વ્યવહારુ છે; અને ભાટીઆ જ્ઞાતિની ઉન્નતિના વિચારો કરતાં કરતાં સાધ્ય થયેલી જણાય છે એમ સ્પષ્ટ જણાય છે. વિલાયતમાં જઈ ભાટીઆ વટલી આવે તે જોવાને એમના કાકા શ્રી ગોવિન્દજી શેઠ બીલકુલ રાજી નહોતા. તેથી આવી સભાનું પ્રમુખપદ સ્વીકારવામાં પોતાના પૂજ્ય કાકાશ્રીની ખફા નજર પોતે વહોરી લેશે એવું ભાન એમને હતું; છતાં જ્ઞાતિની ઉન્નતિ કર્યા રહેલીછે તેનો વિચાર કરી જે જ્ઞાતિની સેવા કરવામાં પૂજ્ય કાકાશ્રી તત્પર રહેતા તેજ જ્ઞાતિની સેવાની દૃષ્ટિથી તેમણે આ સભામાં હાજરી આપી હતી.

ત્યાર પછી ઈ. સ. ૧૯૦૩માં શેઠ વિઠ્ઠલદાસ મુમ્બઇ ઇલાકાની ધારા સભાના સભ્ય નીમાયા તેની મુબારકબાદી આપવા ભાટીઆ મહાજનની મોટી સભા ભરાઇ હતી; ત્યારે પોતાને મળેલા માનપત્રના જવાબમાં તેમણે કરેલાં ભાષણમાં તેમનો જ્ઞાતિસેવાનો ઉચ્ચ ખ્યાલ જણાઇ આવ્યા વિના રહેતો નથી. જ્ઞાતિસંસ્થાની અગત્ય દર્શાવવાની તેમની વિચાર-શ્રેણી કેવળ વ્યાવહારિક છે.*

એ પહેલાં ઈ. સ. ૧૮૯૮માં એમનું ખમ્ભાલીઆ જવું થયું હતું ત્યારે ત્યાં વસતા ભાટીઆ બન્ધુઓએ તેમને જે. પી. થયા બદલ અને મુમ્બઇ મ્યુનિસિપલ કારપોરેશનમાં સભાસદ થયા બદલ માનપત્ર આપ્યું હતુ. તેના જવાબમાં એમણે જે વિસ્તારથી ભાટીઆ જ્ઞાતિની સાંસારિક સ્થિતિનું પૃથક્કરણ કરી બતાવ્યું છે તે એમ સિદ્ધ કરી આપેછે કે એમને હૈયે પોતાની જ્ઞાતિની સેવા ઉઠાવવાની વૃત્તિ સદા વસી રહી હતી. એ આખું ભાષણ ભાટીઆ જ્ઞાતિની દરેક વ્યક્તિએ વાંચવા જેવું અને મનન કરવા જેવું છે. ભાટીઆ જ્ઞાતિમાં કન્યાની અછત છે તે સ્થિતિ દીર્ઘ

* જુઓ પ્રકરણ-૧૪મું "ધારાસભામાં પ્રવેશ"

સમય રહેશે તો કેવું ભયંકર અને દુખદ પરિણામ આવેશે તે એ ભાષણમા જણાવેલુ *છે કન્યાની અછતના ઉપાયોની વાતો કરતા તેઓ હરદ્વાર પંજાબ-જેસલમેર-વગેરે સ્થળે વસતા ભાટીઆ સમુદ્દને પોતાની સાથે ભેળવી દેવાનુ કેમ બની શકે તેનો તર્ક ચલાવેછે, અને ધર્માચાર્યોની સલાહ પ્રમાણે એ કાર્ય કરવાનું યોગ્ય માનેછે તે વખતે એ અજાણ્યા ભાટીઆ સમુદ્દની તપાસ કરવા " કમિશન " નીમાયાના ઠરાવ ન્યાતે કર્યા હતા, તે " કમિશન " જરૂર નીવેડો લાવશે એમ શેઠ વિઠ્ઠલદાસે એ વખતે ખમ્ભાલીઆમા આશા બતાવી હતી

ધ સ ૧૮૮૯મા સખત દુકાળ પડયો હતો તે વખતે હાલાઈ ભાટીઆ ફંડ ઉભુ કરી જ્ઞાતિજનો માટે સસ્તા દરથી અનાજ વેચવાની દુકાન ચાલુ કરનામા તેઓ સહાયભૂત થયા હતા

મુમ્બાઈમા કેટલાક ભાટીઆ ગૃહસ્થો હરદ્વારમાં ભાટીઆના નામથી ઓળખાતી ન્યાતમાંની કન્યાઓ સાથે લગ્ન કરીને આવેલા હતા, તે બધાને મુમ્બઈની ન્યાતે ન્યાત બહાર મૂક્યા હતા, ત્યાર પછી ભાટીઆ જ્ઞાતિની એક સભા શેઠ ગોવર્ધનદાસ ગો. તેજપાલના પ્રમુખપણા નીચે થઇ હતી (૨૪-૬-૧૯૦૦) તેમાં એવો ઠરાવ થયો કે હરદ્વારની જે કન્યા લાવવામાં આવી હતી તેમની ન્યાત વગેરેની તપાસ કરવા મુમ્બઇથી હરદ્વારખાતે મહાજનને ખર્ચે એક કમિશન મોકલવુ ત્યાર પછી હરદ્વારથી પરણી આવેલામાના કેટલાક જણ તરફથી મહાજન ઉપર પત્ર ગયો હશે કે હજુ કમિશન મોકલવા સમ્બન્ધી શા કારણે ઢીલ થાય છે જેના પરથી ન્યાતની એક સભા ભરવામા આવી હતી કે આ બાબત આજથી પન્દર દિવસ સુધી મૂળતવી રાખવી અને હરદ્વાર તરફથી પરણી આવનારાઓને સેક્રેટરીઓએ લખી જણાવવુ કે તેઓ ન્યાતીવ્યવહારથી દૂર થયેલા હોવાથી તેમના તરફથી આવેલી અરજી રીતસરની નથી, તો પણ તેઓને એક વધુ તક આપવા સારૂ એમ ઠરાવ કરવામાં આવે છે કે હવે પછી પન્દર દિવસ રહીને એક રવિવારે મળનારી શેઠઆઓની સભામા હરદ્વારની કન્યા પરણી આવેલા ભાટીઆઓએ જાતે હાજર થવુ, અને એ કન્યાઓ સમ્બન્ધમાં સર્વ ખુલાસો રજુ કરવો તે પુરાવો મહાજન સમક્ષ રજુ કરવામા આવ્યા પછી હરદ્વારમા મોકલવામા આવનારૂ કમિશન નીમવાની ગોઠવણ કરવાનો વિચાર કરવામા આવશે "—આ છેલ્લો ઠરાવ કમિશન નીમવા બાબત થયેલા પહેલા ઠરાવની વિરુદ્ધનો હતો તેથી શેઠ ગોવર્ધનદાસ ગોકળદાસ તેજપાલને અને

---

* જુઓ પ્રકરણ ૮ મુ 'પુણ્યપ્રવાસ'

બીજા ભાઇઓને એમ જણાયું કે આવા અસંગત ઠરાવો થવા ન જોઇએ. તેથી તેમણે તા. ૨૯ જુલાઇના રોજ પીક્રેટરોડપરની મહાજનવાડીમાં એક સભા ભરી ઉપરનો છેલ્લો ઠરાવ અયોગ્ય ઠરાવ્યો હતો. જેને પરિણામે ભાટીઆ ભાઇઓમાં બહુ વિરોધ અને અકળામણ ફેલાઇ રહ્યાં હતાં. આ વિરોધ જ્ઞાતિનું કલ્યાણ ઇચ્છનારાને સારો લાગતો ન હતો. તા. ૧૨ મી ઑગસ્ટે ભાટીઆ મહાજન સમસ્તની એક સભા આ કાર્ય માટે ભરાવાની હતી; તે પહેલાં આ ઝઘડાનું સમાધાન થવાની જરૂર હતી. બન્ને પક્ષના શેઠીઆઓ એવા વિચાર પર આવ્યા હતા કે જ્ઞાતિનુ માન સચવાય અને હિત પણ સચવાય તેવી રીતે સમાધાન કરાવી આપનાર જો કોઇ પણ ગૃહસ્થ હોય તો તે શેઠ વિઠ્ઠલદાસ દામોદર છે. એમને આ કામ માથે લેવાની સૂચના થતાં તેમણે પહેલાં તો પોતાની વિનયની રીતથી આનાકાની બતાવી. કારણ કે તકરારનુ સ્વરૂપ બહુ મોટું બની ગયું હતું; તો પણ ન્યાતના આગેવાનોએ તેમનાપર વિશ્વાસ મૂક્યો છે એમ તેમને જણાયાથી એ કામ તેમણે હાથમાં લીધું હતું. આ જવાબદારી ભરેલી સમાધાનીનુ કાર્ય તેમણે કેવળ ન્યાતની સેવાની દૃષ્ટિથીજ કરવા માંડ્યું હતુ સવારે અને સાંજે તેમજ રાતે જુદા જુદા ગૃહસ્થોને મળવામાં અને તેમની સાથે સમાધાનીની સરતોની ચર્ચા કરવામાં એમણે અમૂલ્ય સમય આપ્યો હતો. એક વાર શેઠ ગોવર્ધનદાસ ગોકળદાસ તેજપાલને, તો બીજી વાર શેઠ રણછોડદાસ ઠાકરસીને, કોઇવાર શેઠ ચત્રભોજ મોરારજીને તો કોઇ વાર શેઠ ગોવર્ધનદાસ ખટાઉને કે શેઠ દ્વારકાદાસ ધરમસીને મળવામાં એમણે આ કાર્ય માટે તનતોડ મેહનત લીધી હતી. તા. ૧૩ મી ઑગસ્ટે મહાજનની સભા મળવાની હતી અને તા. ૧૦ મી શુક્રવારે એમણે શેઠ ગોવર્ધનદાસ સુન્દરદાસ રૂબરૂ બધી જાતનું સમાધાન કરાવી લીધું અને તા. ૧૩મીની સભામાં જે ઠરાવ પસાર કરવાનો હતો તેનો મુસદ્દો પણ તૈયાર કરાવી તેના ઉપર બન્ને પક્ષના આગેવાનની સહીઓ પણ કરાવી લીધી હતી. એમ કહેવાયછે કે આ કાર્યમાં શેઠ ગોકળદાસ માધવજીએ પણ સારી મેહનત ઉઠાવી હતી. આ દિવસોમાં શેઠ વિઠ્ઠલદાસે લખેલી નોંધ પોથીમાંથી જણાયછે કે એક મુસદ્દો અર્ધીને વખતે તૈયાર થયો હતો તેના પર સહીઓ લેવામાં તેમને મોડી રાત સુધી દોડાદોડ કરવી પડી હતી.

છેવટે તા. ૧૩ મી ઑગસ્ટે મહાજનવાડીમાં ૧૫૦૦ ભાટીઆ ગૃહસ્થોની મોટી સભા ભરાઇ હતી. તે સભામાં મોટી ચર્ચા અને તકરારો થશે એવી આગાહીથી આવેલા માણસોની ધારણા સાચી ન પડી, શેઠ ગોવર્ધનદાસ

સુન્દરદાસના પ્રમુખપણા નીચે ફક્ત પન્દર વીસ મિનિટમાં સભાનું કાર્ય શાન્તિથી સમાપ્ત થયું. દરદ્દાર કમિશન નીમવામાં આવ્યું, અને એ પક્ષ વચ્ચેનો મતભેદ દૂર કરે તેવો સાદો ઠરાવ ન્યાતનો એખલાસ વધારવા માટે પસાર કરવામાં આવ્યો. છેવટે શેઠ ગોવર્ધનદાસ ગોકલદાસ તેજપાલે ઠરાવ રજુ કર્યો કે—આજની સભાનુ કામ સુલેહ સમ્પથી થયું છે તે માટે અને આ કામમાં જે ભાઇઓએ શ્રમ લઈ સલાહ કરાવી છે તેમનો આજની સભા, હું ધારૂં છું, કે ઘણી ખુશીથી ઉપકાર માનશે મી. વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી મૂળજી તથા મી. ગોકલદાસ માધવજીએ આ બાબતમાં ઘણો શ્રમ લીધો તે માટે તેમને ધન્યવાદ આપુ છું.

આ પ્રકારે શેઠ વિઠ્ઠલદાસ પોતાની જ્ઞાતિના હિતના પ્રશ્નોમાં ખરા જીગરથી ઉંડા ઉતરી પોતાની બધી શક્તિ અને લાગવગનો ઉપયોગ કરવામાં પોતાના સ્વ. કાકા શેઠ ગોવિન્દજીની પેઠે તત્પરજ રહેતા હતા. એઓ સમ્પ અને સુલેહના વાતાવરણની કીમત બરાબર આંકી શકતા હતા અને તેથીજ આવાં અટપટાં કાર્યમાં પણ રસ લઇ માથે આવેલી ફરજ અદા કરતા હતા.

જ્ઞાતિ સેવાનો બીજો વિકટ પ્રસંગ ઈ. સ. ૧૯૦૩ના ઑક્ટોબર માસમાં ઉભો થયો હતો. ઇ. સ. ૧૮૯૭માં જે ભાટીઆ ગૃહસ્થો વિલાયત ગયા હતા, અને જેમને વિદાયગીરીનું માન આપવાની સભાના પ્રમુખ તરીકે શેઠ વિઠ્ઠલદાસે સુન્દર બોધ અને ઉત્તેજન આપનારૂં ભાષણ કર્યું હતું તે ગૃહસ્થો વિલાયતથી પાછા ફર્યા પછી એમને ભાટીઆ જ્ઞાતિમાં લેવા માટે અનેક ચર્ચા અને તકરારો ચાલી હતી. એ ગૃહસ્થો કચ્છના વતની હોવાથી કચ્છ માંડવી શહેરના ભાટીઆ મહાજને એમને ન્યાતમાં લેવાનો ઠરાવ એ શરતે કર્યો હતો કે એ બન્ને ગૃહસ્થોએ—ભાઇ લક્ષ્મીદાસ રવજી અને ભાઇ કલ્યાણજી મુરારજી—મહાજનનો પત્ર લઇ નારાયણસર ક્ષેત્રમાં જવું, ત્યાંના બ્રહ્મચારી અને ગોરને હાજર રાખી ત્યાં પ્રાયશ્ચિત કરવું, અને અમુક રકમ ધર્માદાના કામમાં ખર્ચવા વાસ્તે મહાજન પાસે રજુ કરવી. એ પ્રમાણે પ્રાયશ્ચિત કરીને એ બન્ને ગૃહસ્થો કચ્છમાંડવીની ન્યાત સાથે સમ્બન્ધમાં જોડાયા હતા. પરન્તુ મુમ્બાઇની ભાટીઆ જ્ઞાતિ માંડવીના એ નિર્ણયને માન આપવા આનાકાની કરતી હતી, અને બીજી તરફથી કેટલાક સુધારાના હિમાયતી અગ્રેસરો એવી રીતે આ બાબતમાં વર્તતા હતા કે જૂના વિચારના મહાજનના શેઠીઆઓને એમનું એ વર્તન જરા નોછડાઇભરેલું લાગતું હતું. બન્ને પક્ષો વચ્ચેથી ચર્ચા બહુ ધુન્ધવાવા લાગી અને છેવટે એ વાતનો નિર્ણય લાવવા તા. ૪થી ઑક્ટોબર ૧૯૦૩ ને રવિવારના રોજ કચ્છી અને હાલાઇ ભાટીઆ મહાજનની સંયુક્ત સભા કાલબાદેવી રોડ

જેમ રાજકીય ક્ષેત્રમાં તેમજ સંસાર સુધારાના ક્ષેત્રમાં તેઓ ઉદ્દામવાદી થઇ શકતા નહિ, ઉદ્દામવાદ પ્રત્યે ભાવ પણ દર્શાવી શકતા નહિ. મધ્યમ સરના ઉદાત્ત વિચારથી કામ લેવું એજ એમનો ધ્યેય હતો. વેપારી નેતાને તો એજ છાજેને! પરદેશગમનને કારણે અને પરદેશગમન કરી આવેલાના સંસર્ગમાં આવ્યા હોવાને કારણે ગૃહસ્થોને ન્યાત બહાર મેલવાના ઝઘડા ભાટીઆ જ્ઞાતિમાં બહુ લાંબો સમય ચાલ્યા. છેવટે એવા કલેશમાંથી કચેરીએ ચડવાના પ્રસંગો પણ ઊભા થયા હતા. એવા ગન્દા પ્રયાગના સમયમાં પણ ઑ. મી. વિઠ્ઠલદાસે પોતાથી બને તેવી રીતે સમાધાન કરાવવાની નીતિ સ્વીકારી હતી. એમની આવી સમાધાન કરાવવાની નીતિને ઘણા લોકો પસન્દ કરતા નહિ. વર્તમાનપત્રોમાં એવાં ચર્ચાપત્રો પણ પ્રકટ થતાં કે મી. વિઠ્ઠલદાસે પોતાનો પક્ષ કયો છે તે સ્પષ્ટ રીતે જાહેર કરવું જોઇએ.

"One cannot understand the Hon. Mr. Vithaldas really sympathising with the England-returned gentlemen and declaring that no evidence has been produced to show that they have not kept their caste in England, and yet joining the meeting in ex-communicating those whom he practically deems innocent on his own admission, two years after they have been re-admitted into caste by the Mahajan of their own native country. It is high time the Honourable gentleman made an early confession of faith and threw himself heartily into one cause or the other."—[" *Times of India* "—A correspondent quoted]

જેમને ન્યાતનો, મહાજનનો મોભો જાળવવાનો હોય, અને ધીરે ધીરે સુધારાનો સાર ન્યાતના વૃદ્ધ અને રૂઢિયુક્ત આગેવાનોને સમજાવવાની ધારણા હોય તેમની કામ કરવાની રીત ઘણી વાર ઉદ્દામ પક્ષના માણસો અગરતો એક નિષ્ઠાથી સેવા કરનાર સીધા માણસો સમજી શકતા નથી અને એવા કાર્યકરને અન્યાય આપવા જેવા પગલાં તે લોકો ભરી બેસેછે. ન્યાત બહાર મૂકવાના ઠરાવને અંગે મહાજન ઉપર બદનક્ષીનો ફોજદારી કેસ મંડાયો હતો તેને સમાધાનીપર લાવવામાં મી. વિઠ્ઠલદાસે અને શેઠ ચત્રભોજ મોરારજીએ સારી મેહનત ઉઠાવી હતી. આવી અનેક તજવીજો કર્યાં પછી પણ એકવાર મહાજનની સભામાં શેઠ વિઠ્ઠલદાસને એવી મતલબનું વચન બોલવાની ઇચ્છા થઇ આવી હતી કે ન્યાતના સુધારા પાછળ મેં જેટલો વખતનો અને શક્તિનો વ્યય કર્યો છે તેટલો વ્યય ઇશ્વરને અર્પણ કર્યો હત તો જરા વધારે સારૂં પરિણામ આવ્યું હોત.

આવા આરિક પ્રસંગો ઉભા થતા હતા છતાં તેમણે જ્ઞાતિની ટેલ કદિ જતી કરી નહોતી. ઇ. સ. ૧૯૦૬–૦૭માં એઓ મુમ્બઇથી બનારસ માં ઍા મી. માધોલાલ મુન્શીને પત્ર લખી પૂછાવેછે કે જાપાનનો પ્રવાસ કરી આવેલા હિન્દુ ગૃહસ્થોને શાસ્ત્ર પ્રમાણે કેવું પ્રાયશ્ચિત આપવું તેનો નિર્ણય કરી આપનાર ઉત્તમ કોટિના પંડિતના નામો તેઓ મોકલાવી શકશે કે કેમ?

ઑ. મી. વિઠ્ઠલદાસના વિચારોની સમજ જેમણે બરાબર લીધી હશે તે કહી શકશે કે એમના જ્ઞાતિ સમ્બન્ધી અને પરદેશગમન સમ્બન્ધી મન્તવ્યો બહુ ઉદાત્ત હતાં. તેઓ પવિત્રતાના હિમાયતી હતા, રૂઢિના નહિ. તેઓ સિદ્ધાન્તમાં સમાયેલા વિચારને વળગી રહેનાર હતા; સિદ્ધાન્તના ખોખાં સમાન નિષ્પ્રાણ આચારને ચોંટી રહેવાનું તેઓએ કદિ પસન્દ કર્યું નથી. માત્ર કુટુમ્બ, ન્યાત, મહાજન, કે સમાજના ભોભાનું ઉચ્છેદન ન થાય અને સુધારાનું કામ થાય તેવી રીત તેમને ગ્રાહ્ય હતી.

એ વિચાર-પદ્ધતિ અને સિદ્ધાન્તનો અન્ય ક્ષેત્રને લગતો એક દાખલો અત્રે આપી શકાય. ઇ. સ. ૧૮૯૯ના મે માસમાં મુમ્બઈ શહેરમાં તાર ઑફિસમાં કામ કરનારાઓએ સત્તાવાળાની સામે સમ્પ કરી હડતાળ પાડી હતી. એ લોકોની મોટી ચળવળને લીધે શહેરના આગેવાનોએ તેમનો પક્ષ લીધો હતો. તેમને માટે કેવી રીતે લડત ચલાવવી તેનો વિચાર કરવા તા. ૨૭મી મેના રોજ મી. ફિરોજશાહ મહેતાની ઑફિસમાં આગેવાનોની સભા બોલાવવામાં આવી હતી. તે સભામાં હાજર રહેવાનું આમન્ત્રણ શેઠ વિઠ્ઠલદાસને પણ મી. ફિરોજશાહે મોકલ્યું હતું. એ કાગળના ઉત્તરમાં શેઠ વિઠ્ઠલદાસે જણાવ્યું હતું કે હડતાળીઆ પ્રત્યે તેઓ સહાનુભૂતિ બતાવી શકતા નથી, તેમજ સામાન્ય રીતે એવી બધી રીતભાત પ્રત્યે પણ તેમને સહાનુભૂતિ નહોતી. આ પરથી સમજાયછે કે સામાજિક બન્ધારણને માન આપવાનો સિદ્ધાન્ત તેમને પસન્દ હતો.

---

## પ્રકરણ ૧૪ મું.

### ધારાસભાની ધારાસભામાં પ્રવેશ

ઇ. સ. ૧૮૯૮માં શેઠ વિઠ્ઠલદાસ મ્યુનિસિપલ કૉરપોરેશનમાં દાખલ થયા પછી એમની જાહેર-પ્રવૃત્તિ વધતી જતી હતી; એક તરફથી અનેક ઉપયોગી વિષયો એક પછી એક તેઓ હાથમા લેતા જતા હતા, બીજી તરફથી અનેક મહાન પુરુષોના સમ્બન્ધમાં તેઓ આવતા જતા હતા, અને તેમના પરિચયને કેળવવામાં અને દઢ કરવામાં તેમનુ લક્ષ ખૂબજ રોકાતું હતુ.

ભાવનગરના ચમકતા તારા શ્રીમાન ગૌરીશંકર ઓઝા, શ્રીમાન વિઠ્ઠલભાઇ શામળદાસ મહેતા, અને શ્રીમાન પ્રભાશંકર પટ્ટણી સાથે તેમનો સમ્બન્ધ સુઘટિત થયેલો હાય તેવું એ સમયના પત્રો પરથી જણાયછે. કોઇ તેમને નવા વરસના શારદા પૂજનના પત્ર લખેછે તો કોઇ સહકુટુમ્બ તેમને ઘેર આવી મુમ્બઇમાં લામ્બો વાસ કરેછે. શ્રીમાન પટ્ટણી જેવા મુમ્બઇના ઉદ્યોગપૂર્ણ જીવનમાંથી વખત ફાજલ ન પાડી શકવાથી છેવટે રાતવાસો કરવા શેઠ વિઠ્ઠલદાસને ત્યાં આવેછે અને વ્યવહારગોષ્ઠિનો લાભ લેછે. જામનગરની ખ્યાતિવાળા ખા. બા. મેરવાનજી પેસ્તનજી અને જુનાગઢની ખ્યાતિવાળા શ્રીમાન પુરુષોત્તમરાય ઝાલા સાથેનો સમ્બન્ધ પણ તે સમયે બન્ધાયો હતો.

ઇ. સ. ૧૮૯૯–૧૯૦૦માં દેશ આખામાં દુકાળની પીડા અસહ્ય રૂપે છવાઇ રહી હતી. "છપ્પનીઓ કાળ" અતિ વિષમ થઇ પડયો હતો. કોઇ સ્થળે માબાપોએ છોકરાં વેંચ્યા હતાં, અગર છોકરાંને તજી દીધાં હતાં. ઢોરને ખાવાને ઘાસ મળતુ નહોતુ અને માણસો ઢોરનો ખોરાક ખાઇ આયુષ્યની તૂટતી દોરીને નભાવી રહ્યા હતા. તે વખતે જામનગર, દ્વારકા વગેરે સ્થળે શેઠ વિઠ્ઠલદાસે અનાજ-ઘાસ-ની ઉદાર મદદ મોકલી હતી. મુમ્બઇમાં એ અરસામાં (નવેમ્બર ૧૮૯૯) શેરીફ તરફથી ટાઉન હૉલમાં જાહેર પ્રજાની સભા બોલાવવામા આવી હતી અને દુકાળના સંકટને પહોંચી વળવા માટે શા શા માર્ગ લેવા શક્ય છે અને કોણે કેટલું કાર્ય ઉપાડી લેવું જોઇએ તેનો વિચાર એ સભામાં થવાનો હતો. તે સભામાં તેમણે હિમતપૂર્વક અભિપ્રાય આપ્યો હતો કે આવા અણીના સમયમાં કેવળ સરકાર તરફથી લેવાયેલાં પગલાં પુરતાં થઇ શકશે નહિ; વ્યક્તિગત સખાવત જે કાર્ય સાધી શકશે તે સરકારી અમલ નહિ સાધી શકે.

Government relief must be administered like all other measures under rules and regulations which do not permit of that elastic applicability to local circumstances and means that private charity alone can adequately provide for. It can supply work to those who can work and can give subsistence wages to those who can earn them. The aged, the infirm, the sick, and the distressed can never be fully reached by official agency. Again there are respectable poor who will not seek work, who will not beg, but will choose rather to suffer, nay, even to die. In dealing with such cases lies the province of private charity.

આ સભા ભરાઇ તેને બીજે દિવસે મી. ( પછી સર ) ઇબ્રાહિમ રહિમ તુલ્લાએ શેઠ વિઠ્ઠલદાસને પત્ર લખ્યો હતો. તેમાં આ વાક્યો હતાં.

"It may interest you to know, that a Mohomedan friend of mine, who is an M.A. of the Bombay University, was telling me after the last famine meeting that he was so favourably impressed with your speech that he had no doubt you would make one of our leading men in a few years' time".

[ સાર—તમે જાણીને રાજી થશો કે મુમ્બઇ યુનિવર્સિટિની એમ. એ. ની પદવી ધરાવનાર મારા એક મુસ્લિમ દોસ્તને ગઇ કાલે દુકાન-સંકટની સભામાં તમારૂ ભાષણ એટલું બધુ અસરકારક જણાયું હતું કે તેમણે સ્પષ્ટ રીતે. ભવિષ્ય ભાખ્યું છે કે તમે થોડા વરસોમાં આપણા આગેવાન શહેરીઓમાંના એક ગણાશો. ]

એ સમયમાં સ્વ સર જમશેદજી એન. તાતા એ ૩૦ ત્રીસ લાખ રુપીઆંની મોટી રકમ વિજ્ઞાનના શિક્ષણની સંસ્થા ઉભી કરવા માટે હિન્દુસ્તાન સરકારને આપી હતી. સરકારે નિષ્ણાતોની સલાહ મેળવી એમ ઠરાવ્યું કે આ ભવ્ય સંસ્થા બેન્ગ્લોર કે મુમ્બઇ-માં સ્થાપવી તે વખતે મ્હૈસૂર સરકારે એટલી બધી ઉદાર સગવડો આ સંસ્થાને બેન્ગલોરમાં આપવાનું જાહેર કર્યું કે મુમ્બઇને ભાગે એ ભવ્ય વિજ્ઞાન-મન્દિર આવી શક્યું નહિ. તો પણ ન્યાયમૂર્તિ રાનડે જેવા દેશની દાઝવાળા ગૃહસ્થે મુમ્બઈના શ્રીમન્તો અને વ્યવહારકુશલ માણસો પાસે અનેક સૂચના રજુ કરી હતી અને ક્રમે કરીને એ ભવ્ય વિજ્ઞાનમન્દિર મુમ્બઇમાં સ્થપાય તેવી તેમની ઇચ્છા હતી. શેઠ વિઠ્ઠલદાસે તે વખતે એટલી સારી પ્રતિભા દર્શાવી હતી કે ન્યાયમૂર્તિ રાનડેએ આ બાબત એમને પત્ર લખ્યો હતો અને કોઇ યોજના શોધી આપવા સૂચવ્યું હતુ, પરન્તુ મુમ્બઇના પ્રજાકીય આકુ-

ખેંચા કરતાં મ્હેસુર રાજ્યના સદ્ધર પ્રલોભનથી આ સંસ્થા Tata's Research Institute—બેન્ગ્લોર ખેંચાઇ ગઇ. અત્યારે પણ અનેક સગવડ-અગવડથી હિન્દી વિદ્યાર્થીઓ એ સંસ્થામાંથી ઉચ્ચ જ્ઞાન મેળવેછે.

મુમ્બઇ મ્યુનિસિપાલિટીમાં, સ્ટૅન્ડિંગ કમિટીમાં, મિલ માલિકના ઍસોસીએશનમાં, ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટમાં અને હિન્દી મહાસભામાં નાણાશાસ્ત્રની ચર્ચામાં શેઠ વિઠ્ઠલદાસે સને ૧૯૦૨ સુધીમાં એટલુ બધું સંગીન કાર્ય જાહેર જીવનમાં મૂકી દીધું હતું કે તેમના તરફ સૌની દષ્ટિ ખેંચાયા કરતી હતી. લોકોને સન્તોષ પણ થતો હતો કે ત્રીસ વરસ જેવી મધ્યમ વયમાં આટલું ઉપયોગી અને નિષ્ણાતથી થઇ શકે તેવું કામ તેઓ આપી શક્યા હતા.

જામનગરના રાજકુમાર અને જામનગરના મહારાજ જામસાહેબ જેવા પરોણાનો સત્કાર તેમને ઘેર થતો હતો. પૂના, મહાબળેશ્વરના વૈભવશાળી અને રાજદ્વારી ઉન્નત વાતાવરણમાં તેઓ ઘણી સ્વાભાવિકતાથી હળતા ભળતા થઈ ગયા હતા; અને ઉચ્ચ સંસ્કારયુક્ત વેપારીઓ અને અમલદારોમાંથી તેમણે પોતાનું મિત્રમંડળ જમાવ્યું હતું. સાર્વજનિક અગત્યના પ્રશ્નોનો એમનો અભ્યાસ એમનાં પ્રત્યેક જાહેર કાર્યમાં તરવરી રહેતો હતો.

શેઠ વિઠ્ઠલદાસના જાહેરજીવનનાં આન્દોલનો ધીરે ધીરે સરકાર દરબારમાં પહોંચવા લાગ્યાં અને ઇ. સ. ૧૯૦૩ના ઑગસ્ટ માસની ૭મી તારિખે શેઠ વિઠ્ઠલદાસને મુમ્બઇના ગવ્હર્નર લૉર્ડ નૉર્થકોટની સરકારે મુમ્બઈની ધારાસભાના ( Legislative Council ) સભાસદ તરીકે નિયુક્ત કર્યાનું જાહેર થયું.

શેઠ વિઠ્ઠલદાસ હવે ઑનરેબલ મી. વિઠ્ઠલદાસ થયા. એ જાણી એમને પોતાને હર્ષ અને સન્તોષ થયો હશે તેના કરતાં તેમના આપ્તજનોને, મિત્ર વર્ગને, સ્નેહી સમ્બન્ધીઓને અને તેમના પ્રશંસક અને આશ્રિત વર્ગને ઘણોજ વધારે આનન્દ થયો હતો, અને એ બધા કરતાં જાહેર પ્રજાને શેઠ વિઠ્ઠલદાસને આ માનપ્રદ સ્થાન મળ્યાથી વિશેષ સન્તોષ અને ઉલ્લાસ થયો હતો. દેશમાં પ્રકટ થતાં ઘણા ખરા વર્તમાન પત્રોમાં એમને આ માન મળ્યા બદલ અભિનન્દનના વચનો અને તેમની પસન્દગી માટેનો સન્તોષ જુદી જુદી દષ્ટિથી પ્રકટ થયેલા લેખમાં જોવામાં આવેછે.

" ટાઇમ્સ આફ ઇન્ડીઆ"—તા. ૧૦-૮-૦૩ના અગ્રલેખમાં આમ લખેછે.

The *excellent* selection the Bombay Government have made in apppointing the Honourable Mr. Vithaldas Damodher Thackersey to the Legislative Council *will be generally approved.* Mr. Vithaldas holds an *unusually high place* in the minds of his caste-fellows, in as much as he comes in a succession of philanthropic workers not only in this city but in Kathiawar also...... We are satisfied that the appointment will give *qualified* and *increasing satisfaction* as time and his work go on."

" ઍડ્‌વોકેટ ગેઝેટ—તા ૮-૮-૩૦ ના અંકમાંનો ઉતારો—

A young and rising member of the Bhatia Community, who, by dint of perseverance and natural talents has attained to rank and position within a very short time—Mr. Vithaldas D. Thackersey has been appointed the member of the Bombay Legislative Council. The appointment will be hailed with joy... ... On recent occasion he has taken a prominent part in all public movements in the city and is a leader in his own community, and has acquired considerable influence with Native Durbar."

તા. ૧૧ -૮-૦૩ ના "જામેજમશેદ"ના અંકમાંથી ઉતારો—

"In the Municipal Council Hall, in the Millowners' Association Room, and elsewhere he has given ample proofs of his desire to serve the interest of the people *honestly* and *courageously*, and his intelligence and public spirit have always appeared to greater advantage in consequence of his *habitual moderation and self-control* in discussing and arguing public questions. The public no less than the Government will find in him altogether a very desirable acquisition to the Council, and the party of *progress* and *reform* in him will find yet another *champion* added to their ranks to support them in their efforts."

" મુંબઇ સમાચાર " અને " અખબારે સોદાગર " ના અંકોમાં ઑ. મી. વિઠ્ઠલદાસની ઉજ્જ્વલ કારકીર્દિના લાંબા લેખો પ્રકટ થયા હતા; અને એમની બાહોશી માટે યોગ્ય શબ્દો તેમાં લખાયા હતા.

" ઓરીએન્ટલ રીવ્યુ " ( તા. ૧૩-૮-૦૩ ) નામના પત્રમાં એમને માટે લખાયેલા લેખમાં નીચેનાં વાક્યો ધ્યાન આપવા જેવાં છે.

"He is bound to bring to bear upon the commercial and economic problems that may engage the attention of the Legislature much useful knowledge and information coupled with strong common-sense."

મુમ્બઇના "કૈસરે હિન્દ" પત્રમાં ( તા. ૧૬-૮-૦૩) A fitting nomination ના મથાળાવાળો અગ્રલેખ પ્રકટ કરવામાં આવ્યો હતો. "ગુજરાતી" પત્રે અગ્રલેખમાં આ પ્રસંગે લખ્યું હતું કે—"ઘણા મિલમાલિકોમાં કાર્યકુશળતા અને ધન્વાનુ જ્ઞાન બહુ હોય છે પણ તેઓનું લક્ષ દેશના વિશાળ પ્રશ્નો ઉપર જતું નથી. પરન્તુ આ નિયમને માનવન્ત અપવાદ રૂપ ઑ. મી. વિઠ્ઠલદાસ છે એ અમે ખુશાલી સાથે જાહેર કરીએ છીએ". આગળ જતાં તે લખે છે કે—

We are one of those who hold that the more largely the wealthy and intelligent section of native community are actively associated with public work and with public movements so much the better in the interests of all. From this standpoint we all the more *cordially welcome* the present nomination."

આ પત્રો ઉપરાન્ત, "સત્યવક્તા," "હિન્દિપંચ", "નેટીવ ઓપીનીઅન", "ગુજરાતી પંચ" અને "કોરોનેશન એડવાઇઝર" પત્રોની કટારોમાં ઑ. મી. વિઠ્ઠલદાસ માટે અને મુમ્બઇ સરકારની કદરદાની માટે વિસ્તૃત લેખો પ્રકટ થયા હતા.

શ્રીમન્ત કુટુમ્બમાં ઉછરીને ઝડપી પ્રગતિ સાધવાનુ કામ સામાન્ય રીતે સહેલુ ગણાય નહિ. જે વયે આજ કાલ યુનિવ્હર્સિટીનું શિક્ષણ પૂરૂં કરી દેશના યુવાનો સાંસારિક જીવન—પથમાં પગલીઓ પાડવાનો આરમ્ભ કરેછે તેથી ત્રીસ વરસની વયે આ ગૃહસ્થને મુમ્બઈ સરકાર પ્રજાના આગુસોમાંથી ધારાસભામાં ઉપયોગી મદદ આપવાના કામે યોગ્ય સમજી માન ભરેલું અવાહન મોકલે છે. આ બિના ઉપર વિમર્શન કરનારને એ દિશાએ પોતાના વિચારતન્ત્રને હીંચોળવું પડેછે. એક બાજુએથી હાલની શિક્ષણ પ્રણાલિકા યુવાનો અને યુવતીઓના આયુષ્યનો કેટલો બધો ભાગ પડાવી લેછે તે શોચનીય પ્રશ્ન ઉપર આપણુ ચિન્તન રચાયછે, તો બીજી બાજુએથી ઑ. મી. વિઠ્ઠલદાસની આત્મશ્રદ્ધા, કાર્ય-વ્યાપૃતતા અને પ્રગતિપ્રિયતા ક્યા ભંડારમાંથી કોની શક્તિથી પ્રેરાઇ હશે તે પ્રોત્સાહક પ્રશ્ન ઉપર આપણી વિચારણા જઇ ચડેછે, કારણ કે " મી. વિઠ્ઠલદાસ માત્ર ત્રીસ વરસની ભર યુવાન વયમાં અને આવી નાની ઉમ્મરમાં ધારાસભા જેવા ઇલાકાના સૌથી ચડતા મંડલમાં દાખલ થઈ "ઑનરેબલ" બનવાનું મોટું માન મેળવવાને આપણા ઇલાકામાં પહેલ વહેલા ભાગ્યશાળી નીવડ્યા છે " [ કોરોનેશન ઍડવાઇઝર ]

ભાટીઆ જ્ઞાતિમાં વેપારી કુનેહ અને સાહસિકવૃત્તિ સારી પેઠે દૃષ્ટિ ગોચર થાય છે, પરન્તુ સાર્વજાનિક કલ્યાણના પ્રશ્નો ઉકેલવા સારૂ જાહેર-

જીવનમાં ઝમ્પલાવવાની આવડત અને ઉમેદ વીસમી સદીની શરૂઆતમાં હજી પ્રકટ થઇ નહોતી. માત્ર ભાટીઆ જ્ઞાતિમાં અપૂર્વ વિભૂતિ ધરાવનાર શેઠ મોરારજી ગોકુળદાસને ઇ. સ. ૧૮૭૮ ના ઑગસ્ટ માસની ૩૦ મી તારિખે મુમ્બઇની ધારાસભાના ઑનરેબલ સભાસદ તરીકે પસન્દ કર્યા હતા. તે વાત જો ગણતરીમાં લઇએ તો તે પછી ૨૫ વરસે ઑ. મી. વિઠ્ઠલદાસ આવાં જાહેર કામ માટેની લાયકાત ધરાવનાર ભાટીઆ જ્ઞાતિમાં બહાર આવ્યા ગણાય. અકલિત સંજોગનું સમ્મિલન એવી સરસ રીતે બન્યું કે ઑ. શેઠ મોરારજી ગોકુળદાસ ઑ. મી. વિઠ્ઠલદાસના સસરા થતા હતા; એટલે કે જાણે વડીલનું સ્થાન લાયક જમાતાએ સમ્ભાળ્યું ન હોય એમ ઘટના બની.

" હિન્દી પંચ " પત્રના ૧૫ મી ઑગસ્ટના અંકમાં એક સુન્દર ચિત્ર—" કાર્ટુન " આ પ્રસંગને અનુસરીને પ્રકટ કરવામાં આવ્યું હતું. તેમાં ઑ. મી. વિઠ્ઠલદાસ ખુરશીપર બેઠા છે. ટેબલ ઉપર મ્યુનિસિપલ કૉરપોરેશન, મિલ ઓનર્સ ઍસોસીએશનની છાપના કાગળો પડ્યા છે, અને તે બધાના ઉપર મુમ્બઈ લેજીસ્લેટિવ કાઉન્સિલ—ના નામના કાગળ પડેલા છે તેમની પીઠ આગળ સ્વ. શેઠ મોરારજી ગોકુળદાસની છાયા—પ્રતિછાયા—ઉભેલી છે; અને જાણે વડીલ તરીક પોતાની ભલી આશિષ સાથે સદ્બોધ આપી રહ્યા હોય તેવો ભાવ તે ચિત્રમાં આપ્યો છે. ચિત્ર નીચે " હિન્દી પંચે " આ પ્રમાણે છાપ્યું છે. તે કેટલું સમયાનુસાર અને સાચું છે તે વાચક સમજી શકશે.

Shade of the late Hon'ble Morarji Gokuldas—My congratulations to you! Walk in my foot-steps; be true to ancient traditions, try to aim at the greatest good of the greatest number, and honour and applause will be yours, as I flatter myself, they were mine some five and twenty years ago!

મરહુમ ઑનરેબલ મી. મોરારજી ગોકુળદાસનો ઓળો—સેવક તમને મુબારકબાદી ઇચ્છે છે! મારેજ પગલે ચાલજો આપણી અસલી રીતભાતને સાચા નીવડજો, સૌથી વધતામાં વધતી સંખ્યાનું સૌથી વધતામાં વધતુ ભલું કરવાનીજ નેમ સદા ધ્યાનમાં રાખજો, અને માન અને શાબાશી પછી તમોને ઘર બેઠાં પુછતી આવશે,—જેમ પચીસ વરસપર તે મને પુછતી આવી હતી તેમ!"

ધારાસભાના સભાસદ થવું એ વીસમી સદીના આરમ્ભમાં અતિ શોભાસ્પદ અને ગૌરવ આપનાર ગણાતુ હતું તેથી વર્તમાનપત્રોમાં શેઠ

વિઠ્ઠલદાસ ઑનરેબલ બન્યાના ખબરો અને અધિપતિની નોંધો પ્રકટ થવા લાગી કે ગુજરાતના ઘણા ખરા ભાગમાંથી એમને અભિનન્દનના સન્દેશા આવવા લાગ્યા. મુમ્બઈની ભાટીઆ જ્ઞાતિના ( કચ્છી અને હાલાઇ ) મહાજન સમસ્તને જાહેર પત્ર હાલાઈ ભાટીયા મહાજનની મેનેજીંગ કમિટીના ગૃહસ્થોની સહીથી લખવામાં આવ્યો કે જત આપણી જ્ઞાતિના નીચે લખેલા તથા બીજાઓ મળી ૨૮૭ ગૃહસ્થો તરફથી મહાજન ઉપર એક અરજ પત્ર આવ્યોછે કે નામદાર મુમ્બઈ સરકારે આપણી જ્ઞાતિના એક "માનવન્તા આગેવાન શેઠ વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીને પોતાની ધારાસભાના એક સભાસદ નીમી તેમને તથા તેઓ મારફતે આપણી જ્ઞાતિને જે મોટું અને અસાધારણ માન આપ્યું છે તેને માટે નામદાર ગવ્હર્નર લૉર્ડ નૉર્થકોટની સરકારનો ઉપકાર માનવા તથા ઑનરેબલ શેઠ વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસીને મહાજન તરફથી મુબારકબાદીનું માન પત્ર અર્પણ કરવાનો ઠરાવ કરવા સારુ સમસ્ત મહાજનની સભા બનતી પહેલી જોગવાઇએ બોલાવવાના પગલા લેશો–" ( આની નીચે શેઠ કરસનદાસ ધરમસિ શેઠ કરસનદાસ નાથા વગેરે મહાપુરૂષોની સહી હતી ). મજકુર અરજ પત્રની રુએ સંવત ૧૯૫૯ ના શ્રાવણ વદ ૯ સોમવારે તા ૧૭ ઑગસ્ટ ૧૯૦૩ ના રોજ સાંજના ચાર વાગે કાલકાદેવી રસ્તા ઉપર જુની મહાજન વાડીમાં ઉપરના કામ સારુ સર્વ ભાઇઓએ આવવાની તસ્દી લેવી. ( તા. ૧૪–૮–૧૯૦૩ ) આ જાહેર પત્રમાં દર્શાવ્યા મુજબ મહાજનની સભા શેઠ ચત્રભોજ મોરારજીના પ્રમુખપણ નીચે મળી હતી; તેમાં મુમ્બઈના નામદાર ગવ્હર્નર રાઇટ ઑનરેબલ લૉર્ડ નૉર્થકોટની સરકારે શેઠ વિઠ્ઠલદાસને ધારાસભાના સભાસદ નીમ્યા તે માટે તેમનો આભાર માનવાનો અને શેઠ વિઠ્ઠલદાસને મુબારકબાદીનું માનપત્ર મહાજનસમસ્ત તરફથી આપવાનો એમ બે ઠરાવ થયા હતા. આ કામમાં પ્રમુખ ઉપરાન્ત, શેઠ રામજી લક્ષ્મીદાસ, શેઠ કરસનદાસ નાથા, શેઠ માવજી શામજી, શેઠ વાઘજી કોરજી, શેઠ રતનસી મૂળજી, શેઠ જીવરાજ દયાળ—વગેરે સમ્ભાવિત ગૃહસ્થોએ બહુ ઉત્સાહ બતાવી હતી.

## કચ્છી અને હાલાઇ ભાટીઆ મહાજન સમસ્તનું માનપત્ર

તા. ૬ઠ્ઠી સપ્ટેમ્બર ૧૯૦૩ના રોજ મુમ્બઇની ભાટીઆ મહાજન વાડીમાં મોટો ઉત્સાહ અને ઉજમ છવાઇ રહ્યો હતો. શેઠ વિઠ્ઠલદાસને મુબારક બાદીનુ માનપત્ર આપવાની સભા તે દિવસે ભરવાની હતી. સાંજે ાંચ વાગતાં સભામંડપ મેદનીથી ભરપૂર બની ગયો હતો. આશરે આઠ ાથી હજાર ભાટીઆ ભાઇઓ પોતાના લાક્ષણિક પોશાકમાં સજ્જ થઇ

સભાને શોભાવી રહ્યા હતા. સભાનું પ્રમુખ સ્થાન શેઠ ચતુર્ભુજ મોરારજી એ લીધું હતું.

પ્રમુખ સાહેબનું પ્રાથમિક ભાષણ એમના વતી એમના પુત્ર શેઠ ચરણદાસ ચતુર્ભુજે કર્યું હતું. તેમાં સભાનો ઉદ્દેશ જણાવ્યા પછી તેમણે શેઠ વિઠ્ઠલદાસના વડવાઓની જ્ઞાતિ સેવાની યાદ આપી હતી અને શેઠ વિઠ્ઠલદાસની ઝળકતી કારકીર્દિનો ચિતાર આપ્યો હતો. તે પછી તેમણે ભાષણ સમ્પ્રાવતાં જણાવ્યું હતુ કે—"ભાઇઓ, આપણી જ્ઞાતિને મળેલું આ માન જો કે બીજી વારનુ છે, કારણ કે આપણને યાદ હશે તેમ આપણી જ્ઞાતિના એવાજ એક અગેવાન ગૃહસ્થ સ્વ. શેઠ મોરારજી ગોકુલદાસને લગભગ પચ્ચીસ વરસ પર નામદાર સરકારે આવુંજ માન બક્ષ્યું હતું, તોપણ આટલી લામ્બી મુદતે આ માન આપણને ફરીથી મળેલું હોવાથી, આપણા અન્તઃકરણમાં ખુશાલીની લાગણી ઉત્પન્ન થાય તે સ્વાભાવિક છે વધારે ખુશાલી ભરેલુ તો એ છે કે શેઠ વિઠ્ઠલદાસની અગાઉ હિન્દુસ્તાનનો બીજો કોઇપણ દેશી ગૃહસ્થ ત્રીસ વરસ જેટલી નાની ઉમ્મરની અન્દર આવું મોટું માન મેળવવાને ભાગ્યશાળી થયો હશે. જે બિના શેઠ વિઠ્ઠલદાસની લાયકાતનુ તોલ કરવાની આપણને ઘણી સારી જોગવાઇ કરી આપેછે. તેઓની આ નેમણુકથી તેમને પોતાની બાહોશી તથા ઉપયોગીપણુ ઘણા બહોળાં પ્રમાણમાં બતાવી આપવાની તથા રાજા અને પ્રજા બન્નેની એક સરખી સેવા બજાવવાની ઉત્તમ તક મળેછે, ને તેનો ઘટતો લાભ લઇ નામદાર સરકારની તેમના પર ઉતરેલી પસન્દગીને તેઓ ઘટિત ઠરાવી આપ્યા વિના રહેશે નહિ. કારણ કે તેમની નિમણુક થયા પછી થયેલી ધારાસભાની છેલ્લી બેઠક વખતે તેમણે જે ઉપયોગી વિવેચન કીધું છે તે પરથી તેના ચિહ્ન ખુલ્લી રીતે દેખાયછે."—ત્યાર પછી તેમણે ઈતર વિવેચન કરવાની સભાજનાને છુટ આપી હતી. તેનો લાભ લઇ શેઠ સુન્દરદાસ નારાયણદાસે વિવેચન કર્યું હતું–તેમાંથી થોડાંક વાક્યો અત્રે ઉતારવા યોગ્ય છે–"ઑનરેબલ મી. વિઠ્ઠલદાસે આપણા જ્ઞાતિબન્ધુઓની બજાવેલી સેવા માટે આપણે તેમને સુખારબાદીનું માનપત્ર આપવા ભેગા થયા છીએ, તેઓએ કેવી કીમતી સેવા બજાવીછે તે સમ્બન્ધમાં બે બોલ બોલવાની જરુર છે. થોડા વખત ઉપર ભાટીઆ ન્યાતમાં વિલાયત તથા હરદ્વારના સવાલોની બાબતમાં જે મતભેદ પડયો હતો અને તેથી નવી વાડીમાં સભા મળ્યા પછી ન્યાતમાં તડ પડી જવા ઉપર મામલો આવી રહ્યો હતો; તેવા બારિક પ્રસંગે ઑનરેબલ મી. વિઠ્ઠલદાસે ન્યાતનું એકત્રપણું ટકાવી રાખવા માટે જે કીમતી સેવા બજાવી હતી તેની કીમત કરી શકાય તેમ નથી. તે પછી હાલાઇ ભાટીઆ મહા-

જનના શેઠ મી. ગોરધાનદાસ સુન્દરદાસ ગુજરી ગયા પછી શેઠાઈના સમ્બન્ધમાં જે ગુંચવાડો થયો હતો તેનો તેમણે સારી રીતે નિર્ણય કરી આપ્યો હતો–તે બીજી સેવા હતી"—

બીજા કેટલાક ગૃહસ્થોનાં વિવેચન પછી એ સભામાં શેઠ સુન્દરદાસ નારાયણદાસ બી. એ. એલએલ. બી. એમણે નીચે છાપેલું માનપત્ર વાંચી સમ્ભળાવ્યું હતું.

## —માનપત્ર—

**ધી. આનરેબલ શેઠ. વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી જે. પી.**
મુમ્બાઈ મ્યુનિસિપલ કૉરપોરેશનના સભાસદ
ઇ. ઈ. જોગ શ્રી મુમ્બઈ

પ્રિય જ્ઞાતિબન્ધુ,

જ્ઞાતિશુભેચ્છક મનુષ્યને સ્વજ્ઞાતિનું શ્રેય અનુભવીને જે આનન્દ પ્રાપ્ત થાય છે તે અત્યાનન્દમાં નિમગ્ન થયેલા આપના જ્ઞાતિબન્ધુઓને આજનો મેળાવડો હમેશાં સ્મરણમાં રહેશે. સ્વજ્ઞાતિની ઉન્નતિ થવા માટે જ્ઞાતિમાં વિકટ પ્રસંગોને આપે ધૈર્યતા, શાન્તતા, તથા બાહોશીથી દૂર કરવા યોગ્ય પ્રયત્ન કીધા છે એટલુજ નહિ, પણ તેઓની વિશેષ ઉન્નતિ માટે આપની પ્રેરણાઓ આગળ વધતી જાય છે તે ખરેખર સ્તુતિપાત્ર છે. આપે જ્યારથી દેશોન્નતિનાં કાર્યોમાં ભાગ લેવા માંડ્યો ત્યારથી અમોએ આપના વિષે જે આશાઓ બાંધી હતી તથા આપના ઉપર જે વિશ્વાસ રાખ્યો હતો તે સર્વેને આપ પૂર્ણ રીતે લાયક ઠરી ચુક્યા છો—તેથી અમને ઘણો આનન્દ થાય છે. મુમ્બઈની મ્યુનિસિપલ કૉરપોરેશનના, તથા તેની સ્ટેન્ડિંગ કમિટીના અને વ્યાપારી મંડળીના સભાસદની પદવી મેળવી એ મંડળોમાં આપે આગેવાન ભાગ લીધો છે તથા તેમાં ઉપયોગી યોજનાઓ સૂચવી છે એટલુજ નહિ પણ પ્રૌઢ વિચારો દાખવીને સુપ્રસિદ્ધતા મેળવી છે. એવા એક જ્ઞાતિબન્ધુને માટે આ જ્ઞાતિને મગરુરી ઉત્પન્ન થાય તેમાં કાંઇ પણ આશ્ચર્ય નથી. આપની એ કારકીર્દિમાં સાર્વજનિક હિત સમાયેલુ છે એ ખરી વાત છે, પરન્તુ મુમ્બઈની કરભરનારી તથા મોટા વેપાર ખેડનારી પ્રજામાં ભાટીઆ જ્ઞાતિ અગ્રેસર હોવાથી સ્વજ્ઞાતિ ઉપર આપનો વિશેષ આભાર થયેલો છે—એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ નથી. એ પ્રમાણે સ્વજ્ઞાતિની, વ્યાપારની અને દેશની સેવામાં આપે ઉત્સાહ ભર્યો

ભાગ લેવાથી આપને નામદાર મુમ્બાઇ સરકારે પોતાની ધારાસભાના એક ઑનરેબલ સભાસદ નીમીને જે માન આપ્યું છે તે માન આપણી સમસ્ત જ્ઞાતિને મળ્યું છે એમ કહેવામાં અમે વ્યાજબી છીએ. એથી અમે આપની આખી જ્ઞાતિ આપને ખરા અન્તઃકરણથી ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આપ આવા લોકહિતકારી કાર્યો કરી દિન પ્રતિદિન વિશેષ માન મેળવવાને ભાગ્યશાળી થાઓ તથા લામ્બુ આયુષ્ય ભોગવો અને આપના સ્વર્ગવાસી પિતાશ્રી શેઠ દામોદર તથા કાકા શેઠ ગોવિન્દજી ઠાકરસી મૂળજીની માફક સ્વજ્ઞાતિનું તથા દેશનું કલ્યાણ કરવાની આપની વૃત્તિ અહોનિશ વૃદ્ધિ પામતી રહો। તથાસ્તુ ! । સંવત ૧૯૫૯ ના ભાદરવા શુદ ૧૫ વાર રવિ. તા. ૬ ટ્રી સપ્ટેમ્બર ૧૯૦૩.

ચત્રભોજ મોરારજી

(કચ્છી–હાલાઇ) બન્ને મહાજનના સેક્રેટરી અને ટ્રેઝરર

| | |
|---|---|
| રામજી લખમીદાસ | લાલજી મોરારજી |
| મોરારજી વેલજી | પ્રાગજી વન્દ્રાવન |
| માધવજી ઠાકરસી | મનજી કેશવજી |
| ચત્રભોજ શીવજી | વાલજી સુન્દરજી |

વલ્લભદાસ કાનજી વગેરે.

આવા સુન્દર અને વગદાર માનપત્રનો જવાબ ઑ. મી. વિઠ્ઠલદાસે બહુ દીર્ઘ વિચારથી અને વાણીના સંયમથી આપ્યો હતો. એ ઉત્તરમાં એમના જીવનના કેટલાક ધ્યેયની ઝાંખી થાયછે માટે તેમાંથી બેચાર ફકરા અત્રે ન ઉતારતાં આખો સળંગ જવાબ ઉતારવામાં આવેછે

## માનપત્રનો પ્રત્યુત્તર

આજે આપ ભાઇઓએ આ સુન્દર માનપત્ર આપી મને જે માન આપ્યુંછે તેને માટે હું આપનો મારા અન્તઃકરણપૂર્વક આભાર માનુંછુ. હું સારી પેઠે જાણુંછું કે આ માન આપણી જ્ઞાતિ જવલ્લેજ આપેછે, અને તેથી તેને બેશક હું અમૂલ્ય સમજુંછું મને મુમ્બઇની નામદાર ગવર્નરની કાઉન્સિલનો સભાસદ નીમવામાં આવ્યો તેને માટે આપ જે મુબારખાદી આપોછો તેની સાથે વળી મેં જે કાંઇ જરા આપણી જ્ઞાતિના લાભ માટે કીધું હશે તે કીમતી સેવા તરીકે ગણી એ વિષે પણ જે આ માનપત્ર આપી મને આભારી કર્યોછે તે વિષે મારા અન્તઃકરણની લાગણીનુ શબ્દોથી વર્ણન કરવું મારાથી અશક્ય છે. એ ઉપકાર તો મારા જીગરમાં કોતરાઇજ રહેશે.

જ્ઞાતિની જે સેવા મેં થોડી ઘણી બજાવી હશે તો તેમાં મારી ફરજ કરતાં મેં કાંઇ પણ વધારે કીધું નથી. આપણી જ્ઞાતિ માટે મને મોટું માન છે. આપણી સર્વે હિન્દુ કોમોમાં જોકે આપણી ભાટીઆ જ્ઞાતિની સંખ્યા ઘણી મોટી નથી, તો પણ ઉદ્યમમાં સૌ કરતાં પહેલે નમ્બરે છે એમ કહીએ તો કોઇ પણ રીતે અતિશયોક્તિ ગણાશે નહિ. મિલ-ઉદ્યોગ જુઓ, રુનો વ્યાપાર જુઓ, કાપડનો વ્યાપાર જુઓ, અને *પરદેશગમન જુઓ, તો દરેકમાં આપણી ભાટીઆ જ્ઞાતિ પોતાની બાહોશીથી અને વ્યાપારની કુનેહથી આગળ પડતો ભાગ લે છે; અને ફતેહ મેળવેછે. એવી જ્ઞાતિના એક બન્ધુ થવું એ હું મગરૂરી સમજું છું.

ભાઇઓ, તમે તમારા માનપત્રમાં મારી જ્ઞાતિસેવાનો ઇશારો કીધોછે અને આપણા પ્રમુખ માનવન્ત શેઠ ચતુર્ભુજ મોરારજીએ પોતાના ભાષણમાં વધારે ને વધારે જ્ઞાતિને હું ઉપયોગી થઉં એવી આશા દર્શાવી છે તે સમ્બન્ધમાં મારે જણાવવું જોઇએ કે ભાઇઓ, આજ દિવસ સુધીની મારી કારકીર્દિથી હું કયા નિયમથી વર્તું છું અને મહાજન તરફ મારી કેવી લાગણી છે તે તો આપ ભાઇઓ સારી પેઠે જાણોછો. મારૂં એવું મત છે કે જ્ઞાતિબન્ધનથી આપણને ઘણા ફાયદા છે. તેનું અત્રે વર્ણન કરીએ તો ઘણો વખત નીકળી જાય; પણ એટલું તો મને કહ્યા વગર ચાલતું નથી કે જ્ઞાતિબન્ધન તૂટવાંથી કેટલો ગેરફાયદો અને હેરાનગતિ થાય છે અને કેવી રીતે ઝીણા ઝીણા મતફેર માટે કોર્ટ દરબારમાં ચડવું પડે છે, તથા મૅટ્રીમોનીઅલ કોર્ટનો ( લગ્નસમ્બન્ધી ચુકાદા આપનાર કચેરી ) લાભ લેવો પડેછે. આ સઘળી બાબતોનો જો આપણામાંથી કોઇ ભાઇ બરાબર વિચાર કરશે તો તેને જ્ઞાતિબન્ધનથી થતા લાભની કદર થશે; અને કોઇ પણ ભાઇ જ્ઞાતિનો મોભો તોડવાને અથવા જ્ઞાતિ-બન્ધનને કોઇ પણ રીતે નબળું કરવાનો પ્રયત્ન કરવો એ પાપ સમજશે. અને તેવા પાપથી દૂર રહેવાને અને બીજાઓને તે પાપ કરતાં અટકાવવાને પોતાથી બનતું કરશે. મારા વિચારો મેં એકથી વધારે વખત આપની આગળ દર્શાવ્યાછે અને જરૂર વખતે જ્ઞાતિનું બન્ધન ન જાય એવા

પ્રયત્ન કીધા છે. હું આશા રાખુછું અને પરમેશ્વર પાસે પ્રાર્થના કરૂંછું કે જ્ઞાતિબન્ધન તૂટવાનો વખત કદિ પણ આવે નહિ.

ભાઇઓ, તમે માનપત્રમાં મુમ્બઇની મ્યુનિસિપલ કૉરપોરેશન અને સ્ટૅન્ડિંગ કમિટીના મારા કામ વિષે સન્તોષ દેખાડેલો છે તો તે વિષે મને બે બોલ બોલવાની રજા આપશો. આપે ખરી રીતે જણાવ્યું છે કે મુમ્બઇની કર ભરનારી તથા મોટો વેપાર ખેડનારી પ્રજામાં ભાટીઆ જ્ઞાતિ અગ્રેસર હોવાથી મારી એ કારકીર્દિમાં આપણી જ્ઞાતિનું વિશેષ હિત સમાયેલું છે, એ વાક્યની સચ્ચાઇ વિષે કોઇને પણ સંશય હોઇ શકે નહિ. અને જ્યારે એમ છે તો આપણામાંથી વધારે અને વધારે ભાઇઓ એવા જાહેર મંડળોમાં ભાગ લે તો આપણને વધારે ને વધારે ફાયદો થાય. હાલમાં મ્યુનિસિપલ કૉરપોરેશનમાં આપણી જ્ઞાતિમાંથી હું એકલો સભાસદ છું, અને જો આપણા જ્ઞાતિભાઇઓ મન ઉપર લે તો હું સમજી શકતો નથી કે શા માટે વધારે સભાસદો આપણી જ્ઞાતિમાંથી કરભરનારાની ચુંટણીમાં તેઓ ન મોકલે. માત્ર તેઓએ મન ઉપર લેવાનું છે; અને ફતેહ તો નકકીજ છે.

ભાઇઓ, આજની સભાના મુખ્ય વિષયપર આવતાં ધારાસભાની મારી નિમણુક વિષે જે સારી લાગણી આપે દર્શાવી છે તે સમ્બન્ધમાં મારે કહેવું જોઇએ કે આ નિમણુકમાં જે માન સમાયેલું છે તેની સાથે જોખમદારી કોઇ પણ રીતે ઓછી નથી. આ માન બીજા ખીતાબોની માફક માત્ર શોભાનુંજ નથી, પણ ધારાસભામાં નિમણુક કરનાર અને જે વર્ગમાંથી નિમણુક થાયછે તે બન્ને તેના મેમ્બર તરફથી ખરા કામની આશા રાખેછે. અને જો ખરૂં કહીએ તો તે મેમ્બર કરવા ધારે તો ઘણો ફાયદો કરી શકેછે. આવે પ્રસંગે કોઇ પણ રીતે વધારે આશાઓ આપવી એ ઘટિત કહેવાય નહિ. ભાઇઓ આ પ્રસંગે આપણા નામદાર વાઇસરાય લૉર્ડ કર્ઝનના બોલો મને યાદ આવે છે. જ્યારે તેઓએ મુમ્બઇના કિનારા પર પહેલ વહેલો પગ મૂકયો ત્યારે મુમ્બઇની મ્યુનિસિપૅલિટીના માનપત્રના જવાબમાં તેઓએ કહ્યું હતુ કે "જ્યારે શરવીર રણે ચડે ત્યારે ખુશી થવાનું હોય નહિ, પણ શત્રુ ઉપર વિજય મેળવી તે પાછો ફરે ત્યારે આનન્દ મ્હાણવાનો ખરો પ્રસંગ છે."

ભાઇઓ, આજે આપે મુબારકબાદી આપી છે તેથી હુ આભારી છુ; પણ ધારાસભાની મારી કારકીર્દિથી આપને સન્તોષ થાય અને આજે જે સારી લાગણી આપે દર્શાવીછે તેવી અને તેથી વિશેષ જો આપના તરફથી મેળવવાને શક્તિવાન થાઉં તો તેથી હું વધારે ખુશી થઇશ. ભાઇઓ,

આપના માનપત્ર માટે તથા સુન્દર કારીગીરીવાળા જે દાબડામાં તે મુકવામાં આવ્યું છે તેને માટે હું આપ ભાઈઓનો ફરીથી ઉપકાર માનું છું અને ઈશ્વર પાસે એવી પ્રાર્થના કરું છું કે આપની એવી ને એવી લાગણીઓ મારા તરફ કાયમ રહો!"

ભાટીઆ જ્ઞાતિ યોગ્ય માણસની યોગ્ય સમયે યોગ્ય કદર કેવી રીતે કરેછે તે આ માનપત્રપરથી આપણે સમજી શકીએ છીએ. ઑ. મી. વિઠ્ઠલદાસ વાસ્તે કેવો ઉંચો અભિપ્રાય એમની જ્ઞાતિમાં હતો તે જોઈ શકાય છે. ઑ. મી. વિઠ્ઠલદાસના જ્ઞાતિસમ્બન્ધી વિચારો સ્પષ્ટતાથી આ માનપત્રના જવાબમાં તરી આવે છે. એ વિચારો ત્રીસ વરસ પહેલાં મુમ્બઈના ધર્મયુક્ત કુટુમ્બના આગેવાને દર્શાવ્યા હતા તે વાત લક્ષમાં લેવા જેવી છે. ઑ. મી. વિઠ્ઠલદાસ આ વિચારો દર્શાવતાં કેવળ જ્ઞાતિ પ્રશંસાના વહનમાં તણાઈ ગયા છે એમ સમજી લેવાનું કંઈ કારણ નથી. એઓ પોતાના મત માટે બહુ ચોક્કસ હતા અને જે માનતા હતા તેજ બોલતા અને તે પ્રમાણેજ આચાર રાખતા. એમનો જ્ઞાતિબન્ધન પ્રત્યેનો પક્ષપાત એમના વિચાર-નિશ્ચયથી તે સમયે ઘડાયેલો હતો. જાહેર જીવનમાં એઓ આટલા બધા વેગથી અને ઉલ્લાસથી ધપતા હતા; યુરોપીઅન, પારસી, અને મુસલમાન મિત્રો સાથે અનેક પ્રકારના કામનો વ્યવહાર બહુ ઘાટો રાખતા, છતાં તેમણે જ્ઞાતિબન્ધનને કારણે લગભગ ઇ. સ. ૧૯૦૭ સુધી નામદાર ગવર્નર તરફથી અપાયેલાં અનેક સુન્દર ખાણાના મેળાવડાના આગ્રહ પૂર્વકના આમન્ત્રણ સ્વીકારી તેમણે તે ઉત્સવમાં હાજરી આપ્યાના અનેક દાખલા છે; પરન્તુ એવા સ્નેહસમ્બન્ધના મેળાવડામાં હાજરી આપવી એ સામાજિક કર્તવ્ય છે એમ સમજી તેઓ ત્યાં જતા હતા. આવા ખાણાના ઉત્સવમાં તેઓ ખાણા પીણામાં બીલકુલ ભાગ લેતા નહિ; સંજોગના દબાણથી કદિ કદિ ફળાદિ કે મેવો લેવાનો પ્રસંગ ઉભો થતો તો તેમ તેઓ કરતા હતા. કેટલાક જુના મિત્રોને ત્યાં પણ ખાણા પીણાના બાધથી સારા પ્રસંગે તેઓ માત્ર હાજરી આપી મિત્રની રજા માગી લેતા અને ખાણામાં હાજર રહી શકતા નહોતા. એટલે એ વાત ચોક્કસ છે કે ઑ. મી. વિઠ્ઠલદાસે પોતાના વિચારનું પ્રમાણિકપણું આ જવાબમાં પૂરેપૂરું સાચવ્યું છે. એમનું જ્ઞાતિબન્ધન ભવિષ્યમાં ન તૂટે એવી ઈશ્વરપ્રાર્થના ગુજારીછે તે ભલે આ યુગમાં વધારે પડતી ગણાય તેવી છે; પરન્તુ ઑ. મી. વિઠ્ઠલદાસને સમજવા માટે એ વાક્ય બહુ કામનું છે.

આગળ જતાં આપણે જોઈ શક્યું કે સંસાર સુધારાની બાબતમાં એઓના ઉદાર અભિપ્રાય હતા. જ્ઞાતિબન્ધનનો અર્થ એમના મનમાં

સાંકડો નહોતો; પરન્તુ અહાર વિહારની પવિત્રતા અને લગ્નાદિક સમ્બન્ધોની નિર્મળતા કોઇ પણ પ્રજાના સુખ અને સગવડ માટે અગત્યની હોય છે એ સમજથી એમણે જ્ઞાતિબન્ધન આવશ્યક માન્યું હતું.

બીજો સારો સમારમ્ભ ઑ. મી. વિઠ્ઠલદાસને આ પ્રસંગે માનપત્ર આપવા સારૂ મુમ્બઇમાં વસતા ઓખામંડળના વતનીઓએ મહાલક્ષ્મી ઉપર "વિશ્રામભવન"માં તા. ૨૨-૯-૦૩ના રોજ યોજ્યો હતો. મેળાવડામાં ઓખા મંડળના ભાટીઆ, લોહાણા, અને ગુગળી બ્રાહ્મણોની મેદની સારી હતી. શેઠ રામજી લક્ષ્મીદાસે પ્રમુખ સ્થાન લીધું હતુ અને શેઠ દેવીદાસ માધવજી ઠાકરસીએ માનપત્ર વાંચ્યું હતુ. સુન્દર ચાંદીના દાબડામાં માનપત્ર મૂકી તેને અર્પણ કરતાં કરતાં શેઠ રામજી લક્ષ્મીદાસ બોલ્યા. "ઑનરેબલ શેઠ, તમે વધુ માન ભોગવવાને લાયકાત મેળવતા રહો એવી અમારી આશિષ છે." માનપત્રનો ઉત્તર વિનયસર ઑ. મી. વિઠ્ઠલદાસે આપ્યો હતો અને ઓખાઇ પ્રજા આખી હાલાઇ પ્રજામાં કેટલો આગેવાની ભર્યો ભાગ ભજવેછે તેનો ઈશારો તેમાં કર્યો હતો.

તા. ૯ ઑક્ટોબર ૧૯૦૩ના રોજ ઠાકરસી મૂળજી કમ્પની હસ્તક ચાલતી બધી મિલના અમલદારો અને કામ કરનારા એકત્ર થયા હતા અને ભવ્ય મેળાવડાની વચ્ચે પોતાના કીર્તિવન્ત શેઠને બહુ લાગણી ભર્યું માનપત્ર તેઓએ ઘણા સુન્દર નમુનાવાળી ફ્રેમમાં મઢીને અર્પણ કર્યું હતુ. કહેવાની જરૂર નથી કે એ માનપત્ર ઉપર સહીઓ કરનારા નિષ્ણાત યુરોપીઅન પારસી અને હિન્દુ ગૃહસ્થો હતા.

અભિનન્દનના આ ઉત્સવોમાં ખાસ લક્ષ ખેંચે એવો ઉત્સવ પ્રગતિ અને સંસ્કારના પ્રતિનિધિ જેવા ગણાતા હિન્દુ મિત્રોની—"હિન્દુ યુનિયન ક્લબ" તરફથી તા। ૧૫મી નવેમ્બર ૧૯૦૩ ના રોજ સાંજે યોજવામાં આવ્યો હતો.

જે વખતે ઑ મી. વિઠ્ઠલદાસને સરકાર તરફથી ઑ. સરદાર વિન્ચુરકરના નિવૃત્ત થવાથી ખાલી પડેલી જગ્યાએ ધારાસભાના સભાસદ તરીકે નીમવામાં આવ્યા તેજ વખતે પ્રજાકીય ચુંટણીમાં ઑ. મી. ગોકળદાસ પારખ અને ઑ. મી. ચીમનલાલ. એચ. સેતલવાડ–વિજયી નીવડી ધારાસભાના સભ્ય બન્યા હતા.

આ ત્રણે ગૃહસ્થોને અભિનન્દન આપવા માટે "હિન્દુ યુનિયન ક્લબ" તરફથી એક મીજબાનીની ગોઠવાઇ હતી. ઑ. સર ભાલચન્દ્ર કૃષ્ણા ભાટવડેકર પ્રમુખ સ્થાને બીરાજ્યા હતા. પ્રમુખશ્રીએ ત્રણે પરોણાની ઉજ્જવલ કારકીર્દિની રૂપરેખા આપી મિત્રોના અભિનન્દન આપ્યાં હતાં. તે વખતે,

ઑ. મી. વિઠ્ઠલદાસે વળતા ઉત્તરમાં નાનું સરખું ભાષણ અંગ્રેજીમાં કર્યું હતું તે એમનામાં રહેલ સૌજન્ય, સત્યપ્રિયતા અને આત્મશ્રદ્ધાની ઝાંખી આપેછે. આ રહ્યું એમનું ભાષણ

"You have had two eloquent gentlemen addressing you and thanking you for the honour conferred upon them; either of the two might well have spoken for the others. Placed as I am to follow such able and practised speakers, you may well believe that I hesitate to express at any length my gratitude for the most kind manner in which you have coupled my name with theirs in your expressions of approbation. They are able and practised men; I have but entered on this responsible position and naturally feel that my work lies before me; whereas much of theirs lies behind them and gives a rich promise of still abler work to come.

I am fully conscious of the fact that this honour carries with it a great responsibility. The public expects and I think rightly expects from the non-official members some good sound work in the council. It is not right for me to make large promises; but from the little experience I have gained during the last few months, I can say with confidence that there are many questions which a merchant can advantageously bring before the council, questions of the greatest commercial importance and on which much of the commercial prosperity of the city and the Presidency depends."

ઑ. મી. વિઠ્ઠલદાસ ઇ. સ. ૧૯૦૩ માં ધારાસભામાં જોડાયા ત્યારે તેમની જોડેના સભાસદોમાંના કેટલાક નામો જાણવાથી આપણને ખબર પડેછે કે કેવા ઉત્તમ પુરૂષો સાથે રહીને તેમને પોતાનું કામ કરવાનું હતું. ઑ. મી. ઇબ્રાહિમ રહિમતુલ્લા, ઑ. મી. ફીરોજશાહ એમ મહેતા, ઑ. મી. સીતારામ દીક્ષિત, ઑ. મી. દાજી આબાજી ખરે, ઑ. મી. ચીમનલાલ સેતલવાડ, અને ઑ. મી. ગોકળદાસ. કહાનદાસ પારેખ એમના ગોઠીઆ હતા. એ બધામાં ઑ. મી. વિઠ્ઠલદાસ ઉમ્મરે સૌથી નાના હતા. ઑગસ્ટની ૨૧ મી તારિખે પૂનામાં ભરાયેલી ધારાસભામાં ઑ. મી. વિઠ્ઠલદાસે પહેલીવાર બેઠક લીધી હતી; તેજ દહાડે તેમની સાથે તેમના મિત્ર ઑ. મી. સેતલવાડ અને ઑ. મી. પારેખ પણ પહેલી વારજ આવ્યા હતા. તે દિવસે હિસાબ ખાતાના ઑ. સર જેમ્સ મૉન્ટીથે હિસાબી પત્રક રજુ કર્યું હતું. તેના પર અનેક દિશાએથી જુદા જુદા સભ્યોએ ચર્ચા ચલાવી હતી.

ઑ. મી. વિઠ્ઠલદાસે પોતાના વિચારો પહેલીવાર ધારાસભામાં જાહેર કર્યા હતા. તેમના ભાષણમાં નીચેના મુદ્દાને સ્પર્શ કરવામાં આવ્યો હતો.

(૧) ઇલાકામાં કપાસની ખેતીમાં સુધારો થવા સારૂ લેવા જોઇતાં પગલાં માટે ઇલાકાની સરકારને જોઈતાં વિશેષ નાણાની સગવડ આપવા બાબત.

(૨) કારખાનાના મકાનોમાં હવાની આવજા બરાબર કેમ રાખી શકાય તે સમ્બન્ધી સલાહ આપી શકે તેવા નિષ્ણાત અમલદારની નીમણુક થવા બાબત.

(૩) મુમ્બઇ શહેરની ઘીચ વસ્તીને સુખાકારી મકાનો રહેવા માટે મળે તેવી યોજનાથી ખાનગી મકાન બાંધનારાને ગ્રાન્ટ આપવાની યોજના બાબત.

(૪) ખંડવાથી જબલપુર સુધીની જી. આઈ. પી. રેલ્વેના બેવડા પાટા નાંખી મુમ્બઇ શહેરમાં વેપાર ઉદ્યોગ માટે માલ જલદી લાવવાનું બને અને વેપારની ચીજો જલદી બહાર મોકલવાનું બને તે બાબત.

(૫) મુમ્બઇ શહેરનાં ટર્મિનસ સ્ટેશનો ઉપર બહારથી આવેલી ભાર ગાડી સત્વરે ખાલી કરવાની પૂરતી સવડો કરાવી આપવા બાબત.

પહેલા વિષય ઉપર બોલતાં તેમણે આરમ્ભમાં મુમ્બઈ સરકાર તરફથી ઇ. સ. ૧૮૬૫ થી ૧૮૮૨ સુધી કપાસની જાત સુધારવા માટે થયેલા પ્રયત્નોની કદર કરી હતી અને લૉર્ડ રીપનની સલાહ ઉપરથી સર જેમ્સ ફરગુસન ગવર્નરે કપાસમાં થતા દગા અટકાવવાના જે કાયદા હતા તે બધા રદ કર્યા હતા અને લોકોને છૂટ બક્ષી હતી; પરન્તુ એ કાયદામાંથી મુક્તિ મેળવવા જેમણે માગણી કરી હતી અને જેઓ ધારતા હતા કે કાયદા જતા રહેશે તો લોકો આપો આપ શુદ્ધ કપાસ બહાર પાડશે તેમની ધારણા ખોટી પડીછે. રૂમાં તો ભેળસેળ થાયછે એટલુંજ નહિ પણ જીનીંગ ફૅક્ટરીમાંથી સારૂં થઈ રૂ બહાર નીકળે તે પહેલાં કપાસમાં પણ ભેળ સેળ થવા લાગીછે. તેથી પાક માટેના બીયાં પણ એક સરખાં મળતાં નથી અને ભવિષ્યના પાકને એ હલકી પદ્ધતિ નબળો બનાવે છે. માટે ઉંચા પ્રકારનું અને લામ્બા તારનું રૂ દેશમાં વધારે પ્રમાણમાં થાય તેવી નિષ્ણાત સલાહ આપનાર અમલદારની ખાસ જરૂરછે.

જાપાનની હરીફાઈ સામે મુમ્બઈ ઇલાકાની મિલોને ટકી રહેવામાં અનેક અન્તરાયો અત્યાર સુધી નડી ચુક્યા છે. જાપાન સ્વચ્છન્દે એક મહિનામાં ૨૯ દહાડા સુધી રોજના ૨૪ કલાક પોતાની મિલો ચલાવ્યા કરેછે. તેમને

કારખાનાના કાયદાની નિયન્ત્રણા નથી. એવા સંજોગમાં સરકાર તરફથી મિલના ઉદ્યોગ માટે કંઈ તજવીજ કરવામાં નહિ આવે તો-લાભ્બે ગાળે ચીનના બજારમાંથી જાપાન મુમ્બઇના માલને તદ્દન હાંકી કાઢે એવો જે સમ્ભવ અત્યારે દેખાય છે તેના ઉપર આપણે આંખમીચામણું કરી શકીએ નહિ. આ વિષય માટે પૂરતી માહિતી મેળવવા ખડકીમાં સરકારે રાખેલું ખેતર જોવા હું કાલે જ ગયો હતો અને જુદી જુદી ઓલાદના કપાસના રજ સંક્રમણથી નવું કપાસ સારૂં બને છે, તે સિદ્ધ કરવાના જે અખતરા ત્યાં ચાલી રહ્યા છે તે હું જોઇ આવ્યો છું. મને તે સન્તોષકારક અખતરા જણાયા છે. માટે મિલઉદ્યોગ જેવા ધરખમ ઉદ્યોગને ઉત્તેજન આપવા ખાસ માણસની યોજના થવી જોઇએ. હાલના ઍસિસ્ટંટ ડિરેક્ટર ઑફ ઍગ્રિકલ્ચર-ને ઘણું શેરડી, કપાસ, વગેરે અનેક પાક ઉપર નજર રાખવાની હોય છે; માટે તેનાથી કપાસ માટે બહુ વધારે લક્ષ આપી શકાય નહિ. બીજું કંઇ ન થઇ શકે તો સરકાર આટલું તો અવશ્ય કરી શકે. ખેડુતોને ઉત્તમ બીયાં મેળવવાની કેટલી અડચણ પડે છે તે સૌ. જાણીએ છીએ. તેથી જો સરકાર એમ કરે કે દરેક જિલ્લામાં ખેતરોમાં ઉગેલા કપાસમાંથી સારાં બીની પસન્દગી કરી લે; તેવાં બીયાં-કપાસીઆ-ખેડુતોને ત્યાં હોય તે-મિશ્ર કપાસીઆના સાટામાં ભારોભાર આપે તો ખેતીમાં બહુ સુધારો થાય અને જિલ્લા જિલ્લાવાર થોડે ખર્ચે આ કાર્ય થઇ શકે.

વેપારને જોઇતી રેલ્વેની સગવડ માટે બોલતાં તેમણે જણાવ્યું હતું કે બહારના ભાગમાંથી મુમ્બઇમાં માલ લાવતાં જે વિલમ્બ થાય છે તેથી વેપારમાં અડચણ અને ઘણીવાર મોટી ખોટ આવે છે. આ વિલમ્બ થવાના કારણમાં બે વાત છે; એક તો રસ્તામાં માલના ડબ્બાને જે તે વખતે બાજુએ રાખી મૂકવામાં આવે છે અને એકવડી સડક હોવાથી માલની ગાડી ઘણી ઝડપે મુમ્બઇ આવી શકતી નથી; બીજું મુમ્બઇમાં માલના ડબ્બા આવી ગયા હોય છતાં તે ઉતારવા માટે ટર્મિનસ સ્ટેશન ઉપર પૂરતી સવડ હોતી નથી તેથી માલથી ભરેલી ટ્રેનો ઘણા સમય સુધી પડી રહે છે અને મુમ્બઈમાં હાજર થઈ ગયેલા માલનો ઉપયોગ વેપારમાં થઈ શકતો નથી.

ઑ. મી. વિઠ્ઠલદાસના આ ભાષણની અસર ઘણી સચોટ થઈ હતી; તેજ વખતે સરકારી મભાસદ ઑ. મી. ફુલ્ટને સભામાં કબુલ કર્યું હતું કે હું ઑ. મી. વિઠ્ઠલદાસના મત સાથે મળતો થઉં છું કે વહેવારના ધરોની સવડ કરી આપવામાં ખાનગી સાહસ ઉપર વધારે ભરોસો રાખી શકાય. તેમજ રીસાખી ખાતાના સભ્ય ઑ. સર મૅાન્ટીથે તે દિવસના વિષયને

સ્ંકેલતાં જણાવ્યું હતું કે મી. વિઠ્લદાસે જણાવેલી મુમ્બઇ બન્દરે માલ લાવવાની અડચણો દૂર કરવાની જરૂરીયાતનો સરકારે પૂરેપૂરો સ્વીકાર કર્યો છે.

"Government fully recognised the necessity of removing all obstacles to the speedy transport of produce to the port of Bombay to which Mr. Vithaldas had referred."—

એમના ભાષણ માટે વર્તમાનપત્રોમાં સરસ અભિપ્રાયો પ્રકટ થવા લાગ્યા-તા. ૨૫-૮-૦૩ ના "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" નાં અગ્રલેખમાં ધારાસભાના કામનું વિવરણ લખતાં અધિપતિ લખેછે કે—

"In admition to the well-worn administrative topics some of the commercial needs were vigourously presented by Mr. Vithaldas Damodhar Thackersey."—

(રાજ્યબન્ધારણના જૂના ખપ થઈ ગયેલા પ્રશ્નો ઉપરાંત આ સભામાં મી. વિઠ્લદાસ દામોદર ઠાકરસી તરફથી વેપારી જરૂરીયાતના કેટલાક પ્રશ્નો જોરદાર રીતે રજુ થયા હતા)

"કોરોનેશન એડવાઇઝરે" પ્રકટ કર્યું કે.

"Hon. Mr. Vithaldas made a speech of great promise showing that in future his services in that important assembly will be of great value to the public at large."—"રાસ્ત ગોફતાર" પત્ર જણાવેછે કે –"Thakersey's maiden speech in the Bombay council has amply fulfilled the expectations raised by his nomination some weeks ago. He had a few very important topics to discuss and on all of them he had suggestions and proposals to make, which were well calculated to help the Government in coming to a practical solution."—સપ્ટેમ્બર ૧૯૦૩ ના અંકમાં "ઇન્ડીઅન રેલ્વેઝ જર્નલ" લખેછે કે. "His maiden address at the meeting on the 21 st. ultimo' while somewhat ambitious and discursive, bears evidence of considerable knowledge and capacity along with a more than usual grip of the English language."

(આ અભિપ્રાયમાં એમની અંગ્રેજી ભાષા ઉપરના કાબુને અસાધારણ માનવામાં આવ્યોછે)

બીજી વાર એજ વરસના ઑક્ટોબરની ૩જી તારિખે ધારાસભાની બેઠક થઇ હતી ત્યારે મુમ્બઇ ઇલાકામાં મોટર ગાડીના વપરાશને નિયમમાં રાખવા માટે એક કાયદો પહેલાં વાચન માટે રજુ થયો હતો. તે વખતે ઑ. મી. વિઠ્લદાસે એ કાયદા પરત્વે પોતાના ખરા વિચાર ધારાસભામાં રજુ

કર્યા હતા. તેમાં તેમણે જણાવ્યું હતું કે જે મોટર ગાડી માટે આપણે આજે કાંઇ પણ જાણતા નથી તેને માટે તદન ચોકઠા જેવા ચોકસ કાયદા કરવાનું કામ ઘણું કઠણ છે તે હું સમજુછું. ઑ. મી. ફુલટન કહેછે તે ખરૂં છે કે આ કાયદાથી એવી સત્તા મળવી જોઇએ કે જેની રૂએ વખતો વખત યોગ્ય નિયમો મોટર ગાડી માટે ઘડી શકાય. પણ હું સમજુ છું ત્યાં સુધી એક મુદ્દા ઉપર બહુ ચર્ચા થાય તેવું છે; તે મુદ્દો મોટરકારની ગતિ કે ઝડપને કાયદાના બળથી અમુક હદસુધીની ઠરાવવાનો છે. આવા કાયદાની જરૂર છે. આપણા રસ્તા અતિ ઝડપી મોટરકાર માટે ચાલી શકે તેવા નથી હોતા; અને લોકોની ટેવ અને વાતાવરણ એવા પ્રકારના હોય છે કે જો અતિ ઝડપી ગાડીઓને કોઇ પણ જાતના કાયદાના કાબુ વગર દોડવા દેવામાં આવશે તો અકસ્માતો પુષ્કળ થશે. માટે હમણાજ કાયદાથીજ ગતિના દરની હદ ઠરાવવી એ સહેલું છે; પછી જ્યારે શ્રીમન્ત લોકો વધારે ઝડપી મોટર ગાડીઓની આયાત કરશે ત્યારે એમ કરવું-ગતિની હદ ઠરાવવી એ મુશ્કેલ પડશે. આજથીજ જો ગતિનો દર ૨૫ કે ૩૦ માઇલનો કાયદાથી ઠરાવી દેવામાં આવે તો મોટર ગાડી ખરીદનાર સમજી લેશે કે તેમના માટે અતિ ઝડપી ગાડીઓ નકામી થઇ પડશે. તેને લીધે એવા માણસોને પાછળથી ફરીઆદ કરવા જેવું કંઇ રહેશે નહિ. સીલેક્ટ કમિટીના લક્ષ પર આ મુદ્દો હું પહોંચાડવા માગુછું.

ત્યાર પછી ઇ. સ. ૧૯૦૪માં શેઠ વિઠ્ઠલદાસ એટલા બધા મોટા કામોમાં રોકાયા હતા કે ૧૯૦૪ની ધારાસભામાં ઑગસ્ટ માસની બેઠકમાં બજેટ ઉપરનું ભાષણ તેમણે કર્યું, તે સિવાય અન્ય કામ એ સભામાં એઓ મૂકી શકયા નહોતા. ૩૧ ઑગસ્ટના રોજ મુમ્બઇ મુકામે ધારાસભાની બેઠક ભરાઇ હતી-રેવ્હેન્યુ મેમ્બર તરફથી બજેટ રજુ થયા પછી સભાસદોએ પોતાના વિચારો દર્શાવ્યા ત્યારે ઑ. મી. વિઠ્ઠલદાસે પણ પોતાની ટીકા રજુ કરી હતી; તેનો સાર તપાસી જોઇએ.

પહેલાં તો તેમણે ઇલાકાના બજેટમાં દર વરસે હમણા ખાડો પડતો જતો હોવાથી લગભગ સવાબે કરોડ રૂપીઆનો બોજો વડી સરકાર ઉપર ઇલાકાએ નાંખ્યો છે તે વ્યાજબી ન ગણાય, એમ દર્શાવતાં તેમણે કહ્યું કે ભવિષ્યમાં એ બાબતમાં સન્તોષકારક ફેરફાર થવો ઘટે છે. કારણકે તેમ ન થાયતો જવાબદારી માથા ઉપરથી ઉતારી નાંખવાની વૃત્તિ વધતી જાય, અને કડક કરકસર કરવાની વૃત્તિ કદિ જાગેજ નહિ.

ગયા વરસની સભામાં, મેં કપાસની ખેતીના સુધારા કરવાની હિમાયત કરી હતી તે પર સરકારે લક્ષ આપી ધારવાડ અને ખાનદેશ જેવા

કપાસના મુખ્ય પ્રદેશમાં અખતરાના ખેતરો કપાસ માટે ઊભાં કર્યાં છે તે સન્તોષની વાત છે.

કપાસની ખેતી કરનારાને ઉત્તમ બી વાવેતર વખતે પહોંચાડવાની અગત્ય ઘણીજ છે અને સરકાર તરફથી એવાં બીયાં વેચાતાં કે બદલાથી પૂરાં પાડવાનું શું સરકારને સલાહકારક નથી લાગતું ?

મિલ માલિકોને પોતાના કાર્યમાં કેટલીક વિનાકારણ અડચણો ઊભી થાય છે તે સરકારના લક્ષપર લાવવાની જરૂર છે. "ફેક્ટરી ઍક્ટ" અને "બૉઇલર ઍક્ટ" એ બે કાયદાની અમલબજાવણી માટે ઘણી વાર કલેક્ટર અને મિલમાલિક વચ્ચે મતફેર અને ઘર્ષણ જાગેછે અને તેથી ઘણો વખત નકામો એવા કામમાં જાય છે. તેમ થવાનું એક કારણ એ હોય છે કે કલેક્ટરને મિલના ઉદ્યોગનું શાસ્ત્રીય જ્ઞાન નથી હોતું અને તેથી અર્થના અનર્થ થવા પામેછે. તેવા કામ માટે એક ખાસ કુશલ અને ધન્ધાનું જ્ઞાન ધરાવનાર અમલદાર નીમવાની જરૂર છે.

મિલ ઓનર્સ ઍસોસીએશન પ્રત્યે સરકાર લાગણી ભરી રીતે વર્તન ચલાવે છે તેની અમને કદર છેજ તેથી સામાન્ય ઝીણી બાબતો અમે અમારી મેળે પતાવી લઇએ છીએ. માત્ર મોટી અડચણો વાસ્તેજ સરકાર પાસે આ "ઍસોસીએશન"ને આવવું પડે છે. તાજેતરમાં ત્રણ પ્રશ્નો અમારા ઉપર લાદવામાં આવ્યા છે.

(1) The proposed question of economizers, (2) The sealing of one of the safety valves of boilers (3) The employment of an extra engineer on night-duty.

આવા પ્રશ્નો વિષે શંકા ઉપસ્થિત થવાનું કારણજ હોવું ન જોઇએ. પણ અમે લાચાર છીએ કે કલેક્ટર સાથે પત્રવ્યવહારમાં મિલમાલિકનો ઘણો સમય કલેક્ટરના શાસ્ત્રીય જ્ઞાનના અભાવે વિના કારણ આવા પ્રશ્નોની ઉકેલમાં ખર્ચવો પડે છે.

તેવીજ રીતે કસ્ટમ ખાતાના કલેક્ટર સાથેના સમ્બન્ધમાં પણ મિલ-માલિકોને એક જુદા કારણને લીધે ઘણું શોષવું પડેછે. વખતો વખત કલેક્ટરોની બદલી થવાથી અને તે કચેરીમાંના બીજા જવાબદાર માણસોની બદલીઓ થવાથી વહિવટ એકતારી રહેતો નથી; કામ કરવાની નીતિમાં અને સિદ્ધાન્તમાં પણ વખતો વખત ફેરફાર થયા કરે અને તે પ્રમાણે "કસ્ટમ" બાબત પણ ફેરફાર થાય તો વેપારને જબરૂં નુકસાન ખમવું પડે. ઈ. સ. ૧૯૦૧–૦૨ ના વર્ષમાં કસ્ટમ કલેક્ટરની જગ્યા ઉપર ચૌદ માણસો બદલાયા, અને તે વરસમાં એમની કચેરીમાં બાવીસ બદલીઓ થઈ હતી. આટલા ઉપરથી સ્પષ્ટ થશે કે મુમ્બઇ શહેરના

વેપારીઓની મુશીબત (Continuity of Policy) રાજ્યનીતિનું એક સરખું ધોરણ ચાલુ ન રહેવાથી ઘણીજ વધી પડેછે. માટે કસ્ટમ જેવા વિષયમાં એક સરખું ધોરણ ચાલુ રહે તેવું કોઈ પણ પગલું સરકાર તરફથી લેવાશે તો તે સરકારને અને વેપારી આલમને લાભકારક નીવડશે. આવા સંજોગને પહોંચી વળવા માટે એક સલાહકાર મંડળ નીમવાની હું સલામણ કરૂં તો ખોટું નહિ ગણાય. આ સલાહકારી મંડળમાં થોડાક સરકારી નોકરો, થોડાક "ચૅમ્બર ઑફ કૉમર્સ" ના અને "મિલઓનર્સ ઍસોસીએશન" ના પ્રતિનિધિઓ અને બીજા વેપારી મંડળ અને વેપારી મહાજનના પ્રતિનિધિઓને નીમ્યા હોય તો ? તેઓનું મુખ્ય કર્તવ્ય વેપારી પ્રશ્નોઉપર સલાહ આપવાનું હોઇ શકે. યુનાઇટેડ કિંગ્ડમમાં પણ આવાં સલાહકાર મંડળો છે કે જ્યાં રાજ્ય બહુ બન્ધારણપૂર્વક ચાલેછે, "બોર્ડ ઑફ ટ્રેડ" નામની સ્વતન્ત્ર સંસ્થા સત્તા ચલાવેછે, અને પ્રજાના માણસો બહુ અનુભવી અને નિષ્ણાત છે. જો તેવે સ્થળે આવી સલાહકાર મંડળીની જરૂર જણાય છે તો આપણા દેશમાં તો તેવી મંડળી કેટલી બધી લાભકારક નીવડવાનો સમ્ભવ છે?"

તે વખતે હિન્દી સરકારને ફરીઆદ કરવામાં આવી હતી કે મિલ ઉદ્યોગમાં Short-reeling yarn (કાચા વળનું સૂતર) બાબતમાં દગા ફટકા થઈ રહ્યા છે. તે ઉપરથી સરકારે Merchandise Mark Act વેપારના માર્કને લગતા કાયદાનો અમલ કડક રીતે કરવાનો વિચાર કર્યો હતો, અને કારખાનાના ઇન્સ્પેકટરને માર્ગદર્શક થઇ શકે તેવા નિયમો ઘડવાનો સરકારે વિચાર કર્યો. એવા નિયમો ઘડવા સારૂ જે સમિતિ નીમવાની હતી તેમાં મિલ માલિકના મંડળના પ્રતિનિધિ નીમવા હિન્દી સરકારે લખેલા પત્રમાં એક પૅરેગ્રાફ આવો હતો.

"The Government of India have decided that measure should be taken to stop the practice of short-reeling yarn which is intended for sale in India and with this end in view they consider that prosecution should be instituted against persons who intentionally manufacture short reeled yarn for sale in India."

આ સમ્બન્ધમાં વેપારીઓને બહુ અડચણ ઊભી થઇ હતી. તે બાબત ઑ. મી. વિઠ્ઠલદાસે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે સરકારનો આ ઉદ્દેશ બહુજ સ્પષ્ટ હતો; અને જે વિચાર સરકાર અમલમાં મૂકવા માગતી હતી તેના વ્યાજબીપણા માટે પણ કોઇ અપવાદ લઈ શકે નહિ તેમ હતું. પરન્તુ નીમાયેલી કમિટીએ ઉલટુંજ બાફ્યું હતું. મી. વિઠ્ઠલદાસના શબ્દોમાં આ વિષયની ચર્ચા ઉતારીએ તો ઠીક પડશે.

"It (committee) entirely misrepresented the real object of Government as pointed out in the letter to which I refer. In spite of the objections of the representative of the Millowners' Association, a majority report was sent in without assigning any reasons for ignoring the contentions of the only member of the committee who knew about the conditions of spinning and reeling in India. All along the different recommendations of the majority point to making the sale of Indian yarn exceedingly difficult and to creating a feeling of insecurity in the minds of honest manufacturers. I will mention only one instance to satisfy Government that further consideration is necessary before finally adopting the report of the majority. In one of the recommendations the committee make it penal to sell any yarn finer by more than quarter of a count which means that if a manufacturer by over-anxiety on his part to follow the sections of the law, even unintentionally gives an average count of 10½'s instead of 10's and thus 5 percent extra length of yarn to the purchaser who would be able to weave a greater quantity of cloth to that extent, he can be charged with fraud. A curious case of fraud, indeed!! Would any British or Indian court of law ever convict of fraud any one who unintentionally gives to the buyer an article superior to what he bargains for, dearer than he pays for, greater in weight than he is charged for, an article which costs the seller more to manufacture?

Yet to this, the recommendation of the committee leads. If Government would be pleased to favourably consider the proposals made by the representative of the Millowners' Association in his minute of dissent, I feel certain, they will be able to place on the statute Book of Law which while exposing the dishonest and fradulent persons to punishment will give assurance of perfect safety to honest manufacturers."

કાચા પાકા સૂતરના વેચાણમાં દગો થતો અટકાવવા નવા નિયમો ઘડવા સારૂ નીમાયેલી સમિતિએ મિલ માલિકના મંડળના પ્રતિનિધિની ભલામણો નેવે ચઢાવી બહુમતીથી નિવેદન રજુ કર્યું હતું. તેમાં હલકા માલના પૈસા લઇ જરા ભારે કીમતનો માલ વેંચાઇ જાય તો પણ તે કૃત્ય ગુન્હા જેવું ગણ્યું હતું. આ બાબત ઉપર સરકારનું લક્ષ ખેંચવામાં આવ્યું છે.

સો ટચનું સોનું આપી સતાણુના ટચના સોનાના પૈસા લેનારને ગુન્હેગાર કેમ ગણાય?

આ ઉપરાન્ત મહાબળેશ્વરમાં બંગલા બાંધનારાને જે શરતે જમીન આપવામાં આવી હતી, તે શરતોને બાજુએ મુકી જમીન પટ્ટે આપવાના નવાં ફૉર્મ તૈયાર થયાં હતાં તે સામે ઑ. મી વિઠ્ઠલદાસે સખત ધુજારો ચલાવ્યો હતો. એ પટ્ટાના ફૉર્મમાં એવું હતું કે સરકારી કામે જરૂર પડે ત્યાં સ્થાવર મીલકતના માલિકોએ તે સરકારને સોંપી દેવી જોઇએ. એ બાબત બોલતાં એમણે જણાવ્યું હતું કે—

This is a condition which practically amounts to a total subversion of the rights of the property-owners, and this they most keenly feel and do not hesitate to express. One can understand Government's reserving to themselves the right of pre-occupation for their officers at a fair rental, when the premises are not required by the owner for his own use. It passes the bounds of justice, however, to prevent an owner from occupying his own premises. It is probable that this point may have escaped the notice of the framers of the new form of lease, and that its consequences may not have been seriously considered. Mahabaleshvar is a health resort to many who have bought or built and furnished for themselves comfortable residences. These abodes are to them what country seats are to noblemen of Great Britain.

છેવટે તેમણે કહ્યું હતુ કે હું આશા રાખુ છુ કે સરકાર હજુ પણ નવા પટ્ટાના ફૉર્મની બધી શરતો ઉપર વિચાર ચલાવશે; પણ જો તેમ ન કરે તો પૅરૅગ્રાફ "o" કાઢી નાંખવાનુ તો ઓછામાં ઓછું સ્વીકારશે.

---

* પૅરૅગ્રાફ "o" of Section 2 નીચે પ્રમાણે લખ્યુ હતું.

"During the term of the lease, on being given at least three months' previous notice in writing by the collector that the said premises are required for the occupation of a civil or military officer or officers of Government, during the next hot w ather season, that is the period from the 1st day of March to the 15 th day of June next ensuing, the lessee must sublet the said premises and g ve possession thereof to such officer or officers as may be specified by the collector for the period afore-said at such rent as may be agreed upon, or (failing agreement) at such rent as may be determined either before or after the commencement of the tenancy by the unanimous decision or by the majority of the votes of a committee which shall consist of (a) the superintendent of Mahabaleshvar, for time being, (b) a person nominated by the collector, (c) a person nominated by the said lessee."

તે ભાષણમાં તેમણે મુમ્બઇની ધીચ વસ્તીની અડચણ દૂર કરવાના હેતુથી ખાનગી ઘર બાંધનારને ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ વ્યાજે રકમ ધીરી શકે તેની સત્તા આપવા પૂરતા કાયદામાં ફેરફાર થવા માટેની માગણી કરી હતી; અને મુમ્બઇ શહેરમાં રેલ્વેની સડક ઉપરના પૂલો બાંધવાનું જ્યાં જ્યાં ઠરી ચુકયું છે ત્યાં પૂલો બાંધવામાં ઢીલ થવાથી વેપાર રોજગારને અને રૈયતના ઇતર વ્યવહારને કેવી અડચણ પડેછે તેના ઉપર સરકારનું લક્ષ ખેંચી એવી જરૂરની બાબતમાં ઢીલ ન થાય તેવું પગલું ભરવા સૂચના કરી હતી.

તે વખતે મુમ્બાઇમાં મોટું પ્રદર્શન ઉદ્યોગ અને ખેતીના નમૂના રજુ કરવાની દૃષ્ટિથી પ્રજા તરફથી ભરાવાનું હતું. એ પ્રદર્શનની વ્યવસ્થાપક સભાના પ્રમુખ ઑ. મી. વિઠ્ઠલદાસ હતા. તે પ્રદર્શનને સરકારે મોટી મદદ આપવી જોઇએ એવી માગણી પ્રમુખ તરીકે તેમણે સરકાર પાસે કરી હતી અને તેની માગણીનો સ્વીકાર થવાનું વચન મળ્યું હતું તે બદલ ધારાસભાની બેઠકમાંજ પોતાના ભાષણમાં છેવટે ઉપકાર માનવાની તક એમણે લીધી હતી. તેમનાજ શબ્દો આપણે વાંચીએ.

In conclusion, your Excellency, I may take advantage of this opportunity to sincerly thank your Excellency's Government for the markedly sympathetic manner in which it has promised co operation and help to the Bombay Industrial and Agricultural Exhibition about to be held in December next.

ઑ. મી. વિઠ્ઠલદાસના ધારાસભાના કામને આટલેથી છોડી આપણે એમના જીવનનાં બીજાં મહાન કાર્યો તરફ નજર નાંખીએ.

---

# પ્રકરણ ૧૫ મું.

oooooooo

## ગીચ વસ્તી માટે મકાન-વિસ્તાર

ઑનરેબલ મી. વિઠ્ઠલદાસનું લક્ષ મુમ્બઈમાં વસી રહેલી મોટી વસ્તીને રહેવા વાસ્તે યોગ્ય ઘરો કેવી રીતે મળે તેના ઉપર પહેલેથીજ લાગ્યું હતું. જ્યારે શહેરમાં "ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ" સ્થપાયું અને અનારોગ્ય ઘરોને દુરસ્ત કરવાની યોજના ચાલુ થઇ હતી ત્યારે ગરીબ ઘર-મલિકો માટે તેમણે કેવા સુન્દર વિચારો મ્યુનિસિપલ કારપોરેશનમાં રજુ કર્યા હતા તે આપણે પહેલાંના પ્રકરણમાં સમજી લીધું છે. એમને એ પ્રશ્ન ઘણોજ કીમતી લાગેલો હતો અને તેથી એ બાબત ઉપર નાણાની દૃષ્ટિથી, આરોગ્યની દૃષ્ટિથી, ગરીબો પ્રત્યેની સહાનુભૂતિની દૃષ્ટિથી અને ગરીબ મજુરો પ્રત્યે તેમને રોજી આપનાર શ્રીમન્તોનાં કર્તવ્યની દૃષ્ટિથી તેમણે વિચારો કર્યા હતા એટલુંજ નહિ પણ તેને આચારમાં મૂકવા તેઓ પોતાના જીવનના બધા પ્રસંગે સંગીન પ્રયત્ન કર્યા કરતા હતા.

ઇ. સ. ૧૮૯૫ થી મુમ્બઇમાં મરકીનું જોર બહુ વધ્યું હતું. પ્રત્યેક વર્ષે મરકીની મોસમ-જાણે જામતી ન હોય તેમ હજારો માણસોનો ભોગ મુમ્બઈ શહેર આપતું હતું. શહેરના સમજુ માણસોને સ્પષ્ટ જણાયું હતું કે પ્લેગ, મેલેરીઆ જેવા રોગોને નાબુદ કરવા હોય તો રહેવાના મકાનો આરોગ્યની દૃષ્ટિથી તૈયાર થયેલાં હોવાં જોઇએ. એ વિચારથી મુમ્બઇમાં "સિટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ" સ્થપાયું હતું. પરન્તુ તે સંસ્થાનાં કાર્યો એવા પ્રકારનાં હતાં કે શરૂઆતમાંથી મુમ્બઇ શહેરની વસ્તી એ સંસ્થાનાં કાર્યને લીધે પહેલાં હતી તેના કરતાં વધારે ગીચ થવા લાગી. શહેરમાં જ્યાં ત્યાં રસ્તા મોટા કરવા માટે માળાઓ તોડી નાંખવાની યોજના ચાલી રહી હતી; જેટલી ઝડપે જુના માળા તૂટતા હતા તેટલી ઝડપે નવાં મકાનો બાંધી શકાતાં નહોતાં. તેથી ઇ. સ. ૧૯૦૧, ૦૨માં તો શહેરમાં રહેવાના મકાનની જરૂરીઆત એકદમ વધી પડી હતી. તેને પહોંચી વળવા માટે મકાન માલિકોએ ભાડાંના દર વધારી દીધા હતા. આ રીતે ઇ. સ. ૧૯૦૩-૦૪માં જ્યારે ઑ. મી. વિઠ્ઠલદાસે મુમ્બઇ ઇલાકાની ધારાસભામાં-સરકાર તરફથી રજુ થયેલા હિસાબી નિવેદન ઉપર પહેલું ભાષણ કર્યું હતું તેમાં તેમણે જણાવ્યું હતું કે છેલ્લાં સાત વરસથી પ્લેગ નાબુદ કરવાને સરકારે લીધેલાં પગલાં નિષ્ફળ નીવડ્યાં છે. આવાં પગલાં

લેતી વેળા મુખ્ય સંકટ સામે કોઇની નજર નથી પડી તેથી તે આશ્ચર્ય ચકિત બન્યા હતા એ મુખ્ય સંકટ તે ગીચ વસ્તીનુ હતુ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના ભાંગફોડના કામને લીધે મકાન ભાડામા ૨૫ ટકાથી વધારે ઉછાળો થવા પામ્યોછે, મજુરો શહેરમાથી નાશી જવા લાગ્યા છે અને તેની માઠી અસર શહેરના ઉદ્યોગ અને વેપાર ઉપર થવા આવી છે એચાર ચાલો " ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ " બાધી આપે તેથી કઈ આ દુખ ટળી શકે તેમ નથી આવી ચાલો તો બસો પાચસે કે હજાર માણસોનો સમાવેશ કરી શકે, પરન્તુ મુબઇને તો હજારો માણસો માટે ઘર જોઇએ છીએ જો ૫૦ હજાર માણસ માટે મકાનો તૈયાર કરવા હોય તો ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટને આશરે ૬૫ લાખ રૂપીઆની જરૂર પડે પરન્તુ જો ખાનગી વેપારીઓને ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ તરફથી મકાનો બાધવાને ઉત્તેજન આપવા માટે નાણાની મદદ આપવામા આવે તો ઓછામા ઓછા ખર્ચથી વધારેમા વધારે ઘરો ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ તૈયાર કરાવી શકે " એમની યોજનાનો મુખ્ય ભાગ એ હતોકે મજુરો માટે જો વેપારીઓ પોતાની જગ્યામાં મકાનો બાધી આપવા તૈયાર થાય તેમને મકાન બાધવામા જે ખર્ચ થાય તેની અર્ધી રકમ ટ્રસ્ટ તરફથી ચાર ટકાના વ્યાજે અપાવી જોઇએ અને મકાનોના નકસા ટ્રસ્ટ તરફથી મંજુર કરાવી લેવાનો આગ્રહ હોવો જોઇએ

માત્ર ધારાસભામા ભાષણ કરીનેજ ઑ. મી વિઠ્ઠલદાસ બેસી ન રહ્યા પરન્તુ તેમણે મુમ્બઇ સરકારને સ્વતન્ત્ર પત્ર લખી પોતાની યોજના વિસ્તાર પૂર્વક સરકાર પાસે મૂકી હતી, અને ' ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ "ના કાયદામા " ટ્રસ્ટ " તરફથી ઉછીના નાણા મકાન આપનારને આપી શકાય તેવી છૂટ નહોતી તે છૂટ આપવા કાયદામા ખાસ સુધારો થવા માટે તેમણે આગ્રહ કર્યો હતો

આ પત્રમા તેમણે પોતાની યોજનાથી શાશા લાભ થવાના છે તેની સ્પષ્ટતા પત્રને છેડે આ પ્રમાણે કરી હતી

I Chawls on approved plans would be provided for the masses within a very short time

II For one third of the outlay which would otherwise be required by the Trust, accomodations for 50,000 persons could be provided

III Over crowding would be removed

IV The Improvement trust would sustain no pecuniary loss.

V The arrangement would automatically adjust the supply of house room to demand.

VI When once the people are better-housed, mortality amongst them must decrease.

VII With the extended accomodation, plague could be more easily controlled.

In the full belief of the eventual success of this scheme I take the liberty of submitting it to Government with the hope that after due consideration steps may be taken to give powers to the Bombay City Improvement Trust to put it into practice."

આ પત્રથી તેમણે સરકારને ખાતરી કરી આપી હતી કે તેમની યોજનામાં લાભકારક તત્ત્વો સમાયેલાં હતાં. મુમ્બઈ સરકાર તરફથી ઉપરના પત્રનો ઉત્તર નીચેના પત્રથી આપવામાં આવ્યો હતો.

No. 857 of 1904

Bombay Castle, February 19, 1904.

To,

The Honourable Mr. Vithaldas Damodher Thakersey,

Sir, With reference to your letter of the 3rd instant I am directed to state that since December last, Government have under consideration a proposal made by the City Improvement Trustees to the effect that the Board may be empowered by suitable amendments in the City of Bombay Improvement Act 1898 to give facilities to public bodies, mill-companies and other large employers of the working classes to provide for such classes, and the Government hope to amend the Act in the direction indicated.

I have the honour to be,

Sir,

*Your most obedient Servant.*

(Sd.) J. SLADEN.

Acting Secretaty to Government.

સરકારે સરકાર તરફથી યોજનાને સફળ થવા દેવા માટે ઘટતા ફેરફારો કાયદામાં કરવાનું કબુલ કર્યું હતું તેમાં તેમણે શ બતાવી એટલે એ યોજના ઉપર જાહેર નાબુદ કરવાને સરકારે લીધેલ લાગી. એમની યોજનાની મૌલિકતા માટે તેમને

ચોતરફથી પ્રશંસા મળવા લાગી; પરન્તુ એક પક્ષ એવો પણ તે વખતે હતો કે જેમણે આ યોજના કેવળ વેપારીના હિત વાસ્તે થયેલી જણાવી હતી. એ વિરૂદ્ધ પક્ષમાં ઑ. મી. વિઠ્ઠલદાસના મિત્ર મી. જમશેદજી અરદેશર વાડીઆ આગેવાન હતા. તેમણે વર્તમાનપત્રોમાં પત્રો છપાવી પોતાનો મત દર્શાવ્યો હતો કે કોઇ પણ ખાનગી મંડળ કે વેપારી પેઢી પોતાના પૈસા ચાલ બાંધવામાં રોકે તેમનાથી ચાલતા ભાડામાંથી વધારેમાં વધારે કમાણી કરવાની લાલચને સામે થઇ શકાયજ નહિ. તેથી આ યોજનાથી તૈયાર થયેલાં મકાનોમાં વસનાર મજુરો ઉપર ભાડાનો બોજો વધારે પડ્યા વગર રહેવાનો નથી. જે કમ્પનીઓ કે વેપારી મંડળ જાહેર બજારમાંથી નવટકાના દરથી નાણા ઉપજાવી શકતા નથી તેમને આ રીતે ટ્રસ્ટ તરફથી ચાર ટકાના દરથી નાણા અપાશે અને તે પોતાના રોકાયેલા નાણા ઉપર ૭ ટકાનો લાભ ઉપજાવવાની ધારણા રાખશે. આ બધું મી. વાડીઆને એહવું લાગ્યું હતું. નાણાના લોભે ૭ ટકાથી પણ વધારે લાભ નહિ લેવાય તેની કોઇ ખાતરી આપી શકે તેમ નહોતું.

ઑ. મી. વિઠ્ઠલદાસે પણ મી. વાડીયાના પત્રોના જવાબમાં કેટલાક પત્રો વર્તમાનપત્રોમાં પ્રકટ કર્યા હતા. એવી અંગત ચર્ચામાં ઉતર્યા પછી તે જલદી સમેટી લેવાની પ્રમાણિક વૃત્તિથી ઑ. મી. વિઠ્ઠલદાસે છેલ્લા પત્રનો છેલ્લો પૅરેગ્રાફ આ પ્રમાણે લખ્યો હતો.

"In case this be the last letter, I take this opportunity of thanking Mr. Wadia whom I have always admired for his energy and ability for presenting strongly the case of the other side, which has more than confirmed me in my previous conviction." [ 22nd March 1904 ].

આવી રીતે સામસામી દલીલોના યુદ્ધમાંથી ખસી જઇ ઑ. મી. વિઠ્ઠલદાસે પોતાની યોજના સમજાવવા છેલ્લો કાગળ જાહેર વર્તમાન પત્રમાં પ્રકટ કરી દીધો હતો. તેમાં શરૂઆતમાં લોકોની શંકાઓનું લમ્બાણપૂર્વક નિવારણ કરવાનો યત્ન કરી ફરી ઉપરે પોતાની યોજના ફરીથી આ પ્રમાણે તેમણે જાહેરમાં મૂકી હતી.

"હવે હું મારી યોજના રજુ કરૂંછું અને તે જો બરાબર અમલમાં મેલવામાં આવશે તો તે ઘણી ઉપકારક થઇ પડશે; તેમાં કંઇ શક નથી. નામદાર સરકાર ઉપર મેં પહેલાં મોકલેલી દરખાસ્તો સામે જેજે વાંધાઓ ઉઠાવવામાં આવ્યા તે વાંધા ઉપર ધ્યાન આપીને આ યોજના તૈયાર કરવામાં આવી છે.

(૧) પાંચ પાંચ હજાર રૂપીઆની થાપણ રોકનારા સો ભાગીદારોની એક સીન્ડિકેટ બનાવવી, એટલે કે તે રીતે પાંચ લાખ રૂપીઆની થાપણ ઉભી કરવી.

(૨) તે ચાલીઓ ગરીબોના ઉપયોગમાં લેવાની શરતે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટે પાંચ લાખ રૂપીઆ એ સીન્ડિકેટને ધીરવા અને તે ઉપર ચાર ટકા લેખે વ્યાજ તથા અર્ધો ટકા લેખે ડુબત ફંડની રકમ લેવી.

(૩) ટ્રસ્ટને કાયદેસર સત્તા મળ્યા પછી અને સમ્પૂર્ણ ગોઠવણ થયા પછી આરોગ્યના નિયમાનુસાર ચાલીઓ બાંધવાનું કામ ટ્રસ્ટની જમીન ઉપર કરવું. તે જમીન સાધારણ બજાર ભાવે પટ્ટે ખરીદવી.

(૪) એ સીન્ડિકેટમાં રોકવામાં આવેલા નાણા ઉપર ૭ ટકા કરતાં વધારે વ્યાજ આપવું નહિ. [ આ કલમની જરૂર નથી. કારણ કે એ ચાલીઓ ઉપર ૭ ટકા જેટલું વ્યાજ મળવાની પણ વકી નથી; પરન્તુ કેટલીક દિશાએથી એવો ભય બતાવવામાં આવેછે કે થાપણ રોકનારા વધારેમાં વધારે પેદાશ ઉપજાવવા તજવીજ કરશે. તેથી આ કલમ મેં તદન નવીજ ઉમેરી છે. ]

(૫) સેંકડે ૭ ટકાની વેંચણી આપ્યા પછી જે કંઇ વધે તે અનામત ફંડ તરીકે રાખવું.

(૬) ડુબત ફંડ મારફત જ્યારે આવી રકમ પાછી વાળી આપવામાં આવે ત્યારે અનામત ફંડમા જે રકમ રહી હોય તે ટ્રસ્ટને સોંપી દેવી. તેનો ઉપયોગ ટ્રસ્ટ ઇચ્છા પ્રમાણે ગરીબોના હિત વાસ્તે કરી શકશે.

(૭) ટ્રસ્ટ પાસેથી મેળવેલા નાણા પરત અપાયા પછી ટ્રસ્ટનો કબજો કે સત્તા ખલાસ થશે; ને ચાલીઓ સીન્ડિકેટની મીલકત ગણાશે.

દશ લાખ રૂપીઆની પુંજીમાંથી દશ હજાર માણસોને વસવાની સગવડ કરી શકાશે—તે નક્કી કરવા માટે આ મોટો અખતરો છે. તે અખતરો સફળ નહિ થાય એમ માનવાને કંઇ કારણ નથી, તો પણ તે ફતેહમન્દ નિવડ્યો તો એ સીન્ડિકેટનું કામ વિસ્તારવા માટે જોઇએ તેટલાં બીજા નાણા મળી શકશે અને ગરીબોની જરૂરીઆત પૂરી પાડવાનો મોટો પ્રશ્ન આ રીતે ઉકેલાઇ જશે. ”

આ ચર્ચા મુમ્બઇમાં ચાલી રહી હતી ત્યારે એક દિશામાંથી એમ પણ સૂચના મૂકાઇ હતા કે ગરીબ મજુરો વાસ્તે જે મકાનો બાંધવામાં આવે તેને વાસ્તે સખાવતી ફાળા પણ ઉઘરાવી શકાય અને એવા ફાળાથી ગરીબ મજુરોને અનુકૂળ પડે તેવા સસ્તા ભાડાથી સુખાકારી જળવાય તેવાં ઘરો

પૂરાં પાડી શકાય. આવાં કામ માટે શ્રીમન્તો વેપાર દૃષ્ટિથી સીન્ડિકેટ ઉભી કરે તે વ્યાજબી ન ગણાય. ગરીબ મજુરોને રહેવાના મકાન બાંધવાની યોજનામાં આપણુ રોકનારા વ્યાજની વાતો કરે એ કેવળ અયોગ્ય ગણાય. તે વખતે મુમ્બઈની લેફ્ટેનન્ટ ઍડમ્સ વાયલી હૉસ્પિટલના સેક્રેટરી મી. જ્યૉર્જ લંડ તરફથી સર ભાલચન્દ્ર ભાટવડેકરને પત્ર લખવામાં આવ્યો હતો કે મીસિસ ઍડમ્સ વાયલીએ ઑ. મી. વિઠ્ઠલદાસની સીન્ડિકેટને રૂ. દશ હજારનો ફાળો આપવાની કબુલાત આપીછે.

પરન્તુ ઑ. મી. વિઠ્ઠલદાસ સ્પષ્ટ માનતા હતા કે નાણાના પ્રશ્ન સાથે અને વેપારના પ્રશ્ન સાથે હૃદયના લાગણીઓ ભેળવવી જોઈએ નહિ. ગરીબોની દયા ખાવી અને સખાવત આપવી તે જુદી વાત હતી; આરોગ્ય આપે તેવાં ઘરમાં મુમ્બઈની ચીચ વસ્તીનો વસવાટ કરાવી આપવા સાચી તજવીજ કરવી એ જુદી વાત હતી.

તેમણે ૧ લી માર્ચ ૧૯૦૪ ના "ટાઈમ્સ ઑફ ઇન્ડીઆ" માં પોતાના સહીથી એક પત્ર પ્રકટ કરાવ્યો હતો તેમાં પોતાનો દૃષ્ટિકોણ આ વિષયપરત્વે કયો છે તે સાફ રીતે સમજાવ્યો હતો. તેમાંનાં કેટલાંક વાક્યો અત્રે ઉતારીએ—

" *Philanthropy can-not be depended upon to provide accomodation for many thousand of the poor.* Buildings of the needed class must be erected on *sound commercial lines.* The facts placed before the Mill owners' Association by the Improvement Trust clearly showed how impossible it would be to secure a return of more than 4 per-cent on the outlay, if the chawls were built on thoroughly sanitary principles. Looking to the general rate of interest procurable in Bombay, no man... ..will venture to assert that capitalists will invest their funds in such an undertaking My scheme *aims at encouraging capitalists to build such sanitary chawls.*

* * * *

My scheme provides ample security to the Trust, since it will have a lien on property costing double the amount of its advance.

ત્યાર પછી મુમ્બઈમાં ૩૦–૪–૧૯૦૪ શનિવારે Bombay Sanitary Association તરફથી ફ્રામજી કાવસજી ઇન્સ્ટિટ્યુટમાં-ઑ. મી. ફીરોજશાહ મહેતાના પ્રમુખપણા નીચે ઑ. ડૉ. ભાલચન્દ્ર ભાટવડેકરે-સસ્તાં ભાડાંનાં મકાન પૂરાં પાડવાના સ્વાલ ઉપર જાહેર ભાષણ આપ્યું હતું. તેમાં તેમણે

ઍા. મી. વિઠ્ઠલદાસની યોજનાને ટેકો આપ્યો હતો. એ દિવસે એજ સભામાં મી. વિઠ્ઠલદાસે પોતાની યોજના વિસ્તારથી સભાને સમજાવી હતી અને તેમની સીન્ડિકેટમાં મી. ધરમસી મોરારજી ગોકલદાસ, મી. મોરારજી વેલજી મી. વીરચન્દ દીપચન્દ, મી. જીવરાજ દયાળ, મી. પુરુષોત્તમ વિશ્રામ, જેવા ગૃહસ્થો જોડાયા હતા એમ જાહેર કર્યું હતું; તથા આવાં કાર્યોમાં બીનજવાબદાર માણસો અયોગ્ય ટીકાએ પ્રસિદ્ધ કરી શુભ કાર્યોમાં વિઘ્નો નાંખતાં અટકે તેવા હેતુથી ભાષણને અન્તે તેમણે જણાવ્યું કે—

"Finally gentlemen, we have amongst us irresponsible critics, who little know what harm they are doing to the cause of the poor by their actions. It is not to be imagined how much public service is lost to the city from men full of activity and energy who are pressing on to great benevolent object when you oblige them to be continually looking back. While they are defending one good action against useless criticism, you are being deprived of a hundred others. As an English statesman has said "(Applaud such men when they run, console them when they fall, and cheer them when they recover, but let them go on, for God's sake, let them go on)."

સારાંશ—આપણામાં ઘણા બીનજવાબદાર ટીકાકારો છે, અને તેઓ તેમના કૃત્યોથી ગરીબ જનમંડળના હિતને કેટલું નુકસાન પહોંચાડે છે તેનો તેમને ખ્યાલ રહેતો નથી. ઉત્સાહ અને પ્રવૃત્તિથી પ્રેરાઇને લોકહિતનાં કામમાં મચી રહેલા માણસોની ગંદી ટીકા કરવાથી સાર્વજનિક હિતને કેટલું નુકસાન થાય છે તેનો ખ્યાલ કરવાની જરૂર છે. તેઓની ઉત્પાદક શક્તિ ટીકાના ઉત્તર આપવામાં ખર્ચાઇ જાય છે, તથા જ્યારે નકામી ટીકામાંથી એક સત્કાર્યને બચાવી લેવામાં તેઓ રોકાય છે ત્યારે બીજા સો સત્કાર્યનો લાભ પ્રજાને મળતો અટકે છે. એક અંગ્રેજ રાજદ્વારી પુરૂષના શબ્દો આવે પ્રસંગે યાદ કરવા જોગ છે." તેવા માણસો જ્યારે દોડે ત્યારે તેમને પ્રોત્સાહક અવાજથી ઉત્તેજન આપો, તેઓ પડે ત્યારે દીલાસો આપો, તેઓ પાછા ઉઠે ત્યારે તેમને વધાવી લો, પણ તેવા માણસોને તો ઇશ્વરને ખાતર—અવશ્ય આગળ જવાદો—આગળ વધવા દો."—

રચનાત્મક ટીકા અને વિઘાતક ટીકા વચ્ચે રહેલી સીમાનું ચોકસ સ્થાન કોઇ પણ સીમાડા-કામદાર હજુ નક્કી કરી શક્યો નથી. એ સીમા જુદા જુદા સ્વભાવને જુદે જુદે ઠેકાણે દેખાય છે. ઘણી વિઘાતક ટીકાને કેટલાક માણસો રચનાત્મક માને છે અને કેટલીક રચનાત્મક ટીકાને પણ

સાકડી દષ્ટિવાળા માણસો વિઘાતક માને છે જાહેર ટીકાની ધાર જે સદા તીવ્ર રહેવા દેવી હોય તો તે ટીકાએ કદિ અંગત સ્વરૂપ ધારણ કરવુ ન જોઇએ અને યોજનાના ઠરેલા ધોરણોને નેવે ચડાવી જાહેર ટીકા થવી ન જોઇએ. જાહેર જીવનને નિર્મળ અને ફળદાયી રાખવા સારૂ જાહેર ટીકા એ ઉત્તમ હથીઆર છે. માટે તે હથીઆર જેમના હાથમાં હોય તેમણે તે એવી રીતે વાપરવુ ઘટે કે તેની ધાર બુઠ્ઠી થવા ન પામે બીનજવાબદાર માણસોના હાથમા આવા હથીઆર મૂકી દેવાય છે ત્યારે સમાજમા ઘણા અનિષ્ટ ઊભા થાય છે અને ઘણીજ ઉત્પાદક શક્તિ વપરાયા વગરની પડી રહેછે અગર તો અનુત્પાદક કાર્યમા વપરાય છે જાહેર જીવનમા પ્રવેશ ઇચ્છી રહેલા માણસોએ રચનાત્મક ટીકા અને વિઘાતક ટીકાના સ્વરૂપની અણીશુદ્ધ ઓળખાણ કરી લેવાની અગત્ય છે. એવુ ઑ મી વિઠ્ઠલદાસનાં ઉપરના વાક્યોમાથી ફલિત થાય છે

એમણે આ યોજના માટે કરેલી તજવીજથી સરકાર તરફથી જોઇતી કાયદા કાનુનની સવલત આપવામા આવી હતી, પરન્તુ તેનો લાભ થોડી મિલોના માલિકોએ લીધો હતો

તેમ છતા એમનો પોતાનો અભિપ્રાય તો છેક સુધી એવો રહ્યો હતો કે જ્યા સુધી મુમ્બઇના મજુર વર્ગને રહેવા માટે સુખાકારી ઘરો ન મળે ત્યાં સુધી શહેરના દુઃખો ઓછા થવાના નથી એ દષ્ટિથી તેમણે ઇ સ ૧૯૦૭ મા મુમ્બઇની ધારાસભામાં ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના કાયદાના સુધારાના બિલને અંગે –" Poor Classes Accomodation Scheme "— ગરીબ વર્ગને રહેણાકની સવડ આપવાની યોજના ઉપર ચર્ચા ચાલતી હતી ત્યારે તેમણે લમ્બાણ પૂર્વક ભાષણ કર્યું હતુ અને ગરીબોને મકાનો પૂરા પાડવા માટે વ્યવહારૂ સૂચનાઓ ખૂબ આગ્રહપૂર્વક તેમણે રજુ કરી હતી એ ભાષણમા પણ પોતાની અસલી યોજનાના તત્વો તેમણે દાખલ કર્યાં હતાં, છેવટના ભાગમા તેમણે કહ્યુ હતુ કે—

"It may be argued that there is no reason why the employers of labour should profit by the use of public money Against this objection however, the experience of the Trust is conclusive The Trust after a great many experiments has not been able to show more than 2½ % return on the outlay And moreover according to my proposal the mill owners can not make a profit out of it as they are precluded from charging a higher rate of rent than what they pay to the Trust Under the circumstances is it profitable to the Trust and the public Exche-

quer to go on raising loans at 4 per cent and investing it in a concern bringing between 2½ and 3 per cent thus leaving a burden on the tax-payer? Or is it more to the interest of the tax-payer to give leases as suggested above without any loss making it possible to provide accomodation for the poorer classes on a large scale? There can be no two opinions on this point and I hope, this proposal will be favourably considered in the select committee."

આવી જાતના આગ્રહવાળા અને હિસાબી ચોકસાઈ વાળા અભિપ્રાય ઑ. મી. વિઠ્ઠલદાસે ગરીબ પ્રજાને સુખાકારી ઘરો પૂરાં પાડવાની યોજના માટે અનેક વાર રજુ કર્યા છે. એમનો એ સ્વભાવ હતો કે જે વિષય હાથ-પર લેવામાં આવે તે પૂર્ણ સમજથી અને પોતાના જીવનના એક કર્તવ્ય તરીકેજ લેવામાં આવતો હતો; તેથી એ વિષયો આખા જીવન સુધી તેમના પોતાના બની રહેતા હતા.

સર વિઠ્ઠલદાસને મુમ્બઈમાં સારાં મકાનોની સવડ થવાની અગત્ય એટલી બધી લાગી હતી કે ગરીબ લોકોવાસ્તેની ચાલની યોજના હજુ અમલમાં મૂકાઈ ન મૂકાઈ ત્યાં તો ૪ થી માર્ચ ૧૯૦૯ ના રોજ પોતાની સહીથી તેમણે એક બીજી છાપેલી યોજના જાહેર-વિચાર માટે રજુ કરી હતી. તેનું નામ "Building Scheme for the Middle Classes" ( મધ્યમ વર્ગના માણસો માટે મકાનોની યોજના ) રાખવામાં આવ્યું હતું. આ યોજના તદન સહકારના સિદ્ધાન્ત ઉપર રચાયેલી હતી. જ્યાં સુધી એક ગૃહસ્થ એક માળ જેટલું મકાન ભાડે રાખવાની ઇચ્છા ન દર્શાવે ત્યાં સુધી તે ગૃહસ્થ એ સીન્ડિકેટમાં ભાગીઓ બની શકે નહિ; તેના નામ ઉપર એક પણ "શેર" ચડાવી શકાય નહિ. આ રીતે નાની નાની થાપણવાળા એકત્ર થઈને પોતાના નિવાસ માટે સુખાકારી મકાન બાંધી શકે આ યોજના ઉપરે કાગળ ઉપરજ રહેવા પામી હતી, કારણકે સર વિઠ્ઠલદાસને એ સમયે બેહદ અગત્યના કામના દબાણને લીધે એવી યોજનાને પેશ પહોંચાડવા જેટલો ફાજલ સમય મળી શક્યો ન હતો. આ યોજના ઈ. સ. ૧૯૦૯ માં સર વિઠ્ઠલદાસે ઘડી હતી અને તે વખતે આખા હિન્દુસ્તાનમાં સહકારનો (Co-operation) ખ્યાલ સૌથી પહેલાં એમને આવ્યો હતો તે રીતે એની અગત્ય સમજવાની છે. બીજું એ કે મુમ્બઈ શહેરમાં મધ્યમ સ્થિતિના એટલે સેર એકાદ ગાડીવાળા કે, નાની મોટર રાખી શકે તેવી સ્થિતિના માણસોને પણ સુખાકારી નિવાસ સ્થાન મેળવવું બહુ ભારે થઈ પડ્યું હતું. તેમની સવડનો ખ્યાલ એક શહેરી તરીકે અને નાણાશાસ્ત્રી તરીકે સર વિઠ્ઠલદાસ કરતા હતા.

આ યોજના ભલે કાગળ ઉપરજ રહેવા પામી પરન્તુ તેમાંથી એક જુદીજ યોજના એમણે સર લલ્લુભાઈ શામળદાસ અને માર્સલાન્ડ પ્રાઇસની કમ્પનીવાળા મી. માર્સલાન્ડની મદદથી ઉભી કરી હતી. તે યોજના વિષે તા. ૭-૧-૧૯૧૦ના " ટાઇમ્સ આફ ઇન્ડીઆ " માં કેટલોક ઉહાપોહ થયેલો હતો. તેમાંથી થોડુંક અત્રે ઉતારવાથી એ વાતની સમજ આવી શકશે, તેમજ એની અગત્ય પણ જાણી શકાશે.

"The first anouncement of the proposal has aroused keen public interest and on this account we give below further particulars of the project which were obtained by a *Times of India* representative from Mr. Marsland of Marsland Price & Co. who has been working out the details of the scheme for the last twelve months. The main ideas which emanated from Sir Vithaldas Thackersey is to form a Syndicate on identical lines with the Building Society at Home, purchase land from the Improvement Trust and build thereon houses of two paterns of which the tenants or others may become purchasers by depositing a comparatively small sum of money on joining the Society, paying monthly Instalments for a number of years, the instalments or rents varying in amount according to the number of years in which the purchase is to be completed.

The *prime movers* in the scheme for the formation of the Society on the lines mentioned above are Sir Vithaldas Thackersey Mr. Lalubhai Samaldas, and Mr. Marsland."

મી. માર્સલાન્ડના ઉત્સાહથી અને સર વિઠ્ઠલદાસ તથા ઑ. મી. લલ્લુભાઇ શામળદાસની કુનેહ અને વગથી છેવટે એક પરિણામ આવ્યું; મુમ્બઇમાં ગામદેવીના વિભાગમાં ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટે ખાલી કરેલી જગ્યામાં સારા નાજુક બંગલા બાંધવાની એક મંડળી ( સીન્ડિકેટ ) ઉભી કરવામાં આવી. તેમાં આરમ્ભમાં સર વિઠ્ઠલદાસ, ઑ. મી. લલ્લુભાઇ, સર શાપુરજી ભરૂચા, ઑ. સર સેસુન જે. ડેવિડ, ડૉ. સ્ટેનલી રીડ, મી. જે. જે. માર્સલાન્ડ અને મી. કે. એસ. આયર મેનેજીંગ ડાયરેક્ટરો નીમાયા હતા. જે પૈકી મી. માર્સલાન્ડ ઑનરરી સેક્રેટરી તરીકે કામ કરવા તત્પર હતા. આ મંડળીનું નામ પાછળથી the Bombay villas syndicate મુમ્બઇ વિલા સીન્ડિકેટ રાખવામાં આવ્યું હતું. આ સીન્ડિકેટ તરફથી સર વિઠ્ઠલદાસની સલાહનો લાભ લઇ ઘણું સારૂં કામ થયું હતું. મુમ્બઇમાં ગામદેવી ઉપર અત્યારે જે સારાં નિવાસ ગૃહો બન્ધાયાં છે તેની પહેલ કરનાર તરીકે

સર વિઠ્ઠલદાસની મંડળી ગણી શકાય. આ સીન્ડિકેટમાં પાછળથી દી. બા. વિઠ્ઠલદાસ શામળદાસ, મી. સી. પી. સીડન, મી. જી. એચ. હબાર્ડ, અને મી. એસ. બી. બીલીમોરીઆ જોડાયા હતા તેમ જણાય છે.

સર વિઠ્ઠલદાસની નજર ધન્ધા ઉદ્યોગની બધી દિશામાં આબાદ રીતે પહોંચતી હતી; તેમની ગણતરી ઘણી ઝીણવટવાળી અને અનુભવથી સધાયેલી હતી; તેમની મનુષ્ય જીવનની જરુરીઆતની સમજ એવી તો સર્વગ્રાહી હતી કે તેઓ જ્યારે મકાનો અને બંગલાનો વિચાર કરવા બેસે ત્યારે નહાવાની ઓરડી અને રસોડાથી માંડીને છેક કમ્પાઉન્ડના દરવાજા સુધીની બાબતો તેમની નજરે તરી આવ્યા વગર રહે નહિ. ટુંકામાં એમજ કહી શકાય કે એમની દૃષ્ટિ એકદેશીય નહિ પણ સર્વગ્રાહી હતી; એમની સાધનશક્તિ અખૂટ હતી અને એમની કાર્યકરવાની સફાઈ ઉંચા પ્રકારના યન્ત્રને પણ શરમાવે તેવી હતી.

---

# પ્રકરણ ૧૬ મું.

## મુમ્બઇ કૉન્ગ્રેસનું પ્રદર્શન

### (ઈ. સ ૧૯૦૪)

ઇ. સ. ૧૯૦૧માં કલકત્તામાં "ઇન્ડીઅન નેશનલ કાન્ગ્રેસ" હિન્દી મહાસભાની બેઠક ભરાઇ હતી; ત્યારે કાર્યવાહકોને એમ સૂઝ્યું હતું કે મહાસભા જે જે શહેરમાં ભરાય તે તે શહેરમાં ઔદ્યોગિક પ્રદર્શન ભરવાનો રીવાજ રાખ્યો હોય તો લોકશિક્ષણમાટે અને આર્થિક અને ઔદ્યોગિક પ્રગતિ માટે ઉપયોગી પગલું ભર્યું ગણાય. આ દૃષ્ટિથી પહેલું પ્રદર્શન કલકત્તામાં ૧૯૦૧માં ભરાયું હતું; તે પછી અમદાવાદનું અને મદ્રાસનું મહાસભાનું પ્રદર્શન પણ સારૂં લેખવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૯૦૪માં મુમ્બઈમાં મહાસભાની વીસમી બેઠક મી. હેનરી કૉટનના પ્રમુખ પણા નીચે ઑ. સર પીરોજશાહ મહેતા ભરવાના હતા. ત્યારે મોટું પ્રદર્શન ભરવાનું કામ એક વગદાર સમિતિને સોંપવામાં આવ્યું હતું. આ સમયે ઑ. મી. વિઠ્ઠલદાસે મુમ્બઇની કૉરપોરેશનમાં, સ્ટૅન્ડિંગ કમિટીમાં, ઇલાકાની ધારાસભામાં, મિલ ઓનર્સ ઍસોસીએશનમાં અને બીજાં અનેક કાર્યોમાં પોતાની અથાક કાર્યશક્તિ, લોકહિતના પ્રશ્નો માટે વિશુદ્ધ પ્રેમ, તથા મહાન યોજનાને પહોંચી વળવાની આવડત જ્યાં ત્યાં દેખાડી આપી હતી. તેથી મુમ્બઇના મહાસભાના પ્રદર્શનની કાર્યવાહક સમિતિ જ્યારે ચુંટવામાં આવી ત્યારે ઑ. મી. વિઠ્ઠલદાસને એ સમિતિના પ્રમુખ તરીકે ચુંટવામાં આવ્યા હતા. એમની સાથે- એ કાર્યમાટે મી. મનમોહનદાસ રામજી ( હાલના સર મનમોહનદાસ ) ઉપપ્રમુખ, તરીકે ચુંટાયા હતા અને ખા. બ. એમ. સી. મર્ઝબાન, શેઠ નરોત્તમ મોરારજી ગોકળદાસ, મી. એન. ઍચ. પાઠક, શેઠ લલ્લુભાઇ શામળદાસ (પાછળથી સર), મી. ડી. જી. પાધ્યે,+ શેઠ જાફરભાઇ રેહીમતુલ્લા, અને મી. અમિરૂદ્દિન તૈયબજી સેક્રેટરીઓ તરીકે ચુંટાયા હતા.

ઑ. મી. વિઠ્ઠલદાસે આ કાર્ય પૂર્ણ ઉત્સાહથી ઉપાડી લીધું; જાહેર વર્તમાનપત્રોમાં પત્રિકાઓ પ્રકટ કરાવી, વેપારી મંડળો, અને કારખાનાવાળાઓને કાગળો લખાવ્યા, ખાનગી ગૃહસ્થોને સહકાર આપવા વિનતિ

* પ્રદર્શન સમ્બન્ધી એમના અભિપ્રાય માટે જુઓ આ પ્રકરણનું પરિશિષ્ટ.

ગુજારવામાં આવી, અને રાજામહારાજાઓને, સરદાર અને શ્રીમન્ત ગૃહસ્થોને પ્રદર્શન જેવી લોકોપયોગી પ્રવૃત્તિમાં આર્થિક સહાય આપવાના પત્રો લખવામાં આવ્યા. બીજી બાજુએથી મુખ્ય સરકારને પણ આ પ્રજાકીય અને લોક-પ્રગતિના સાચાં કાર્યને બને તેટલી મોટી મદદ આપવા યોગ્ય કાગળો પેશ કરવામાં આવ્યા. આ બધું એટલું ત્વરાથી અને ચોકસપણે થતું હતું કે પ્રત્યેક અઠવાડીએ અને પ્રત્યેક દિવસે પ્રદર્શનના કાર્યના જથ્થાનો ગ્રાફ ઉંચેને ઉંચે ચડ્યા કરતો હતો.

એમની કામ કરવાની કુનેહ ઉપરથી અને જે રીતે પ્રદર્શનની ઑફિસ કામ કરતી હતી તે ઉપરથી વર્તમાન પત્રોએ અભિપ્રાય દર્શાવ્યો હતો કે—

The Most admirable feature of the Indian Congress in recent years has been the attention which has been given to economic and industrial progress as distinct from political...... This will be the first Show of the kind in Bombay." (૧૫ જુલાઈ)

ઑક્ટોબર માસમાં પ્રદર્શનની પત્રિકા બહાર પાડવામાં આવી તેમાં જણાવી દેવામાં આવ્યું હતું કે—એ પ્રદર્શન કેવળ ઔદ્યોગિક નથી થવાનું પરન્તુ ખેતવાડીનો મોટો વિભાગ એમાં રાખવામાં આવશે. મુમ્બઈમાં હાઈકોર્ટની પાછળ "ઓવલ" મેદાનમાં પ્રદર્શનનો ઔદ્યોગિક ભાગ ગોઠવાયો હતો અને ક્વીન્સ રોડ તથા રેલ્વેની સડક વચ્ચેનો મેદાનનો ભાગ ખેતીવાડીના વિભાગ માટે રોકાયો હતો. બન્ને ભાગ વચ્ચે સુન્દર ઉંચો પૂલ બાંધવામાં આવ્યો હતો કે જેથી પ્રદર્શનમાં દાખલ થયેલા માણસને બહાર નીકળ્યા સિવાય બધું જોવાનું મળી શકે. વળી એજ પત્રિકામાં જાહેર થયું હતું કે વડોદરાના અને મ્હૈસુરના મહારાજા સાહેબે, અને ભાવનગર, ત્રાવણકોર, ખારીઆ, રાજપીપલા, વાંસદા, ખમ્ભાત, કચ્છ, પુદુકોટા, કુચબીહાર વગેરે રાજ્ય તરફથી પ્રદર્શનની ફત્તેહ માટે સારૂં આર્થિક ઉત્તેજન મળ્યું હતું. રેલ્વે કમ્પનીઓએ ખાસ ઓછા દરથી પ્રદર્શનમાં મેલવાની ચીજો લઈ જવા લાવવાનું મંજુર રાખ્યું હતું.

આ પ્રદર્શનને સરકાર તરફથી મદદ મેળવી આપવામાં ઑ. મી. વિઠ્ઠલદાસે ભારે તજવીજ કરી હતી. એમ કરવામાં કેટલીકવાર એમની સાથે કામ કરનારાના મત સાથે એમના પોતાના મતનું અથડામણ થવાના પ્રસંગો આવતા હતા; છતાં એમણે એ કામ અનેક તદબીરથી પાર પાડ્યું હતું.

૨૫મી જુલાઇએ પહેલો કાગળ મુમ્બાઇ સરકારને પ્રદર્શન-ઑફિસેથી લખવામાં આવ્યો હતો—જેમાં સરકાર તરફથી મોટી મદદ અને સહકારની માગણી થઈ હતી તથા "ઓવલ" મેદાનનો ઉપયોગ કરવા દેવાની માગણી થઈ હતી. આ પત્રમાં એક વાત સ્પષ્ટ કરવામાં આવી હતી કે જોકે પ્રદર્શન ભરવાનું કામ મહાસભા-(કૉન્ગ્રેસ) પોતાને માથે લેછે અને તેની નાણાની જવાબદારી મહાસભા પોતાના શિરપર ઓઢી લે છે; તો પણ આ પ્રદર્શનમાં કામ કરનારા અને નાણાની મદદ આપનારાના રાજદ્વારી વિચારો મહાસભાના વિચાર સાથે મળતા છે એવો અર્થ બીલકુલ લેવાનો નથી. તેમજ આ કામ માટે જે રકમ લોકો તરફથી મળશે તેનો ઉપયોગ પ્રદર્શનનેજ કામે થશે.*

આ કાગળ ઉપર ૪ થી ઑગસ્ટના રોજ સરકારે એવી મતલબનો ઠરાવ કર્યો કે પ્રદર્શનને યોગ્ય સહાય સરકાર તરફથી આપવામાં આવશે. "ઓવલ" મેદાનના ઉપયોગ માટે થોડા સમય પછી જવાબ મળશે. એ જવાબ તરતજ તા. ૧૮ મી ઑગસ્ટના ઠરાવથી સરકારે આપ્યો અને તેમાં જણાવ્યું કે જેટલો ભાગ "ઓવલ" મેદાનનો પ્રદર્શન માટે જોઇશે તે વાપરવા દેવામાં આવશે અને ખેતીવાડી વિભાગમાં કુવા ખોદવાનું અને કુંડો બાંધવાનું કામ થવાનું છે તેથી તે વિભાગ માટે 'ઓવલ'. મેદાનનો ઉપયોગ ન કરતાં તેની સામે ક્વીન્સ રોડની બીજી બાજુએ જે લામ્બો ભાગ છે તેનો ઉપયોગ કરવાની છૂટ આપવામાં આવેછે.

ત્યાર પછી તો મુમ્બાઈ સરકારે આ કામમાં એટલો બધો રસ લીધો કે ઈલાકાની હુન્નર ઉદ્યોગની શાળામાંથી સરકાર ખર્ચે પ્રદર્શનમાં નમુના મોકલવા કેળવણી ખાતાના ડિરેક્ટરને હુકમ આપ્યા, જંગલખાતાને, ખેતીવાડી ખાતાને, અને "ડિરેક્ટર ઑફ લૅન્ડ રેકર્ડસ" ને પણ પ્રદર્શનમાં મૂકવા જેવા ઓજારો, હથીઆરો, ખેતીના અખતરા, અને જુદી જુદી પેદાશને સરસ રીતે રજુ કરવા માટે સરકાર ખર્ચે બધી તજવીજ કરવા બહુ છૂટથી હુકમો આપવામાં આવ્યા હતા; એટલુંજ નહિ પણ આ

* We may here repeat the assurances both to the public and to Government as to the non political character of this part of the work of the Congress It has been [illegible] or co-operator in the [illegible] t no subscriber committed to the view [illegible] supposed to be body and the subscrib[illegible] [illegible] been informed that any sum that they may subscribe for the purpose of exhibition will be applied to no other purpose than to further the success of the Exhibition. ( letter of the 25th July 1904 addressed to the Bombay Government ).

પ્રદર્શનમાં ખેડુતો અને પટેલોને ગામડેથી મોકલી ખેતીના કામમાં રસ લેતા કરવા માટે પણ રેવ્હેન્યુ ખાતા તરફ* હુકમો આપવામાં આવ્યા હતા,

આટલું બધું ઉત્તેજન પ્રદર્શનને આપવાની ઇચ્છા સરકારે પ્રદર્શિત કરી અને તે માટે ઘટતા હુકમો આપ્યા તો પણ એક ખટક તેમને રહી ગઇ હશે તે છેવટે ૨૯મી ઓગસ્ટના કાગળથી પ્રદર્શનની વ્યવસ્થાપક સમિતિના પ્રમખને જણાવવામાં આવી. આ પત્ર ઉપયોગી હોવાથી આખો અત્રે ઉતારવામાં આવ્યોછે.

No. 5218 of 1904.
General Department.
Bombay Castle, 29th September 1904.

From

J. SLADEN, ESQ. I. C. S.,
Acting Secretary to Government.

To,

The chairman, Industrial and Agricultural Exhibition Committee, Bombay.

Sir,

I am directed to forward herewith, for your information a copy (with 20 spare copies) of the Resolution of Government No 5217 of this date in continuation of the previous Resolutions in which orders of Government have been communicated regarding the use of the oval, the sending of exhibits from Government Forest and from Industrial and Technical schols in the Presidency and other matters connected with the Industrial and Agricultural Exhibition to be held in Bombay in December next.

---

* The collectors should arrange to send to the exhibition parties of *patels* and *kunbis* as proposed and to pay them their railway expenses and the halting allowance suggested. The number of persons to be sent should be settled by the Collector in consultation with the commissioner concerned, who should see that it does not exceed an average of 20 for each district in his charge. The expenses incurred in bringing parties of *patels* and cultivators to the exhibition which is definitely accepted as a charge against Provincial Funds, should be kept distinct from that connected with exhibits. [Resolution. Bombay Government. 20th September 1904].

2 I am, however, to remind you that in your letter of the 25th July 1904 you stated that assurances had been given as to the non-political character of the Exhibition, and that subscribers had been informed that any sums they might subscribe would be applied to no other purpose than to further the success of the Exhibition and that it had been explained to you that assistance could be given by Government only on the distinct understanding that it could be in no way directly or indirectly, connected with the National congress. To give effect to this understanding, it is necessary that the following conditions should be enforced, and I am to ask that the formal assent to them of the Exhibition Committee may be communicated:—

(1) All receipts on account of the Exhibition, including entrance fees as well as subscriptions and donations, shall be credited to an account which shall be entirely separate from any account of the National Congress, unexpended balances being deposited in the Bank of Bombay.

(2) The accounts of the Exhibition shall be open to inspection or audit by a public officer appointed by Government.

(3) If any surplus is left after defraying all costs of the Exhibition which have not been met from public funds Government may require the whole or part of the expenditure incurred by them to be refunded, and if such refund is made, the balance otherwise the whole of the surplus shall either be devoted to a public purpose agreed to by the Committee and Government or maintained as a fund for the purpose of a future Industrial Exhibition.

I have the honour to be,
Sir,
Your most obedient Servant,
(Sd.) J. SLADEN,
Acting Secretary to Government.

આ પત્રનો સાર એ છે કે જોકે પ્રદર્શન સમિતિએ ખાતરી આપીછે કે પ્રદર્શન દરેક રીતે રાજદ્વારી બાબતથી અલગ રહેશે, અને પ્રદર્શનને અંગે કાર્ય કરનારા કે તેના માટે નાણા આપનારા કૉન્ગ્રેસના રાજકીય

વિચારો ધરાવે છે એવો અર્થ લેવાનો નથી–તો પણ સરકારે આ કામે મદદ આપતાં ચોખ્ખી સમજ રાખી છે કે એનો સીધો કે આડકતરો સમ્બન્ધ ("કૉન્ગ્રેસ") મહાસભા સાથે કોઈ પણ રીતે હોવો ન જોઇએ. આ સમજની રૂએ નીચેની શરતો પ્રદર્શન સમિતિએ સ્વીકારીછે એવું ધોરણસર લખાણ લખાઇ આવવું જોઇએ.

(૧) પ્રવેશ ફી, ફાળાની રકમ, આશ્રયની રકમો અને બીજી બધી પેદાશ મહાસભાના ખાતાંથી તદ્દન અલગ ખાતામાં જમા થવી જોઇએ અને ખર્ચાયા વગરની જે સીલક રહે તે "બૅન્ક ઑફ બૉમ્બે" માં અનામત રાખવી.

(૨) સરકારે નીમેલો અમલદાર પ્રદર્શનના હિસાબની તપાસણી કરી શકશે.

(૩) બધું ખર્ચ કરી લીધા પછી જે કંઇ બચત રહે તો સરકારે કરેલા ખર્ચ પેટે તે બધી રકમ અગર તેનો કોઈ ભાગ સરકાર પાછી માગી શકશે, એમ થયા પછી જે બાકી રહે તે અગર તો કુલ વધારો–પ્રદર્શન સમિતિ અને સરકાર મળી ઠરાવે તેવા જાહેર કામમાં તે ખર્ચાશે અગર તો ભવિષ્યના ઔદ્યોગિક પ્રદર્શન માટે તે રકમ અલગ રાખવામાં આવશે.

આ પત્ર સપ્ટેમ્બરની આખરે આવ્યો, પ્રદર્શન સમિતિમાં ખળભળાટ થઇ રહ્યો. ઑ. મી. ફીરોજશાહ મહેતાની ચેમ્બરમાં અને એમને બંગલે પણ ખળભળાટ મચી રહ્યો હતો. કોઇને એમ લાગ્યું કે પ્રદર્શન સાંગોપાંગ પાર પડી શકશે નહિ. હજુ તો ઑગસ્ટ માસની ધારાસભામાં ઑ. મી. વિઠ્ઠલદાસ બજેટ ઉપરના પોતાના ભાષણને અન્તે નામદાર ગવર્નરને પ્રદર્શનના કામમાં ઉદાર દીલની મદદ તથા સહકાર આપવા બદલ ધન્યવાદ આપી આવ્યાને લાઓ સમય વિત્યો ન હોતે; ત્યાં આ શું થયું એમ સૌ વિચારવા લાગ્યા.

પ્રદર્શન મહાસભાનુંજ હતું, પ્રદર્શનને મહાસભા સાથે સીધો કે આડકતરો સમ્બન્ધ ન હોવો જોઇએ એવું સરકાર માગી રહી હતી તે કેમ સાચું પાડી શકાય?

તા. ૧૮ મી ઑકટોબરે ઉપલા કાગળનો જવાબ સમિતિ તરફથી ઑ. મી. વિઠ્ઠલદાસની સહીથી મુમ્બઇ સરકારના સેક્રેટરીને લખવામાં આવ્યો. તેમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું કે સમિતિએ ખુલ્લી રીતે મહાસભા અને પ્રદર્શન વચ્ચેનો સમ્બન્ધ સુરેખ સ્વરૂપે પ્રથમથીજ બતાવ્યો હતો.

પ્રદર્શન એ રાજકીય હીલચાલની પ્રવૃત્તિ નથી. એ પણ પહેલેથી સ્પષ્ટ કર્યું હતું. તે વખતે સરકારે એ સમ્બન્ધ માટે જરા પણ પોતાના પત્રોમાં વાંધો દર્શાવ્યો ન હોતો. પ્રદર્શન મહાસભાએ યોજેલું છે; પ્રદર્શનની નાણા બાબત બધી જવાબદારી મહસભાએજ ઉપાડી લીધી છે. એ વાતથી સરકાર અત્યાર સુધી અજાણી હતી એમ સમિતિ માની શકતી નથી.

બીજી બાબત વિષે જણાવી શકાય કે પ્રદર્શન અને મહાસભાના હિસાબના જુદાં જુદાં ખાતાં રાખવામાં આવ્યાં છે; એક પ્રદર્શન સમિતિના પ્રમુખના નામે, અને બીજું સન્માનકારીણી સભાના પ્રમુખને નામે. હિસાબો સદા ચોખ્ખા હોય છે. લોકોની જાણ માટે, સરકારની જાણ માટે અને ફાળો આપનારની જાણ માટે તેમ કરવુંજ જોઈએ; અને તે હિસાબોની તપાસણી પણ કાયદાસર થશેજ. તેવી રીતે તપાસાયેલો હિસાબ છપાશે ત્યારે તેની પ્રત સરકારને પહોંચાડવામાં આવશે.

બધું ખર્ચ કરતાં કંઈ બચત રહેશે તો તેનો ઉપયોગ મહાસભા તરફથી કે બીજી કોઈ રીતે ભવિષ્યમાં ઉદ્યોગના પ્રદર્શન ભરવા પાછળ થશે. *

આ કાગળ લખતાં પહેલાં પ્રદર્શનની ચિન્તા રાખી ઑ. મી. વિઠ્ઠલદાસ પૂના જઈ સર જેમ્સ મૉન્ટીથને રૂબરૂ મળી આવ્યા હતા અને એક વાત ચોક્કસ કરી આવ્યા હતા કે સરકારે એટલી ખાતરી રાખવી કે પ્રદર્શનનો હિસાબ જુદો રહેશે અને બચત રકમ ભવિષ્યના પ્રદર્શન માટે રાખવામ આવશે.

ઉપરનો કાગળ મોકલી દેવામાં આવ્યો તે પછી એમને વિચાર આવ્યો કે કાગળના છેવટના પૅરેગ્રાફમાં સાંન્દગ્ધ ભાષા વાપરવામાં આવી હતી તેને બદલે ચોખ્ખું વાક્ય લખાયું હોત તો ઠીક હતું. આ વખત એમણે તરતજ ઑ. મી. પીરોજશાહ મહેતાને પત્ર લખી નાંખ્યો અને પોતાની નિખાલસતા અને સત્યપ્રિયતા કેવી હતી એ આ પત્રથી એમણે બતાવી આપ્યું.

* "With regard to Sub Para 3 of Para 2, I am directed to say that it has been from the first proposed, that any surplus left in the Exhibition account should be set apart for a future Industrial and Agricultural Exhibition, promoted by the congress or otherwise, and I am directed to assure Government that such surplus will on no account be devoted in any manner that would be inconsistent with the understanding given by them as described in my letter above referred" (the last Para of Hon V. D Thakersey's letter to the Secretary of the Government of Bombay. 18-10-04).

એમણે ઑ ની ફીરોજશાહ મહેતાને તા ૨૧ ઑક્ટોબરે જે કાગળ માથેરાન મોકલ્યો હતો તેમાં બીજી અનેક બાબતો સાથે મુમ્બઈ સરકારને લખાયેલા પત્ર સમ્બન્ધી લખ્યુ હતુ કે,–હુ ખરા જીગરથી ઇચ્છુ છુ કે આપણા જવાબની ભાષા જરા બદલાવી હોત તો ઠીક થાત ખાસ કરીને છેલ્લા પૅરેગ્રાફની વધારાની બચત રકમ ભવિષ્યના પ્રદર્શન માટે અનામત રહેશે એવુ સ્પષ્ટ વાક્ય તેમા મુક્યુ હોત તો આપણા છેલ્લા વાક્યની સન્દિગ્ધતા તદન નીકળી જાત અને આપણને તેમા કઈ હરકત ન આવત. આ બાબતમાં મારી સ્થિતિ કેવી છે તે તમે સમજી શકશો આ કાગળનો મુસદ્દો તમારે બંગલે ની વાછા અને ની મર્ઝબાન સાથે મળીને નક્કી થયો હતો હુ સમજ્યો હતો કે વધારાની બચત ભવિષ્યના પ્રદર્શન વાસ્તેજ ખર્ચવા રાખી મુકવાની હતી તે ઉપરથી સર જેમ્સ સાથે પૂનામાં મારી મુલાકાતમા તેમને મે સમજાવ્યુ કે હિસાબના ચોપડા છૂટા રાખ્યા છે, તે કામ જવાબદાર સમિતિને સોંપાયુ છે અને જે તે વખતે હિસાબ પ્રસિદ્ધ પણ થશે ત્યારે તેની નકલ સરકાર તરફ મોકલવામા આવશે તેમના પત્રના છેલ્લા પૅરા માટે મે તેમને કહ્યુ કે સરકાર તરફથી સમિતિના ફાળામા કોઇ રોકડી રકમ આપવાની નથી તેથી બચત રહેલી રકમમાથી બીજા કારીગરોના હકકને કોરાણે મૂકી સરકાર પોતે પ્રદર્શનમા મૂકેલી ચીજો માટેનુ ખર્ચ તેમાંથી વસુલ કરવા ધારે તે ગેરવ્યાજબી ગણાય, સરકારે તો એટલાથીજ સન્તોષ માનવો જોઇએ કે બચતની રકમ ભવિષ્યના પ્રદર્શનમા ખર્ચાશે અને મહાસભાના રાજદ્વારી હેતુ પાર પાડવાના કામમાં તે રકમ નહિ ખર્ચાય આટલુ કરવાને મારી પ્રદર્શન સમિતિ તૈયારજ છે આ પ્રમાણે મારી સાથે સમજ થયા પછી મને એમ લાગેછે કે આપણા કાગળના છેલ્લા પૅરામા વધારે સ્પષ્ટતા થઇ હોત તો ઠીક હતુ તેમ છતા હુ આશા રાખુ છુ કે બધુ સરળતાથી ચાલ્યા કરશે, અને જે પ્રદર્શનને ફતેહમન્દ બનાવવાને આટલો બધો સમય અને શક્તિનો ભોગ આપવામાં આવ્યો છે તે છેવટની ઘડીએ મતભેદને કારણે નીષ્ફળ નિવડવા નહિજ પામે —

આ પ્રદર્શન માટે પત્રિકાઓ, માહિતીપત્રકો, ચિત્રની ચોપડીઓ, અને ભીંતપત્રકો પ્રકટ કરવામાં કંઈ પણ બાકી રાખવામાં નહોતું આવ્યું. એ બધી બાબતનો વિસ્તારથી ઉલ્લેખ કરવાનું આ સ્થળ નથી; તો પણ પ્રદર્શનનું કામ ઘણું આગળ વધેલું છે એવું મુમ્બઇ સરકારને જણાયું ત્યારે સરકાર તરફથી કંઈ પણ હરકત વગર પૂર્ણ સહકાર મળવા લાગ્યો હતો. તા. ૩જી નવેમ્બરે એમણે નીચેનો પત્ર નામદાર ગવ્હર્નરના પ્રાઇવેટ સેક્રેટરીને લખ્યો હતો.

Dear Mr. DUBOULAY, 3rd November 04

Please, allow me to express my thanks for the satisfactory conclusion of the Exhibition matter. It has relieved me of a great anxiety; as my position had become awkward; and any hitch would have been most unfortunate. I must admit Govenment have acted very liberally in this matter.

As we intend to publish the list of Patrons, and sympathisers I shall be obliged by your formally writing to me that H. E. would be pleased to be the Patron of the Exhibition. It was not mentioned in the first letter and hence the trouble to you for which please, excuse.

With kindest regards yours truly,
(Sd.) VITHALDAS DAMODHER THAKERSEY.

મહાસભાના પ્રદર્શનને સરકાર તરફથી મળેલો આટલો બધો સહકાર અને આવડી મોટી આર્થિક અનુકૂળતા તથા સરકારી અમલદારોએ પ્રદર્શનને ફતેહમન્દ બનાવવા આપેલો સાથ ઑ. મી. વિઠ્ઠલદાસની ઉંચી પ્રતિની લાયકાત અને વિશ્વસનીયતા સિદ્ધ કરી આપે છે. મુમ્બઇના લાયક શહેરીઓ શું કરી શકે છે તેનું પ્રત્યક્ષ ભાન એ પ્રદર્શન જોનારાને, શું સરકારી માણસોને, કે શું હિન્દી પ્રજાજનોને, શું પરદેશી સરકારના એલચીઓને કે શું હિન્દના દેશી રાજાઓના કારભારીઓને—તે સમયે થયું હતું. એક અવાજે પ્રદર્શનની યોજના કરનાર સમિતિને ધન્યવાદ અપાઇ રહ્યા હતા.

એ પ્રદર્શન પાછળ થયેલા ખર્ચના આંકડા અને પ્રદર્શનને મળેલી મદદના આંકડા જોવાથી પ્રદર્શનની અસાધારણ મહત્તાનો ઝાંખો ખ્યાલ આવી શકે ખરો.

## ઉત્પન્નનો આંકડો

| રૂ. | આ. | પા, | |
|---|---|---|---|
| ૧,૭૪,૨૨૨ | ૦ | ૦ | મુખ્ય દરવાજામાં દાખલ થવાની પ્રવેશ ફીનું ઉત્પન્ન |
| ૩૧,૦૩૨ | ૧૦ | ૦ | અન્દરના ખેલ વગેરેની ફીનું ઉત્પન્ન |
| ૨૨,૯૫૬ | ૨ | ૬ | જગ્યાનાં ભાડાની પેદાશ |
| ૩,૬૨૬ | ૬ | ૬ | સ્ત્રીવિભાગના હિસાબમાંથી ચોખ્ખી પેદાશ |
| ૩૭,૨૬૫ | ૧૪ | ૦ | આશ્રય આપનારાની ભેટની રકમ |
| ૮૬૭ | ૪ | ૫ | કમિશન-વગેરેના. |
| ૮૫,૦૯૭ | ૦ | ૧૦ | બાંધકામનો સામાન વેંચ્યો તેનું ઉત્પન્ન. |

૩,૫૫,૦૬૭ – ૬ – ૩ કુલ

આટલાં અન્દાજી ઉત્પન્નમાંથી પ્રદર્શનના જુદાં જુદાં કામ માટે લગભગ ૩,૫૧,૦૦૦ રૂ. ખર્ચાયા હતા, અને આશરે રૂ. ૪૦૦૦ની બચત રહેલી હતી. આ ઉપરાન્ત ખેતીવાડી વિભાગમાં, જંગલ વિભાગમાં, અને કેળવણી વિભાગમાં મુમ્બાઈ સરકારે હજારો રૂપીઆનું ખર્ચ કર્યું હતું તે વાત નજરમાં લઈએ છીએ તો આપણે કંઈક કલ્પી શકીએ છીએ કે જરૂર એ પ્રદર્શન ભવ્ય કૃતિ હતી.

તા. ૧૦ મી ડિસેમ્બરે પ્રદર્શનરૂપી એ ભવ્ય કૃત મુમ્બઈના નામદાર ગવર્હનર લૉર્ડ લૅમિંગ્ટનને હાથે ખુલ્લી મૂકવાની દબદબા ભરેલી ક્રિયા ઉજવવામાં આવી હતી. તે સમયે ઑ. મી વિઠ્ઠલદાસે પ્રદર્શન સમિતિના પ્રમુખ તરીકે જે ભાષણ આપ્યું હતું તેમાં આપણે જરા ડોકીઉં કરશું તો પ્રદર્શનનો કંઈક ખ્યાલ ખડો થશે. પ્રારમ્ભમાં લૉર્ડ લેમિંગ્ટન અને લેડી લૅમિંગ્ટનની સહાનુભૂતિ અને સહકાર માટે પ્રશંસા કરી એમણે જાહેર કર્યું હતું કે આ હિન્દી મહાસભાના આશ્રય નીચે ભરાયેલું ચોથું પ્રદર્શન છે, પહેલું કલકત્તામાં કુચબીહારના મહારાજાએ ૧૯૦૧ માં ઉઘાડયું હતુ બીજું પ્રદર્શન ૧૯૦૨ માં વડોદરાના મહારાજા શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડે અમદાવાદમાં વકતૃત્વના ઉત્તમ અંશવાળુ અને બોધપ્રદ ભાષણ આપીને ઉઘાડયું હતુ, ગયે વરસે મ્હેસૂરના સંસ્કારી મહારાજા સાહેબે મદ્રાસમાં મહાસભાનું પ્રદર્શન ખુલ્લુ મૂકયું હતું અને હિન્દુસ્તાનમાં અત્યારસુધી જે પ્રદર્શન થયાં છે તે બધાં કરતાં મુમ્બઈના પ્રદર્શનને વિશેષમાં વિશેષ રમ્યદાયક, બોધદાયક અને ઉપયુક્ત બનાવવાના અમારા જીગરના પ્રયત્નોને ઉત્તેજન આપવા અને આજની ઉદ્ઘાટન ક્રિયાને પ્રસંગે પ્રમુખ પદ લેવા આપ નામદારને અમે મેળવી શકયા તે માટે અમારી

જાતને અમે આજે ભાગ્યશાળી ગણીએ છીએ; આપ નામદારની સરકાર તરફથી અને તેના દરેક વિયક્ત સભાસદ તરફથી આ પ્રદર્શનને હાર્દિક અને ઉદાર આશ્રય તથા ઉત્તેજન મળેલાં છે તેની ઉચ્ચ કદર અમે ઉપગરના આનન્દ સાથે દર્શાવીએ છીએ. આવું મોટું પ્રદર્શન સગવડતાથી ભરી શકાય એવું એકનું એક "ઓવલ" નું મેદાન છે, તે વાપરવાની મંજુરી આપીને અમને ઉંડા ઉપકાર તળે મૂકી દેવામાં આવ્યા છે. ઉદાર આશ્રય અને મદદ આપનારા રાજા મહારાજાઓનાં નામ મારે આજે રજુ કર્યા વિના ચાલે તેમ નથી; ( જેમાં હૈદ્રાબાદ, વડોદરા, ત્રાવણકોર, બારીઆ, રાજપીપળા, વાંસદા, પુદુકોટા, કુચબીહાર, જામનગર, લીમ્બડી, ધરમપોર, જમખંડી, ભાવનગર, કચ્છ, ખમ્ભાત, જુનાગઢ, મીરજ, પોરબન્દર, મુધોલ, વગેરે છે. ) આપણ ઉદ્યોગના કારખાનામાં કામ કરનારાને અને ખેડુતોને મોટા વિસ્તારથી લાભ આપવામાં બીજાં પ્રદર્શનો કરતાં આ પ્રદર્શન સરસાઈ ભોગવેછે તેનું મુખ્ય કારણ એ છે કે સમિતિને બધી દિશાએથી લાગણીવાળી અને ઉદાર મદદ મળી શકીછે. કેટલાંક હુન્નર કળાના મથકો બહુ દૂર હોય તેથી અથવા કળાધારીની નિર્ધનતાને લીધે જે હિન્દુસ્તાનની કળા અને હુન્નરની ચીજો ઢંકાઈ રહેલી હોય છે તેને લોકોની નજર આગળ લાવવાનો એક ઉદ્દેશ અત્રે રાખવામાં આવ્યોછે. આને લીધે કારીગરોને નવા વિચારો ઉપજશે, કેટલાકને હાલમાં ચાલતી ઔદ્યોગિક પ્રવૃત્તિમાં સુધારા વધારા કરવાનુ સુજશે; અને મોટે ભાગે બધા વર્ગને કંઈને કંઈ લાભ થશે. આ પ્રદર્શનની યોજનાનો વિચાર કરતાં સમિતિને પૂરો ખ્યાલ હતો કે બીજાં બધાં શહેરોમાં મુમ્બાઈ અનેક જાતની સગવડ અને સરસાઈ ભોગવેછે, તેથી સમિતએ નિશ્ચય કર્યો કે આ પ્રદર્શન મુમ્બાઈ ઇલાકાને અને આ શહેરને શોભારૂપદ બને તથા ઉપયુક્ત માહિતીના પ્રચારની મોટી સંસ્થા બને એવા બધા પ્રકારના પ્રયાસો કરવા. એ હેતુથી, હુન્નર ઉદ્યોગના, ખેતીની પેદાશના, અને કળા કારીગીરીના ઉત્તમ નમૂના એકઠા કરવાનોજ તેમણે નિશ્ચય કર્યો એટલુંજ નહિ પણ જે જે બાબતમાં બન્યું ત્યાં પ્રત્યક્ષ અખતરા કરી બતાવવાની યોજના પણ હાથપર લીધી, જેથી ઓછી બુદ્ધિવાળા પ્રેક્ષકને ઝટ સમજાય અને કંઈક પોતાના કામમાં ખપ લાગે તેવું લઇ જવાનું પણ બની શકે. હિંદુસ્તાનને ખેતીની અગત્ય સૌથી વધારે છે એ ધ્યાનમાં રાખીને સમિતિએ ખેડુતોની જરૂરીઆતપર ખાસ લક્ષ આપ્યું છે. અત્રે મારે કહેવું જોઇએ કે આ વિભાગના કાર્યમાં અમને વિજય મળ્યો હોય તો તે માટે મોટે ભાગે સરકારી ખેતીવાડી ખાતાના ડિરેક્ટર મી. લૉરેન્સનો અને તેમના મદદનીશનો અમારે આભાર માનવાનો છે.

સમિતિએ આરોગ્ય વિભાગ ઊભો કરવાનું પણ દુરસ્ત ધાર્યું છે. આ
વિભાગનું કાર્ય મુમ્બઇ આરોગ્ય મંડળે ઉપાડી લીધું છે. મ્યુનિસિપલ
હેલ્થ ઑફિસર મી. ટર્નરે તે વિભાગ માટે જવાબદાર છે. જુદાં જુદાં
ઓજારોનો સંગ્રહ કરવાના વિચારમાં સમિતિનું લક્ષ સૌથી પહેલું અને
વધારેમાં વધારે હાથવણાટની સાળો ઉપર ગયું છે—એ ચીજ બહુજ
જૂની અને બહુજ ઉપયોગી જણાઇ છે. જેમનો વણકરનો બાપદાદાનો
ધન્ધો છે તેમના સિવાય, અસંખ્ય ખેડુતોની કમાણીમાં પૂરવણી કરવા
માટે આ હાથવણાટનો ઉપયોગ એક સાધન બની જાય છે, જ્યારે ખેત-
રમાં કામ હોતું નથી અગર કામ કરવું અશક્ય થઇ પડ્યું હોય છે
ત્યારે હિંદુસ્તાનમાં ચોતરફ આ ધન્ધામાં ખેડુતો માનપૂર્વક જોડાયછે.
આ વિભાગ માટે ખાસ અલગ ચોગાન રાખવામાં આવ્યું છે. ત્યાં અનેક
જાતની સાળો ઉપર વણવાના અખતરા કરી બતાવવામાં આવેછે. આ
વિભાગ સર્વ કરતાં વિશેષ બોધપ્રદ બનશે એવી આશા રાખવામાં
આવે છે.

આ પ્રદર્શનની એક નવીન વિશિષ્ટતા એ છે કે સ્ત્રીઓના કામનો
સ્વતન્ત્ર વિભાગ અલગ યોજવામાં આવેલો આપ નામદાર જોશો, એ
વિભાગનું બધું કાર્ય સ્ત્રીઓએજ ઉપાડી લીધું છે. એમણે કેટલું સંગીન
કામ કર્યું છે અને કયે કયે ખૂણે પદ્ધતિપૂર્વક નજર દોડાવી છે તે સમ-
જાવવા વિલાયતથી લેડી મે વેડરબર્ન તરફથી મુમ્બઇમાં લેડી જમશેદજી
ઉપર આવેલો પત્ર હું આનન્દ સાથે વાંચી સમ્ભળાવીશ તે મેરીડીથ ગ્લાસ-
ટરથી ૨૪મી નવમ્બરે લખવામાં આવ્યો છે.

"I am sure you will be pleased to know how much interest is being taken here in the movement of the Bombay Ladies to promote Indian Women's domestic industries in connection with the Bombay Industrial Exhibition. From the enclosed circular, you will see that a London committee has been formed, under the patronage of Her Royal Highness the Princess Christian of Schelswig-Holstein, and that steps are being taken to send out some loan exhibits from this country, illustrating western women's arts and industries. Her Royal Highness the Princess Christian is sending specimens of her own hand-work; and her daughters, the Princesses Victoria and Louise are doing the same, including some beautiful enamel work. Her Royal Highness the Princess Henry of Batternberg has also graciously promised a contribution and

a fine collection of embroideries, needle-work will go from the Royal School of Art at south Kensigton, of which their Majesties the King and Queen are the Patrons. We have many letters sympathising with the movements, and among others the Marchioness of Ripon and the countess of Aberdeen send their good wishes for your success. The time for preparation is very short, so the collection will necessarily be an imperfect one, but I feel sure that your committee will be gratified to know how cordially their public spirited action is appreciated in this country."

આ કાગળ વાંચ્યા પછી મૅ. મી. વિઠ્ઠલદાસે જણાવ્યું કે કોઇને એમ લાગે કે આ પ્રદર્શનની યોજના કરનાર સમિતિના આદર્શ ઘણા ઉચ્ચ છે તો તેમણે આ દેશના ઉજ્વલ ભૂતકાળની શ્રેષ્ઠતાનો જરા વિચાર કરવો ઘટે છે. લાકડાનું કોતર કામ, શેત્રંજીની જુદી જુદી બાનકો, રંગો અને વણાટ; સૈકાંઓથી વખણાતી આવતી અને જેની ભૂમિકાની જેવી તેવી નકલ યૂરોપના કારીગરો કરવાને લલચાયા છે તે શાલો; સોળ સત્તર સૈકાંઓ પહેલાં સીઝરના શહેનશાહી દરબારની રૂપવતી સુન્દરીઓના શણગાર-રૂપ બનેલી ધાકાની વણાટની અજાયબીવાળી ઉમદા ચીજો; મધ્યહિન્દ, રજપુતસ્થાન, અને ગુજરાતના પત્થરોમાં શિલ્પીઓએ ઉઠાવેલાં કોતર કામો, કચ્છ અને આગ્રાનું ચાંદીનું નકસી-કામ, દીલ્હી અને લાહોરના બારિકમાં બારિક ચિત્રો, સુખડ ચન્દનના લાકડાનું કોતર કામ, મુલતાનનુ પત્થરી જડતર કામ,—એ બધાં આજની ઘડી સુધી દુનીઆને છક કરનાર ચીજો મનાય છે. આ બધી બનાવટ માટે હિન્દ વ્યાજબી રીતે મગરૂર હતું. બીજી બાજુએથી હિન્દની સમ્ભાવ્ય શક્તિ કેટલી છે તેનો વિચાર સૌએ કરવો ઘટ છે—કાચો માલ ઉત્પન્ન કરવા માટેની અખૂટ શકયતા, હિન્દની ભરપૂર ખનિજ સમ્મૃદ્ધિ, અને લોકોનું નિકસતું સાહસ—આટલું વિચાર્યા પછી મને ખાતરી છે કે સૌને સન્તોષ થશે કે અમારા આજના પ્રયાસ ભલે નાનાશા જણાય પણ તે વાંઝણી ભૂમિ ઉપર વેરાયેલાં બીજ જેવાં તો નહિજ બને. પ્રદર્શન સમિતિ બરાબર સમજે છે કે આપણે કેવળ ભૂતકાળની શ્રેષ્ઠતા ઉપર નભી શકીએ નહિ. તેથી જો હિન્દની હુન્નર કળાને ખરૂં ઉત્તેજન આપવાનું હોય તો—જો તેને જુસ્સામાં આણી મૂકવા ઇચ્છતા હોઇએ તો—આપણા ખેડુતો પાસે અને કારીગરો પાસે પશ્ચિમની વૈજ્ઞાનિક શોધને આધારે રચાયેલા છેલ્લામાં છેલ્લી ઢબના યન્ત્રો અને ઓજારો અને કારીગીરીના નમૂના મૂકવા જોઇએ. આ હેતુથી યૂરોપની બનાવટના સામાન માટે અમે કેટલાક ઓરડા નિયત કરેલા છે.

પછી તેમણે સમિતિના ઉદ્યોગી સભ્યોના અને બીજા કાર્યવાહકોના જીગરપૂર્વક આભાર માન્યા હતા અને નામદાર ગવર્નરને પ્રદર્શન ખુલ્લું મૂકવાની વિનતિ કરી હતી.

લૉર્ડ લૅમિંગ્ટન પ્રદર્શન ખુલ્લું મૂકતાં બોલ્યા હતા કે મુમ્બઇના શહેરી જનો આવાં પ્રદર્શનની મૌલિક યોજનાનું સાહસ ખેડી શક્યા અને પછી તેવું પ્રદર્શન સર્વ રીતે સજ્જ કરી આપવાની વ્યવસ્થા શક્તિ બતાવી શક્યા તેનો વિચાર કરતાં મને ઘણો આનન્દ થાય છે. છેવટે ઉપકારની દરખાસ્ત રજુ કરતાં ઑ. સર પીરોજશાહ મહેતા બોલ્યા હતા કે—

This Exhibition would never have been, were it not for the great zeal which Hon. Mr. Vithaldas has shown."

[ ઑ. મી. વિઠ્ઠલદાસે દર્શાવેલો અપૂર્વ ઉત્સાહ જો ન મળ્યો હોત તો આ પ્રદર્શન કદિ પણ અસ્તિત્વમાં આવ્યું ન હોત. ]

આ પ્રદર્શને મુમ્બઇમાંજ નહિ પણ આખા ઇલાકામાં મોટો ઉત્સાહ જાગ્રત કર્યો હતો; દેશી રાજ્યોમાંથી અને ઇલાકાના જીલ્લામાંથી ખેડુતો અને કારીગરોનાં ટોળેટોળાં અહિં આવતાં હતાં; મુમ્બઇમાં રહેનારા માણસોને ત્યાં બહાર ગામના મેમાનો પણ આ પ્રસંગે ઘણાજ આવતા હતા; અને ઘણી ગૃહિણીઓને મેમાનની સગવડ સાચવવાનું કેટલીક વાર મોટી સંખ્યાને લીધે વિકટ થઇ પડતું હતું. ૬ઠ્ઠી ફેબ્રુઆરી સુધી આ પ્રદર્શન ચાલુ રહ્યું હતું. લગભગ બે માસ સુધી એ લોકશિક્ષણની ઉપયોગી સંસ્થા મુમ્બઇના મેદાનમાં ઉભી રહી હતી; પ્રદર્શન રોજ બપોરે ત્રણ વાગે ખુલ્લું મેલવામાં આવતું અને મોડી રાત સુધી ખુલ્લું રાખવામાં આવતું હતું. પ્રદર્શન સમિતિએ આંકડા કાઢ્યા હતા તેપરથી સમજાય છે કે ૫,૭૦,૧૬૭ માણસે પ્રદર્શનનો લાભ લીધો હતો; ૫૦ દિવસ પ્રદર્શન ચાલ્યું; તેથી પ્રેક્ષકોની રોજની સરાસરી સંખ્યા ૧૦,૫૫૮ જેટલી આવેછે. વાચકો, વિચારો કે રોજ " ઓવલ " જેવા મેદાનમાં એક તાલુકાના મુખ્ય ગામની વસ્તી જેટલી સંખ્યા આવી વસે ત્યારે શો આનન્દ અને શી ચળવળ ત્યાં થઇ રહેતી હશે! આટલી મોટી વસ્તી આટલા નાના ભાગમાં સુખેથી રહી શકે, ફરી શકે, અને નિરીક્ષણ કરી શકે તેટલા માટે કેવી સગવડો ત્યાં રખાઈ હશે તેની કલ્પનાજ કરીએ છીએ તો વિચારમુગ્ધ થઇ જવાય છે.

તા. ૬ઠ્ઠી ફેબ્રુઆરી ૧૯૦૪ના રોજ પ્રદર્શનને વિસર્જન કરવાનો અને સારા નમૂના રજુ કરનારને ચાંદ, ઇનામો, પ્રમાણપત્રો આપવાનો સમારમ્ભ સર જેમ્સ મૉન્ટિથના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો હતો. તે વખતે ઑ. મી. વિઠ્ઠલદાસે છેવટનું ભાષણ કરતાં સૌ સહકારીઓના ઉપકાર માન્યા હતા

અને ખાસ કરીને ખેતીના વિભાગનો લાભ હજારો ખેડુતોએ લીધો હતો તે બદલ સમિતિનો સન્તોષ નીચે ઉતારેલા શબ્દોથી જણાવ્યો હતો.

"The Committee are glad to notice that special attention and expenditure devoted to the agricultural section have borne good fruit. The section has proved highly instructive specially to over a thousand cultivators who visited the Exhibition during the Agricultural week with free admission. It was very satisfactory to observe that our Agricultural visitors followed with keen interest the lectures and practical demonstrations which had been organised for their benefit."

આ છેલ્લી સભામાં પ્રદર્શનના ઉત્પન્નનો હિસાબ પણ રજૂ કરવામાં આવ્યો હતો; પાછળથી બધો હિસાબ તૈયાર થયો હતો તેમાં લગભગ* ૪૦૦૦ રૂ. બચત બતાવવામાં આવી હતી. એ સમ્બન્ધી મુંબઇના ના. ગવ્હર્નરે ઑ. મી. વિઠ્ઠલદાસને તેમના સેક્રેટરી મારફત પત્રમાં લખાવ્યું હતું કે—

"Many thanks for the advanced copy of the accounts.
I have given them to His Excellency to look at and he tells me to send you his congratulations not only on the success of the Bombay Exhibition as an Exhibition–but also upon the *successful financial results*." [22-10-05]

(પ્રદર્શન તરીકે તો એ પ્રદર્શન વિજયવન્તુ બન્યુંજ છે પરન્તુ હિસાબી દષ્ટિએ પણ તે વિજયવન્તું બન્યું તે માટે આ પત્રથી નામદાર ગવ્હર્નરે અભિનન્દન આપ્યું છે)

ઑ. મી. વિઠ્ઠલદાસની કીર્તિ અને પ્રતિષ્ઠા રાજ્દ્વારી ક્ષેત્રમાં જામી હતી તે રાજ્યદરબારમાં જરૂરના ગણાતા કાવાદાવાના કૌશલ્યને લીધે ન હોતી પરન્તુ એમની પ્રતિષ્ઠાનું મુખ્ય કારણ એ હતું કે એઓ વેપાર ઉદ્યોગના ક્ષેત્રમાં પ્રમાણિક નિષ્ણાત હતા અને નાણાંના વ્યવહારના ક્ષેત્રમાં ભૂત અને ભવિષ્યને સહજ નીહાળી શકે એવી નાણાશાસ્ત્રીની નિર્મળ નિગાહ એઓ ધરાવતા હતા

આ પ્રદર્શનના વિજયવન્તા કારભારથી ઑ. મી. વિઠ્ઠલદાસ મુમ્બઇ શહેરમાં તો આગેવાન શહેરી બની ગયા એટલુંજ નહિ પરન્તુ હિન્દુસ્તાનના

* આ હિસાબ તો અંદાજ તૈયાર આંકડા જે હતા તે પરથી તૈયાર કરેલો હતો; પાછળથી સર પી. એમ. મહેતાની સહીથી કૉંગ્રેસના હિસાબની સાથે પ્રકટ થયેલો પ્રદર્શનનો હિસાબ આ પ્રકરણને અન્તે મૂકવામાં આવ્યો છે.

બધા ભાગમાં એમને હિન્દના ઔદ્યોગિક નિષ્ણાત તરીકે સ્વીકારવામાં આવ્યા. એમના અભિપ્રાયને સરકાર તેમજ પ્રજા પ્રમાણભૂત ગણવા લાગી.

બીજે વરસે—૧૯૦૫માં બનારસમાં ઔદ્યોગિક પ્રદર્શન ભરવાનું હતું તે માટે ઑ. મી. માધવલાલ મુન્શીએ એમની પાસેથી વખતો વખતની સલાહ અને સૂચના મેળવ્યા કરી હતી. જ્યાં જ્યાં પ્રદર્શનો રચવામાં આવતાં ત્યાં ત્યાંથી એમના અભિપ્રાય માટે માગણીઓ આવતી હતી; અને પોતાના વધી પડેલાં જાહેર કામોના ભારને સહીને પણ તેમણે આવી માગણીઓના ઉત્તર આપવાનું ચાલુ રાખ્યું હતું.

ગવ્હર્નર લૉર્ડ લૅમિંગ્ટને મુમ્બઇના પ્રદર્શનને ખુલ્લું મૂકતાં ઇચ્છા દર્શાવી હતી કે મુમ્બઇમાં પ્રાન્તિક સંગ્રહસ્થાન ( Museum ) રાખવામાં આવ્યું હોય તો હુન્નર-કળાના અનેક ઉપયોગી નમૂના ત્યાં લોકશિક્ષણની નજરે કાયમ માટે રાખી શકાય. તે વિચારને અનુસરીને એક સમિતિ સરકારે નીમી હતી. તેમાં ઑ. મી. વિઠ્ઠલદાસની નિમણુક પણ થઇ હતી. એ સમિતિના કામમાંથીજ મુમ્બઇમાં " પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝીઅમ " ક્રેસન્ટના મેદાન ઉપર ઊભું થવા પામ્યું છે. ઇ. સ. ૧૯૦૪ ની મહાસભા ( નૅશનલ કૉન્ગ્રેસ ) જે સ્થળે ભરાઇ હતી ત્યાંજ એ સંગ્રહસ્થાન આજે ઊભું છે. તેની બાંધણીના કામમાં તથા ઇતર અગત્યની બાબતમાં ઑ. મી. વિઠ્ઠલદાસે પોતાની સલાહ છેવટ સુધી આપી હતી, કારણ કે પાછળથી એ મ્યુઝિઅમના ટ્રસ્ટીઓમાં એમની નિમણુક પ્રજાના સભ્ય તરીકે થયેલી હતી.

---

## પરિશિષ્ટ પહેલું

મુમ્બાઈ કૉન્ગ્રેસની સન્માનકારીણી સભાના પ્રમુખ સર ફિરોજશાહ મહેતાની સહીથી પ્રકટ થયેલા કૉન્ગ્રેસના અહેવાલમાંથી ઉતારેલો—

### પ્રદર્શનનો હિસાબ

## Statement of Accounts of the

*Receipts*

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| Gate money .. | 1,74 222 | 0 | 0 | | | |
| Side-shows ( Admittance fees ) .. | 31 032 | 10 | 0 | | | |
| Rent account ( with preliminary fee ) | 22 956 | 2 | 6 | | | |
| Sale proceeds of building materials side-shows electric installation, and lights | 78,4°9 | 1 | 5 | | | |
| Amount received from Ladies' section .. | 3,626 | 6 | 6 | | | |
| Commission | 867 | 4 | 5 | | | |
| | | | | 3 11,133 | 8 | 10 |
| Debit Balance | | | | 36,058 | 11 | 5 |
| Total Rs | | | | 3 47,19° | 4 | 3 |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ons to the Exhibition | .. | .. | .. | 37 265 | 14 | 0 |
| Total Rs .. | .. | .. | | 37,265 | 14 | 0 |

# Congress Industrial Exhibition.

Expenditure

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| Construction of various Exhibition Structures, including Electric-fountain, repairing ground, sanitary and water fittings, &c. ... | 1,51,289 | 1 | 7 | | | |
| Erection and maintenance of side-shows .. | 25,516 | 0 | 10 | | | |
| Electric Installation Kitson & Washington lights and maintenance of same .. | 81,396 | 6 | 9 | | | |
| Establishment charges ... ... | 24,433 | 15 | 5 | | | |
| Printing, stationary, postage, advt., etc. ... | 17,266 | 2 | 8 | | | |
| Furniture account ... . | 4,686 | 2 | 1 | | | |
| Music ... ... ... | 6,775 | 4 | 6 | | | |
| Medals Rs. 14,276-9-0 (less recovered 6,667-15-5) .. | 7,608 | 9 | 7 | | | |
| Opening and closing ceremony ... | 5,257 | 8 | 4 | | | |
| Fire Insurance and fire service ... | 4,241 | 4 | 0 | | | |
| Miscellaneous, including godown expenses (packing and despatching) carriage-hire, sign-boards ... .. | 5,921 | 12 | 6 | | | |
| Estimated cost of printing Exhibition Catalogues .. ... ... | 1,300 | 0 | 0 | | | |
| Compensation for lost articles .. | 1,500 | 0 | 0 | | | |
| | | | | 3,47,192 | 4 | 3 |
| Total Rs. | | | | 3,47,192 | 4 | 3 |

| | | | | | |
|---|---|---|---|---|---|
| Debit Balance as shown above | | | | | |
| Balance ... ... | .. | | 35,058 | 11 | 5 |
| . | ... | . | 1,207 | 2 | 7 |
| Total Rs . | ... | .. .. | 37,265 | 14 | 0 |

## પરિશિષ્ટ-૨.

મહાસભાના પ્રદર્શન સમ્બન્ધી પ્રો. ડી. જી. પાધ્યે એમ. એ. એમનો અભિપ્રાય.

It is well-known that Bombay was the chief and almost exclusive home and strong-hold of constitutionalism, of sobriety and moderation, if you would so allow it to be named; and Sir Pherozeshaw Mehta was the acknowledged leader of the Congress as well as other public movements of the day. I was a close follower of his and I remember well that he was as much keen on having the Exhibition as he was absolutely opposed, to any idea of separating it from the Congress, as was urged by some with a view to enlist for the Exhibition the full support of the great trading and mercantile interests of the City, particularly the millionaire magnates hailing from Gujarat and Kathiawar, who were then quite the opposite of what they are today [1932.];—they were then the moderates of moderates, almost pro-government. In the Corporation, Sir Vithaldas, owing to his *close* connection with Mr. Macdonald, was never regarded as a sure man of the people, much less a confirmed Pherozeshaite, but it was he on whom Sir Pherozeshaw fixed his heart as the one man then fittest to lead the organisation of the Exhibition in a manner worthy of Bombay and worthy of sure and sober Swadeshism. Would Sir Vithaldas take the lead required in a Congress Exhibition? The question was very anxiously debated in the then head-quarters of Bombay-Politics, I mean Sir Pherozeshaw's chamber; and I remember very well, I stood out firmly and surely for Sir Vithaldas, with the result that Sir Pherozeshaw gave him the necessary call and as anticipated by me he had a ready response from Sir Vithaldas. He had no hesitation in avowing himself a and he thought it as much a privilege as duty: quite to his liking to look to be the leading and director of the Congress Exhibition. For the result, I can think only of one word. It was a splendid success. It would be no exaggeration, I feel sure, to affirm that of all Congress Exhibitions and I might say, of all privately organized Exhibitions held in India during recent times, the Congress Exhibition held in Bombay 1904–05 was by far the best and the

most judiciously organized and as rich in amusement as in knowledge and inspiration.

The whole Oval was covered by Courts and pavilions and for three months the crowds continued to pour in from afternoon to midnight, the Exhibition fully paying its way from entrance fees and gate-money. The total value of the exhibits came to anything between twenty five to forty lakhs of Rupees, including the loan exhibits, and so complete were the arrangements that the value of the goods lost or missing came to less than a few thousands. The first and highest credit for all this consumation was due to Sir Vithaldas. Only next to him, but very largely, credit must be given to Mr. M. C. Marzban, another notable capture of Sir Pherozeshaw, who as the Architect and Engineer in charge made the whole show quite a picturesque panorama, a veritable fairy-land.

It may be said without exaggeration that for four months we (Mr. Padhye was one of the working secretaries.) were kept busy night and day, scarcely able to snatch a few hours for sleep and fewer ones for our usual avocations of life: myself and Sir Vithaldas and so also Mr. Marzban practically lived during those three or four months on the Exhibition grounds. Often did I dine with Sir Vithaldas, and of necessity was I in constant communication with him. I thus had fullest opportunities to mark all his sterling qualities as a businessman and leader more closely and fully than before and what I value very highly, to have still further ripened and sweetened those relations of love and regard, the memory of which is a very precious of mine. His life was unhappily cut too short. Often, as I observe the present-day tendencies of Government as well as our traders and moderates, our extremists and opportunists and the heated upheavals and turmoils of Indian political and economic life, do I feel that one great need of the day is the presence of a man of the zeal and energy and of the sturdy commonsense and saving practical wisdom of Sir Vithaldas, worthy son of a worthy father.

[From Reminiscences of Sir V. D. THAKERSEY by Prof. D. G. PADHYE M. A.]

## પ્રકરણ ૧૭મું.



### મુમ્બઈ મ્યુનિસિપલ કૉરપોરેશન

( ઉત્તર ભાગ )

મુમ્બઇ શહેરમાં ઇ. સ. ૧૯૦૩, ૧૯૦૪–એ બે વરસ તો ઑ. મી. વિઠ્ઠલદાસ ઘણીજ પ્રવૃત્તિમાં રોકાયા રહેતા એ આગાઉના પ્રકરણોમાં આપણે જોઈ ગયા; એથી પણ વધારે પ્રવૃત્તિનો ભાર એમના ઉપર હજુ આવવાનો હતો એમ ઘણા લોકો માની રહ્યા હતા.

ઇ. સ. ૧૯૦૩ના છેવટના ભાગમાં ડિસેમ્બરની ૪થી તારિખે શુક્રવારના રોજ મુમ્બઇમાં વડોદરાના શ્રીમન્ત મહારાજા સર સયાજીરાવ પધાર્યાં હતા; મુમ્બઇથી આગબોટ રસ્તે શ્રીમન્ત મહારાજા પોતાની કારકીર્દિમાં પહેલીજ વાર પોતાના રાજ્યનો પશ્ચિમ ખૂણાનો દેશ ઓખામંડલ જોવાને દ્વારકા જવાના હતા. આ પ્રસંગે ઓખામંડલ પ્રદેશની મુમ્બઇમાં વસી રહેલી વસ્તીએ ઑ. મી. વિઠ્ઠલદાસની આગેવાની નીચે તેમના બંગલામાં ( દામોદરભવન ) તા. ૬ઠ્ઠી રવિવારે મોટી દબદબા ભરેલી સભા ભરી માનપત્ર આપ્યું હતું શ્રીમન્ત યુવરાજ ફત્તેહસિંહરાવ પણ પધાર્યા હતા. તે વખતે ઑ. મી. વિઠ્ઠલદાસે આગળ પડતો ભાગ લઇ હાજર રહેલા ગૃહસ્થોની ઓળખાણ શ્રીમન્ત મહારાજાને આપી હતી અને પછી મુમ્બઇમાં રહેતી ઓખામંડળની પ્રજા તરફથી શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ માનપત્ર વાંચ્યું હતું. એ વખતે ઑ. મી. વિઠ્ઠલદાસે મહારાજા પાસે જે વાતો દેશની ઉન્નતિ માટે કરેલી હતી તેના ઉપરથી દ્વારકા બંદરની પહેલી મુલાકાત વખતે શ્રીમન્ત મહારાજા સાહેબે એમના ઑફિસર મી. સમર્થ— (પાછળથી દી. બા. સમર્થ ) પાસેથી ઓખા પોર્ટની ખીલવણીની અને દ્વારકા રેલ્વેની યોજના ઉપરની નોંધ કરાવી હતી. જેનું સાચું પરિણામ વીસ વરસ પછી ફરીથી ઑ. સર વિઠ્ઠલદાસની કુનેહથી દ્વારકા જામનગર રેલ્વે સીન્ડિકેટ અને દ્વારકા સીમેન્ટ ફૅક્ટરી ઉભી થયા પછી આવ્યું હતું.

ત્યાર પછી શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ મહારાજા સાથે એમનો પરિચય વધતો ગયો હતો. તરતજ બે માસ પછી ( ફેબ્રુઆરીમાં ) વડોદરામાં શ્રીમન્ત યુવરાજ ફત્તેસિંહરાવના લગ્ન બહુ ધામધુમથી ઉજવાયાં હતાં ત્યારે શેઠ વિઠ્ઠલદાસને રાજ્ય તરફથી આમન્ત્રણ મળ્યું હતું અને તેઓએ

ઉત્સવમાં રાજ્યના માનવન્તા પરોણા તરીકે ભાગ લીધો હતો. વડોદરાથી પવિત્ર ચાંદોદ ગામે પણ તેમણે ડોકીઉં કર્યું હતું. ત્યાં તેમણે પાંચ વરસ પૂર્વે સ્નેહીઓ અને કુટુમ્બીઓ સાથે ઉલ્લાસના દિવસો કાઢ્યા હતા; અને પોતાની લોકકલ્યાણની વૃત્તિથી ત્યાંના માણસોના ચિત્ત તેમણે હરી લીધાં હતાં; એટલે શેઠ વિઠ્ઠલદાસ ત્યાં ગયા કે લોકોએ અને ત્યાંના ઠાકોર સાહેબે અતિ માનથી તેમનો સત્કાર કર્યો હતો અને એઓને સરકારે ધારાસભાના સભ્ય તરીકે નીમ્યા હતા તે બદલ તથા એમણે પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે-શ્રી દામોદર ઠાકરસી સંસ્કૃત પાઠશાળા ચાંદોદમાં કાયમ માટે ચાલે તેવી વ્યવસ્થા કરી આપી હતી તેનો એહશાન માનવા તા. ૭-૨-૦૪ રોજ એક માનપત્ર અર્પણ કરવા મોટો મેળાવડો ભરી ત્યાંના લોકોએ ભારે ઉત્સવ ઉજવ્યો હતો.

એ પ્રવાસમાંથી પાછા ફરેછે ત્યાં મુમ્બઈની મ્યુનિસિપૅલિટીમાં એમના અત્યાર સુધીના કાર્યની પ્રશંસા મિત્રોમાં થઈ રહી હતી; ઇલાકાની ધારાસભામાં તેમણે બજેટ ઉપર જે ભાષણ વેપારી ક્ષેત્રની નજરથી કર્યું હતું તેથી ઘણાઓને એમ લાગ્યું હતું કે મુમ્બાઇની કૉરપોરેશનની કાર્યવાહક સભાને એમનો અંકુશ અને એમની દોરવણી મળે તો શહેરને સંગીન લાભ થાય.

૧૯૦૪ ના એપ્રિલની ૨૦ મી તારિખે કૉરપોરેશનની સ્ટૅન્ડિંગ કમિટીની પહેલી બેઠક ભરવામાં આવી ત્યારે સર ભાલચન્દ્ર ભાટવડેકરે પહેલીજ દરખાસ્ત મૂકી કે— આ વરસે સ્ટૅન્ડિંગ કમિટીના પ્રમુખ તરીકે ઑ. મી. વિઠ્ઠલદાસની ચુંટણી કરવી. દરખાસ્ત મૂકતાં એમણે ટુંકું ભાષણ કર્યું હતું કે—

"Hon. Mr. Vithaldas has been for many years a member of the corporation and has as such taken interest in questions affecting the sanitation and the imprvement of the city. When he made his maiden speech at the corporation about five or six years ago, I congratulated him and told him that there was a bright future before him, and I am glad that my best anticipations have been realised."

આ દરખાસ્તથી એમને સ્ટૅન્ડિંગ કમિટીના પ્રમુખ તરીકે ચુંટાયેલા જાહેર કરવામાં આવ્યા. એમણે એ વખતે એ જવાબદારી ભરેલી ખુરશી સ્વીકારતાં નાનું સરખું ભાષણ કર્યું હતું—" મારામાં જે વિશ્વાસ મૂકવામાં આવ્યો છે તેની સાથે મોટી જવાબદારી જોડાયેલી છે તે વાતથી હું પૂર્ણ વાકેફ છું. સ્ટૅન્ડિંગ કમિટીના પ્રમુખ તરીકેની કારકીર્દિ દરમ્યાન મારી

ઝીણી મોટી કંઈ અપૂર્ણતા જણાય તો તે ચલાવી લેવા જેટલી તમે ઉદારતા બતાવશો. જેમ મારી અગાઉના પ્રેસીડન્ટે આ ખુરશીનો મોભો સાંચવ્યો છે તેમ હુ પણ એ મોભાની ક્ષતિ ન થવા દેવા માટે મારાથી બનતુ બધુ કરીશ એ ખુરશીની જવાબદારી સ્વીકારતા મારા મનપર જરા પણ ભાર આવતો નથી કારણ કે મને મી હાર્વે જેવા શકિતવાન કમિશનર અને મી વાડીયા જેવા બાહોશ સેક્રેટરીનો સાથ મળવાનો છે."

એમની ચુંટણી સર્વાનુમતે થઈ એજ બતાવી આપે છે કે પોતાના મિત્રોનો વિશ્વાસ તેમનાપર પૂરો હતો વર્તમાન પત્રોએ પણ આ નિમણુકને વધાવી લીધી હતી.

"The traditions of the chair are safe in his hands, and surely when he makes room for his successor, he will be able to claim that it has lost nothing in prestige or dignity"—(જામેજમશે. ૨૨-૪-૦૪) "Some of our shrewdest and best merchants and traders are unfortunately lacking in that public spirit and civic enthusiasm which has marked Mr. Vithaldas' career" ('ગુજરાતી" ૨૪-૪-૦૪)

એમની જાહેર જીવનની પ્રગતિ જરા વધારે વેગવાળી જોઈને કોઈ કોઈ મંડળોમા જરા તેજદ્વેષ ઊભો થવાનો એ સમય હતો એવા વતા વરણનો ઇશારો આપતી એક નુકતેચીની મુમ્બઇના "હિન્દી પંચ" ના ૨૪-૪-૦૪ ના અંકમા પ્રકટ થઇ હતી "મી પંચને કહેતા ખુશી ઉપજે છે કે તે માન માટે તેઓએ પોતાને લાયક પુરવાર કર્યો છે, અને તેનુ માન મેળવવા માટે પંચ, જેમ તેમને મુબારકબાદી પ્રઢે છે તેમ, એક "રાઇટ મૅન" ને "રાઇટ પ્લેસ" ઉપર મૂકવા માટે સ્ટેનડીંગ કમીટીને પણ તેઓ મુબારકબાદી આપે છે . મી વિઠ્ઠલદાસની ઉમ્મર અને અનુભવ જોતાં તેઓ બહુ ઝડપથી કીર્તિની સીડીએ ચઢેછે હવે, કીર્તિની સીડીએ ઝડપથી ચઢવુ એ સારૂં છે, પણ તેમા જોખમ પણ સમાયલેછે ઝડપ કરતાં તે પગથી પરથી પગ લપસી જઈ ભોયપર ચટાપાટ આરિયાં થઇ જવાનો ભય થોડો રહેતો નથી માટે મી વિઠ્ઠલદાસે કીર્તિની સીડીના દરેક પગથીઆં ઉપર બહુ સંભાળથી ધીરજથી અને ધીમા ધીમા ચઢવા જવુ ચઢતાં ચઢતાં થોડે થોડે વારે દમ ખાવો અને જેટલાં પગથીઆં ચઢવા હોય તેટલાં ઉપર કાબુ મજબુત કરવાની કોશીષ કરવી .... . નાની ઉમ્મરમાં ધારાસભાના ઓનરેબલ મેમ્બર, સ્ટેનડીંગ કમીટીના પ્રમુખ, કોરપોરેશનના ઉમંગી સભાસદ, મિલઓનર્સ એસોસીએશનના એક ઉત્સાહી આગેવાન, ભાટીયા મહાજનના એક સેક્રેટરી અને

રોઠીયા,-વગેરે ઓધ્ધા ભાઈ વિઠલદાસે મેળવ્યા છે, તે તેમને માટે પુરત ચેગા પુરતા છે તેટલા ઓધ્ધા એઓ ભાઈ જશ અને નામદારી સાથ ભોગવે એવી દોહા ચાહના ભાઈ "પંચ" એ ભાઇના એક શુભેચ્છક તરીકે તેમને જો કઈ શીખામણ દઈ શકતા હોય તો તે એટલીજ છે કે- ભાઈ, જરા ધીરે, જરા ધીરે ધીરે હીડજો, અને જેટલુ મેળવ્યુ છે તેટલુ પહેલા "દાઇજેસ્ત" કરી પછી બીજુ ખાજો"

મ્યુનિસિપલ સ્ટૅન્ડિંગ કમિટીનુ કાર્યક્ષેત્ર ઘણુ વિશાળ હોય છે; સેક્રેટરી અને મ્યુનિસિપલ કમિશનરની સહાયથી કૉરપોરેશનના બધા વહિવટી કામ ઉપર એ કમિટી નજર રાખેછે—અગર તેમાથી નિમાયેલી કે કૉરપોરેશન માથી નિમાયેલી પેટા સમિતિઓના કાર્ય ઉપરથી આવેલા નિર્ણયોને અમલમા મૂકવાનુ કામ સ્ટૅન્ડિંગ કમિટી કરેછે. મુમ્બઇ મ્યુનિસિપૅલિટીનો વહિવટ એક મોટા દેશી રાજ્યના વહિવટ જેટલો—લગભગ વડોદરા રાજ્યના વહિવટ જેટલો—મોટો હોયછે એ વાચક જાણતા હરોજ મુમ્બઇની મ્યુનિસિપલ આવક આશરે રૂ એક કરોડ જેટલી તે સમયમા હતી તે સમયે સિટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટને લીધે કૉરપોરેશનની જવાબદારી જવાબદારી હતી શહેરમા વીજળીની ટ્રામ અને વીજળીની બત્તીઓ દાખલ થવાનો નવો અખતરો શરૂ થવાનો હતો, પ્લેગને દૂર કરવા માટે ચાપતા ઇલાજો લેવાના હતા, અને વસ્તીના મોટા ભાગને રહેવાના ઘરો પૂરા પાડવાના પ્રશ્નનો વ્યાવહારિક ઉકેલ લાવવાનો હતો એ કમિટીનુ આટલી જવાબદારીવાળુ કામ ઘણી આબાદ રીતે શેઠ વિઠ્ઠલદાસે પાર પાડ્યુ હતુ. પોતાની સાથે કામ કરનારની શક્તિની પરીક્ષા તેઓ સરસ રીતે કરતા હતા. મ્યુનિસિપૅલિટીના સેક્રેટરી મી આર પી મસાની વિષે એમણે સભા આગળ ઉમદા ઉદ્‌ગાર કાઢ્યા હતો તે માટે મી મસાનીએ એક પત્ર લખ્યો છે તે પરથી સમજાશે કે એમના માટે કૉરપોરેશનના કામ કરનારામા કેટલો સન્તોષ હતો

Municipal Office
Bombay 26th July 05

Dear Mr VITHALDAS,

As I could not get an opportunity yesterday of tendering to you personally my sincere thanks for the kind words in which you gave expression to your opinion of the work done by me as an Acting secretary at the last meeting of the Standing Committee, may I say I am deeply obliged to you for your kind appreciation of my services? Such appreciation is, indeed, very encouraging

Yours truly,
R. P MASANI

આ બધું કરતાં કરતાં ઈ. સ. ૧૯૦૪ અને ૧૯૦૫માં ઑ. શેઠ વિઠ્ઠલદાસનો સમય મહાસભાના પ્રદર્શનમાં કેટલો બધો રોકાયો હશે તેની કલ્પના એ પ્રદર્શનની હકીકત વાંચતાં આપણને આવી શકે છે

આ સમયે મુમ્બઈની કૉરપોરેશનમાં તેમજ સ્થાનિક રાજ્યકારભારના ક્ષેત્રમાં ઑ. સર પીરોજશાહ મહેતાનું વજન બહુ પડતું હતું. તેમની લોકનેતા થવાની લાક્ષણિક રીત અને સરકારી અમલદારોને પોતાની સમજ પ્રમાણે દોરવાની ઈચ્છા તથા જે ન દોરાય તેમને ખરે પ્રસંગે પ્રજા આગળ ઉઘાડા પાડવાની આબાદ પદ્ધતિ—એ બધાં લક્ષણો એવાં તો સ્પષ્ટ અને ફળદાયી હતાં કે ઑ. સર પીરોજશાહ આગળ સૌ કોઈ પાણી પાણી થઈ જતું હતું એમની કાયદાની અદાલતની ધીકતી કમાણીથી એઓ પોતાનું અંગત જીવન બહુ દબદબા ભરેલું રાખતા હતા, અને તેમને સ્વાભાવિક પ્રાપ્ત થયેલી વક્તૃત્વ-શક્તિ, વાકપટુતા, બુદ્ધિવૈભવ, અને સભારંજની વક્રોક્તિવાળું હાસ્ય એ સૌને પહેલી મુલાકાતે જીતી લેવામાં સફળ બનતાં મુમ્બઈમાં તો સર પીરોજશાહ તાજ વગરના રાજા ગણાતા હતા ઈ. સ ૧૯૦૪માં હિન્દી મહાસભા મુમ્બઈમાં તેમણે બહુ આકર્ષક બનાવી હતી, અને તે વખતે હિન્દ સમસ્તના રાજ્યદ્વારી ક્ષેત્રના વડવા બની પોતાની આસપાસ દેશના અન્ય આગેવાનોને કુટુમ્બજન પેઠે તે આંકળી રહ્યા હતા એમની સામે થવું—એ ઘણી નૈતિક હિમ્મતનું અગર તો નર્મ ધીટતાનું કામજ બની જતું એમના પૂર્વજીવનમાં મુમ્બઈની "લૉર્ડ રિપન ક્લબ" અને પાછળથી સ્થપાયેલી "મુમ્બઈ પ્રેસિડન્સી ઍસોસીએશન" દેશના રાજ્યદ્વારી પ્રશ્નોના અભ્યાસ માટે અને દેશના રાજ્યદ્વારી હિતના રક્ષણ માટે સર પીરોજશાહે જાણીતી બનાવી હતી. પ્રેસિડેન્સી ઍસોસીએશનના અભિપ્રાયનું વજન રાજ્યમાં ( સરકારમાં ) અને પ્રજાકીય મંડળોમાં ભારે ગણાતું હતું સમસ્ત હિન્દુસ્થાનની રાજદ્વારી નૌકાનું લોકાપત્ર એ દિવસોમાં મુમ્બઈમાં હતું, અને મુમ્બઈની લગામ સર પીરોજશાહના હાથમાં હતી. આવી ધાર્યાં ઉપજાવે તેવી પ્રતિભા સર પીરોજશાહને વરી હતી તે અંગ્રેજ અમલદારોને—જોહુકમીથી રાજ્ય ચલાવવા ઈચ્છા રાખતા "સિવિલ સર્વન્ટો"ને ઘણી વાર અકળ થઈ પડતી હતી મદ્રાસ અને ઈંગ્લાંડમાં હિન્દી પ્રધાનની ઑફિસ કેટલીકવાર આ સિવિલ સર્વન્ટોના અભિપ્રાય સ્વીકારતાં પહેલાં સર પી એમ. મહેતાના અભિપ્રાય જાણવા ઇન્તેજાર રહે એવી સ્થિતિ ઉપસ્થિત થઈ હતી આવા સંજોગમાં સામાન્ય રીતે બધે ઠેકાણે બને છે તેમ મુમ્બઈમાં કેટલાક યુરોપીઅન અમલદારોએ સર પિરોજશાહ વિરુદ્ધ ગુપ્ત પ્રચારકાર્ય કરવાનો માર્ગ પકડ્યો હતો. એ લોકોની કામ કરવાની આપખુદી ભરેલી રીતથી

તથા સર પિરોજશાહની અનમ રહેવાની અને કદિ પણ વિરોધને ન સાંખવાની ગર્વભરેલી નીતિથી એ યૂરોપીઅન મંડળમાં કેટલાક અંગ્રેજ વેપારીઓ, કેટલાક દેશી વેપારીઓ, અને કોઇ સ્વતન્ત્ર વિચારના મુમ્બઇના શહેરીઓ જોડાવા લાગ્યા હતા.

આ અરસામાં હિન્દી વાઇસરાય લૉર્ડ કર્ઝનની રાજનીતિનું એક કાર્ય સમસ્ત હિન્દુસ્તાનમાં "સ્ટૅન્ડર્ડ ટાઇમ"—નિશ્ચિત કરેલું ઘડીઆળનું ધોરણ દાખલ કરવાનું હતું. લૉર્ડ કર્ઝનની રાજનીતિની કડક ટીકા કરનારામાં સર પિરોજશાહ અને ઑ. મી. ગોખલે અગ્રસ્થાન ધરાવતા હતા. કલકત્તા યુનિવ્હર્સિટીના ચંન્સેલર તરીકે "કૉન્વોકેશન" પદવિદાન સમારમ્ભ સમયે લૉર્ડ કર્ઝને ભાષણ આપ્યું હતું તેમાં હિંદુસ્તાનના પૌરાણિક બનાવો અને પાત્રોને નીતિના ઉતરતા પ્રકારના ધોરણસૂચક ગણી હિન્દને અસત્ય તથા દમ્ભના આદર્શો ત્યજી દેવા બોધ આપવાની ધૃષ્ટતા કરી હતી, તે ભાષણથી આખો દેશ એમની વિરૂદ્ધ ખળભળી ઉઠ્યો હતો. એ સન્ધિમાં હિન્દી સરકાર તરફથી "સ્ટૅન્ડર્ડ ટાઇમ" ( મુમ્બઇના ભૌગોલિક સમયથી ૩૯ મિનિટ આગળ ) લોકોપર ઠસાવવાનો હુકમ થયો તેની સામે સર પિરોજશાહ મહેતાએ મુમ્બઇની કૉરપોરેશનમાં સખત ઘુજારો ચલાવ્યો હતો. તેમણે આગ્રહપૂર્વક એ હુકમનો અનાદર કરવાની ચળવળ ઉપાડી હતી. લોકલાગણી લૉર્ડ કર્ઝનની વિરુદ્ધ હતી તેનો લાભ પણ તેમણે લીધો હતો. ૧૯૦૬માં સર પિરોજશાહ કૉરપોરેશનના પ્રમુખ હતા. સભામાં ફેબ્રુઆરી માસમાં દરખાસ્ત આવી કે મ્યુનિસિપૅલિટીએ તો "મુમ્બઇ ટાઇમ"જ પાળવો. દરખાસ્ત માટે મતો લેવાની ખૂબજ ચળવળ ચાલી હતી. છેવટે એકજ મત વિશેષ ન મળવાથી સર પિરોજશાહની નેમ ઉડી ગઇ.–પાર ન પડી. આ સમયે એક *પત્ર ઑ. મી. વિઠ્ઠલદાસે–મી. હાર્વે (તે સમયના કસ્ટમ ઑફિસના ઉપરી) ઉપર લખ્યો હતો. તેમાં તેઓ જણાવે છે

* From a letter to Mr. Harvey—"Sir Pherozeshah being President, could not speak, but he tried hard and canvassed every member to vote for Bombay Time with threat of boycott. Unfortunately, he failed as you might have noticed and the motion was carried by a majority of one only. Sir Pherozeshah takes this as a personal defeat and is very sour about It. Dr Viegas who is competing against me for the President's chair and against whom Sir Pherozeshah promised to support me last year, has received his support It is of not very great consequence to me whether I get it or not but one cannot but feel for the treatment from one of Sir. Pherozeshah's position and reputation to forget the hard work and services I rendered to him in the Exhibition."

ફ્રન્સર પિરોજશાહ પ્રેસિડન્ટ હોવાથી બોલી શક્યા નહિ; પણ "મુમ્બઈ ટાઇમ"ની તરફેણમાં મત આપવા માટે દરેક સભાસદને આગ્રહ કરવા ખૂબ પ્રયત્ન તેમણે કર્યો, છેવટે બૉયકૉટની ધમકી પણ આપી. કમભાગ્યે એકજ મત વધુ ન મળવાથી તેમની હાર થઈ; તમે જાણ્યું હશે તેમ સ્ટૅન્ડર્ડ ટાઇમ માટેનો ઠરાવ પસાર થઈ ગયો. સર પિરોજશાહને આ હાર પોતાની અંગત હાર લાગે છે, અને તેમને એ બદલ બહુ લાગી આવ્યું છે. ડૉક્ટર વીએગાસ મારી સામે પ્રેસિડેન્ટ થવા માટે હરીફ તરીકે ઊભા છે; ગયે વરસે તેમની વિરુદ્ધ થઈને મને ટેકો આપવાનું સર પિરોજશાહે વચન આપ્યું હતું; પણ હવે તેજ ડૉક્ટરે તેમનો ટેકો મેળવ્યો છે. મને તે ( ખુરશી ) મળે કે ન મળે તેની બહુ અગત્ય નથી, પણ જે સખત મહેનત અને મદદ મેં સર પિરોજશાહને ગયા પ્રદર્શન વખતે અર્પણ કરી હતી તે એમના જેવા પ્રતિભાવાન પુરૂષો વિસરી જાય અને આવું વલણ બતાવે તે માટે માણસને લાગણી થયા વિના તો ન રહે." કહેવાની જરૂર નથી કે સર પિરોજશાહ "સ્ટૅન્ડર્ડ ટાઇમ" નો ઠરાવ કૉરપોરેશનને પાળવાનો સમય આવે તે પહેલાં તે ઉલટાવી નાંખવા સફળ થયા હતા અને તેને પરિણામે સર પિરોજશાહના અનેક સ્મારક પેઠે આજ પણ મુમ્બઇ શહેરની મ્યુનિસિપલ ટાવર અને ઘડીયાળોમાં "સ્ટૅન્ડર્ડ ટાઇમ" નહિ પણ "મુમ્બઇ ટાઇમ" પ્રવર્તિ રહ્યો છે.

ઑ. મી. વિઠ્ઠલદાસ પ્રગતિવાંછુ હતા; દેશના કલ્યાણવાસ્તે જાહેર જીવન હોવું જોઇએ એમ માનતા હતા તેથી તેઓ સર પિરોજશાહ જેવા પ્રભાશાળી અગ્રેસરને બને તેટલો સાથ આપવા અને અનુસરવા તત્પર રહેતા હતા. પરન્તુ પોતે વેપારી હતા, આગળ પાછળનો વિચાર કરવાના સ્વભાવવાળા હતા, તેથી સર પિરોજશાહની નમતું ન આપવાની એકસરખી અડગ નીતિને અનુસરવાનું ઑ. મી. વિઠ્ઠલદાસ બધા સંજોગમાં પસન્દ કરતા નહિ. બીજું એ પણ ખરૂં કે સર પિરોજશાહ એટલે રાજ્યતન્ત્રના અધ્વર્યુ પહેલા અને બીજું પછી, અને ઑ. મી. વિઠ્ઠલદાસ એટલે ઉદ્યોગતન્ત્ર અને નાણા તન્ત્રના અધ્વર્યુ પહેલા અને રાજ્યતન્ત્રના ખેલાડી કે બીજું બધું પછી. આમ હોવાથી મ્યુનિસિપલ કૉરપોરેશનમાં સર પિરોજશાહ ઑ. મી. વિઠ્ઠલદાસને પોતાની ખાસ મંડળીમાં બેસી શક્યા નહિ; અથવા એમ કહીએ કે મી. વિઠ્ઠલદાસને સર પિરોજશાહ બધી બાબતમાં અનુકરણીય લાગ્યા ન હોતા.

ઉપર સૂચિત થયેલા ડૉ. વીએગાસના અને મી. વિઠ્ઠલદાસના પ્રેસિડન્ટની ખુરશી વિષેના હક્ક માટેનો વાંધો સર પિરોજશાહ પાસે લઇ જવામાં

આવ્યો હતો, અને એમણે ડૉક્ટર વીએગાસના પક્ષમાં ચુકાદો આપ્યો હતો.

ઇ. સ. ૧૯૦૭ ની કૉરપોરેશન માટે એ વરસે નવી ચુંટણી થવાની હતી. સર ફિરોજશાહની એકહથ્થુ સત્તાથી કૉરપોરેશનના કેટલાક સભ્યો, મ્યુનિસિપલ કમિશનર તથા કેટલાક કારોબારી અમલદારો બહુ રુન્ધાઇ ગયા હતા. એમની મહેરબાની સિવાય કોઇ પણ કમિશનર સુખેથી વહિવટ ચલાવી શકે તેવું નહોતું; એમની મદદ વિના કોઇ પણ ગૃહસ્થ કૉરપોરેશનના પ્રમુખ થઇ શકે તેવું નહોતું; તેથી તે સમયના મ્યુનિસિપલ કમિશનર મી. શેપર્ડે એમના એકદેશીય વહિવટથી કંટાળીને શહેરના યુરોપીઅન અમલદારોની અને કેટલાક શહેરીઓની એક ટોળકી ઉભી કરી; એ મંડળીએ બહુ ખાનગી રીતે એવી તજવીજ કરી કે તે વખતની ચુંટણીમાંથી સર ફિરોજશાહને બાતલ રાખવા. જુદા જુદા " વૉર્ડ " ની ચુંટણીઓ થઇ ગઇ, × મુમ્બઇના " જસ્ટિસ ઑફ ધી પીસ " ના મંડળ તરફથી સોળ સભાસદો કૉરપોરેશન માટે ચુંટાય છે, તેમાં સર ફિરોજશાહની ચુંટણી થવાની હતી. ઉપર જણાવેલી મંડળીની ખાનગી તજવીજથી અને પ્રચારકાર્યથી " જસ્ટિસ ઑફ ધી પીસ " ના મંડળ તરફથી જે સોળ સભ્યો ચુંટાયા તેમાં સર ફિરોજશાહ ન આવ્યા. મુમ્બઇમાં હાહાકાર થઇ ગયો. પ્રજાનો નેતા આ રીતે ઝાંખો પડે એ પ્રજામાંના મોટા ભાગને સ્વાભાવિક રીતે ન ગમે. થયેલી ચુંટણી ગેર કાયદેસર છે વગેરે ઠરાવવા કાયદાની કચેરીમાં દાવા મંડાયા—અને મુમ્બઇના પ્રજાકીય જીવનમાં બહુ કડવાશ છવાઇ રહી. છેવટે એક જણની ચુંટણી ગેરકાયદેસર ઠરવાથી સર ફિરોજશાહ કૉરપોરેશનના સભ્ય ચુંટાયેલા જાહેર થયા. પરન્તુ તેમનાં વિરુદ્ધની ટોળીએ સર ફિરોજશાહના પક્ષના માણસોમાંના ઘણાને કૉરપોરેશનમાં આવવા દીધા ન હોતા. તેથી એ મહાપુરુષ એ વરસે પાંખ વગરના પક્ષીરાજ જેવા બની ગયા હતા.

ઇ. સ. ૧૯૦૭–૦૮ માટે કૉરપોરેશનના પ્રમુખ પસન્દ કરવાનો સમય આવ્યો. એ વરસે હિન્દુ કોમના પ્રમુખ ચુંટવાનો વારો હતો. ઑ. મી. વિઠ્ઠલદાસે એ પદ માટે ઉમેદવારી કરી. મી. વિઠ્ઠલદાસની વગ સરકારી મંડળમાં અને કેટલાક વેપારી ભાઇઓમાં

• ઑ. મી. વિઠ્ઠલદાસ તે વરસે જે પી ના મંડળમાંથી ચુંટાવાને બહાર પડશે એમ કોઇએ ધાર્યું હતું, પરન્તુ એ મંડળમાંથી બીજા ગૃહસ્થોને ચુંટાઇ આવવાની તક મળે અને આપ પોતે ન આવે એમ સમજી તેઓ " સી " વૉર્ડમાંથી કરભરનારાઓની ચુંટણીમાં ચુંટાયા હતા એ રીતે " કૉકસ " કાઢેલી સોળ જણની સામટી ટીકીટમાંથી તેઓ અલગ રહ્યા હતા

સારી જામી હતી; અને સર પિરોજશાહે પોતા તરફથી ઑ. મી. હરિ સીતારામ દીક્ષિતને પ્રમુખની જગ્યા માટે ઊભા કર્યા હતા, એમના પક્ષને ફાવવા ન દેવાની ઈચ્છાવાળા જે હતા તે પણ ઑ. મી, વિઠ્ઠલદાસને ટેકો આપે તેમ હતુ. ચુંટણી થઇ, અને કુલ ૬૧ માંથી ૪૨ સભ્યોના મતથી ગુરૂવાર તા. ૨૫-૪-૧૯૦૭ના રોજ ઑ. મી. વિઠ્ઠલદાસ પ્રમુખ તરીકે ચુંટાયા પણ એ વરસની પ્રમુખની ગાદી ગુલાબની બીછાયત જેવી ન હોતી.* કૉરપોરેશનનું વાતાવરણ ધુન્ધવાટથી ભરેલુ હતુ. સર પિરોજશાહના પક્ષનો વિરોધ કાયમ માટે કૉરપોરેશનમાં ઊભોજ હતો. એવા સંજોગમાં ઑ. મી. વિઠ્ઠલદાસને પ્રમુખ તરીકે કામ કરવાની તક મળી તે એક રીતે એમના હકમાં લાભકારક બની હતી તેમને સદા તૈયાર જાગ્રત રહેવુ પડતુ હતુ; અને એમના ઉદ્યોગપ્રિય સ્વભાવને એ બીલકુલ પ્રતિકૂળ નહોતુ. પ્રમુખની ચુંટણીને દહાડેજ ઑ. મી. સેતલવાડ તરફથી અનેક કાયદાના પ્રશ્નો ઊભા કરવામા આવ્યા હતા અને તે બધાનો નિર્ણય પ્રમુખ તરીકે તેઓ સારી રીતે આપી શકયા હતા. એકાદ પ્રસંગે એ દિવસની સભામાં મી. હૅરિસને સર પિરોજશાહના કેટલાક વચનો માટે "Disgraceful" વિશેષણ આપ્યું હતુ. તે બાબત એક સભ્ય તરફથી વાંધો લેવામાં આવ્યો હતો. પણ પ્રમુખે તે ઉડાવી દીધો હતો. બીજે વખતે તા. ૨૯મી એપ્રિલના રોજ જ્યારે કૉરપોરેશનની બેઠક મળી ત્યારે ઑ. મી. વિઠ્ઠલદાસે પ્રારમ્ભમાંજ એ વિષે પ્રમાણિકપણે ખુલાસો કર્યો હતો તે નોંધવા જેવો છે.

"Before commencement of business the President observed that he had one remark to make about an incident which had occurred at the last meeting. Mr Harrison applied the word "disgraceful" to certain remarks of the Hon'ble Sir Perozeshah Mehta which he understood to convey an insinuation. On being appealed to, the President had ruled that the expression was not unparliamentary and in doing so, he had in his mind an occasion when the Hon'ble Mr. Peel, the speaker of the House of commons characterised certain expression of a member as disgraceful on the 7th August 1894 On consideration, however, he thought that that was a term which should not be applied by one member of the House to another and he appealed to the good sense of the members not to use it " (મ્યુનિસિપલ કૉરપોરેશન રીપોર્ટ ૧૯૦૭-૮ I A. પાન ૩૫)

*તા. ૨૬-૪-૦૭ના રોજ ઇંગ્લાંડમા 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'એ લખ્યું કે "સર ચાર્લ્સ ઓલીવન્ટ"ને મી. વિઠ્ઠલદાસે પત્ર લખ્યો તેમાંથી એક વાક્ય

'It is quite plain that the Presidentship this year will not be a very pleasant one.'

પ્રમુખની આવી નિખાલસ સ્પષ્ટતાથી આગલે દિવસે એમની વિરૂદ્ધ જે વાતાવરણ ઊભું થયું હતું તે આપોઆપ વિખરાઇ ગયું હતું; અને એમની કાર્યદક્ષતા સૌજન્યવાળી છે એમ તેમના વિરોધીઓ પણ માનતા થયા હતા. ઑ. મી. હરિ સીતારામ દીક્ષિત, અને મી. જે. બી. પીટીટ જેવા કાયદાબાજ અને શીરસ્તાના અભ્યાસીઓ વખતો વખત પ્રેસિડન્ટ સામે મોટા મોટા અન્તરાયો કોઇને કોઇ બાનાથી મૂકતા હતા; છતાં ધન્ધાદારીની મજબૂતાઇથી અને નિર્મળ ઉદ્દેશથી પ્રમુખ તે અન્તરાયોને કોરે મૂકી દેવામાં સત્તાનો ઉપયોગ ધૈર્યથી કર્યે જતા હતા. ધીરે ધીરે એમની નિર્મળતાની છાપ કૉરપોરેશનના સભ્યો ઉપર એવી સરસ રીતે પડી કે એ વરસ આખું ખળભળાટ વાળું અને અનુત્પાદક ચર્ચાવાળું નીવડશે એવી માન્યતા શરૂઆતમાં ઊભી થઇ હતી તે ખોટી પડી, અને કૉરપોરેશનના ઇતિહાસમાં યાદ રહે તેવા બનાવો અને કાર્યોવાળું એ વરસ બની ગયું હતું.

ઑ. મી. વિઠ્ઠલદાસને એ જવાબદારી ભરેલી પદવીની પ્રતિષ્ઠા જાળવી રાખવાની ખૂબજ કાળજી રહેતી હતી; પોતાના અનેક પ્રકારનાં કાર્યો હાથમાં હોય છતાં કૉરપોરેશનના કામ ઉપર તેમણે કદિ પણ ઉપેક્ષા દર્શાવી નહોતી; બલ્કે જુન, જુલાઇ ૧૯૦૭ માં પોતાની પ્રકૃતિ જરા અસ્વસ્થ હતી છતાં કૉરપોરેશનનું કર્તવ્ય એમને એટલું બધું પવિત્ર અને જવાબદારીવાળું સમજાયું હતું કે પૂનામાં બંગલો રાખી ત્યાં રહેવાનું તેમણે રાખ્યું અને માત્ર કૉરપોરેશનની સભામાં હાજર રહેવા પ્રત્યેક સોમવારે અને ગુરુવારે મુમ્બાઇ આવી જવાનો ક્રમ તેમણે સ્વીકાર્યો હતો. તે સમયે તેમના ઉપર ચોતરફથી કામનો બોજો આવ્યો હતો. સાર્વજનિક કામ માટેજ જાણે તે સર્જાયા હોય તેવું લાગતું હતું. સર ઍસ. એઅરલીને એપ્રિલ માસની આખરે તેમણે એક પત્ર લખ્યો હતો. એ પત્રમાં તેઓ લખે છે કે—મારી પાસે થોડી મિનિટો પણ નથી કે જેને હું મારી પોતાની ગણી શકું—( I have few moments to call my own. )

એ સમયે હિન્દી સરકાર વિચાર કરી રહી હતી કે દરેક ઇલાકામાં ઇલાકાનું પોતાનું સંગ્રહસ્થાન રાખવામાં આવે તો તે કેવી રીતે યોજી શકાય. આ વિચારનો નિર્ણય લાવવા સારૂ કલકત્તામાં જુદા જુદા ઇલાકાના પ્રતિનિધિઓની કૉન્ફરન્સ જુન ૧૯૦૭ પછી રાખવામાં આવી હતી. મુમ્બઇ સરકાર તરફથી ઑ. મી. વિઠ્ઠલદાસને ઇલાકાના પ્રતિનિધિ તરીકે કલકત્તા જવા માટે પસન્દ કરવામાં આવ્યા હતા; પરન્તુ તેમણે સરકારને સ્પષ્ટ જણાવ્યું હતું કે કૉરપોરેશનના પ્રમુખનું કાર્ય છોડી તેઓ કલકત્તા જવા

ખુશી ન હોતા બીજા સંજોગો હોત તો તેમણે એ કૉન્ફરન્સમાં અવશ્ય રસપૂર્વક ભાગ લીધો હોત.

આ પુસ્તકનાં બીજાં પ્રકરણો વાંચનારને સહજ સમજાશે કે એમના ટેબલ ઉપર એકલી મુમ્બઇ કૉરપોરેશનના કાગળો એ સમયે ન હોતા, અને એમના વિચાર તન્ત્રમાં કૉરપોરેશન ઉપરાન્ત અનેક ગમ્ભીર બાબતો તર્કને, અને નિર્ણયને માગી રહી હતી. તે બાબત બૅન્કની હો કે ખાણોના ઉદ્યોગની હો, ધારાસભાની હો કે મિલઓનર્સ ઍસોસીએશનની હો; ઇન્ડસ્ટ્રીઅલ કૉન્ફરન્સની હો કે ઇન્ડસ્ટ્રીઅલ પ્રદર્શનની હો.

એમની પ્રમુખ તરીકેની કારકીર્દિમાં કૉરપોરેશનમાં કેટલાક અગત્યના કાર્યો થયાં હતાં. મુમ્બઈ શહેરમાં પોલિસ ખર્ચ અને પોલિસ માટે વપરાતાં મકાનો બદલ સરકાર અને મ્યુનિસિપૅલિટી વચ્ચે વેચણી સમ્બન્ધી ઘણા વરસથી વાધો ઉઠયો હતો તેની કાયમ માટેની પતાવટ થઇ ગઈ હતી અને બન્ને પક્ષને સન્તોષ મળે તેવો નિર્ણય* એ પ્રશ્ન વિષે થયો હતો.

શહેર વચ્ચેથી રેલ્વેની સડક પસાર થતી હોવાથી ઠેકાણે ઠેકાણે સડક ઉપર મજબૂત પૂલો બાંધી રાહદારી રસ્તાની આવજા સવડ ભરેલી થવાની તકરાર ઘણા વખતથી રેલ્વે ખાતા સાથે ચાલુ હતી. એ સ્વાલનો પણ નીવેડો લાવવામાં આવ્યો હતો. એ બાબતની ઑ. મી. વિઠ્ઠલદાસે ઇલાકાની ધારાસભામાં પણ ઉહાપોહ કરી હતી. તે આપણે જોઇ ગયા છીએ.

મ્યુનિસિપાલિટીના સાર્વજનિક આરોગ્ય ખાતામાં અને પાણી ખાતામાં ઘણા સુધારા વધારા થવાની જરૂર દેખાતી હતી એ ખાતાંઓની અન્તર વ્યવસ્થામાં જબરા ફેરફાર થવાની આવશ્યકતા હતી. તેથી એમની કારકીર્દિમાં એ બન્ને ખાતાના નવેસરથી બન્ધારણ રચવામાં આવ્યાં હતાં

વળી એમની કામ લેવાની દક્ષતાને લીધે પેટા સમિતિઓની બેઠકો ઝડપથી થતી હતી અને સાર્વજનિક હિતના પ્રશ્નો એ રીતે ભૂગતવી ન રહેતાં જલદી તેનો નીકાલ થતો હતો.

મુમ્બઇમાં ઉપરા ઉપરી પાંચ દશ વરસથી પ્લેગનો હલ્લો થતો ...થી તે રોગને અટકાવવામાં અને એવા રોગનો ફેલાવો બન્ધ થાય તેના ...વ લેવામાં તથા રોગગ્રસ્ત દરદીઓને હૉસ્પિટલ વગેરેની સગવડ આપવામાં મુમ્બઇ મ્યુનિસિપૅલિટીને ઘણુ ખર્ચ કરવું પડતુ હતુ. તેથી સરકાર

* "પોલિસ ચાર્જીસ" ની ભાંજગડ એજ વરસમા કાઢી નાખવાથી મ્યુનિસિપલ કૉરપોરેશનને રૂ ૫૦૦૦૦નો ફાયદો થયો હતો. એમ એક મિત્રે એમને લખેલા પત્રમાં ઉલ્લેખ છે

પાસેથી તે ખર્ચ માટે ખાસ ગ્રાંટની માગણી મ્યુનિસિપૅલિટીએ કરેલી હતી. હિન્દી સરકારે જણાવ્યું હતુ કે ઇ. સ. ૧૮૯૯ માં રૂ. ૧૪½ લાખ આવા કામ માટે સરકારે આપ્યા હતા તે છેલ્લી ગ્રાંટ સમજવી. ૧૯૦૧-૦૨ માં સરકારે નર્સો, ડૉકટરો, આરોગ્ય કૅમ્પ વગેરેનું સ્વતન્ત્ર ખર્ચ કર્યું હતું એટલે હવે કંઇ ગ્રાંટ અપાશે નહિ. તે ઠરાવ ઉપર લન્ડનમાં હિન્દી પ્રધાન ઉપર પ્રેસિડન્ટ તરીકે ઑ. મી. વિઠ્ઠલદાસે ૧-૪-૦૭ ના રોજ લામ્બી અપીલ કરી મ્યુનિસિપૅલિટીનો "કેસ" આંકડા દલીલોથી મજબૂત કર્યો હતો.

એમને ભાગે એ વરસમાં અનેક સમારમ્ભો યોજવાના પ્રસંગો ઊભા થયા હતા. હાલમાં મુમ્બઈ શહેરમાં વીજળીની ટ્રામ ગાડીઓ દોડી રહી છે તે જગ્યાએ અસલ ઘોડાની ટ્રામ ગાડીઓ દોડતી હતી. ઇ. સ. ૧૯૦૪ અને ૧૯૦૫ માં નકકી થયું કે શહેરમાં વીજળીની ટ્રામ ગાડી ચાલુ કરવી. બધા પ્રકારની ભારે તૈયારીઓ થયા પછી મુમ્બઇ શહેરમાં વીજળીની ટ્રામની પહેલી ગાડી ચાલુ કરવાનું મુહૂર્ત ઑ. શેઠ વિઠ્ઠલદાસને હાથે મોટા મેળાવડાની વચ્ચે કરવામાં આવ્યું હતું. પહેલી ગાડીનો હાંકવાનો હાથો ટ્રામ કમ્પની તરફથી ચાંદીનો બનાવવામાં આવ્યો હતો. ઇ. સ. ૧૯૦૭ ના મે. માસની ૭ મી તારિખે મુમ્બઇ કૉરપોરેશનના પ્રમુખ તરીકે શહેરમાં વીજળીની ટ્રામ ગાડી ચાંદીના હાથાથી દોડાવવાનો આરમ્ભ કરવાનું માન શેઠ વિઠ્ઠલદાસે લીધું હતું. એ સુન્દર ચાંદીનો હાથો હજુ એમના સંગ્રહમાં છે. તેના ઉપર અંગ્રેજી શબ્દો આટલા લખ્યા છે.

Presented to
The Hon'ble Mr. VITHALDAS. D. THAKERSEY.
President of the Municipal Corporation
ELECTRIC TRACTION
On the Bombay Tramways
7th May 1907.

જ્યારે મુમ્બઇના ગવ્હર્નર લૉર્ડ લૅમિંગ્ટન વિદાય થયા ત્યારે તા. ૨૭ જુલાઇના રોજ એમને બિદાયગીરીનુ માન આપવાને કૉરપોરેશનના હૉલમાં મોટો મેળાવડો કરવામાં આવ્યો હતો તે વખતે ગવ્હર્નરના પત્ની લેડી લૅમિંગ્ટન માંદા હોવાથી ગવ્હર્નરની મુમ્બઇ ઇલાકામાં રહેવાની મુદ્દત પૂરી થઇ ન હોતી તે પહેલાં તેમને મુમ્બઇ છોડવું પડ્યુ હતું. ઑ. મી. વિઠ્ઠલદાસે એ માનપત્ર વાંચતાં જે ઉદ્ગાર કાઢ્યા હતા તેમાંના કેટલાક અહિ ઉતારીએ—

We, the President and Members of the Municipal Corporation of the City of Bombay, desire most respectfully to express to Your Excellency on behalf of the inhabitants of this city our heart-felt regret at your Excellency's pending departure.

In common with the whole Presidency we deplore Your Excellency's premature retirement from the headship of the local Government, and our regret is rendered the more poignant by the fact that it is the continued ill-health of Lady Lamington that renders Your Excellency's presence in England necessary.

We, the Corporation of Bombay, desire specially to most gratefully acknowledge the real and sincere interest which your Excellency has consistently shown in the Municipal affairs of the City .....And the most recent example of your Excellency's concern for our affairs has been an earnest endeavour—the success of which is now practically ensured to settle a matter which has been a harassing source of contention and controversy between Government and the Corporation for a long series of years."

ગવર્નર આગબોટમાંથી ઉતરતાં પ્રમુખ તરીકે શેઠ વિઠ્ઠલદાસે માન આપ્યું હતું અને માનપત્ર વાંચ્યું હતું.

એ માનપત્રમાં ખાસ કરીને મુમ્બઇ શહેરમાં ઘીચ વસ્તીને રહેવાને અનુકૂળ ઘરોની સગવડ મળવાના અને શહેરમાં પ્રાથમિક કેળવણીનો પ્રચાર વધારવાના માર્ગ હાથપર લેવાના પ્રશ્નોનો ઉકેલ બાકી રહ્યો છે. એવો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

"Another problem which still awaits settlement is that of the extension of primary education in the city. This is now under consideration by strong *committee representing both Government and the Municipality, and we hope it will be found posible to encourage the spread of education amongst the masses without inflicting any unnecessary hardship on those who have been accustomed to depend on the earnings even of young children."

નામદાર ગવર્નરે આભારદર્શક ભાષણ કર્યું હતું અને તેમાં એક વાત પ્લેગના ઉપાય તરીકે રસી મુકવાની અને ઉન્દરનો નાશ કરવાની કરી હતી.

"We know that inoculation can be employed without ill effects, and that, if not an absolute preventive, it is a most material safe-guard We know that extermination of rats—if it were possible—would remove the main cause of dissemination of infection."

આ ગવર્નરની કારકીર્દિમાં ઉન્દરોનો નાશ કરવાનું અને રસી માટેની પ્રયોગશાળા સારી રીતે નભાવવાનું કામ બન્યું હતુ; અને મુમ્બઇના જીવનમાં ત્રાસરૂપ બની રહેલો પ્લેગ ઘણે અંશે નાશ પામ્યો હતો.

ઑ. મી. વિઠ્ઠલદાસની પ્રમુખ તરીકેની કામગીરી ચોતરફ વખણાઇ હતી. નવા ગવર્નરનું લક્ષ પણ એમનાં કામ ઉપર સારી પેઠે ખેંચાયું હતું. ઑકટોબર માસની ૧૮મી તારિખે પ્રમુખ તરફથી મ્યુનિસિપલ હૉલમાં

* This Committee appointed by the Corporation Resolution No. 5433 dated 22nd November 1906 and reconstituted by Resolution No. 514 of 19-4-07 was formed of Messers. G. O. W. Dunn, P. M. Mehta, C. H. Setalwad, V. D. Thakersey, D. E. Wacha, Dhacajee Kashinath, Ibrahim Rahimtoo'a, Bhalchandra Krishna, and H. S. Dixit.

નામદાર ગવર્નરને મોટું ખાણુ (Banquet) આપવામાં આવ્યું હતું. ઘણા પ્રકારના શણગારથી હૉલને અને ટેબલને શણગારવામાં આવ્યા હતા, અને શહેરના આગેવાન શહેરીઓને અને અમલદારોને નોતરવામાં આવ્યા હતા, લગભગ સવાસો પરોણાથી હૉલ ભરચક શોભતો હતો. તે વખતે નામદાર ગવર્નરે સર જ્યૉર્જ ક્લાર્ક, લેડી ક્લાર્ક અને તેમની પુત્રી ખાસ પરોણા તરીકે આવ્યાં હતાં. આવા સમારમ્ભથી લોકોના વિચારો જાણવા સમજવાના, અને તેમની સાથે ભેળાવાના તક, મોટા અમલદારોને મળેછે અને રાજકાજના અનેક પ્રશ્નોમાં એવા સમ્મેલનો કેટલીક વાર મદદરૂપ પણ થાય છે. આ ખાણાનો મેળાવડો પૂરો થયો કે વળતે દહાડેજ સર જ્યૉર્જ સિડનહામ ક્લાર્કે પોતાને હાથે નીચેનો પત્ર ઑ. મી. વિઠ્ઠલદાસને લખ્યો હતો.

"I wish again to thank you warmly for your most kind hopitality last night. It was a great pleasure to me to meet so many of the leading citizens of Bombay in such charming circumstances. I am sure that a gathering of this kind helps to promote the mutual understanding and the co-operation of all bodies–which is so essential to harmony and progress. With renewed thanks for all your kindness since I arrived in Bombay." etc. etc."

આ પત્રમાં એમણે સ્પષ્ટ લખ્યું છે કે આવા પ્રકારના સમ્મેલનથી બધી સંસ્થાઓ વચ્ચે સાચી સમજ અને સહકાર વધે છે; અને એખલાસ અને પ્રગતિ માટે આવી સાચી સમજ અને સહકારની ઘણી જરૂર હોય છે.

ઑ. મી. વિઠ્ઠલદાસની પ્રમુખ તરીકેની કારકીર્દિ આ પ્રમાણે ઈ. સ. ૧૯૦૮ના માર્ચ આખરે પૂરી થઇ હતી. એપ્રિલ માસની ૨૭ તારિખે કૉરપોરેશન જ્યારે મળી ત્યારે તેમણે બજાવેલા કામ માટે ઉપકારની દરખાસ્ત સર્વાનુમતે પસાર કરવામાં આવી હતી. તેમના ઉત્સાહ માટે, કાર્યદક્ષતા માટે, અને સૌજન્ય માટે દરખાસ્ત રજુ કરનારે અને અનુમોદન આપનારે વિસ્તારથી વિવેચન કર્યાં હતાં.

ઑ. મી. વિઠ્ઠલદાસે પોતે પોતાની આખા વરસની કામગીરીનો ટુકામાં હિસાબ આપી તેમને મળેલા સહકાર અને સહાય માટે સૌનો આભાર માન્યો હતો. એમણે તે વખતે કરેલું અંગ્રેજી ભાષણ અત્રે ઉતારવામાં આવે છે.

Mr President,

I thank the members of the Corporation for the kind and sympathetic manner in which they have been pleased to refer to my tenure of office as President Any moderate success which has attended my efforts, has been undoubtedly due, as I well know to the cordial support I have invariably had from the members of the Corporation, and for that sympathetic support I tender them my sincere thanks I am sorry that I was not able to be present at some of the meetings of the Corporation during the latter part of the year, having been called away from Bombay by duties connected with the Factory Commission

The work of the Corporation has increased enormously within the last few years We held 77 meetings of the Corporation during the past year against 55 meetings in the year previous There were 133 Committees and Sub-committees which had to be attended in the past year against 104 during 1906-07 The total number of meetings of Committees and Sub-committees held in the past year were 169 against 139 in 1906-07 Our able colleague Mr Wacha has prepared an interesting statement of the large increase of the work of Committees of the Corporation during recent years and I would refer you to it for full particulars

Apart from the increase in the quantity of the work of the Corporation, the variety and importance of several of the measures adopted has made the past year a somewhat marked one First and foremost I may mention the settlement of the question of Police Charges and Medical Relief We have also settled the long pending question of the future permanent constitution of the Health Department A scheme for the reorganisation of the Water Department has received the sanction of the Corporation A satisfactory compromise has been arrived at regarding the Corporation's liability in respect of the cost of overbridges across the B B & C I and G I P Railway Lines and thus the way has been made clear for an early removal of a much felt inconvenience of the public. The year also witnessed the inauguration of the Electric Tram Service

While regretting the sudden departure of Lord Lamington, we were delighted to welcome in our new Governor, a gentleman of wide culture vast experience and boundless sympathy His Excellency Sir George Clarke's words of warm appreciation of the work of the Corporation spoken in this hall not long ago will be fresh in your memory In conclusion, Gentlemen, I should not omit to acknowledge my obligations to our Commissioner, Mr Sheppard, to the Acting Commissioner Mr Edwardes, and also to our Secretary, Mr Masani

---

## પરિશિષ્ટ ૧

તા. ૧૮-૧૨-૦૭ના રોજ નામદાર મુમ્બઇ ગવર્નર સર જૅ્યાર્જ સિડનહામ ક્લાર્કને ઑ. મી. વિઠ્ઠલદાસે કૉરપોરેશનના પ્રમુખ તરીકે આપેલ ખાણા વખતે તેમણે નામદાર ગવર્નરની સનામતી લેનડાવતા કરેલુ ભાષણ

Your Excellency and Gentlemen —

It is my proud privilege this evening as President of the Municipality Corporation of this City, respectfully and cordially to welcome Your Excellency amongst us. The practice of offering hospitality is an *immemorial* and *cherished* feature of Indian life and thought But, there is in Your Excellency's case, the added feeling of special gratification and admiration at the manifest proofs already given of your warm and practical sympathy for this City and its people Your Excellency must have perceived that we are all proud of our City, and of what we consider, its appropriate motto ' Urubs Prima in Indis '. We are proud of its excellent geographical positon as the gate of India. We are proud of our beautiful harbour which gives convenience and safety to merchant shipping from all parts of the world and occasionally harbourage to ships of His Majesty's Navy We are proud of our magnificent docks which seem to be ever energetically extending to meet the yearly increasing demand We are proud of our trade which notwithstanding the vigorous competition of a neighbouring port, is rapidly increasing Nor are we less proud of our Mill industry which though it may slightly darken our City's horizon and interfere with its
ડુંગામા હિસાબ અ and gentlemen, you will I trust, pardon me,
આભાર માન્યો હતો representative of the mill industry, am not
વામા આવે છે —is nevertheless, the prime manufacturing

industry of India and particularly of this City which derives much of its wealth and importance from it Most of all, are we here proud of our Municipal Administration, which, thanks to the indefatigable and unselfish efforts of able and eminent Citizens and also to the excellent Officers, whom Government has been pleased to lend us from time to time as Municipal Commissioners, is acknowledged to be the best in India Although, we are so proud of our City, we are not unmindful of several of its defects It holds, we know, insanitary areas, where plague, malaria, Phthisis and other diseases find too ample food These, however, we are glad to think, are being gradually removed. In this hall, our attention has been seriously directed from month to month, to the improvement of our water supply, of our roads and of our drains Medical relief and Primary Education, the liability for which has devolved upon us by the important settlement lately effected in exchange for Police charges are receiving our careful attention

Speaking of education I may be permitted to invoke Your Excellency's sympathetic interest and support for the early completion of a project which is calculated to add to the educational and aesthetical advantages of our City I refer to the Museum of which the foundation stone was laid by their Royal Highnesses the Prince and Princess of Wales during their recent visit to this country and the success of which Your Excellency's esteemed predecessor Lord Lamington had much at heart but had to leave operations in their initial stages on account of his sudden departure from among us

We may open up large areas, destroy insanitary dwellings, improve our communications by tram and rail provide over-bridges, concentrate our trade near the docks, carry out reclamation schemes and provide building sites in the north of the island We may do all these things excellent in themselves But I do not see how the poor are to get their accommodation at a rental they can afford to pay unless the important public bodies take a practical interest in the subject The Municipal Corporation is quite ready to take the initiative and provide accommodation for its menial employees, if allowed to raise a long term loan. A fifteen-year loan as sanctioned by the Government of India, will be of little avail Then the Port

of this evening, His Excellency Sir George Sydenham Clarke, and may he have every success in his energetic, wise, and sympathetic administration of the affairs of this Presidency.

## પરિશિષ્ટ ૨

પોતાની સલામતી લેવડાવ્યા બદલ ઉપકાર માનવાનું ઑ. મી. વિઠ્ઠલદાસે કરેલું ભાષણ.

Your Excellency and Gentlemen,

I am very grateful to my friend, the Hon'ble Mr. Dunn, for the exceedingly kind way in which he has proposed the toast of my health and to you all for the cordial manner in which you have received it. I firmly believe that occasions such as this which bring the head of Government into social touch with the representatives of our civic life cannot but further the best interests of the City; and I would certainly have been failing in my duty if I had not given effect to this, my conviction especially with a Governor who attaches such great importance to personal intercourse as His Excellency Sir George Clarke.

At no time in the history of the Municipality has there been greater cordiality between Government and the Corporation than at the present time and therefore it was with all the greater pleasure that I have followed the idea of my predecessors in introducing social functions of this kind. I again thank Your Excellency and you, gentlemen, for kindly honouring the occasion by your presence.



# પ્રકરણ ૧૮ મું

## ઇલાકાની ધારાસભાની કામગીરી

### ( ઇ. સ. ૧૯૦૫ થી ૧૯૦૮ )

મુમ્બઇ ઇલાકાની ધારાસભામાં ઑ. મી. વિઠ્ઠલદાસની પસન્દગી સરકાર તરફથી ૧૯૦૩માં થયેલી હતી; તેમની કાર્યશક્તિ અને જાહેર હિતના કાર્ય માટેની ઉત્કંઠા જોઇને સરકારે તેમને ફરી ફરીને ૧૯૦૫ માં, ૧૯૦૭ માં અને ૧૯૦૯માં ઇલાકાની ધારાસભાના સભ્ય તરીકે નિયુક્ત કર્યા હતા. એ એમની અખંડિત પ્રતિષ્ઠા અને રાજ્ય પ્રત્યેની વફાદારીની ખાતરી આપનાર બિના છે. ધારાસભાના સભ્યોને એ સમયે ખાસ બહુ હક્ક મળ્યા ન હોતા. જ્યારે જ્યારે ધારાસભામાં ખર્ચના અને ઉપજના અડસટ્ટા સરકારી સભ્ય તરફથી રજુ થાય ત્યારે સભાસદો તેને ઉદ્દેશીને પોતાના વિચારો વ્યક્ત કરવા ભાષણો કરતા હતા.

ઑ. મી. વિઠ્ઠલદાસના એ ચાર વરસના—૧૯૦૫ થી ૧૯૦૮—બજેટ ઉપરનાં ભાષણો વાંચતાં આપણને જે બાબતો લક્ષ ખેંચે તેવી જણાયછે. તેની અત્રે ટુંકમાં નોંધ લેવી ઠીક થઇ પડશે.

ઇ. સ. ૧૯૦૫માં ૮મી જુલાઇના રોજ તેમણે બજેટ ઉપર ચર્ચા કરતાં જણાવ્યું કે—

( ૧ ) કેળવણી ખાતા માટે એ વરસમાં વધારાના પાંચ લાખ રૂપીઆની સવડ રાખવામાં આવી છે તે પ્રગતિસૂચક પગલું ગણાય; તેવીજ રીતે ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડસને ગ્રાન્ટ આપવા સારૂ સાત લાખ રૂપીઆ અલગ રાખવામાં આવ્યાછે તે ગામડાંને બહુ ઉપયુક્ત કાર્યમાં ખર્ચવા માટે સંગીન ફાળો બની રહેશે. એ વરસે રૂ. ૨૮૮૦૦૦ બે લાખ અઠ્યાશી હજાર મુમ્બઇના મ્યુઝિયમ માટે સરકારે મંજુર કર્યા હતા તે વાસ્તે પણ તેમણે સન્તોષ દર્શાવ્યો હતો.

સરકારે ખેતીના અખતરા અને ખેતીના શિક્ષણ માટે રૂ. ૫૫૦૦૦ અને મકાનો માટે રૂ. ૪૪૦૦૦ એ વરસે મંજુર કર્યા હતા તે વિષે તેમણે બહુ ઉત્સાહ ભરેલા શબ્દોમાં પ્રશંસા કરી હતી, અને ઇલાકામાં ખેતીવાડીની સ્વતન્ત્ર કૉલેજ ઉભી કરવા માટે ભલામણ કરી હતી. એવાં કાર્ય માટે હિન્દી સરકારે વીસ લાખ રૂપીઆ અલગ કાઢ્યા હતા તેમાંથી યોગ્ય

હિસ્સો એ કામ માટે મેળવવાનું બહુ મુશ્કેલ નહિ પડે એમ પણ સૂચવ્યુ હતું વળી ખેતીવાડીના પ્રદર્શનો ઇલાકામા જુદે જુદે સ્થળે ખેતીના મથકોમા ભરવાની ભલામણ પણ તેમણે કરી હતી

મહાબળેશ્વરમા જમીન પટ્ટે આપવાના કાયદામાંની કેટલીક કલમો અડચણ કરતા હોવાનુ તેમણે અગાઉ વિસ્તારપૂર્વક વિવેચન ધારાસભામા કર્યું હતુ તે અડચણો હજુ દૂર થઇ ન હોવાથી તે સમ્બન્ધી ટુકામા ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યુ હતુ કે—

"Even under the Cantonments Act, 1902, an Act which was specially to make better provision for securing house-accomodation for Military Officers in Cantonments, an admitted urgent necessity, it is provided under section 11 that no notice shall be issued under section 6, i e, to exercise the right of occupation for Military Officers if the house is occupied by the owner If the right of the owner, to occupy his own house is thus protected even by the Government of India is it unfair if we ask the same protection where the case is certainly less urgent?"

તે પછી તેમણે વ્યાપારી શિક્ષણ માટેની સંગીન સગવડ ઇલાકામા થવા માટે અતિ આગ્રહ ભરેલી માગણી રજુ કરી હતી એ માગણી કરતા તેમણે મુમ્બઇ શહેરમા તે સમયે ૧૯૦૨મા વ્યાપારી શિક્ષણની શી સ્થિતિ હતી તેનો ચિતાર આપ્યો હતો ૧૯૦૨મા સ્કૂલ ફાઇનલ પરીક્ષામા ઐચ્છિક વિષય તરીકે સરકારે પ્રાથમિક અંગ્રેજી નામુ, અને પ્રાથમિક અંગ્રેજી પત્રવ્યવહાર એ બે વિષયને સ્થાન આપ્યુ હતુ લંડન ચૅમ્બર ઑફ કૉમર્સની જે વાર્ષિક પરીક્ષા થાય છે તેના ઉપર સરકારે દેખરેખ રાખવાનુ કામ સ્વીકાર્યું હતું આ ઉપરાન્ત બયરામજી જીજીભાઇ ચૅરિટેબલ ઇન્સ્ટિટ્યુટ તરફથી વેપારી કૉલેજ જેવી સંસ્થા ચાલેછે, પણ તેમા પારસી સિવાય અન્ય કોમના વિદ્યાર્થીને દાખલ કરવામા આવતા નથી બેચાર ખાનગી વર્ગો મુમ્બઇમા લંડન ચૅમ્બર ઑફ કૉમર્સની પરીક્ષા માટે જોઇતુ શિક્ષણ આપવાનું કામ કરી રહ્યા છે પરન્તુ એક પણ એવી વ્યવસ્થિત સંસ્થા અહિં નથી કે જ્યા બધા વર્ગના વિદ્યાર્થીઓ યોગ્ય પ્રમાણની દોરવણી નીચે વ્યાપારી શિક્ષણ લઇ શકે

'Mr President is it not a matter of surprise that this Presidency, the commercial and industrial activities of which make other Presidencies envious and which make the City of Bombay proud of its position in the whole of the world, bearing as it

does the motto "*Urbs Prima in Indis*", commanding most of the Import and Export trade of Western India amounting to 132 crores of rupees excluding the enormous Home Trade which it is impossible to gauge even approximately, possessing one of the largest industries that India can boast of, I mean the cotton mills, is it not, Sir, a matter of surprise that such a presidency should have *remained till now in such a position?* I *do not* think it is at all necessary for me to dilate at any length in this council upon the necessity of Commercial Education. For instance, Germany alone with a population of 5,63,45,000 has 429 institutions for imparting Secondary and Higher commercial education.

આ દિશામાં સરકાર તરફથી કંઇ પ્રયાસ થતા નથી એમ મારૂં કહેવું નથી. છેક ૧૮૮૩ની સાલમાં " એજ્યુકેશન કમિશન " ની ભલામણો ઉપર અભિપ્રાય આપતાં હિન્દી સરકારે લખ્યું હતું કે–

"every variety of study should be encouraged which served to direct the attention of Native youths to industrial and commercial pursuits,"

તે પછી મદ્રાસ સરકારે જુદાં જુદાં શહેરમાં વેપારી શિક્ષણની સંસ્થા કાઢી હતી. આ વર્ષે બંગાલ સરકારે ૨૯૦૦૦ રૂપીઆ એવાં કામ માટે અલગ કાઢ્યા છે. મુમ્બઇ ઇલાકામાં કેળવણી ખાતાના વડા મી. જાઈલ્સ દર વરસે વાર્ષિક રીપોર્ટમાં આ પ્રશ્નનો ઉલ્લેખ કરતા આવ્યા છે; તેમજ આપણા ઇલાકાના માજી ગવ્હર્નર લૉર્ડ નૉર્થકોટે ઇ. સ. ૧૯૦૧માં યુનિવ્હર્સિટીના ચૅન્સેલર તરીકે આપેલાં ભાષણમાં આ વિષય ઉપર ઘણો ભાર મૂકયો હતો. તે ભાષણનો થોડો ભાગ આ રહ્યો.

"Accumulated wealth, prestige, habits and customs operate powerfully at home to maintain England's commercial supremacy; neverthelesst unless her men of business set their houses in order in good time, she will find it difficult to maintain her pre-eminent positon in the Commercial world. Here, in India, you have not that accumulated wealth or established position, although as I have said elsewhere, you have some great possibilities and advantages in the commercial struggle. But to hold the place you may aspire *to, Commerce should be as throughly taught and honoured as a study as any other of those branches of learning which an Indian University delights to honour.* ......... because, I wish this University, as the highest educational

authority in the Bombay Presidency, not to be backward in recognizing the growing practical importance of those branches of learnings "

આ રીતે પોતાની દલીલ સબળ અભિપ્રાયોથી મજબૂત કરીને તેમણે સરકારને એ સમ્બન્ધી વિચાર કરવાનો આગ્રહ કર્યો હતો પહેલી જરૂર સમ્પૂર્ણ રીતે સમ્પન્ન થયેલી વેપારી કૉલેજની તેમણે બતાવી હતી, અને બીજી જરૂરીયાત માધ્યમિક શાળાના અભ્યાસક્રમની નવી રચના વેપારી શિક્ષણ લેવા ધારતા યુવાનોની દૃષ્ટિથી કરવાની બતાવી હતી ઉપરાન્ત ખાનગી સાહસથી જે શાળાઓ વેપારી શિક્ષણ આપતી હોય તેને સારી મદદ આપવાની અગત્ય પણ તેમણે દર્શાવી હતી પોતાની લાક્ષણિક વ્યાવહારિક દૃષ્ટિથી તેમણે છેવટે જણાવ્યુ હતું કે આવાં કામમા વિદ્યાર્થીઓની પરીક્ષા કોણ લે અને કોણ પ્રમાણ પત્ર આપે તે બહુ અગત્યની વાત નહોતી માત્ર વેપારી શિક્ષણ વિદ્યાર્થીઓને મળે તેવી ગોઠવણ થવી જોઈએ તેમના શબ્દો આ રહ્યા—

"It matters very little to commercial men whether such examinations are held by Government and certificates given, or by the University and diplomas awarded All we desire is that easy patent means should be at the disposal of trained men to satisfy employers as to their qualifications "

આ રીતે પોતાનો આગ્રહ તેમણે બહુ વિસ્તારપૂર્વક વિવેચન સાથે સરકાર આગળ રજુ કર્યો હતો એ વિષયમા તેઓ આટલેથી અટક્યા ન હોતા વેપારી શિક્ષણની સંસ્થા મુમ્બઈમા ઊભી કરવાની એમની સતત કાળજી એટલી બધી હતી કે મોટે ભાગે તેમના પ્રયાસથી મુમ્બઈમા ૧૯૧૩મા સર સિડનહામ કૉલેજ ઑફ કૉમર્સ ઊભી થવા પામી હતી

એ વરસની ધારાસભામા તેમણે ૧૧મી જુનાઇના રોજ મુમ્બઈ મ્યુનિસિપલ ઍક્ટના સુધારાના કાયદા ઉપર પોતાના વિચાર તે કાયદાના પહેલા વાચન વખતે દર્શાવ્યા હતા અને મુમ્બઈના ઇટોના ફ્રેમવાળા મકાનોને મકાનની ઊભણીથી ૨૦ ફૂટ કરતા વધારે ઉંચા ન બાધવાની કલમ સામે તેમણે સખત વિરોધ તે વખતે દર્શાવ્યો હતો

---

બીજે વરસે ૪ સ ૧૯૦૬ના ઑગસ્ટ માસની ૧૮મી તારિખે ધારાસભામા એમણે બજેટ ઉપર જે ભાષણ કર્યુ હતુ તેમા મુખ્ય મુદ્દા પાચ હતા (૧) ઇલાકામા દુષ્કાળ પડે ત્યારે સરકાર તરફથી લેનારા અને લેવાયેલા પગલા વિષેની ચર્ચા,

(૨) ખેતીના ધન્ધામાં પ્રગતિ થાય તેવા અખતરા કરવાની નીતિની ચર્ચા, (૩) લામ્બા તારના કપાસની થયેલી હિન્દી પૈદાશના ઈંગ્લાંડમાં થયેલા વેચાણ સામેનો વિરોધ, (૪) મિલોના અને કારખાનાના મજુરોના કામ કરવાના કલાકો ઓછા કરવા સમ્બન્ધી લૅન્કેશાયરની ખટપટથી ઊભી થયેલી ખોટી સમજ વિષે ઉહાપોહ, અને (૫) મુમ્બઈની મ્યુનિસિપૅલિટીને શહેરની પોલીસ માટે આપવો પડતો ફાળો જતો કરી શહેરની ઍારિપટલો અને ઈતર દવાખાના મ્યુનિસિપૅલિટીની હુકમત તળે મૂકવાની માગણી.

દુકાળની સ્થિતિનો અહેવાલ રજુ કરતાં સરકાર તરફના રેવ્હેન્યુ મેમ્બરે કહ્યું હતું કે કેટલેક સ્થળે સરકારે મજુરીના કામો ઊભાં કર્યાં હતાં પરન્તુ તેનો લાભ બહુ માણસોએ નથી લીધો; કારણ કે લોકોમાં પ્રર્થસાધાત્ર ધૈર્ય, સહનશીલતા અને આત્મશ્રદ્ધાના તત્ત્વો વિકસ્યાં હોય એવું જણાય છે.

સરકારની આ માન્યતા ગેરવ્યાજબી છે તે બતાવતાં તેમણે જણાવ્યું હતું કે—

"It hardly seems to be probable that in the course of the last two or three years, the population had developed any extraordinary degree of self-reliance. I may also mention, for what it is worth, a report that the rate of wages at some of the relief works was too low to attract the people."

એટલેકે—એ ત્રણ વરસમાં લોકોમાં અસાધારણ પ્રમાણમાં આત્મશ્રદ્ધાનું તત્ત્વ વિકાસ પામે એ બહુ સમ્ભવિત જણાતું નથી. સાચું ખોટું તો જે હોય તે ખરૂં પણ લોકવદન્તી એવી છે કે સરકારે ઠરાવેલા મજુરીના દર એટલા બધા હલકા છે, કે તે દરથી મજુરી કરવા લોકો ભાગ્યેજ આવે.

ખેતીના અખતરાઓ માટે કરવાના ખર્ચ ઉપર પોતાના વિચાર દર્શાવતાં તેમણે જણાવ્યું હતુ કે—,

Any amount judiciously spent in this direction will indirectly repay itself manytimes over. It is not a kind of expenditure which can at once show concrete results.

ખેતી પાછળ થયેલું ખર્ચ વ્યર્થ જતું નથી; તે અનેક રીતે પાછું વળી આવેછે; જોકે તેનો લાભ મૂર્ત સ્વરૂપે તરતજ જણાતો નથી. એટલું જણાવી તેમણે એક દૃષ્ટાંત કરી હતી કે ગયે વરસે સિન્ધમાં ઇજીપ્શીયન કપાસ અખતરા રૂપે જે ઉગાડવામા આવ્યો હતો. તેનો બધો ફાલ પૅક કરી લંડનની બજારમાં વેંચવા સારૂ મોકલી આપવામાં આવ્યો એ જબરી ભૂલ ગણી શકાય. એ બાબત તેમણે મિલ માલિકના મંડળમાં વાર્ષિક સભામાં જે શબ્દો ઉચ્ચાર્યા હતા તે ફરીથી ધારાસભામાં ટાંકી બતાવ્યા હતા કે—,

"Apart from the monetary consideration, it is a matter for regret that none of that cotton found its way into the open market of Bombay. If it had been sold here, many permanent advantages, both to the cultivators and to our industry must have been gained. Only about a thousand bales were produced last year and the cultivation was spread over a very scattered area. The facilities of transit were limitted and all other circumstances were such that the realisation to the cultivators was below what it ought to have been if offered in the central market. Those who were on the spot had the advantage, as it was not worth-while for the consumers on this side to send out a special cotton-selector for such a small quantity. The result has been that owing to the cotton not having been largely tested in the Indian Mills, neither the cotton merchants, nor the manufacturers have any very clear idea as to its real worth. Apart from the loss to the industry, I do not think that this position is to the interest of the cultivators, who failed to get the benefit of the central market."

આ જાતની ફર્યાદ મિલમાલિકના મંડળમાં એમણે કરી હતી; તે પછી Cotton Growers' Association ના પત્ર ઉપર સરકારી ઠરાવનો મુસદ્દો પ્રકટ થઇ ગયો હતો; અને તેમની ફરીઆદમાં વજુદ છે એમ સ્વીકારવામાં આવ્યું હતું.

મિલોમાં અને કારખાનામાં કામ કરનારા મજુરોને સખત મેહનત કરવી પડેછે તેવી ફર્યાદ માટે તેમણે સ્પષ્ટ જણાવ્યું હતું કે જે સમજ એ બાબતમાં માંચેસ્ટર તરફથી ફેલાયેલી જણાય છે તે વાસ્તવિક નથી અને તેની તપાસ માટે એક કમિશન નીમવાની તેમણે માગણી કરી હતી. એમના કેટલાક વાક્યો અત્રે ઉતારીએ—

In any case, it is clear that, as on previous occasions the agitation in England is inspired more by self-interest than by sincere concern for the well-being of Indian mill-hands The Bombay Millowners' Association have the fullest confidence that Your Excellency's Government will treat this question with absolute impartiality and protect our interests and those of the work-people against the designs from our friends on the other side. ... ... ... All that we desire is fair treatment; and I earnestly appeal to Your Excellency to institute a public inquiry into the whole question.

છેવટે, મુમ્બઇ મ્યુનિસિપૅલિટી ઉપર પોલિસના ખર્ચનો બોજો રાખવામાં આવ્યો છે અને હૉસ્પિટલ દવાખાના વગેરે માટે ખર્ચ કરવાની સત્તા મ્યુનિસિપૅલિટીને હોવી જોઇએ તે નથી. તે બાબત લમ્બાણપૂર્વક વિવેચન તેમણે કર્યું હતું. તે વિવેચન ઘણું સચોટ અને અર્થપૂર્ણ હતું.

The last matter that I may be allowed to refer to is the question of medical relief for the city of Bombay. My friend, the Honourable Sir Pherozeshah Mehta, in one of his speeches in the Council, went into the history of apportionment of Police and medical expenditure between the Municipal Corporation and Government with a fullness of knowledge and authority to which I can lay no claim. The question has been hanging fire for several years past, and the present position is that Government are not willing to increase the much needed expenditure on medical relief in the City of Bombay, while the Corportion, though willing, do not consider themselves justified in incurring expenditure on an object the responsibility of which lies on the Government of Bombay.

The need for increased medical relief was forcibly brought to my notice when, as member of the Committee to enquire into the requirements of the Gokuldas Tejpal Hospital, I found from the evidence of the Chief Medical Officer in charge that, apart from the minor requirements to complete the equipment of the present hospital, there is great necessity for substantially extending the accomodation One is grieved to hear from such an authority that every day a number of patients seeking relief have to be refused admission and what is worse, that often patients in the convalescent stage have to be discharged to make room for others whose cases require urgent attention

* * * *

That on the one hand the Corporation has to pay for the maintenance of the Police over which it has no control, a charge which is foreign to the character of its constitution and which it considers simply as a burden and a serious grievance. On the other hand, it is relieved of the responsibility of medical relief, a responsibility which is more in accord with its general functions. I am quite sure, that by an equitable re-arrangement, if medical relief be transferred to the Municipality, it will increase in response to the needs of the City, partly owing

to a general desire of the Corporation to provide such relief, and to a great extent by the pressure of the rate-payers on their representatives. A combination of these factors will surely give a much desired medical relief to the population at a considerably larger expenditure than Government are prepared to undertake. An additional reason may be found in the fact that a number of offers from charitable persons for the institution and maintenance of free dispensaries which, until now, have had to be rejected, may be availed for the benefit of the inhabitants of the City."

---

ઈ. સ. ૧૯૦૭ ની ધારાસભામાં તા. ૨૨-૬-૦૭ના રોજ બજેટ ઉપર ભાષણ આપતી વેળા એમણે નીચેના વિષયોની ચર્ચા કરી હતી.

(૧) બજેટમાં મંજુર થયેલી રકમો પૂરેપૂરી ખર્ચાતી નથી; અને વરસ આખરે તે જતી કરવી પડેછે. કેટલીક બાબતમાં ખર્ચ કરવાના અને નિમણુક કરવાના અધિકાર ઈંગ્લાંડમાં હિન્દી પ્રધાનની ઑફિસ પાસે રહેલા હોવાથી હુકમો મેળવતાં વિલમ્બ થાય છે. તે માટે અધિકારો "લોકલ ગવર્નમેન્ટ" ને મળવાની માગણી થવી જોઇએ.

(૨) સિન્ધુ નદીમાં નહેરો ખોદવાની યોજનાના ભવિષ્ય ઉપરની ચર્ચાઃ લામ્બા તારના કપાસના પાક વિષે રખાતી આશાઃ ગયે વરસે લામ્બા તારના કપાસના પાકના વેંચાણ સમ્બન્ધી કરેલી ફર્યાદ ઉપરથી આ વરસે થયેલી યોજના માટે સન્તોષ દર્શાવવામાં આવ્યો હતો.

(૩) મજુરોની સ્થિતિ વિષે ચર્ચા કરતાં આરોગ્યના જ્ઞાનનો પ્રચાર કરવા નિષ્ણાત દેશી માણસોની નિમણુક કરવાની હિમાયત.

(૪) કેળવણી વિષે બોલતાં હુન્નર કળાના શિક્ષણનો સારો બન્દોબસ્ત થતાં પહેલાં—ધ્વાકામાં હુન્નર ઉદ્યોગના શિક્ષણની તપાસ વગદાર અને નિષ્ણાત મંડળી દ્વારા થવાની જરૂર બતાવવામાં આવી હતી.

"Your Excellency, we have two objects to keep in view in the development of Industrial Education for which the grant is made. We have first to diffuse an improved knowledge of their own trades and handicrafts among the people. For this purpose, a wide organisation is required which will first ascertain the methods in vogue and then seek and suggest means of introducing easily practicable improvements on them. It is unnecessary to point out the importance of an Industrial

survey for such a purpose and the fact that the Government of Madras and the United Provinces have appointed already *responsible officers to make such inquiries in their provinces,* should encourage us to move forward in the same direction If every artizen who earns eight annas a day is enabled to earn ten annas the total gain to the community will be considerable"

એજ વરસમા તા ૨૪-૬-૦૭ ના રોજ "સીટી ઇમ્પ્રુવમેન્ટ ઍક્ટ" પસાર થવાનો હતો તે કાયદા ઉપર તેમણે વિવેચન કરતાં જણાવ્યુ હતું કે મિલમાલિકો અને કારખાનાના માલિકોના સહકારથી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ ગરીબ મજુરોને સસ્તા ભાડાના મકાન પૂરાં પાડવાની યોજના પાર પાડી શકશે તે માટે ટ્રસ્ટે નાણા ધીરવા જોઈએ, અને વ્યાજનો દર પણ નીચો રાખવો જોઇએ

---

ઇ સ. ૧૯૦૮ મા ઇનાકાની ધારાસભામા બજેટ ઉપરનુ તેમનુ ભાષણ તા ૨૦-૬-૦૮ ના રોજ થયું હતું એ વરસના બજેટમા કેટલાક ખાતાં માટે—બહુ વિચાર કરીને ખાસ ખર્ચની રકમ મંજુર કરવામા આવી હતી તે માટે તેમણે સન્તોષ દર્શાવ્યો હતો જુદે જુદે પચ્ચાસ સ્થળે "ટોલ ટૅક્સ" નામનો કર કાઢી નાખવાની ઉદારતા સરકારે બતાવી હતી તે માટે પણ સન્તોષ બતાવવામા આવ્યો હતો

Your Excellency, the feature of this budget which is mos striking is the judicious choice that has been made of the objects for special expenditure in the Budget The abolition of tolls at 50 toll bars in the presidency is sure to prove extremely beneficial to the poor and I welcome the desire of Government, to extend the policy as circumstances permit Education in all its stages, sanitation and the lower grades of the administration which are most in contact with the people—all have claimed the attention of Government and these *are objects* every rupee spent on which will directly add to the prosperity and contentment of His Majesty s subjects in this Presidency"

ત્યાર પછી નીરા નદીના પ્રદેશમા થઇ રહેલા શેરડીના વાવેતરના અખતરા માટે પણ તેમણે સન્તોષ જાહેર કર્યો હતો, અને જણાવ્યુ હતુ કે

'એ અખતરો સફળ થતાં તેનુ વાવેતર મોટા પાયા ઉપર ચાલુ કરવા કોઇ બૅન્કના વ્યવસ્થાપકો પણ આગળ પડશે આ દિશામા હુ હમણા

વિચાર કરી રહ્યો છું. બીજા દેશોમાં ખેતીના કામે નાણાંની જોગવાઈ કેમ થાય છે તેને લગતાં પુસ્તકો વાંચતા મને જણાયું છે કે આવા અખતરા સફળ થવા માટે ત્રણ પ્રકારની સગવડની જરૂર છે-(૧) સરકારની સહાયથી ઓછા વ્યાજે મેળવેલી મુડી; (૨) ઋતુની અસ્થિરતાને લીધે સદન્તર નાશ ન પામે એવા પ્રકારની નિયમિત ખેતીની પેદાશની ખાતરી, અને (૩) કો-ઑપરેટિવ ક્રેડિટ સોસાઇટીનો મોટા પાયાઉપર વિસ્તાર. જો સરકાર ગમ્ભીરતાથી એ બાબત હાથમાં લે તો પહેલી સવડ તો લભ્યજ છે; હિન્દુસ્તાન જેવા દેશમાં બીજી સવડ નદીઓની નહેરોના વિસ્તારથી મેળવી શકાય તેમ છે. ”

આ વિષય ઉપર ત્રીજી સવડ વિષે બોલતાં તેમણે પોતાની-ખેતીવાડીની બૅન્કની યોજના વિષે કેટલીક વાત ધારાસભામાં રજુ કરી દીધી હતી.

"With regard to the third condition it is gratifying to note that the Registrar of the Co-operative Credit societies has been able to show satisfactory progress in this Presidency. I have taken some interest in our societies and I think that their usefullness can be very greatly increased if a Central Bank is established to help them. I may mention here that I have drawn up a scheme, under which State-aid can be given to such a bank, without the slightest risk of loss. I have not been able to bring forward the matter before Government uptil-now owing to my absence from Bombay, and I am encouraged by the remarks contained in the financial statement to hope that when the scheme comes before Your Excellency's Government it will receive sympathetic consideration".

ખેડુતોની નાણાંભીડની મુશીબત ખાનગી શરાફોની મદદથી કદિ પણ ટાળી શકાય નહિ. નીરા નદીના પ્રદેશમાં શેરડીના વાવેતરો કરવામાં સરકારે નાણાંની મદદ કરેલી છે, તે ખાનગી સાહસની વચ્ચે આવવા જેવું કર્યું છે એમ કેટલાક માનેછે; પરન્તુ આ ફરીઆદ કરનારને ક્યાં ખબર છે કે જાપાન અને જર્મની જેવા પ્રગતિવાન દેશોમાં પણ ખેતીની બૅન્કોને રાજ્ય તરફથીજ મોટી મદદ મળ્યા કરેછે. એ મતલબનું છેવટનું ભાષણ તેમણે કર્યું હતું.

"Those who made the complaint could not be aware of what is being done in such progressive countries as Germany and Japan by way of starting or subsidising Agricultural Banks. Private enterprise alone can never solve the problem

of organising Agricultural Credit on sound and stable basis. I am glad to know that reference is made to the Agricultural Bank of Egypt, which, everybody knows, could never have been started without substantial help from the state. If even in a country like Germany, where Co-operative methods have been applied with great success to almost every branch of industrial and economic activity, State-help was needed to start and maintain such institutions, the need for it in India must be, and is ten times."

---

ઇ. સ. ૧૯૦૯માં "મોર્લેમિન્ટો" રાજકીય સુધારાનો કાયદો મે: માસમાં પસાર થયો. એ નવા સુધારા પ્રમાણે પહેલી ધારાસભાના સભાસદો ૧૯૦૯ના ડિસેમ્બર માસમા ચુંટાઇ ગયા; સરકાર તરફથી શેઠ વિઠ્ઠલદાસની પસન્દગી ધારાસભાના સભ્ય તરીકે ડિસેમ્બર માસમાં થઇ; તેમની પસન્દગી કર્યાના ખબર આપવાના પત્રમાં નામદાર ગવ્હર્નરના સેક્રેટરીએ જણાયું હતું કે—

"His Excellency has selected him for the honour as a loyal subject and he trusted that he would discharge the duties imposed upon him in a truly patriotic and loyal manner."

નવા રાજકીય સુધારાના કાયદા પ્રમાણે મુમ્બઇ ઇલાકાની ધારાસભામાંથી બે સભ્યોને કલકત્તાની વડી ધારાસભામાં ચુંટણી કરીને મોકલવાનું ઠર્યું હતું. ઑ. સર વિઠ્ઠલદાસને તેમના મિત્રોએ જણાવ્યું હતું કે વડીધારાસભામાં વેપારીઓના અને ઔદ્યોગિક કારખાના ચલાવનારાના વિચારો રજુ કરવા સર વિઠ્ઠલદાસે તે ધારાસભામાં દાખલ થવું જોઇએ એ વિચાર તેમણે સ્વીકારી લીધો અને જો કે પોતે ડિસેમ્બર માસમાંજ ઇલાકાની ધારાસભામાં પસન્દ થયેલા જાહેર થયા હતા; અને જાન્યુઆરીમાં તો નવી ચુંટણી માટે ઇલાકાની ધારાસભા મળવાની હતી; તો પણ તે ટુંકા સમયમાં જેટલી તૈયારી થઇ શકે તે એમણે પોતાના ચીવટ ભરેલા સ્વભાવ પ્રમાણે કરી લીધી. મુમ્બઇ ઇલાકા તરફથી બે પ્રતિનિધ ચુંટવાના હતા, પણ એ ચુંટણી માટે ત્રણ ઉમેદવાર બહાર પડ્યા હતા; (૧) ઑ. મી. ગોપાળ કૃષ્ણ ગોખલે, (૨) ઑ. મી. સી. એચ. સેતલવાડ, અને (૩) ઑ. સર વિઠ્ઠલદાસ.

મત મેળવવા માટે બહુ રસાકસી ચાલી હતી; ઑ. મી. ગોખલેની પ્રતિષ્ઠા તો અપૂર્વ હતી એટલે એઓશ્રી તો ચોક્કસ ચુંટાયજ; ખરી

હરીફાઇ હતી શ્રી સેતલવાડ, અને સર વિઠ્ઠલદાસ વચ્ચે. પોતાના મિત્રને એ ચુંટણી સમ્બન્ધી પત્ર લખતાં સર વિઠ્ઠલદાસે લખ્યું હતું કે—

"For the two seats, there are three candidates, Messers Gokhale, Setalwad, and myself. Mr. Gokhale is sure to succeed as he should; and the contest will be between Mr. (Now Sir Chimanlal) Setalwad and myself. Mr. Setalwad is getting strong support from the elected members and especially those who hold advanced views; while my chief supporters are the nominated members of the Council, as they are of opinion that a gentleman of my views representing as I do the merchantile interests of this Presidency should go to Imperial Legislative Council."

તે વખતે એક માણસ પોતાના બન્ને મત એકજ ઉમેદવારને આપી શકે તેવો કાયદો હતો. તેથી સર વિઠ્ઠલદાસના મિત્રોએ એ છૂટનો ઉપયોગ કર્યો હતો; અને મુમ્બઇ ઇલાકાની ધારાસભાની પહેલીજ બેઠકમાં જાન્યુઆરી માસમા (૧૯૧૦) થયેલી ચુંટણીમાં ઑા. મી. ગોખલે અને સર વિઠ્ઠલદાસની ફત્તેહ થઈ.

તેથીજ સર વિઠ્ઠલદાસ તે સમયથી ઇલાકાની ધારાસભાના સભ્ય મટી ગયા અને વડી ધારાસભાના સભ્ય બન્યા. આ રીતે ઉપરના ક્ષેત્રમાં એમણે પ્રવેશ કર્યો એ કારણને લીધે એ દિવસથી એમની ઇલાકાની ધારાસભાની કામગીરી પૂરી થઇ હતી.

---

## પ્રકરણ ૧૯ મું.

### ઔદ્યોગિક દૃષ્ટિ.

ધારાસભાની કામગીરીની વાતને બાજુએ મૂકી આપણે જરા પાછા જઇએ; અને શેઠ વિઠ્ઠલદાસના જીવનની અન્ય પ્રવૃત્તિ ઇલાકાની ધારાસભાની કામગીરી દરમ્યાન કયા કયા ક્ષેત્રમાં ચાલી રહી હતી તેનો ખ્યાલ લઇએ. એ સમય એમના આરોહણનો હતો. તેથી એમની પ્રવૃત્તિનો વાસ્તવિક ખ્યાલ લેવા આપણે જુદાં જુદાં ક્ષેત્રમાં અવલોકવું પડશે; અને તેથી કેટલીક વાર આગળ જઇ પાછળ ફરવાની પદ્ધતિ સ્વીકારવી પડશે.

ઑ. શ્રી. વિઠ્ઠલદાસને ઇ. સ. ૧૯૦૪ માં જાણે અખૂટ કાર્યશક્તિ પ્રાપ્ત થઇ હોય તેમ તેઓ એ વરસમાં ખૂબજ કાર્યમાં વ્યાપૃત રહેતા હતા મુમ્બઇની મ્યુનિસિપલ કૉરપોરેશની સ્ટૅન્ડિંગ કમિટીમાં તે સરનશીન હોવાથી એ વરસમાં તેના વહિવટમાં ઘણો સમય તેમનો રોકાતો હતો. હિન્દી મહાસભાનું મુમ્બઇનું પ્રદર્શન તો તેમને ગળે લાગ્યુંજ હતું. ઇલાકાની ધારાસભાના પ્રશ્નોમાં તેઓ રાજદ્વારી ક્ષેત્રની વેપારદૃષ્ટિ કદિ સંકેલી રાખવાનું પસન્દ કરતા નહિ એટલે તે દિશાનું કામ પણ સારી પેઠે રહેતું હતું. એજ વખતે એમની દૃષ્ટિ હિન્દુસ્તાનના નવા ઉદ્યોગ તરફ વળી હતી. એમને પ્રતીતિ થઇ હતી કે હિન્દુસ્તાનના ઘણા ભાગમાં પૃથ્વીના પેટમાં અઢળક વિભૂતિ પડેલી છે. શાસ્ત્રીય રીતે એ દિશામાં શોધ ખોળ ચલાવી ખનિજ દ્રવ્યોને બહાર લાવવાના પ્રયાસ કરવામાં આવે તો આ દેશમાં મોટા ઉદ્યોગ ઊભા થવાનો સમ્ભવ છે. એમણે આ વિચારથી હિન્દુસ્તાનના જુદા જુદા વિભાગની જમીનના પ્રકાર સમજી લેવા સારૂ "સર્વે રીપોર્ટો" અને સરકારી સર્વે ખાતાં તરફથી પ્રકટ થયેલા નકશા અને ચાર્ટ મંગાવ્યા હતા. ૧૯૦૪ના જુલાઇ માસમાં તેમણે જામનગર રાજ્યના દીવાન સાહેબ ખા. બા મેરવાનજી આટેબેને લામ્બો પત્ર લખી જામનગર રાજ્યની હદમાં ખનિજ પદાર્થોની તપાસ કરી તેનો ઉદ્યોગ ચલાવવા માટે ત્રીસ વરસના પટ્ટાની પરવાનગી માગી હતી. ઑ. શ્રી. વિઠ્ઠલદાસ એમ માનતા હતા કે કાઠીઆવાડના પ્રદેશમાંથી નિષ્ણાત ભૂસ્તરશાસ્ત્રીની સહાયથી કદાચ સોનું ચાંદી, કોલસા કે ઘાસલેટ મળવાનો સમ્ભવ છે, અને જો એવો એકાદ ઉદ્યોગ ઊભો થવા પામે તો કાઠીઆવાડના રાજ્યને અને પ્રજાને સારો લાભ મળે. એ પત્રમાં તેમણે એમ પણ લખ્યું હતું

કે હું જામનગર સાથે નિકટ સમ્બન્ધ ધરાવું છું; તથા તે રાજ્યનો હું વતની છું તેથી મારી ઇચ્છા છે કે પહેલી તપાસ એ રાજ્યની જમીનમાં કરવી અને પછી બીજા પ્રદેશમાં તેને વિસ્તારવી. આ પત્ર નામદાર જામસાહેબ પાસે દીવાન સાહેબે રજુ કર્યા પછી એટલું બન્યું છે કે જામનગર રાજ્યની ભૂસ્તર તપાસ સારા નિષ્ણાત મારફત થયેલી છે અને એ બાબતનું સુન્દર માહિતીપૂર્ણ પુસ્તક રાજ્ય તરફથી પ્રકટ થયુંછે. જામનગર રાજ્યમાં એમણે ખનિજ દ્રવ્યો માટે બહુ કોશીષ કરી હોય તેવું જણાતું નથી; પરન્તુ ઇ. સ. ૧૯૦૫માં મી. બીલ્લા નામનો એક ભુસ્તરશાસ્ત્રનો નિષ્ણાત તેમને મળી આવેછે અને તે નિષ્ણાતની સલાહ અને મદદથી ઇ. સ. ૧૯૦૫માં વાંકાનેર ( કાઠીઆવાડ ) રાજ્યમાં ખનિજની તપાસ કરવાનું મી. શેઠ વિઠ્ઠલદાસ હાથપર લેછે. તે સમયના વાંકાનેરના ઠાકોર સાહેબ અને તેમના કારભારી સાહેબ મી. નાથાભાઇ એ બાબતમાં સારો રસ લેતા હતા. મી. વિઠ્ઠલદાસ પોતે જાતે ૧૯૦૫ના ઑગસ્ટ માસમાં ભાઇ પુરુષોત્તમ વિશ્રામ સાથે વાંકાનેર જાય છે. ત્યાં જઇ કયે સ્થળે ખોદકામ કરવું તે નક્કી કરેછે અને પાછળથી રાજ્ય સાથે વખતો વખત એ બાબત પત્ર વ્યવહાર ચલાવે છે. મી. બીલ્લાને પણ ત્યાં મોકલેછે. આ મી. બીલ્લાને પછીથી મહાત્મા બીલ્લાના નામથી ઓળખવામાં આવતા હતા.

બીજી તરફ જલાલપુર ડિસ્ટ્રિક્ટમાં હોસંગાબાદની આસપાસ કોઇ ખનિજ દ્રવ્યની શોધ એમણે મી. બીલ્લાને રોકીને કરાવી હતી. એ સ્થળે મોટો ખનિજનો ઉદ્યોગ ઉભો થશે એમ મી. ડબ્લ્યુ પેન્ડલબરીને પત્રથી જણાવેછે અને ઇ. સ. ૧૯૦૫ના ડિસેમ્બર માસમાં "કૉન્ગ્રેસ" માં અને "ઇન્ડસ્ટ્રીઅલ કૉન્ફરન્સ" માં ભાગ લેવા તેમને જવાનું હતું ત્યાર પહેલાં એ ખાણોવાળા જંગલની મુલાકાત લઇને પછી બનારસ જવાનું તેમણે પસન્દ કર્યું હતું

તા. ૭-૧૨-૦૫ ના એક પત્રમાં તો તેઓ સ્પષ્ટ જણાવેછે કે મહાત્મા બીલ્લાએ કોલસાની અને ઘાસલેટની ખાણ ચોકસ શોધી કાઢીછે અને કૉન્ગ્રેસની બેઠક ખતમ થયા પછી તેઓ એ કાર્યમાં પોતાનો બધો સમય આપશે.

ખનિજના ઉદ્યોગને દેશમાં દાખલ કરવાની એમની વૃત્તિ ઘણા જોસથી ઇ. સ. ૧૯૦૫-૬ માં ધમધમાટ કરતી હતી. નિઝામ હૈદ્રાબાદના પ્રદેશમાં અને રાજપીપળા સંસ્થાનમાં કાપડની મિલો ઉભી કરવાની એમની ઉત્કટ ઇચ્છા જાગી હતી, તે પણ ખાણના ઉદ્યોગને સજીવન કરવાની ઇચ્છા આગળ મોળી પડી ગઇ હતી. તે વરસોમાં બધી શક્તિ

એ ખાણોમા તેમણે કેન્દ્રિત કરી હતી ગોઆમા, શાહપૂર * ( Betul District ) મા, સંયુક્ત પ્રાન્તમા, મધ્ય પ્રાન્તમાં, દક્ષિણ મહારાષ્ટ્ર (બેલગામ ) મા ( ઈ. સ ૧૯૦૭ ) અને દક્ષિણના દેશી રાજ્યોમા ખનિજ દ્રવ્યોની શોધ ચલાવવાના લામ્બી મુદતના પટ્ટા મેળવવાની માગણીઓ તેમના તરફથી થઇ હતી

ઈ સ ૧૯૦૫-૦૭ મા હિન્દુસ્તાનમા ભૂસ્તરશાસ્ત્રનું જ્ઞાન હાલ જેટલુ વિકસિત પામ્યુ નહોતુ મી ટોનૅન્ડ નામના સરકારી ભૂસ્તરશાસ્ત્રી પાસે જે ચારા કામ કરનાર હત તેમાથી એકના ભનામણ એમની પાસે આવી હતી તે વખતે જમીન તપાસવાના ઓજારો અને વૈજ્ઞાનિક ઉપકરણો હાલના ઉપકરણો જેટલા સફળ અને ચોક્સ નહોતા વળી ખનિજનો ઉદ્યોગ પહેલા તબક્કામા નસીબના તત્ત્વવાળો હોય છે, અનેક સ્થળે અખતરા કર્યા પછી કોઇ સ્થળે ઉપયોગી ખનિજ લાધેછે જો એ સ્થળને ખોળ્યા પછી એક સ્થળમાથી ખનિજ લાધેછે તો તો નવાણુ સ્થળની ખોજ પાછળ ખર્ચેલો પૈસો, સમય બરબાદ ગયો ગણાતો નથી, પરન્તુ એ સ્થળમા કામ કર્યા પછી તદ્દન નિષ્ફળતા આવેછે ત્યારે તે ધન્ધો સોએ સો ટકા ખોટનો ગણાયછે આ રીતે બે વરસ સુધી ખનિજના ઉદ્યોગ પાછળ બહુ મથ્યા પછી મી વિઠ્ઠલદાસે એ ધન્ધો કેટલીક ખોટ ખમીને જતો કર્યો જણાય છે, તો પણ એ ધન્ધા માટે તેમને છેવટ સુધી મોહ અને આકર્ષણ રહ્યા હતા †

૧૯૦૫ મા કલકત્તામા અખિલ ભારતવર્ષીય ઔદ્યોગિક પરિષદના પ્રમુખ તરીકે એમણે બહુ મનનીય ભાષણ કર્યું હતુ તેમાં એક મુદ્દો પરદેશી મૂડીથી હિન્દમા મહાન ઉદ્યોગો ચાલુ કરવા વિષે હતો તેમ કરવામા હિન્દનુ હિતાહિત કેટલુ સમાયેલુ છે તેની પર્યેષણા કરતાં કરતા તેમણે એક સાચા દેશભક્તને છાજે તેવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે હિન્દની ખનિજ સમ્પત્તિ ધરતી માતાના પેટમા ભલે લામ્બો વખત પડી રહે, પરન્તુ તે સમ્પત્તિ પરદેશી મૂડીની સહાયથી ખોદી કાઢવાની યોજના કોઇ કાળે હિન્દને લાભકારક થવાની નથી.

---

* My Dear Pendulbury 10th April 1907

I am sorry I have not written to you for some time past owing to pressure of work. I may inform you that Mr Lake our Mining Superintendent at Shahpura has *reported favourably* about the prospects of coal in the Shahpura District and the boring operations are already commenced.

About manganese at Nagarghally I have already applied for the lease but not received any reply from the collector of Belgaum"

† ૧૯૨૦-૨૧માં પંજાબ અને સરહદના પ્રદેશમાં ખનીજો માટે શોધખોળ કરવાની પણ મેળવવાની તજવીજ તેમણે કરી હતી. પત્રવ્યવહાર નિયમિત પણ ચાલ્યો હતો. પણ તેમાં તેમને સફળતા પ્રાપ્ત થઈ ન હોતી.

એમના વિચારનું અને મનનનું વળું તે સમયમાં ઔદ્યોગિક પ્રવૃત્તિઓ દ્વારા દેશોન્નતિ સાધવા તરફ ઢળ્યું હતું એ વાત ચોક્કસ છે. ખનિજ સમ્પત્તિનું ઉદ્‌ઘાટન તે સમયે શક્ય ન લાગ્યું એટલે તે જતું કરી તેમણે પોતાનું લક્ષ વણાટના ઉદ્યોગ ઉપર અને હુન્નર ઉદ્યોગના તથા વેપાર વણજના વિકાસ માટે જોઈતી મૂડીની સવલત ઉપર દોર્યું હતું.

એ સમયનો રંગ પણ દેશભક્તિ પ્રેરે તેવો હતો; વકીલો, ડૉક્ટરો અને શિક્ષકો પણ હુન્નર ઉદ્યોગના વિકાસથી પરદેશમાં ઘસડાઈ જતી અઢળક દોલતની નદીને ખાળવા પ્રયત્નો કરી રહ્યા હતા. લૉર્ડ કર્ઝન હિન્દમાં વાઇસરૉય હતા; એમણે બંગાલા ઈલાકાના ભાગલા કરવાની યોજના અમલમાં મૂકી હતી. આખો દેશ ખળભળી ઉઠ્યો હતો. બંગાલામાં સુરેન્દ્રનાથ બૅનરજી (પાછળથી જે "સર બૅનરજી બની સરકારી પ્રધાન બન્યા હતા) મુકુટ વગરના રાજા બન્યા હતા. લોકો એમની આગેવાની નીચે સ્વદેશીની ચળવળ જોરથી ચલાવી રહ્યા હતા. "બૉયકૉટ" શબ્દનો પ્રયોગ હિન્દી ભાષામાં તે સમયે પ્રચલિત થયો હતો. સ્વદેશી માલ પ્રત્યેનો પ્રેમ લોકોમાં ચળવળના બળથી ઠીક જાગ્યો હતો. અમદાવાદ અને મુમ્બઈની મિલોમાં ધમધોકાર કામ ચાલી રહ્યાં હતાં. સુરેન્દ્રનાથ બૅનરજી, બીપીનચન્દ્ર પાલ, બાલ ગંગાધર તીલક અને લાલા લજપતરાય– દેશના જુદા જુદા ભાગમાં સ્વદેશી પ્રચાર વાસ્તે મોટી ચળવળ કરી રહ્યા હતા. ઇ. સ. ૧૯૦૫ના સપ્ટેમ્બરમાં મુમ્બઈ સરકાર તરફથી ઑ. મી. વિઠ્ઠલદાસને ખાનગી રીતે પૂછવામાં આવ્યું હતું કે દેશમાં ચાલી રહેલી સ્વદેશીની ચળવળની અસર ઉદ્યોગ ઉપર કેવા પ્રકારની થયેલી છે તે સમ્બન્ધી તેમણે પોતાનો અભિપ્રાય મોકલવો. એમણે એ વખતે આપેલો અભિપ્રાય જાણવા જેવો હતો.

"The immediate effect of the Swadeshi-Movement on the produce of the Bombay mills was an enormous increase in the demand and the consequent rise in the prices. During the last six or eight weeks it is estimated that over 100,000 bales of cloth have been purchased from the presidency by the Calcutta merchants. This is my estimate, but some of my friends think that probably the actual figure is much higher. My opinion is that the ordinary demand has overtaken the supply as has been proved by the steady market and increased prices during the last year. From 5000 to 9000 looms were put in during the past year, and I think an equal number, if not more, has been on order. This naturally strong position of the cotton manufacturer,

added to by the unusual demand created by the Swadeshi movement in Calcutta has brought about unprecedented high prices and the profits of Bombay mills for some months to come are expected to be as high as those were experienced during the last ten months ... ... ... *I have no faith in the staying power of the Swadeshi movement. India is not and will not be, for years to come, capable to supply the Indian demand, and the Swadeshi movement must eventually fail either by a subsidence of the present ferment or the abnormal rise in the price of Indian goods. At the same time I am of opinion that in any case, it will have some permanent advantage in favour of Indian production*"

સાર—"ગયા વરસમાં માલની કીમત ઉંચી ગઇ અને તેજ ભાવે બજાર સ્થિર બની, રહી હતી, તેપરથી સમજાય છે કે માલની ઉપજ કરતાં ખપત વધી ગઇ છે. ગયા વરસમા ૫૦૦૦ થી ૬૦૦૦ સાળ નવી દાખલ કરવામા આવી છે, અને એટલીજ બીજી સાળો માટે 'ઑર્ડર' મોકલી આપવામા આવ્યા છે. રૂના ઉદ્યોગની આ સ્વાભાવિક રીતે મજબૂત બનેલી સ્થિતિને લીધે, અને કલકત્તાની સ્વદેશી ચળવળને કારણે અસાધારણ માલનો ઉપાડ થતો હોવાથી આગળ કદિ ન જોયેલા ભારે ભાવ આવી રહ્યા છે, અને તેથી ગયા દશ માસમાં જેટલો નફો થયો હતો તેટલોજ ભારે નફો હવે પછીના મહિનાઓમાં પણ મુમ્બઇની મિલોને થવાનો છે. + + + સ્વદેશી ચળવળની ટકી રહેવાની શક્તિ ઉપર મને ભરોસો નથી, હિન્દને જોઇતો માલ પૂરો પાડવાની શક્તિ હિન્દમાં છે નહિ, અને ભવિષ્યના કેટલાક વરસ સુધી આવવાની નથી, અને સ્વદેશી હીલચાલ આખરે નિષ્ફળ જવી જોઇએ, કાં તો હાલનો ઉભરો શમી જવાને કારણે, અથવા તો દેશી માલની કીંમત અસાધારણ ઉંચી જવાથી. તેમ છતાં મારો મત એવો છે કે કોઇ પણ સંજોગમાં, આ હીલચાલ હિન્દી પેદાશને–સ્વદેશી બનાવટને–કોઇ પણ પ્રકારનો કાયમી લાભ આપનાર નીવડશે".—

એજ સમયમાં મિલોમાં ઇજીપ્તનું લામ્બા તારનું કપાસ વાપરવાનો અખતરો શ્રી. વિઠ્ઠલદાસે પહેલી વાર હિન્દુસ્તાનમાં કર્યો હતો, માત્ર ઇજીપ્શીઅન કપાસ મગાવી તેનો વપરાશ કરીને તે બેસી રહ્યા નહોતા, પરન્તુ તે કપાસના બીયાં મગાવી તેનું વાવેતર હિન્દના ખેતરોમાં થાય તેવા અખતરા કરવા તેમણે સરકારને ઘણી સૂચનાઓ કરેલી હતી. એમની પાસેથી ઇ. સ. ૧૯૦૫માં સર દીનશાહ પિટીટે ઇજીપ્શીઅન કપાસનો નમુનો અખતરા માટે મગાવ્યો હતો, અને એ રીતે પોતાના ઉદ્યોગમાં શા

શા લાભકારક સુધારા દાખલ થઇ શકે છે તેનો તેમણે વિચાર કરી તે તે વિચારોને અમલમાં મૂકયા હતા. તા. ૨૭-૯-૦૬ના રોજ કાઠીઆવાડના માણાવદર ગામેથી મી. ફુલશંકર સુન્દરલાલ દેસાઇએ પણ ઇજિપ્શીઅન કપાસનાં બીજાં મગાવ્યા હતાં.

ઇ. સ. ૧૯૦૫માં પૂના મહાબલેશ્વરની "મોટરસર્વિસ"ની કમ્પની એમણે કાઢી હતી અને મહાબલેશ્વરની મુસાફરીમાં જે તકલીફ પડતી હતી તે એમણે આ રીતે ઓછી કરી હતી. વાચકોએ લક્ષમાં રાખવાનું છે કે ઇ. સ. ૧૯૦૫માં મોટરગાડીઓનો પ્રચાર આપણા દેશમાં નહિ જેવોજ થયો હતો; હજુ મોટી કીમતે અસલી ઢબની મોટર ગાડીઓજ દેશમાં આવવા લાગી હતી, તેવા સમયમાં આવી "સર્વિસ" આપનાર સગવડ ભરેલી મોટરગાડીની આવજા ચાલુ કરવી એ ઉંચા પ્રકારની વ્યવસ્થા શક્તિનું કામ ગણાય. અત્યારે ઠેકાણે ઠેકાણે મોટરના ખટારાની ગાડીઓ ઉતારૂઓને લઇ જવાનું કામ કરેછે. તેની પહેલ આપણા દેશમાં ઑ. મી. વિઠ્ઠલદાસે પોતાના બીજા મિત્રોના સહકારથી પૂના મહાબલેશ્વર મોટર સર્વિસની લાઇન ખુલ્લી મૂકીને કરી હતી.

એ વરસમાં (ઇ. સ. ૧૯૦૫) બનારસમાં ઑ. મી. ગો. કે. ગોખલેના પ્રમુખપણા નીચે હિન્દી મહાસભાની બેઠક ભરાવાની હતી. તે વરસથી એમ ઠરાવવામાં આવ્યું હતું કે હિન્દી મહાસભાની સાથે† અખિલ ભારત વર્ષીય ઔદ્યોગિક પરિષદ ભરવી. એવી પરિષદ માટે ખાસ વિષયોની ચર્ચા જુદા જુદા આગેવાનો તરફથી નિબન્ધ રૂપે મગાવવામાં આવી હતી. ઑ. મી. વિઠ્ઠલદાસે રૂના વણાટના ઉદ્યોગ ઉપર એક નિબન્ધ પરિષદમાં રજુ

* એક સત્ય હકીકત જણાવવાની જરૂર છે કે મુમ્બઇમાં "મોટરગાડી"—પહેલી આયાત કરનાર કાલબાદેવી રસ્તા ઉપર દુકાન રાખનારા મી. એફ. બી. થાણાવાલા એંજીનીઅર હતા, તેમની પાસેથી પહેલી મોટરગાડી શેઠ વિઠ્ઠલદાસ દા. ઠાકરસીએ ખરીદી હતી. એ દુકાનનું ૩૦-૪-૧૯૦૨ નું "બિલ" નં. ૧૪૧ શેઠ વિઠ્ઠલદાસના નામનું મળી આવ્યું છે. એ તારિખ મુમ્બઇમાં મોટરગાડીના પ્રવેશ સૂચવેછે.

ઇ. સ. ૧૯૦૩ માં મી કુમરજીવરની મોટરકાર ચાલેછે ને તેના આખતરો પણ શેઠ વિઠ્ઠલદાસ કરેછે. જાન્યુઆરી ૧૯૦૪ માં મી પુરૂષોત્તમરાય ઝાલાને "મોટર ડ્રાઇવ" આપવા ફરવા નીકળેછે.

† આવી પરિષદ હિન્દી મહાસભા સાથે ન ભરવી જોઇએ, કારણ કે અનેક કાર્યમાં નેતાઓ તે વખતે રોકાયા હોય ત્યારે ઔદ્યોગિક બાબત ઉપર શાન્તિથી અને પુખ્તતાથી વિચારો કરી ન શકાય એ સ્વાભાવિક છે, એને રાજદ્વારી પ્રકરણમાં ઔદ્યોગિક દર્શન કોઇ રીતે ઓછી કીમતનું નથી એવી મતલબનો પત્ર ઑ. મી. વિઠ્ઠલદાસે આ પરિષદ ઊભી કરનારાને બનારસ લખ્યો હતો. એ અભિપ્રાય ઘણા વરસના અનુભવ પછી સાવ સાચો પડયો હતો

કરવાનું માથે લીધુ હતુ એ નિબન્ધ બહુ વિચારપૂર્વક અને અનુભવપૂર્વક લખાયો હતો એ નિબન્ધનો વિષય—" The Past, the present and the future of the Cotton Industry of India " હતો પ્રારમ્ભમા હિન્દુસ્તાનમા વેદના યુગથી સૂતરના કપડા વણવાનો ઉદ્યોગ હતો, અને એલેકઝાંડરની હિન્દ પરની ચડાઈ વખતે પણ સૂતરાઉ કપડા આ દેશમા વપરાતા હતા, તથા ગ્રીક મુસાફર પ્લિની જેવાએ પણ હિન્દુ સૂતરાઉ કાપડ જોયુ હતુ—તેવો ઉલ્લેખ કરી ઢાકાની મલમલ જેવી બારિક ચીજ આ દેશમાં બનતી હતી તે વાત યાદ દેવડાવી હતી એ સમયનુ બારિક હિન્દી સૂતર એટલુ બધુ વખણાતુ હતુ કે ઇ સ અઢારમા સૈકાના મધ્યકાળમા ઈંગ્લાંડમા વિલાયતી બનાવટના સૂતરાઉ માલ કરતા હિન્દિ કેલિકો અને હિન્દી છાપેલુ કાપડ વધારે પસન્દ કરવામા આવતુ હતુ કેટલુજ નહિ પરન્તુ માન્ચેસ્ટરના અને બ્લૅકબર્નના વણકરો પોતાના કારખાનામા વણાટ માટે હિન્દી સૂતરના મોટા જથ્થાની આયાત કરતા હતા

આગળ ચાલતા તેમણે ૧૮૭૧-૭૭ મા થયેલી યન્ત્રોની શોધની વાત કરી તે શોધથી ઈંગ્લાંડમા કેવા મોટા જબરા કારખાના ઉભા થવા પામ્યા તે જણાવ્યુ હતુ

✓ હિન્દુસ્તાનમા ઇ સ ૧૮૫૪ ની સાલ કાપડના ઉદ્યોગમા બહુ અગત્ય ધરાવેછે, તે વરસે હિન્દુસ્તાનના પહેલી કાપડ વણવાની મિલ ઉભી થવા પામી હતી ત્યાર પછી મિલ-ઉદ્યોગ કેવો ઝપાટાબન્ધ વધ્યો તેના આંકડા તેમણે આપ્યા હતા

| વરસ | મિલોની સંખ્યા | સ્પિન્ડલની સંખ્યા | સાળની સંખ્યા |
|---|---|---|---|
| ૧૮૬૫ | ૧૩ | ૨૮૫,૦૦૦ | ૩,૫૦૦ |
| ૧૮૭૬ | ૪૭ | ૧,૧૦૦,૦૦૦ | ૯,૧૦૦ |
| ૧૮૮૬ | ૮૫ | ૨,૨૬૧,૦૦૦ | ૧૧,૫૦૦ |
| ૧૮૯૬ | ૧૫૫ | ૩,૯૩૩,૦૦૦ | ૩૭,૨૦૦ |
| ૧૯૦૫ | ૧૯૭ | ૫,૧૬૩,૦૦૦ | ૫૦,૧૦૦ |

આ મિલ-ઉદ્યોગમાં લગભગ બે લાખ માણસો પોતાની રોજી મેળવેછે ૩૦૨ રતલની એક રૂની ગાસડી થાય છે એવી ૧૮ લાખ ગાસડી દર વરસે આપણે મિલમા દાખલ કરીએ છીએ એટલે કે હિન્દના કપાસની ઉપજનો ૫૦ ટકા જેટલો ભાગ આપણી મિલોજ વાપરેછે, ૫૮ કરોડ રતલ સૂતર આપણે મિલોમા દર વરસે ઉપજાવીએ છીએ, અને જો કાપડનુ પૂછો તો કહીશ કે ૧૬ કરોડ રતલ જેટલુ વજનમા અને ૫૫ કરોડ વાર લમ્બાઇમા

થાય તેટલુ કાપડ આપણી મિલો દર વરસે કાઢેછે આ મહાન ઉદ્યોગનો અર્ધો ભાગ મુમ્બઇને ફાળે આવેલો છે, અને જો મુમ્બઇ ઇલાકો આખો લઇએ તો એજ ઈલાકામા મિલના ઉદ્યોગનો પોણો ભાગ સમાઇ જાય છે

ગયે વરસે અમે મિલવાળાઓએ ૫૮ કરોડ રતલ સૂતર પેદા કર્યું હતુ, તેમાથી ૨૩½ કરોડ રતલ ( અથવા ૪૦ ટકા ) ચીનમા અને બીજા દેશમા નિકાસ થયુ હતુ, અને ૧૩½ કરોડ રતલ કરતા સહજ વધારે એટલુ સૂતર હિન્દી મિલોમાજ વણાટમા અમે વાપર્યું હતુ બાકીનુ ૨૧ કરોડ રતલ સૂતર રહ્યુ તે આપણા દેશમા હાથવણાટની સાળોએ ખાધુ અગર દોરી દોરડા વણવામા વપરાયુ હતુ હવે જો આપણે એમ ધારીએ કે ઉપરના ૨૧ કરોડ રતનમાથી દશ ટકા જેટલુ સૂતર દોરી દોરડા વણવામા ખપતું હશે તો પણ ૧૯ કરોડ રતન જેટલુ સૂતર હાથવણાટમા ખપે છે, અને યન્ત્રોની સાળમા મિલોમા ફક્ત ૧૩૨ કરોડ રતલ સૂતર ખપેછે વળી દેશી સૂતર ઉપરાન્ત હાથવણાટ માટે યૂરોપથી ૩ કરોડ રતલ સૂતર આયાત કરવામા આવ્યુ હતુ. એ રીતે હાથે વણવાની સાળોમા કુલ સૂતર ૨૨ કરોડ રતલ વપરાયુ હતુ એ આકડો સંચામા વણાતા સૂતર કરતા લગભગ બમણો થવા જાય છે તેથી હાથવણાટનો ઉદ્યોગ ઉપેક્ષા કરવા જેવો નથી કારણ કે હિન્દી મિલોમાથી જેટલુ કાપડ નીકળેછે તેના કરતા હાથની સાળો લગભગ બમણુ કાપડ કાઢેછે

આગળ ચાલતા ઑ મી વિઠ્ઠલદાસ મિલોમા ઉત્પન્ન થતા કાપડના જથ્થાના અને જાતના આકડા આપેછે અને જણાવેછે કે હિન્દી મિલો ઘણે ભાગે જાડુ કાપડ વણવામાજ રોકાયેલી હોય છે તેમ કરવાના અનેક કારણો માનું એક કારણ હલકા પ્રકારનુ કપાસ છે એમ બતાવેછે કપાસના સુધારા માટે સિન્ધમા તે વખતે ચાલી રહેલા ઇજિપ્શીઅન કપાસના અખતરાની વાત કરેછે અને મદ્રાસમા હીરવણીના ઝાડના કપાસનુ વાવેતર વધારવાની આશા બતાવેછે તેમ થશે તો, તેઓ એમ માનેછે કે હિન્દના વણાટના ઉદ્યોગમા જબરી ક્રાન્તિ થશે એમ જો કહેવામા આવે કે આ શ્રેષ્ટ કપાસ માટે યૂરોપ વધારે ભાવ આપશે અને આપણને ન ફાવવા દે તો તે કહેછે કે—

"Who would doubt the capability of a country growing its own cotton and having a home consuming market at its doors to hold its own against any outside competition ?

તરત જ તેઓ હાથવણાટની શક્યતા અને મહત્તા ઉપર ઉતરી પડેછે, અને કહેછે " આપણી હાથવણાટની સાળના ઘણી અગત્ય ધરાવનારા

ઉદ્યોગના ભવિષ્ય માટે હું કોઈ પણ રીતે ઓછી આશા રાખનારો માણસ નથી; અલબત સામાન્ય માન્યતા એવી છે કે હાથવણાટ એ નાનો શો અને ટચકાં ખાતો ઉદ્યોગછે અને યન્ત્રોની સાળના વણાટ પાસે તે સમ્પૂર્ણ રીતે દબાઈ અને દટાઇ જવાને સરજાયોછે. આ ખ્યાલ ખોટો છે; અને એ ખોટા ખ્યાલથી પ્રેરાઇ એ ઉદ્યોગની અગત્ય આપણે અવગણવી ન જોઇએ. ગામડાંમાં ચાલતો હાથવણાટનો ઉદ્યોગ વણકર વર્ગના મોટા ભાગને આ જીવિકાનુ સાધન પૂરૂં પાડેછે એટલુંજ નહિ, પણ ખેતીકારોના જીવનનાં સાધનની પૂર્તિ કરવામાં પણ તે મદદભૂત બનેછે. કારણ કે જ્યારે ખેતરમાં કામ નથી હોતું, અથવા દુકાળને કારણે કે અતિવૃષ્ટિને પ્રસંગે ખેતરોની પ્રવૃત્તિ બન્ધ પડેલી હોય છે ત્યારે ખેડુતો પણં સાળ ઉપર બેસે છે.

એ વિષે અગત્યની સૂચના મૂકતાં એમણે કહ્યું હતું કે—

જે સાળો ગામડામાં વપરાય છે તે બે સૈકાં જેટલી જૂની ઢબની હોય છે. કલકત્તા " સ્કૂલ ઑફ આર્ટ " ના પ્રિન્સિપાલ મી. હેવેલ, મદ્રાસ "સ્કૂલ ઑફ આર્ટ " ના પ્રિન્સિપલ મી. ચેટરટન, અને અહમદનગરના મી. ચર્ચિલ વણકરોને સુધરેલી ઢબની સાળો પૂરી પાડવામાં ખૂબ રસ લઈને અગત્યની સેવા બજાવી રહ્યા છે. આપણા વણકરો એકી સાથે એક તાર કરતાં વધારે વીંટાળી શકતા નથી; અને આ સાદામાં સાદી યાન્ત્રિક યુક્તિથી તેઓ ૫૦ થી ૧૦૦ તાર એક સાથે વીંટાળી શકે તેમ છે. ઇજીપ્તના કૈરો ગામમાં અત્યારે મિલમાં ચાલતી સાળ સાથે હરીફાઇમાં ઉતરી શકે તેવી હાથની સાળ ચાલેછે તે એક દિવસમાં ૪૮ વાર કાપડ ઉતારી શકે છે. મી. હેવેલ ને ખાતરી થઇ છે કે બહારથી પરદેશથી આવતા સુતરાઉ કાપડનો મોટો જથ્થો હિન્દુસ્તાનમાં હાથની સાળ ઉપર ફાયદાકારક રીતે પેદા કરી શકાય તેમ છે. હિન્દના દરેક હિતેચ્છુએ હાથની સાળોનો પુનરુદ્ધાર કરવામાં પોતાનુ લક્ષ દોરવું ઘટે છે, અને એ દિશામા થયેલા પ્રયાસો વિજયશાળી થશે એવી સમ્પૂર્ણ આશા આપનારા પુરાવા મોજુદ છે. અન્તમાં એમો ચેતવણી આપે છે કે,

"It will be an evil day for India, if by our negligence and want of support we fail to place at the disposal of our weavers every improved and economical means of enabling them to profitably pursue their village industry on which directly and indirectly depend an immense number of our people and drive them to poverty and distress."

સાર—ગામડાનો આ ઉદ્યોગ વધુ લાભકારક રીતે ચલાવી શકે તેવાં નવી ઢબનાં અને કરકસરની દૃષ્ટિથી યોજાયેલાં સાહિત્યો તેમને પૂરાં પાડવાની મદદ આપવામાં જ્યારે આપણે પાછી પાની કરશું અગર બેદરકારી બતાવશું ત્યારે હિન્દુસ્તાનનો નખ્ખો દહાડો બેઠો એમ સમજવું; કારણકે આ હાથવણાટના ઉદ્યોગ ઉપર જે અસંખ્ય લોકો ગુજારો કરી રહ્યા છે તેમને એવી બેદરકારીથી આપણે સંકટમાં અને દરિદ્રતામાં હોમી દઇએ છીએ.

ઑ. મી. વિઠ્ઠલદાસનું આ ભાષણ તૈયાર થયું કે તરતજ પરિષદમાં વંચાયા પહેલાં ઑ. મી. ગો. કે. ગોખલેને આપવામાં આવ્યું હતું. ઑ. મી. ગોખલે તે વરસે બનારસની હિન્દી મહાસભાની બેઠકના પ્રમુખ ચુંટાયા હતા. તેમને આ ભાષણ એટલું બધું સંગીન લાગ્યું હતું કે તેમના પ્રમુખ તરીકેના ભાષણમાં મી. વિઠ્ઠલદાસના ભાષણનો મોટો ઉતારો તેમણે દાખલ કર્યો હતો. એ પ્રમાણે એમની આ ઉદ્યોગ-દૃષ્ટિ બહુ પ્રશંસાને પાત્ર બની હતી. વર્તમાનપત્રોમાં એ ભાષણ માટે પ્રોત્સાહક ટીકાઓ પ્રકટ થઇ હતી. દેશમાં સૌને જણાયું કે હિન્દની ઉન્નતિ હિન્દને રોટલો પૂરો પાડીને ચવાની છે. ગામડાના ઉદ્યોગનો ઉદ્ધાર કર્યા વિના હિન્દ ઉંચું ચડે તેમ નથી.

મુમ્બાઇ ઇલાકાના જમીનમ્હેસુલના અને ખેતીવાડીના ડિરેક્ટર સર એચ. એસ. લૉરેન્સને મી. વિઠ્ઠલદાસનું હાથવણાટ વિષેનું મન્તવ્ય ઘણું પસન્દ પડ્યું હતું અને આખા ભાષણની નક્કલ તેમણે ખાસ વાંચવા મગાવી હતી. એટલુંજ નહિ પરન્તુ મી. વિઠ્ઠલદાસને વિનતિ કરી કે આવતા ઉનાળામાં ખેડુતો નવરા હોય ત્યારે હાથવણાટની સાળોનું એક પ્રદર્શન મી. વિઠ્ઠલદાસ ભરે તો તે સમ્પૂર્ણ મદદ આપવા તૈયાર હતા.

સર જેમ્સ મૉન્ટિથ ઑ. મી. વિઠ્ઠલદાસના મિત્ર હતા; તેઓ અમુક પ્રસંગે ઍક્ટિંગ ગવર્નર મુમ્બાઇમાં નીમાયા હતા; જ્યારે તે નિવૃત્ત થયા ત્યારે ઇ. સ. ૧૯૦૫માં ઑગસ્ટ માસની ૪થી તારિખે " દામોદર ભવન " માં મોટી વિદાયગીરીની "પાર્ટી" શેઠ વિઠ્ઠલદાસે આપી હતી. એમને આ ભાષણની એક પ્રત શેઠ વિઠ્ઠલદાસે ઇંગ્લાંડ મોકલી હતી. ત્યાંથી પહોંચ સ્વીકારતાં તેમણે લખ્યું હતું કે

"I am especially pleased to see you advocate encouragement of the hand-loom industry, which I apprehend will, for a considerable time to come, continue to be a necessary means of providing for a considerable section of the Indian population."

વળી મી ડબ્લ્યુ એચ હાર્વે તે વખતના મુમ્બઈના કસ્ટમ કલેક્ટર હતા, તેમની સાથે હાથવણાટ ઉપર ઑ. મી વિઠ્ઠલદાસને સારી ચર્ચા ચાલી હતી મી હેવેલ્સ ( કલકત્તાવાળા ) ના હાથની સાળો ઉપરના ચોપાનીઆ ઉપર પોતાનો મત દર્શાવતા મી વિઠ્ઠલદાસે મી હાર્વેને લખેલા પત્રમાં તે જણાવેછે કે હાથની સાળો સંચાથી ચાલતી સાળો સાથે ત્યારેજ હરીફાઈ કરી શકે કે જો તે સાળો ગામડામાંજ વણકરો અને નવરા પડેલા ખેડુતો ચલાવે શહેરોમા હાથની સાળોનુ કારખાનુ કાઢવામા આવે તો તેની સ્થિતિ જુદા પ્રકારની બની જાય એવા કારખાનાને ગામડા જેટલી સવલત હોતી નથી મી હેવેલ્સ કહેછે તે વાત ખરી છે કે હાથની સાળોમા સુધારા દાખલ કરવાથી વણકર લોકો પરદેશની હરિફાઈ સામે સફળ રીતે ટકી શકે ખરા, પરન્તુ એ સંજોગમા પણ ટકવાનુ કારણ સોંઘી મજુરીછે, અને વણકર પોતાની સ્વતન્ત્રતાએ પોતાને ઘેર કામ કરતો હોય છે તે કારણ પણ છે, જો શહેરમા મૂડી વાળાઓએ ઉઘાડેલા કારખાનામાં તેમને કામ કરવાનું હોય તો સંજોગ બદલાઈ જાયછે

ઑ. મી. વિઠ્ઠલદાસની હાથવણાટની વકીલાત આજથી લગભગ પચ્ચીસ ત્રીસ વરસ પહેલા થયેલી હતી હાલ આપણા દેશમા હાથવણાટની અગત્ય અનેક દિશાએથી સમજાયછે તે દર્શન એમને લોકકલ્યાણની નજરે કેટલુ વહેલુ થયુ હતુ '

બનારસની પહેલી ઔદ્યોગિક પરિષદમા પ્રમુખ મી રોમેશ્ચન્દ્ર દત્તે પોતાના છેવટના ઉપસંહારના ભાષણમા ઑ. મી. વિઠ્ઠલદાસના વિચારોને ખૂબજ વખાણ્યા હતા અને ઔદ્યોગિક ક્ષેત્રના ભવિષ્ય મહાપુરુષ તે થશે એવી આગાહી કરી હતી આ રીતે બનારસમાથી ઔદ્યોગિક નેતા તરીકેની એમની પ્રતિષ્ઠા ખૂબજ વધી ગઈ ત્યારે તરફથી એમની સલાહ પૂછાવવામાં આવતી હતી આપણા ગુજરાતમા મિલ ઉદ્યોગમા પ્રવેશ કરતા ઉમ્મરે ઊભાને શ્રીયુત મટુભાઈ હરગોવિન્દદાસ કાંટાવાળાએ વડોદરાથી તા ૧૨-૧-૦૬ ના રોજ મી. વિઠ્ઠલદાસ પાસેથી મિલની વ્યવસ્થા સમ્બન્ધી, અને કપાસની પરીક્ષા સમ્બન્ધી જે સાહિત્ય હોય તે મોકલવા પત્ર લખ્યો હતો અને જણાવ્યું હતું કે " You Sir, are the foremost authority on such matters. " એ પત્રનો ઉત્તર ઘટતી રીતે શેઠ વિઠ્ઠલદાસે વાળ્યો હશે જેના ઉત્તરમાં શ્રીયુત મટુભાઈએ પત્ર લખ્યો હતો તે અહિ ઉતારવામાં આવ્યો છે

Limbda Pole,
BARODA
18 January 06

Dear Sir,

Just a line to thank you most sincerely for your kind reply, for the ready manner in which you have supplied the information I wanted and for your promise of future assistance I wish all our Captains of Industry were as liberal as your good self With best regards,

I beg to remain
Dear Sir,
Your most obedient Servant.
(Sd) M H. KANTAVALA

મુમ્બઇમા મી સરદેસાઈ નામના ગૃહસ્થે એ સમયમા ફટકા સાળ બનાવી હતી અને ઑ મી. વિઠ્ઠલદાસ પાસે રજુ કરી હતી તેની પરીક્ષા અને તપાસ કર્યા પછી તે સાળ તેમને બહુ ગમી હતી અને એવી થોડી સાળો મુમ્બઇની આસપાસની ભેજવાળી હવાના પ્રદેશમા રાખી હોય અને મિલોમા જે સૂતર વપરાય તેના કરતા ઝીણુ સૂતર તે સાળમાં વણ્યુ હોય તો દર સાળ દીઠ બધુ ખર્ચ જતા કારખાનુ કાઢનારને રૂ પાંચનો નફો થવા સમ્ભવ છે એમ પોતાનો મત દર્શાવ્યો હતો તે મત સાચો છે કે કેમ તેની ખોળી કરવા મદ્રાસ સ્કૂલ ઑફ આર્ટના પ્રિન્સિપલ મી સી ચૅટર્ટનને મી વિઠ્ઠલદાસ પત્ર લખી જુએ છે

અખિલ ભારતવર્ષીય ઔદ્યોગિક પરિષદના મંડાણ બનારસમા નખાયા, અને તે વખતે મી વિઠ્ઠલદાસે એટલી સરસ રીતે ઔદ્યોગિક ક્ષેત્રમા કામ કરવાની ઉંચી સમજવાળાના ચિત્ત હરી લીધા હતા કે જ્યારે એ પરિષદની બીજી બેઠક કલકત્તામા ઈ સ ૧૯૦૫મા ભરવાનુ ઠર્યુ ત્યારે તેના પ્રમુખ તરીકે ઑ મી વિઠ્ઠલદાસને સર્વાનુમતે ચુટવામા આવ્યા હતા

કલકત્તાની એ ઔદ્યોગિક પરિષદ ખુલ્લી મૂકવાનુ માન વડોદરા રાજ્યના નરેશ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડને આપવામા આવ્યુ હતુ આવી રીતે આખા હિન્દુસ્તાનની ઔદ્યોગિક પ્રગતિની પર્યેષણા જે સત્રમા થઈ રહી હતી તે સત્ર ખુલ્લુ મૂકતા શ્રીમન્ત સયાજીરાવને લાક્ષણિક રીતે આનન્દ થયો હતો કે એજ પરિષદના પ્રમુખ સ્થાનપર પોતાની રાજ્યના પ્રજામાના એક પ્રખર આગેવાન ઑ મી વિઠ્ઠલદાસ બેઠા હતા

પ્રમુખ તરીકેનું એમનું આખું ભાષણ અત્રે ઉતારી શકાય તેમ નથી તો પણ તે એટલુ બધું અગત્યનું હતું કે તેમાં ચર્ચેલા મુદ્દા તો આપણે વિચારી જવા જેવા છે.

અખિલ ભારતવર્ષીય ઔદ્યોગિક પરિષદ જેવી સંસ્થાની દેશને કેટલી બધી અગત્યછે તે પ્રારમ્ભમાં દર્શાવી એ પરિષદમાં દેશમાં હિત ધરાવનારા સૌ કોઇ ભાગ લઈ શકેછે તેનું ધોરણ રાખવાની નીતિના તેમણે વખાણ કર્યાં હતાં. રાજદ્વારી અભિપ્રાયોમાં અને રાજ્યવ્યવસ્થાની ઝીણવટની વાતોમાં હિન્દી માણસો અને અંગ્રેજો ઇન્ડીઅન અને અમલદાર વર્ગ વચ્ચે મતભેદ હોવાનો અવકાશ હોયછે. પરન્તુ ઔદ્યોગિક પરિષદે એવી ભૂમિકા ઉભી કરીછે કે જ્યાં સૌ પક્ષનો સહકાર અને ભ્રાતૃભાવ હોઇ શકે. તેથી એમણે આશા બતાવી કે આજે જે સહાનુભૂતિ અને સહકારથી આપણે કામ શરૂ કરીએ છીએ તે વર્ષો વીતતાં બહુ ગાઢ બનશે, અને હિન્દી જનો તેમજ અંગ્રેજો એકમેક વચ્ચે સહકાર રહેવાની અગત્ય બહુજ ઉત્તમ રીતે સમજશે; કારણ કે એમાંથીજ દેશની પ્રગતિ થશે અને હિન્દી જનતાની ચીતરી ન ચીતરાય એવી ગરીબાઇનો અન્ત લાવી શકાશે.

અંગ્રેજ લોકોએ આપણા દેશમાં મોટી મૂડી-થાપણ-રોકી છે તે વાત જાણીતી છે. કોઈ પણ દેશમાં પરદેશી થાપણથી નુકસાન થાય છે—એ વિચારની ભૂલ છે. એવી ભૂલથી બહુ ચેતતાં રહેવું જાઇએ. અલબત એટલું વિચારવું ઘટેછે કે પરદેશી થાપણની કીમત બહુ ભારે આપવી ન જોઇએ. જાપાનમાં દેશની ઔદ્યોગિક ઉન્નતિ માટે પરદેશી થાપણ મેળવવાને બધા મુત્સદ્દીઓ અને દેશભક્તો આતુર હોય છે; તેની સાથે એ લોકો ધ્યાનમાં રાખેછે કે ઉદ્યોગનો બધો નફો એ પરદેશી થાપણવાળા ખેંચી ન જઇ શકે. જાપાન સ્વતન્ત્ર સંસ્થાન છે એટલે તે એમ કરી શકે છે. આપણી સ્થિતિ જુદી છે. આપણે ત્યાં વેપાર ઉદ્યોગના બારણા ઉઘાડા રાખવાની નીતિ ચાલેછે; તેથી કયી હદ સુધી પરદેશી થાપણ હિતકારક છે તેનો ખ્યાલ આપણને હોવો જોઇએ. આપણી રેલ્વેનોજ દાખલો લો. ઇ. સ. ૧૯૦૫ સુધી આપણે ત્યાંની રેલ્વે લાઇનમાં ખર્ચાયેલી થાપણ લગભગ ૩૭૦ કરોડ રૂપીઆ જેટલી થવા જાય છે. સરકારે એ કામ માટે પરદેશી થાપણ ઉભી કરી રેલ્વે ચાલુ ન કરી હોત તો હાલ રેલ્વેના જે ઉત્તમ લાભ આપણે મેળવી રહ્યા છીએ, દુકાળને સામે થઇ શકવાના, માલની આવજાના, માણસોની આવજાના-તે આપણે ગુમાવ્યા હોત. ઈંગ્લાંડમાંથી ઓછા વ્યાજના દરથી મોટી થાપણ એ કામે સરકાર મેળવી શકી છે તેનું એ પરિણામ છે.

" Indeed, it is easy to see that the spirit of nationalism that is inspiring our movements to-day would have been impossible but for the network of Railways which, annihilating distance, brings the Punjab and Madras, Assam and Baluchistan near to each other and binds the whole country by the common bond of ecconomic and national interests. Apart from strategic Railways, everybody is agreed as to the immense benefits which have been conferred on the country."

જો સરકારે પરદેશી થાપણવાળાને કોઇ પણ શરત વગર રેલ્વે બાંધવાનું સોંપ્યું હોત તો, ( લામ્બા કાળ પછી પ્રાપ્ત થઇ શકે તેવા ) ઉચ્ચ લાભ અને બીજા અનેક અનર્જિત નફા દેશમાંથી બહાર જતા રહ્યાં હોત અને મૂળ થાપણ રોકનારની તીજોરીઓ તેથી ભરાઇ હોત. તેથી આપણા દેશમાં અમુક વરસની ગૅરન્ટીથીજ રેલ્વે બાંધવાનું સોંપવાની નીતિ તેમણે સ્વીકારી હતી તેમનો આપણે એહસાન માનવો ઘટેછે. એ નીતિથી હિન્દની ઘણી રેલ્વે સરકારી બની ગઇ છે, અને ૧૯૫૩ સુધી બધી રેલ્વે સરકારની મીલકત બની શકશે,' અને તેમાંથી વાર્ષિક નફો લગભગ ચાર કરોડ રૂપીઆથી વધારે આવવાનો સમ્ભવ રહેશે અને આ નફો થાપણ રોકયા વગરનો હોઇ શકશે. પરદેશી થાપણના સાચા ઉપયોગનો આ દાખલો કહી શકાય.

પણ બ્રહ્મદેશના તેલની ખાણો તરફ, મ્હેસુરની સોનાની ખાણ તરફ બંગાલની કોલસાની ખાણો તરફ, ચાહ તથા સણના ઉદ્યોગ તરફ, સમુદ્રમાર્ગે માલ લઇ જવાની આગબોટો તરફ, આપણા વિશાળ પરદેશ સાથેના વેપારને લગતું શરાફી કામ પરદેશી બૅન્કો મારફત થઇ રહ્યું છે તે તરફ જ્યારે આપણી નજર આપણે ફેરવીએ છીએ ત્યારે પરદેશી થાપણો રોકવાની નુકસાનકારક અને પ્રતિકૂળ પદ્ધતિનું આપણને દર્શન થાય છે. આ માર્ગે આપણા દેશમાંથી કેટલી મોટી દોલત ચાલી જાય છે, તેનો ખરો અડસટ્ટો કાઢવાનું કામ અશક્ય છે; તો પણ સરકારી રાહે થતાં વ્યવહાર બાદ કર્યા પછી આપણા દેશની આયાત કરતાં નીકાસ કેટલી બધી વધારે છે તે જાણવાથી તેનો કંઇક ખ્યાલ આવી શકે. ઉપર બતાવ્યા તેવા ખાતામાં પરદેશી થાપણ રોકાયેલી હોવાથી તેનો નફો પરદેશ ખેંચાઇ જાય છે. ત્યાંજ આપણે ફરીઆદ કરવાનું કારણ રહેછે. આવા સંજોગમાં મારે કહ્યા વગર ચાલતું નથી કે જ્યાં સુધી આ દેશની ઔદ્યોગિક પ્રગતિ ન થાય ત્યાં સુધી ઘાસલેટ પૃથ્વીના પેટમાં અને સોનુ ખાણોના ઉંડાણમાં એમનું એમ પડ્યું રહે તેમાંજ આપણા દેશને લાભ

છે. પરદેશી થાપણથી ચાલતા આવા ખનિજના ઉદ્યોગમાં કે ઇતર ઉદ્યોગમાં રોકાયેલા એકાદ લાખ માણસની રોજી બીજે સ્થળેથી મળી રહેશે; ત્રીસ કરોડને નભાવનાર દેશ આ એકાદ લાખને ભૂખે મરવા નહિ દે. આ ધન્ધામાંથી જે ( લાખ માણસને રોજી ) લાભ થાય છે તે બહુ જુજ છે અને તેને માટે જે ખર્ચ ખમવું પડે છે તે અતિ વધારે છે. એમના આ વિચારના અનુમોદનમાં તેમણે ભૂસ્તર શાસ્ત્રના ખાતાના ડિરેક્ટર મી. હોલાન્ડનો અભિપ્રાય ટાંકી બતાવ્યો હતો—

" [The one regrettable feature, is the fact that the capital to drill the deep wells has been raised in Europe, and the profits consequently have left the country. In the petroleum industry, as in so many other enterprises of the kind, India will continue to pay such an unnecessary and undesirable tax as long as those in the country who possess money will not risk their reserve fund in industrial purposes." Mr. Holand]

એ વિષયને સમેટતાં તેમણે દર્શાવ્યું હતું કે–આ દેશના વિશાળ અને વધતા જતા વેપાર માટે અને આપણા દેશની આધિભૌતિક અને ઔદ્યોગિક ઉન્નતિની પ્રવૃત્તિ માટે જોઇએ તેટલી થાપણ આપણા દેશમાંથી મળી શકે તેમ નથી. માટે હિન્દના દર કરતાં ઓછા દરથી ઇંગ્લાંડમાંથી જો આપણે થાપણ મેળવી શકતાં હોઇએ તો આ કાર્ય માટે જેટલી મળે તેટલી થાપણ આપણે બહારથી મેળવવી જોઇએ. મૂડીની છુટ વગર કોઇ પણ દેશ ઔદ્યોગિક ક્ષેત્રમાં બહુ પ્રગતિ સાધી શકે નહિ.

આ વિષય ઉપરથી તેઓ " જૉઇંટ સ્ટૉક બૅન્ક " ના વિષય ઉપર ઉતરી પડેછે; અને જણાવેછે કે ઓછા દરથી પરદેશી થાપણ દેશમાં લાવવાનો એકજ માર્ગ છે—તે જૉઇન્ટ સ્ટૉક બૅન્ક સ્થાપવાનો. આવી પરદેશી બૅન્કોથી કંઇ લાભ થતો નથી–કારણ કે કોઇ પણ પરદેશી બૅન્ક દેશી થાપણને તેમને ત્યાં જરા પણ અવકાશ આપતી નથી. તેના " શેર " હિન્દુસ્તાનની બજારમાં મૂકવામાં પણ નથી આવતા. આ પદ્ધતિ અન્યાયી છે.

"This is unfair, and I would suggest that the legislature should make it obligatory on every industrial concern floated by foreign companies that the same opportunities should be given to Indian capitalists, that the prospectus should be published simultaneously in both countries, that the time for application for shares should be the same and that allotment must be made at the same rates and on the same principles.

maximum profits out of the working of their lines. If lower rates are allowed for the carriage of some class of goods than all others it is only from the expectation of greater volume and of earning ultimately more profit Such question as the development of local industries, all for the country hardly entered into their calculations except so far as the development may be considered by the Railway Companies as a source of traffic for themselves

But gentlemen, to India, development of industries is a much more important question than the profits of Railways Generally speaking the number of wagon loads and long leads govern the fixing of low rates of freight. Now these are the conditions which our infant industries are not able to satisfy and although apparently Railways claim to give no preference to foreign industries, in actual practice it is the foreign trade which gets the benefit of these low rates to the prejudice of Indian industries What this Congress ought to demand from the Government is that same low rates should be charged to the product of Indian industries even if the distance and the load are less than what is prescribed for imported goods I say the word "imported" advisedly, because if you will go through the Railway tariff you will find that it is from a sea port or to a sea-port that the minimum rates are given

In 1912 I moved resolution in the Imperial Legislative Council wherein I have given all the details and figures showing how under the present method of fixing tariffs Indian industries are placed at a disadvantage I will not detain you, gentlemen with all those figures But it is well known how the Match Factories in India suffer by their incapacity to supply wagon loads for long leads Gentlemen, how can you expect an infant Match Factory at Ahmedabad to send out wagon loads to thousands of miles distance? It is only imported matches which are brought to the ports in bulks from foreign countries that can meet the conditions and they do get the full advantage of the low tariff. What we ask the Government in the interests of Indian industries is this-that although the factory at Ahmedabad or at any other place in India may not be able to supply wagon loads for long distances the freight on their matches should not be charged at a higher rate than

that charged for foreign matches carried from Bombay or from any other port. (Hear, Hear).

The same argument applies to Glass factories. You know that there are not many Glass factories in India, and they deserve every encouragement. I will show you how they too, suffer by the Railway tariffs. Take the case of the Glass factory at Amballa. Allahabad is just midway between Amballa and Calcutta. The rate from Calcutta to Allahabad is Rs. 1-9-0 per Maund while the rate between Allahabad and Amballa is Rs 2-4-0 per Maund (Laughter). The distance is about 513 miles in each case but the goods of Indian manufacture have to pay 50 per cent higher rate than it is on the foreign goods; and the stereo-typed reply of Railway Companies is that the traffic from Calcutta of imported glass is heavier. But, gentlemen, we have a right to demand that goods of Indian manufacture should not be charged a higher rate. Such instances can be multiplied. When we are all considering that Indian industries should be developed by all means in our power it is time now that the Government should put its foot down and insist on the Railway Companies to give full facilities to Indian manufactures.

I remember, gentlemen, an instance which happened a few years ago. It was in connection with an important Railway Company. When asked by Government why a higher rate is charged against a particular local industry, the reply from that very influential Railway Company was that "any reduction favourable to a certain local manufacture would kill the traffic in imported commodity from Bombay which was much against the interests of Railways". (Hear, hear and Laughter.) Gentlemen, here is the cat out of the bag. Irrespective of what happens to the Indian industries Railway Companies want to make profit by the manipulation of tariffs. We tell the Railway Companies through the Government 'Never mind what happens to the imported commodities, the case of Indian manufacture should have the preference and if not preference at least no prejudicial treatment is accorded to it as against the foreign goods'. (Hear, hear). On this point Sir Frederick Lely, G. S. I., K. C. I. E., a very distinguished member of the Indian Civil Service (now retired) in Bombay who knew the people

intimately and entertained deep sympathy for them in his book entitled "Suggestions for the better governing of India" observes:— 'The Traffic Manager wields an irresponsible power over the country commanded by his Railways which should not be entrusted to any man and least of all to one who rightly from his own point of view regards nothing but his masters' dividend under certain wide limits set down by Government. By a slight readjustment of rates he can and sometimes does crush a rising home manufacturer in favour of a foreign customer. An amended Code of Civil Procedure occupies for days and months the wisest of the land, but is of less practical consequence to the people of a district than the local goods tariff book'. Gentlemen, these are the words of an I. C. S., (Laughter and Hear, hear.)

The people of Broach have a long-standing complaint against the Railway Company which serves their port, for deliberately killing their port by manipulation of tariff. They petitioned the Government of India through the Bombay Government in 1912 and the Government of Bombay having been satisfied after full enquiry through the Collector as to the reality of the grievances of the people of Broach strongly supported their petition and recommended that a certain Railway should be prevented from manipulating its tariff with the object of killing the sea-trade of Broach on grounds of equity; and Lord Sydenham's Government in their bold despatch remarked "Railways are made for India and not India for Railways" In these 10 words, gentlemen Lord Sydenham said everything which we want to insist on this point (Hear, hear). This Congress should request the Government of India to make the Railways realize that they are for the benefit of India and that India is not for the Railways. (Loud cheers). With these words, gentlemen, I commend the resolution for your acceptance. (Cheers)

## પ્રકરણ ૨૦ મું.



### રાજ્યતન્ત્રના સુધારા વિષે અભિપ્રાય.

ઇ. સ. ૧૯૦૭ માં ઑ. મી. વિઠ્ઠલદાસ અનેક પ્રવૃત્તિમાં પોતાનું ચિત્ત લગાડી રહ્યા હતા એ વખતે લૉર્ડ કર્ઝન વાઇસરૉય તરીકે હિન્દુસ્તાનમાંથી વિદાય થયા હતા. તેમની કારકિર્દીમાં અનેક રીતે લોકોમાં અસન્તોષ ઊભો થયો હતો. હિન્દુસ્તાનના ભણ્યા ગણ્યા માણસોની આશાઓ અને મુરાદો રાજકીય ક્ષેત્રમાં બર આવતી નહોતી તેથી તેમને અશાન્તિ રહેતી હતી. લૉર્ડ કર્ઝને પોતાના અમલના છેવટના ભાગમાં કેટલાંક એવાં પગલાં ભર્યાં હતાં કે સમજુ વર્ગમાં રાજકીય પરવશતા સૌને ખુચવા લાગી હતી. હિન્દુસ્તાનની સંસ્કૃતિ ઉપર લાંછન આપનાર ભાષણ યુનિવર્સિટીના ચૅન્સેલર તરીકે લૉર્ડ કર્ઝને કલકત્તામાં આપ્યું ત્યારથી એમના પ્રત્યે અને એમના પ્રત્યેક કાર્ય પ્રત્યે હિન્દુસ્તાનના લોકો શંકાની નજરે જોવા લાગ્યા હતા. ઑ. મી ગો. કૃ. ગોખલે જેવા પ્રભાવશાળી દેશનેતા પ્રત્યે પણ લૉર્ડ કર્ઝનની સરકાર અમલદારશાહીની નજરે જોતી હતી. ઇ. સ. ૧૯૦૫ માં લૉર્ડ કર્ઝનની જગ્યાએ લૉર્ડ મિન્ટો વાઇસરૉય તરીકે આવ્યા, તેમને જણાયું હતુ કે બ્રિટિશ સરકારની અત્યાર સુધીની નીતિને પરિણામે હિન્દુસ્તાનમાં કેળવણીનો પ્રચાર સારો થયો હતો અને એ રીતે કેળવાયેલી પ્રજાને પોતાના દેશની રાજ્યવ્યવસ્થામાં ઘટતો હિસ્સો લેવાનુ–મેળવવાનુ મન થાય એ સ્વાભાવિક હતું. તેથી લૉર્ડ મિન્ટોએ એક સમિતિની યોજના કરી અને તે સમિતિને દેશના સંજોગ પ્રમાણે ઉપસ્થિત થતા જુદા જુદા પ્રશ્નોની એક યાદી તૈયાર કરવાનું કામ સોંપ્યું તે ઉપરથી હિન્દુસ્તાનની વડી સરકારે એક કાગળ ઇ. સ. ૧૯૦૭ ના ઑગસ્ટ માસની ૨૪ મી તારિખે ઇલાકાની સરકારને લખ્યો હતો દરેક ઇલાકાના અગ્રગણ્ય માણસો પાસેથી અને સંસ્થાઓ પાસેથી એ પત્રમાં સમાયેલા મુદ્દાઉપર સૂચના મેળવી આપવાનુ કામ ઇલાકાની સરકારને સુપ્રત કરવામાં આવ્યું હતું. મુમ્બાઇ સરકારે આ પ્રસંગે જેમના અભિપ્રાય એ પત્રપરત્વે માગ્યા હતા તેમાં એક નામ ઑ. મી. વિઠ્ઠલદાસનું પણ હતું. તે અભિપ્રાય એક લાંબા પત્ર રુપે એમણે આપ્યો હતો. એમનો પત્ર એટલો અગત્યનો ગણાયો હતો કે ૧૯૦૮ માં ઑક્ટોબર માસમાં હિન્દી સરકારે બધી

પરિસ્થિતિનું અવલોકન કરનારો મોટો પત્ર ઈંગ્લાંડ લખ્યો હતો તેના પરિશિષ્ટ તરીકે ઑ. મી. વિઠ્ઠલદાસના પત્રને જોડવામાં આવ્યો હતો. સરકારી દફતરમાં છપાયેલા ચોપડામાં એ મોજુદ છે. તે પત્રમાં એમના રાજકીય સુધારાના વિચારો સુબદ્ધરૂપે પ્રતિબિમ્બિત થયેલા જણાય છે.

મુમ્બઇ સરકારને લખેલા એ પત્રમાં ઑ. મી. વિઠ્ઠલદાસ મુમ્બઇ સરકારના અભિપ્રાય સાથે ભારપૂર્વક સમ્મત થયા હતા કે હિન્દુસ્તાનની કાયદા ઘડનારી ધારાસભાઓ વિસ્તૃત કર્યાને જે લામ્બો સમય વિત્યો હતો તે દરમ્યાન આ દેશે ઘણી દિશામાં અતિશય પ્રગતિ સાધી હતી, અને તેથી એ ધારાસભામાં વિશેષ સુધારા કરવાની દરખાસ્ત યોગ્ય સમયે રજુ થઇ હતી એમ કહી શકાય. સરકારે કરવા ધારેલા સુધારાના ત્રણ વિભાગ પડી શકે છે.

( ૧ ) સમસ્ત હિન્દ માટે વડી સલાહકારી કાઉન્સિલની સંસ્થા, અને ઇલાકાઓ માટે તેવી સલાહકારી સંસ્થાઓ;

( ૨ ) હાલની વડી ધારાસભાને અને ઇલાકાની ધારાસભાને વિસ્તૃત કરવી, અને હાલ તેમાં બધી કોમનું પ્રતિનિધિત્વ છે તેના કરતાં વિશેષ પ્રતિનિધિત્વ આવી શકે તેવા ઉપાયો યોજવા;

( ૩ ) એ સભાઓમાં બજેટ ઉપર થતી ચર્ચામાં પ્રજાકીય અધિકારમાં થવા જોઇતા સુધારા.

સલાહકારી કાઉન્સિલો ઊભી કરવામાં સરકારે જે હેતુ નજરમાં રાખ્યો હતો તેની સાથે ઑ. મી. વિઠ્ઠલદાસ સમ્પૂર્ણ રીતે મળતા થયા હતા. ઇ. સ. ૧૯૦૨ ના કાયદા ( Indian Council Act ) પ્રમાણે ધારાસભાના સભ્યોને પ્રશ્નો પૂછવાનો અપાયેલો અધિકાર જે તે સમયના અગત્યના સંજોગ ઉપર વધારે અજવાળું પાડવાના કામમાં વપરાશે એવી આશા રાખવામાં આવી હતી તે આશા ફળીભૂત બની ન હોતી; કારણકે સરકાર અને લોક વચ્ચે અંગત અને લાગણી ભરેલી મસલતો થઇ શકે તેવી રીતે ધારાસભાની બેઠકો વખતો વખત મળતી નહોતી. એ તો વરસમાં એકાદ બે વારજ મળતી હતી. તેથી સરકારે હાથપર લીધેલાં કામોને લગતી સત્ય માહિતીનો પ્રચાર કરવાનો આ માર્ગ નિરર્થક બની ગયો હતો. તેથી હિન્દી સરકારે આ કાર્યને પહોંચી વળવા વિશેષ કાર્યસાધક માર્ગ ગ્રહણ કરવાની ઈચ્છા દર્શાવી હતી તે આદરણીય ગણી શકાય; પરન્તુ (એ પત્રમાં એમણે જણાવ્યું હતું કે ) સલાહકાર મંડળદ્વારા ( advisory board ) આ હેતુ પાર પડશે કે કેમ તેની એમને શંકા હતી. પહેલાં

"ઇમ્પીરીયલ ઍડવાઈઝરી કાઉન્સિલ" નો વિચાર કરતાં તેમણે લખ્યું હતું કે રાજ્યકારભાર ચલાવનારા રાજાઓની અને સરદારોની બનેલી આવી કાઉન્સિલો બ્રિટિશ હિન્દુસ્તાનના રાજ્યકારોબારમાં ઉપયોગી થઇ પડે તેવી સલાહ કેવી રીતે આપી શકે તે એમનાથી સમજાતું નહોતું. રાજાઓ, અને તેમના દરજ્જાના સરદારો અમુક કુટુમ્બ કે અમુક જાતના પ્રતિનિધિઓ ગણી શકાય. અંગ્રેજી ભણેલા મધ્યમ વર્ગના માણસોની લાગણી અને આકાંક્ષા તેવા રાજાઓથી સમજી શકાય તેવી રીતે લોકોના નિકટ સમ્બન્ધમાં એ રાજાઓ અને સરદારો કદિ આવતા નહોતા; તેમજ બ્રિટિશ હિન્દુસ્તાનના મજુર વર્ગના સંસર્ગમાં પણ તેઓ આવતા ન.હોતા. તેથી જે મુખ્ય ઉદ્દેશ એ સલાહકારી કાઉન્સિલો ઊભી કરવામાં રાખવામાં આવ્યો હતો– સાચી હકીકતનો લોકોમાં પ્રચાર કરવાનો–તે એ સંસ્થાદ્વારા પાર પાડવાનું લગભગ અસમ્ભવિત હતું. તેમણે એમ પણ લખ્યું હતું કે આ ઉપરથી એમ સમજવું ન જોઇએ કે દેશી રાજ્યો વચ્ચે અને હિન્દી સરકાર વચ્ચે સામાન્ય હિતના પ્રશ્નો ઊભા થયા છે તેની હું ઓછી કીમત આંકી રહ્યો છું. અથવા તો દુષ્કાળના સંકટના નિવારણના કામોમાં કે કેળવણીના પ્રચારના કામોમાં તેમના સહકાર ભરેલા પ્રયાસોની કીમત હું ઓછી આંકી રહોછું; તેમ પણ ન સમજવું. તેવાં કામ માટે હું નમ્રતાપૂર્વક સૂચવું છું કે રાજા દરબારોનીજ બનેલી "કાઉન્સિલ ઑફ સ્ટેટ" રાખી હોય અને તેના પ્રમુખ સ્થાને નામદાર વાઈસરાયને નિયોજ્યા હોય તો તે સંસ્થા બહુ ઉપયોગી નીવડશે.

"It would, while affording due recognition of the peculiar position of the ruling chiefs, give Government the much desired opportunity of enlisting their co-operation in matter which concerns the whole empire."

તેમનો વળી એવો મત હતો કે એક બાજુથી સરકારે લીધેલા રાજકીય પગલાંની ખરી માહિતી લોકોમાં પ્રચલિત કરવા માટે અને બીજી તરફથી લોકોના–પ્રજાજનના–વિચારો અને ધ્યેય સરકારને કાને નાંખવા માટે સારી અનુકૂળતા કરી આપવી હોય તો સરકારી યોજનામાં સલાહકારી કાઉન્સિલનું જે બંધારણ ઘડાયું હતું તેના કરતાં વિશેષ ઉદાર બન્ધારણ ઘડાવું જોઇએ. તેવા સલાહકાર મંડળમાં વેપારક્ષેત્રના અને ઉદ્યોગક્ષેત્રના પ્રતિનિધિઓને સ્થાન મળવું જોઇએ, તેમજ વિદ્વત્તાથી ખેડાતા ધન્ધાના પ્રતિનિધિઓને પણ ત્યાં સ્થાન મળવું જોઇએ. હિન્દુસ્તાનના ચૌથી પહેલા નમ્બરના ઉદ્યોગ—ખેતીના પ્રતિનિધિ તરીકે અલબત ગરાસીઆ અને તાલુકદારો ગણી શકાય ખરા, પરન્તુ વણાટનો ઉદ્યોગ, ખાણોનો ઉદ્યોગ,

અને એવા બીજા ઉદ્યોગ ખેતીના ઉદ્યોગ કરતાં ઓછી અગત્યના નથી; તેથી તે ઉદ્યોગના પ્રતિનિધિઓ પણ સરકારને અગત્યના પ્રશ્નો ઉપર સલાહ આપવા માટે ખરી લાયકાતવાળા ગણી શકાય, તેથી તેમની સૂચના પ્રમાણે જો વડી સરકારની સલાહકારી કાઉન્સિલ ઉદાર ધોરણે રચાય તો તે મંડળ સરકારને અતિ અગત્યનું અને લોકોને પણ ઉપયોગી નીવડી શકે. જો વરસમાં એકવાર આવી કાઉન્સિલ મળતી રહે તો મોટી સરકારની રાજસભાનું ( assembly ) ગૌરવ અને તેની કાર્ય સાધકતામાં જરૂર વધારો તો થાયજ. Provincial Advisary Councils માટે સરકારે જે બન્ધારણ યોજ્યું હતું તે તેમને વ્યાજબી જણાયું હતું.

ધારાસભાના સભાસદોની સંખ્યામાં વધારો કરવાની દરખાસ્ત સાથે તેઓ સમ્મત થયા હતા; તો પણ સરકારી સભ્યોની સંખ્યા એ ધારાસભામાં વધારે રાખેલી હોવાથી જે થોડી ઘણી જગ્યા પ્રજાના પ્રતિનિધિઓ માટે યોજવામાં આવી હતી તે સંખ્યા બહુ કમતી હતી. એથી બધા વિભાગના બધાં પ્રજાકીય તત્ત્વના એ સભામાં પ્રતિનિધિઓ આવી શકશે નહિ એવી તેમણે શંકા દર્શાવી હતી.

વાઇસરૉયની ધારાસભાના સભ્યોની સંખ્યાની વેંચણીના ધોરણ પરથી તો મી. વિઠ્ઠલદાસ અતિશય નિરાશ થયા હતા; કારણ કે દરેક ઇલાકાની "ચૅમ્બર ઑફ્ કૉમર્સ" ને અને ઇલાકાના જમીનદારોને પોતાનો પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપવાનું સૂચવવામાં આવ્યું હતું, અને મુમ્બઈ મિલ માલિકોના મંડળ જેવી સંસ્થાને પ્રતિનિધિ મોકલવાનો હક્ક આપવામાં ન હોતો આવ્યો. એ પત્રમાં એમણે આ દરખાસ્તને અન્યાયી ગણી હતી; ને સરકારને આગ્રહપૂર્વક ભલામણ કરી હતી કે મિલઉદ્યોગની અવગણના કરવી જોઇએ નહિ. એમણે લખ્યું હતું કે

"When important questions affecting the Mill-Industry such as the levying of a countervailing duty on cotton cloth, came before the Indian Legislative Council, it had no representative of the Industry who could have given valuable help in arriving at a right conclusion. It is very probable that important legislation affecting Indian Factories, and especially the Cotton-Mills in which Lancashire takes a particularly active interest, will have to be introduced in the Vicroy's Legislative Council, in the near future, and it is highly necessary that this important interest should be directly represented in that Council. The seat reserved for a ruling chief may very

well be spared for this purpose; as for the reasons stated above
in Connection with the constitution of the Imperial Advisory
Council, the presence of a ruling chief in the Imperial Legis-
lative Council seems to be superfluous."

અહિં એમણે સ્પષ્ટ જણાવ્યું છે કે દેશી રાજકર્તા માટે રાખેલી બેઠક
મિલમાલિકના મંડળના પ્રતિનિધિને આપી શકાય કારણ કે રાજાઓ વાઇસ-
રૉયની ધારાસભામાં કોઇ રીતે ઉપયોગી થઇ શકે તેવું નથી. તેવા રાજાને
તેવી સભામાં રાખવા એ કેવળ નિરર્થક હતું.

મુસલમાન ભાઇઓને ઇલાયદી બેઠક ધારાસભામાં આપવાના વિચાર
સમ્બન્ધી મી. વિઠ્ઠલદાસે એ વખતે ભાર દઇને સિદ્ધાન્ત ખાતર પોતાનો
વિરોધ દર્શાવ્યો હતો. જો મુસલમાન માટે અલગ પ્રતિનિધિત્વ રાખવામાં આવે
તો પારસીઓ માટે, દેશી ખ્રિસ્તીઓ માટે, જૈન માટે કેમ નહિ ? જુદા
જુદા પન્થો અને જુદી જુદી જાતોનો આ દેશ બનેલોછે; તેથી કોમી
સિદ્ધાન્ત આ દેશમાં લાગુ પાડતાં વિખવાદ અને મનદુઃખ ઊભાં થયાં વિના
રહેજ નહિ. અત્યાર સુધી જે રીતે વાઇસરૉયની સભામાં સભ્યો
ચુંટાયા છે તે પરથી એમ નજ કહી શકાય કે એ મતદારોએ કેવળ હિન્દુ-
ઓનેજ પસન્દ કર્યા હતા. મુમ્બઇમાંથી મી. સયાની, અને મદ્રાસમાંથી
નવાબ સૈયદ મહમદને ચુંટવામાં આવ્યા હતા તે વાતને બહુ વરસ થયાં
નથી.

"It is grossly unfair to these gentlemen to assume, as the
Mohmedan Deputation seems to do in its address that they
adapted their views to those of the constituencies which returned
them to the Council."

તેમ છતાં જો મુસલમાન કોમને ખાસ બેઠકો વાસ્તેનું અલગ પ્રતિનિધિત્વ
આપવાનું જરૂરનું લાગતું હોય તો, ( મી. વિઠ્ઠલદાસે જણાવ્યું હતું કે )
ન્યાયની ખાતર મુસલમાન ભાઇઓએ સામાન્ય ચુંટણીમાં મત પણ ન
આપવા અને ઉમેદવાર તરીકે પણ ઊભા ન રહેવું જોઇએ. એમ ન થાય તો
મુસલમાન જમીનદારને બે મત મળી જાય, એક જમીનદાર તરીકે અને
બીજો મુસલમાન તરીકે. અને બીજી કોમના બધા માણસોને પોતે જે તે
વિભાગમાં કે ખાતામાં હોય તેને લગતો એકજ મત મળતો રહેછે. તેટલા
માટે તેમણે આગ્રહ બતાવ્યો હતો કે સૌના મતનું વજન એક સરખું
રહેવું જોઇએ. હિન્દુ માટે એક ધોરણ અને મુસલમાન માટે લાયકાતનું જુદું
ધોરણ હોવું ન જોઇએ.

એ પત્રમાં એક બીજા મુદ્દાની પણ ચર્ચા ઑ. મી. વિઠ્ઠલદાસે ઉઠાવી હતી. ઇલાકાની ધારાસભાની રચનામાં ફેરફાર કરવાના વિચાર માટે મી. વિઠ્ઠલદાસને જણાયું હતું કે અત્યાર સુધી જે ધોરણે ચુંટણી થતી હતી તેમાં કંઇ એટલા બધા દોષો જણાયા નહોતા કે તેના નિયમોમાં અગત્યના સુધારા કરવાની જરૂર જણાય. અહિં પણ કોમી સિદ્ધાન્ત ઉપર પ્રતિનિધિત્વ કદિ નજ અપાવું જોઇએ એવો આગ્રહ તેમણે દર્શાવ્યો હતો. તેમણે લખ્યું હતું કે—

"In this Presidency, at any rate, there have been no complaints that the elected members did not fully answer the expectations of their constituents. Now, that the number of members of Provincial Councils are to be increased, it is but proper that the franchise should be distributed over a large area but I would respectfully deprecate any attempts to create electorates on the basis of caste and sectarian differences. My remarks regarding separate representation for Mohmedans in the Viceroy's Council apply with even greater force in regard to the Local Legislative Council, as the Mohmedans of Bombay are quite as intelligent and educated as other classes of the population. The Local Government has always shown itself anxious to correct any inequalities as regards Mohmedan representation in the Council, and it has never been alleged that better representatives of Mohmedan interests could have been sent to the Council than those nominated by the Government.

એજ પત્રમાં આગળ જતાં મિલમાલિકો મંડળના પ્રતિનિધિને ધારાસભામાં સ્થાન મળવા માટે મજબૂત ભલામણ તેમણે કરી હતી; અને જણાવ્યું હતું કે વાઇસરૉયની ધારાસભામાં મિલઉદ્યોગના પ્રતિનિધિ હોવાના જે કારણો બતાવ્યાં હતાં તેના કરતાં મુમ્બઇ ઇલાકાની ધારાસભામાં એ મંડળને સીધું પ્રતિનિધિત્વ મળવાના કારણો વધારે સંગીન હતાં.

ધારાસભામાં બજેટ ઉપરની ચર્ચાનો હક્ક સભાસદોને આપવાનો વિચાર રાખવામાં આવ્યો હતો તે વાતને દીલોજાનીથી તેમણે સ્વીકારી હતી.

સ્વરાજ્યને પન્થે ચઢવા માટે દેશના રાજદ્વારી વહિવટમાં થવા જોઇતા ફેરફાર માટે ઇ. સ. ૧૯૦૭ માં મી. વિઠ્ઠલદાસના વિચારો કેવા હતા તેની ઝાંખી રૂપરેખા આપણે આ પત્રમાં જોઇ શકીએ છીએ.

# પ્રકરણ ૨૧ મું.

ºººººººº

## ફૅકટરી લેબર કમિશન.

( કારખાનાના મજુરોની તપાસમાટે સરકાર-નિયુક્ત મંડળ )

ઇ. સ. ૧૯૦૫માં મુમ્બઇ શહેરમાં " ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ ' નામના રોજીન્દા પત્રના આધિપતિએ એ પત્રની સચિત્ર અઠવાડિક આવૃત્તિ કાઢવાનું કામ આરમ્ભ્યું હતું. તે પત્રમાં બધી દિશાના ઉપયોગી અભિપ્રાય પ્રકટ કરવાની દૃષ્ટિથી શિષ્ટ પુરુષો પાસેથી મૌલિક લેખ મેળવી તેની માળા પ્રકટ કરવાની યોજના અધિપતિ વિચારી રહ્યા હતા. ઑ. મી. વિઠ્ઠલદાસને એ લેખમાળામાં "The Future of Mill Industry" ( મિલ ઉદ્યોગ ભાવિષ્ય ) વિષે લેખ મોકલવાની વિનતિ એ અધિપતિ તરફથી ગુજારવામાં આવી હતી. બનારસ ઔદ્યોગિક પરિષદમાં તેમણે વાંચેલા વણાટ ઉદ્યોગ ઉપરના નિબન્ધથી એમની ઉદ્યોગક્ષેત્રમાંની કાબેલીઅત ચોતરફ સ્વીકારવામાં આવી હતી.

એ સ્વદેશીના ચેતનના જમાનામાં અનેક મોટા ઉદ્યોગ હાથ ધરવાનું માણસોને મન થતું હતું. ઑ. મી. વિઠ્ઠલદાસે પોતાના મિત્રો સાથે મળીને એ અરસામાં એટલે ઇ. સ. ૧૯૦૬ ના નવેમ્બર માસમાં " ઇન્ડીઅન સ્પીશી બૅન્ક "—નામની જબરી જૉઇન્ટ સ્ટૉક કમ્પની કાઢી હતી. એ બૅન્કના શેરો બજારમાં બહાર પડ્યા કે તરતજ ભરાવા લાગ્યા હતા અને થોડા સમયમાં ઑ. મી. વિઠ્ઠલદાસના પ્રમુખપણા નીચે તે અતિ લોકપ્રિય બની ગઈ હતી. ચારે તરફથી શેરોની માગણીઓ આવવા લાગી હતી. નાની રોજી કમાવનારા માણસોથી માંડીને છેક રાજા રજવાડા સુધીના માણસો એ બૅન્કની સાથે સમ્બન્ધ રાખવા ઇન્તેજારી બતાવવા લાગ્યા હતા. મી. ચુનીલાલ ડી. સરૈયા મુમ્બઇ બૅન્કના અનુભવથી ઘડાયેલા ગૃહસ્થ એ બૅન્કના મેનેજીંગ ડિરેક્ટર નીમાયા હતા. સ્પીશી બૅન્કની શાખાઓ હિન્દુસ્તાનનાં અનેક ઔદ્યોગિક સ્થળે અને છેક લંડનમાં પણ ઉઘાડવામાં આવી હતી.

ઈ. સ. ૧૯૦૬માં મુમ્બઈ શહેરમાં " વેપારી શિક્ષણ " માટે ઉચ્ચ સંસ્થા કાઢવાની યોજના તેઓ વિચારી રહ્યા હતા; તેમના સન્મિત્ર સર લલ્લુભાઇ સામળદાસ અને બીજા વિદ્વાન મિત્ર સર વિશ્વેશ્વરય્યા—આ

કાર્યમાં તેમને પૂરતી સલાહ અને સૂચના આપતા હતા. એવી શિક્ષણની સંસ્થા કાઢવા પાછળ તે એટલા બધા ઉત્સુક હતા કે કલકતામાં ઔદ્યોગિક પરિષદના પ્રમુખ તરીકે તેમણે ભાષણ આપ્યું હતું તેમાં જણાવ્યું હતું કે,

I may also mention here the importance of a wider spread of commercial education, which at present is practically neglected by the state. I ought to make an exception in the case of Bengal where commercial education is imparted in the Presidency College at Calcutta and Madras where a rather feeble attempt has been made to encourage it. Those who do not understand what commercial education is and mistake it to be mere "book-keeping," sneer at it, but Commercial education is much more than that, and if there were more of commercially educated men among us we would be able to retain in the country very large proportion of the profits which now go to foreign firms which do importing and exporting business only."

અહિં એમણે સ્પષ્ટ કર્યું છે કે વેપારી શિક્ષણ એટલે બૂક કીપિંગ-અંગ્રેજી ઢબનું નામું લખવાનુંજ શિક્ષણ સમજવાનું નથી. એવી દૃષ્ટિ સાચી નથી. વેપારી-શિક્ષણ તો વિશેષ ઉદાત્ત અને વિસ્તૃત સમજ આપેછે. જો દેશમાં એ શિક્ષણ લીધેલા ઘણા માણસો હોય તો આજે પરદેશી પેઢીઓને ત્યાં આયાત નિકાસના વેપારનો મોટો નફો જવા પામેછે તે બને નહિ.

વાચનારને જણાવવાની જરૂર છે કે આ સમયે ઑ. મી. વિઠ્ઠલદાસે ઘડેલી યોજનાની ભૂમિકા ઉપરથીજ મુમ્બઇમાં ભવિષ્યમાં—" સિડનહામ કૉલેજ ઑફ કૉમર્સ "—નુ ચણતર થયું હતું. એનો અભ્યાસક્રમ ઘડાવવામાં અને એ કૉલેજને જન્મ અપાવવામાં મી. વિઠ્ઠલદાસનો ફાળો ગણતરીમાં લઇ શકાય તેટલો બધો હતો. એ કૉલેજ ચાલુ થયા પછી તેની સાથે સર વિઠ્ઠલદાસનો સમ્બન્ધ કોઇને કોઇ સમિતાના સભ્ય કે પ્રમુખ તરીકે ચાલુજ હતો.

૧૯૦૫ ના માર્ચ માસમાં કલકત્તામાં " ઇન્ડીઅન ફાઇનેન્શીયલ સિન્ડિકેટ લી. "–ઊભી કરવાની હતી. તેની કાચી યોજના સૂચના અને સલાહ મેળવવાની દૃષ્ટિથી રાયબહાદુર નિરંજન મુકરજી અને મહારાજા કુમાર સર પ્રદ્યોત ટાગોરના અંગત મન્ત્રી મી. સુરેશચન્દ્ર ઘોસ તરફથી ઑ. મી. વિઠ્ઠલદાસ તરફ મોકલવામાં આવી હતી, તેના ઉપર લમ્બાણથી એમણે પોતાનો અભિપ્રાય મોકલ્યો હતો.

એજ વરસમાં મુમ્બઇ મિલમાલિકના મંડળના સરનશીન બનવાનું માન ઑ. મી. વિઠ્ઠલદાસને મળ્યું હતું મિલમાલિકોનું આ મંડળ બહુ

વગદાર ગણાય છે. સરકારમાં અને વેપારી આલમમાં તેનું વજન સારી પેઠે હોય છે. આ વરસમાં અને આગલે વરસે સ્વદેશી-હીલચાલને પ્રતાપે મિલોનો ધન્ધો બહુ આબાદ બન્યો હતો. મિલમાલિકોને અસાધારણ નફો તે વરસોમાં મળ્યો હતો. મિલોનાં કામ ધમધોકાર ચાલતાં હતાં; અને એ વરસે મિલોમાં વિજળીની બત્તિ દાખલ થવા પામી હતી એટલે સ્વદેશી માલની જબરી માગણીને પહોંચી વળવા સારૂં મિલોમાં મજુરો પાસેથી વધારે કલાક કામ લેવાતું હતું. "ટાઈમ્સ ઑફ ઇન્ડીઆ". નામના પત્રમાં અંગ્રેજ અધિપતિ મી. એસ. ફ્રેઝરે—Sweating of Bombay Slaves" એ મથાળાથી લાંબો લેખ પત્રમાં પ્રકટ કર્યો હતો. લૅન્કેશાયરના મિલમાલિકોએ એ ઉપરથી ચર્ચા ઉપાડી અને મુમ્બાઈના કામ કરતા મજુરો પ્રત્યેની દયાવૃત્તિ બતાવવાનો ડોળ કરી હિન્દી પ્રધાનને વચ્ચે પડવાનો લૅન્કેશાયર-વેપારીએ આગ્રહ કર્યો. તે પ્રધાને સર હૅમિલ્ટન ફ્રીઅર સ્મિથને હિન્દુસ્તાન મોકલ્યા અને કારખાનાની મુલાકાતો લઈ એ પ્રશ્ન ઉપર એક રીપોર્ટ તૈયાર કરવાનું તેમને કહેવામાં આવ્યું હતું. એમના રીપોર્ટ ઉપરથી હિન્દના કારખાનાની સાર્વજનિક તપાસ કરવા એક કમિશન નીમવામાં આવ્યું. હિન્દી સરકારે મુમ્બઇ મિલ આલિકના મંડળને અને મુમ્બઇ ચૅમ્બર ઑફ કૉમર્સ-ને આમન્ત્રણ આપી બોલાવ્યાં; અને તેમને કહેવાગાં આવ્યું કે ઉપર જણાવેલી તપાસ માટે નીમાયેલા કમિશનમાં એ બન્ને સંડળના એક સંયુક્ત પ્રતિનિધિની તેઓ નીમણુક કરે. આ બન્ને સંસ્થા આ બાબતમાં એકમત થાય એવું ઝટ બને તેમ નહોતું, પરન્તુ છેવટે તેમણે ઑ. મી. વિઠ્ઠલદાસનું નામ બન્ને મંડળના પ્રતિનિધિ તરીકે સરકારને આપ્યું અને સરકારે ઇ. સ. ૧૯૦૭ આખરમાં—"ઇન્ડીઅન ફૅક્ટરી લેબર કમિશન" નીમ્યું, તેમાં બીજા ગૃહસ્થો સાથે ઑ. મી. વિઠ્ઠલદાસને એક સભ્ય બનાવ્યા.

—કમિશનના ગૃહસ્થો—

પ્રમુખ

૧ ઑ. મી. ડબ્લ્યુ. ટી. મોરીસન આઇ. સી. એસ. ઍક્ઝિક્યુટીવ મેમ્બર ઑફ કાઉન્સિલ, મુમ્બાઇ.

સભ્યો

૨ મી. ડબ્લ્યુ. એ. બી. બોમોન્ટ, ઈંગ્લાંડના કારખાનાના સુપ્રિન્ટેન્ડિંગ ઇન્સ્પેક્ટર.

૩ મી. એસ. એમ. ચીમનલાલ બી. એ., એસ. સી. એસ., ડેપ્યુટી કમિશનર, મધ્ય પ્રાન્ત.

૪ લેફ્ટન્ટ કર્નલ સી. મૅકટેગાર્ટ એમ. એ, એમ.બી., આઇ. એમ. એસ. ઇન્સ્પેક્ટર જનરલ પ્રિઝન, સંયુક્ત પ્રાન્ત.

૫ ઑ. મી. એલેક્ઝાન્ડર મૅકરૉબર્ટ–અપર ઇન્ડીઆ ચૅમ્બર ઑફ કૉમર્સના પ્રતિનિધિ.

૬ ડૉ. ટી. એમ. નાયર, મ્યુનિસિપલ કમિશનર, મદ્રાસ

૭ મી. જોન નીકલ–બંગાલ ચૅમ્બર ઑફ કૉમર્સના પ્રતિનિધિ

૮ ઑ. મી. વિઠ્ઠલદાસ, મુમ્બાઈ ચૅમ્બર ઑફ કૉમર્સ અને મિલ-માલિક મંડળના સંયુક્ત પ્રતિનિધિ.

## સેક્રેટરી

૯ મી. જે. કૅમ્પબેલ, આઇ. સી. એસ., વેપાર ઉદ્યોગખાતાના હિન્દી સરકારના ઉપમન્ત્રી

સર હૅમલ્ટન ફ્રીઅર સ્મિથની કમિટીએ કરેલા રીપોર્ટમાં ઉપસ્થિત કરેલા પ્રશ્નો અને સૂચના ઉપર અને હિન્દના કારખાનાને અંગે ઉપસ્થિત થતા બીજા પ્રશ્નો સમ્બન્ધી કમિશને તપાસ કરવાની હતી.

આ કમિશનની પહેલી બેઠક મુમ્બાઈમાં પહેલી નવેમ્બર ૧૯૦૭ના રોજ થવાની હતી; ૧૫મી એપ્રિલ ૧૯૦૮ સુધી મુસાફરી કરી, મે માસના આખરના દિવસોમા કમિશને પોતાનો "રીપોર્ટ"–અહેવાલ સાદર કરવાનો હતો.

આ કમિશનમાં એક સભ્ય તરીકે મી. વિઠ્ઠલદાસની પસન્દગી થઈ તેનો સ્વીકાર તેમણે કરી લીધો ખરો; પરન્તુ તેમ કરવામાં તેમણે બેવડ઼ી પ્રકારે સ્વાર્થત્યાગ કર્યો હતો એમ આપણને જણાય છે. મિલમાલિકના મંડળના ઠરાવના ચોપડા ઉપર એ પસન્દગી સમ્બન્ધી આ પ્રમાણે લખેલું છે–

"That as the Chairman has expressed his unwillingness to accept any personal remuneration, Government may be informed accordingly. That the Association, however, suggest that all actual expenses incurred by their representative and his Private Secretary in travelling, carriage and residential charges be borne by Government during the period he serves on the Commission."



હિન્દુસ્તાનનું ફૅક્ટરી લેબર કમિશન ૧૯૦૭.

એટલે કે આ કામ માટે ઑ. મી. વિઠ્ઠલદાસે કંઇ પણ લવાજમ લેવાનું સ્વીકાર્યું નહોતું; અલબત " ઍસોસીએશને " ભલામણ કરી હતી કે એમનું અને એમના ખાનગી સેક્રેટરીનું પ્રવાસનું ખર્ચ સરકારે આપવું.

સાર્વજનિક કર્તવ્યની સાચી સમજથી આ કાર્ય તેમણે સ્વીકાર્યું હતું. કમિશનનું કામ શરૂ થયું કે તરતજ તેમણે પોતાના મિત્ર મી. હાર્વેને એક પત્રમાં લખ્યું હતું કે, ધારવા કરતાં કમિશનનું કામ વધારે ભારે નીવડયું છે; મારી અનેક રોકાણને લીધે અને ધન્ધાની જવાબદારીને લીધે એ કામ મેં ખમચાતાં ખમચાતાં સ્વીકાર્યું હતું; તો પણ મને લાગેછે કે ખરૂં સત્ય પ્રકાશમાં લાવવાના કામમાં હું કમિશનને મદદગાર થઈ શકીશ. બીજા અંગ્રેજ મિત્ર સર જેમ્સ મૅાન્ટિથને ઇંગ્લાંડ પત્ર લખ્યો હતો. કે ફૅક્ટરી કમિશનની બેઠક મુમ્બઈમાં શરૂ થઈ ગઇ છે. + + + કામ બહુ ભારે અને મોટું છે; કેમકે હવે પછીના પાંચ માસ સુધી અમારે પ્રવાસમાં ફરવું પડશે; અને મારા જેવા ધન્ધાદારી માણસને એ જરા અડચણ રૂપ તો છે. પણ તે કમિશનમાં મૂકાયેલા પ્રશ્નો એટલા બધા અગત્યના છે કે મેં મારી જાતને સમજુત આપી કે મારે એ કામ જતું ન કરવું જોઇએ "—

એમણે આ કાર્ય માથે લઇને ધન્ધા વેપારમાં ભોગ આપ્યો હતો એટલુંજ નહિ પરન્તુ એ વખતે મુમ્બઈના શેરીફનો હોદો ઑ. મી. વિઠ્ઠલદાસને મળવાના સમ્પૂર્ણ સંજોગ હતા. તે હોદો આ કમિશનનું કામ સ્વીકારી તેમણે જતો કર્યો હતો. એ વરસે હિન્દુ કોમમાંથી શેરીફ નિમવાનો વારો હતો. મી. વિઠ્ઠલદાસ એ સ્થાન માટે સૌથી વધારે લાયક ગણાતા હતા. પરન્તુ શેરીફની ખુરશી ઉપર જે નિમાય તે ગૃહસ્થ મુમ્બઇ ઈલાકાની બહાર એ વરસ દરમ્યાન જાય તો તેમણે એ ખુરશી ખાલી કરી છે એમ કાયદા-કાનુન-પ્રમાણે ગણાય છે. ઑ. મી. વિઠ્ઠલદાસને કમિશનને કામે ઈલાકાની બહાર ફરવાનું હતુંજ. તેથી ઇલાકાના ગવ્હર્નરે તરફથી એમના પ્રાઇવેટ સેક્રેટરીએ ૧૯૦૭ ના નવેમ્બર માસમાં નીચે મુજબ પત્ર લખ્યો હતો.

"Sir George Clarke desires me to write and inform you that he would have great pleasure in appointing you Sheriff for the coming year, but for the provision that the Sheriff vacates his appointment by leaving the Bombay Presidency. H. E. is aware that you cannot possibly be spared from the Factory Commission, and he hopes that the knowledge you are engaged on even more important public duties will console you for the disappointment you may rightly feel at not being free to enjoy the distinction of the Sheriffship."

આ પ્રશ્નનો ઉત્તર આપતાં તેમણે લખ્યું હતું કે જે મીઠાશથી એ હકીકતની મને જાણ કરવામાં આવી તેની કીમત શેરીફ તરીકેની નિમણુકના માન કરતાં હું વધારે કરૂં છું. એ અરસામાં પોતાના મિત્રોને તેમણે લખેલા કાગળોની ફાઈલ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે— મુમ્બાઈના ગવ્હર્નરે એમની જે કદર કરી હતી તેથી તેમના હૃદયપર ઉંડી છાપ પડી હતી. ખરી વાતજ હતી કે સર જ્યૉર્જ ક્લાર્ક જ્યારથી મુમ્બઈમાં દાખલ થયા ત્યારથી મી. વિઠ્ઠલદાસની નિર્ણય શક્તિ ઉપર અને ચારિત્ર ઉપર વિશ્વાસ ધરાવી રહ્યા હતા. તેથી જે જે અગત્યની યોજના સર જ્યૉર્જ ઘડતા ( એમની યોજના થોડી નહોતી ) તે બધીની વિચારણામાં ઑ. મી. વિઠ્ઠલદાસની સલાહ લેવામાં આવતી હતી.

આ કમિશનની કામગીરીની વિપુલતાનો ખ્યાલ તેમના નીચે મુજબના પ્રવાસના કાર્યક્રમ પરથી કંઈક સમજાશે.

| સ્થળ | મુકામની તારિખ |
|---|---|
| ૧ મુમ્બાઈ | ૧ નવેમ્બર ૧૯૦૭ |
| ૨ અમદાવાદ | ૮ " " |
| ૩ ભરૂચ | ૧૫ " " |
| ૪ મુમ્બાઈ | ૧૬ " " |
| ૫ જળગાંવ | ૨૦ ડિસેમ્બર ૧૯૦૮ |

( નાતાલના તહેવારને લીધે કમિશન છૂટું પડેછે, અને આગ્રામાં પાછું મળેછે )

| | |
|---|---|
| ૬ આગ્રા | |
| હાથરસ | ૩ જાન્યુઆરી ૧૯૦૮ |
| ૭ કાનપૂર | ૮ " " |
| ૮ અલ્લાહાબાદ | ૧૫ " " |
| ૯ કલકત્તા | ૧૯ " " |
| ૧૦ ઢાકા | ૧૧ ફેબ્રુઆરી " |
| નારાયણગંજ | |
| ૧૧ કલકત્તા | ૧૫ " " |
| ૧૨ રંગુન | ૧૮ " " |
| ૧૩ મૂલમેન | ૧૯ " " |
| ૧૪ રંગુન | ૨૮ " " |
| ૧૫ મદ્રાસ | ૩ માર્ચ ૧૯૦૮ |

| | | |
|---|---|---|
| ૧૬ | મદુરા<br>તીનાવેલી<br>ત્રીચીનપલ્લી | કમિશનના બે સભ્યો મી. મૅકરૉબર્ટ અને મી. નીકલ જુદા પડી એ ત્રણ સ્થળે કારખાનાની તપાસ કરી મુખ્ય મંડળને સાથે અમરાવતી મળી ગયા હતા. |
| ૧૭ | સોલાપૂર<br>અકોલા | ૧૧ માર્ચ ,, |
| ૧૮ | અમરાવતી<br>બદનેરા | ૧૩ ,, ,, |
| ૧૯ | વર્ધા<br>પુલગાંવ | ૧૮ ,, ,, |
| ૨૦ | નાગપૂર<br>હિંગણઘાટ | ૨૧ ,, ,, |
| ૨૧ | દીલ્હી | ૩૦ ,, ,, |
| ૨૨ | અમૃતસર<br>ધારીવાલ | ૫ એપ્રિલ ,, |
| ૨૩ | લાહોર | ૯ ,, ,, |
| ૨૪ | સીમલા | ૧૫ ,, ,, |

આ કમિશનના કામમાંથી લેફ્ટેનન્ટ કર્નલ મૅકટેગાર્ડ જલગાંવ પછીથી છૂટા થયા હતા; તેમની તબીયત પ્રવાસ વેઠી શકે તેવી ન હોવાથી તેમણે એ કામનું રાજીનામુ આપ્યું હતું. તેમણે મુમ્બઈ ઇલાકાનાં કારખાનાં જોયાં હતાં તે ઉપરથી જે અભિપ્રાય આપી શકાય તે એમણે જુદા પત્રથી પ્રેસિડન્ટ ઉપર મોકલ્યો હતો. તે પત્ર બહુ કીમતી હતો એટલે કમિશનના અહેવાલમાંજ તેને છાપવામાં આવ્યો છે.

કમિશને આખા હિન્દુસ્તાનમાં પ્રવાસ કર્યો હતો, અને તે પ્રવાસ દરમ્યાન ૨૦૯ કારખાનાની તપાસ તેમણે કરી હતી; તેમાં કાપડ વણવાની મિલો, સૂતર કાંતવાની મિલો, કપાસની જીનો અને ગાંસડી બાંધવાના પ્રેસો, ઊનની મિલો, રેશમની મિલો, સણની મિલો, સણની ગાંસડી બાંધવાના કારખાનાં, સેતરંજી અને કનાતો વણવાના કારખાના, લોટ દળવાની મિલો, હાડકાં દળવાની મિલો, કાગળ બનાવવાની મિલો, લાકડાં વ્હેરવાની મિલો, ચોખા છડવાની મિલો, લોખંડના કારખાનાં, ટીનના ડબ્બા બનાવવાના કારખાનાં, ચામડાનાં કારખાનાં, દીવાસળીનાં કારખાનાં, ઘોડાનો સામાન બનાવવાનાં સરકારી કારખાનાં, સાબુનાં કારખાનાં, રસાયનિક ઉદ્યોગનાં કારખાનાં, નળીઆં અને લાદી બનાવવાનાં કારખાનાં, તેલ પીલવાનાં અને શુદ્ધ કરવાનાં કારખાનાં, સીમેન્ટનાં કારખાનાં, એલ્યુમિનિઅમના કારખાનાં,

ખાંડના કારખાનાં, બિસ્કીટ બનાવવાના કારખાનાં, રેલ્વે વર્કશોપ, વીજળીની શક્તિ ઉત્પન્ન કરનારા મથકો, છાપખાના, તથા ટંકશાળો સમાઈ જાય છે.

કારખાનાના મજુરો રોજ કેટલા કલાક કામ કરેછે, તેમના આરોગ્ય-ઉપર કામના બોજાની માઠી અસર થાય છે કે કેમ, સ્ત્રીઓ અને નાની ઉમ્મરના છોકરાઓ કારખાનામા કામ કરતા હોય તેથી તેમના શરીરને કંઈ નુકસાન પહોંચેછે કે કેમ, મજુરોને સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, અને આરોગ્યકર ઇતર સગવડો કારખાનામા હોયછે કે કેમ, રાતે વીજળીના દીવાની મદદથી કારખાનામાં કામ કરવાનુ રાખવુ હિતાવહ છે કે કેમ, મજુરોને જમના માટે વચ્ચે કેટલો સમય છુટી આપવાની જરૂર છે, કોઈ ખાસ ઉદ્યોગની વિશિષ્ટતાથી મજુરોના આરોગ્ય ઉપર અવળી અસર થવા સમ્ભવ છે કે કેમ—વગેરે પ્રશ્નોની તપાસ એ કમિશને કરવાની હતી. તે ઉદ્દેશથી જુદી જુદી પ્રશ્ન પત્રિકાઓ—મિલ કે કારખાનાના માલિકો માટે, સ્થાનિક સરકારના પ્રતિનિધિઓ માટે, અને કારખાનાના મજુરોના આરોગ્યનો અનુભવ હોય તેવા વૈદકીય અમલદારો માટે–પ્રકટ કરવામા આવી હતી, અને તે પ્રશ્નોના ઉત્તર મેળવીને તથા પ્રત્યક્ષ મુલાકાત વખતે જેમને તેમને ઇતર પ્રશ્નો પૂછીને ઉપર જણાવેલા વિષયની માહિતી એકઠી કરવાનું કામ આ કમિશને કર્યું હતું

કમિશનનો છેવટનો નિર્ણય તો એજ હતો કે (૧) હિન્દુસ્તાનમા ઇંગ્લાંડના કારખાનાને લાગુ પડે તેવા કાયદાકાનુન કરવાની બીનકુલ જરૂર નથી, કારણકે હિન્દની પરિસ્થિતિ જુદાજ પ્રકારની છે. (૨) હિન્દુસ્તાનના કારખાનામા કામ કરનારા મજુરો શુ પુરૂષો કે શુ સ્ત્રીઓ—કામના બોજાને લીધે જરા પણ માઠી અસર થઈ હોય તેવુ કોઈ પણ કારખાનામા જણાયુ નહોતું બલ્કે આકડા એકઠા કરી સરખામણી કરી જોતા જણાયું હતુ કે ખેતરવાડીમાં, અને છુટક મજુરી કરનારાની શારીરિક સ્થિતિ કરતા કારખાનામા કામ કરનારનું આરોગ્ય વિશેષ સારૂં હતું (૩) જેટલા કલાક તે વખતે હિન્દુસ્તાનના કારખાનામાં કામ ચાલતું હતું તેના કરતાં ઓછા કલાક કામ ચલાવવાનો કાયદો આરોગ્યની દૃષ્ટિથી કરવાની જરૂર નહોતી મી મૅકરેગરે લખ્યું હતુ કે—

On the whole I must emphatically say that in my opinion it can not be said with truth that the hours now worked in the Bombay Factories have any injurious effect on the health of the operatives. Whether on social, moral or political grounds it is advisable to take steps to limit the working hours for adult

males in factories is another question. But my opinion founded on what I saw and heard while a member of the Commission in the Bombay Presidency, is that there exist absolutely no real grounds, medical or otherwise, which would justify Government in diricctly limiting the hours of adult male labour in factories by legislative enactment.

આ કમિશનના અહેવાલ ઉપર ડૉ. નાયર સિવાય બધાએ સહી મૂકી હતી; ઑ. મી. વિઠ્ઠલદાસે એકજ મુદ્દા ઉપર મતભેદ દર્શાવીને સહી કરી હતી. કારખાનામાં મજુરોને કામ કરવાના બાર કલાકનુ માપ સ્વાભાવિક કુદરતી દિવસનું રાખવાનું તેઓ પસન્દ કરતા હતા કે જેથી અજવાળું ચાલે ત્યાં સુધીજ કામ ચાલી શકે. જો શિઆળામાં અર્ધો કે પોણો કલાક દિવસ નાનો થાય તો ઉનાળામાં તેટલા પ્રમાણમાં દિવસ મોટો થાય; એટલે સરેરાશ બાર કલાકનો દિવસ મજુરોને મળી રહે. તેઓ કારખાનું શરૂ થયા પછી બહુ લામ્બી રજા વચ્ચે પળાવવાની વિરૂદ્ધમાં હતા; તેથી એવી લામ્બી રજા પાળીને કકડે કકડે બાર કલાકનું કામ લેવાની પદ્ધતિ-સામે તેમણે જૂદો મત દર્શાવ્યો હતો.

તેમ છતાં ઑ. મી. વિઠ્ઠલદાસની સમાધાનવૃત્તિ અને અનુકૂળતા ઉપજાવી આપે તેવી દલીલની ઋજૂતા આવાં કામમાં બહુ ઉપકારક નીવડ્યા હતાં. કમિશનનો અહેવાલ સરકારમાં સાદર કરવામાં આવ્યો તેની પહોંચ સ્વીકારતા હિન્દી સરકારે કમિશનના પ્રમુખ જોગ પત્ર લખ્યો હતો તેમાં કમિશનરોની અથાક મહેનતની કદર બુજવામાં આવી હતી. એ પત્ર નીચે મુજબ હતો.

"I am directed by the Government of India, to convey to you an expression of their high appreciation of the work performed by the Indian Factory Labour Commission under your presidency. The investigations of the Commission were thorough and complete and the Government of India have been particularly impressed with the pains which were taken to accumulate all the evidence which it was possible to obtain on the difficult and complicated questions which had to be dealt with. The precise and lucid manner in which these questions were handled in the Report has been of great assistance to Government in forming a final decision as to the changes in the law which they are proposing to the Secretary of State."

આ પત્રમાં કમિશને ઉઠાવેલી મહેનતનાં વખાણ કરવામાં આવ્યાં છે; કમિશને માહિતી એકત્ર કરવામાં સ્વીકારેલી પદ્ધતિને પણ વખાણવામાં આવી છે; અને અહેવાલમાં એ બધી હકીકત મૂકવામાં વાપરેલી ચોકસાઈ અને મનોગમ્યતાની પણ કદર કરવામાં આવી છે. તેમ છતાં અંગ્રેજ સરકારની ખાસીયત પ્રમાણે આ વખતે પણ કમિશનની ભલામણોને ઠેબે મારી હિન્દી સરકારે કાયદામાં હિન્દને નડતર કરે તેવી કલમો ઉમેરવાની દરખાસ્ત હિન્દી પ્રધાન તરફ મોકલવાનું દુરસ્ત ધાર્યું હતું. એ સમ્બન્ધી જે કાયદા રચવામાં આવ્યા હતા તેમાં ઑ. મી. વિઠ્ઠલદાસ બહુ રસથી ભાગ લેતા હતા. તે વડી ધારાસભામાં પોતાથી બને તેટલી મક્કમતાથી સરકારની સામે થઈ લોકના ને ઉદ્યોગ–હુન્નરની સંસ્થાઓના હિતની વાતો એ ધારાસભામાં તેમણે વખતો વખત રજુ કરી હતી. પરન્તુ જેમ પખાલી પાડાપર પાણી રેડ્યા કરે તો પણ પાડાને કંઇ અસર ન થાય તેમ અગાઉથી નિશ્ચિત કરી મૂકેલા હિન્દી સરકારના નિર્ણય ઉપર લોકનેતાના વિચારોની અસર જવલ્લેજ થવા પામેછે. એ સમ્બન્ધી વિશેષ માહિતી વડી ધારાસભાની કામગીરીના વિવરણ વખતે આપણને મળી શકશે.

ઑગસ્ટ ૧૯૦૮માં ઑ. મી. વિઠ્ઠલદાસે પોતાની કામગીરીનો હિસાબ મુમ્બઇ મિલમાલિકના મંડળ આગળ રજુ કર્યો હતો; અને કમિશનના પ્રમુખ મી. મોરિસનની પ્રશંસા કરી હતી. એમનું એ ભાષણ પરિશિષ્ટ તરીકે આ પ્રકરણને અન્તે મૂકવામાં આવ્યું છે.

હિન્દી સરકારે મિલ માલિકના મંડળનો અભિપ્રાય કમિશનની ભલામણ ઉપર માગ્યો હતો તે માટે એ મંડળે તા. ૨૭ ઑગસ્ટ ૧૯૦૮ ના રોજ નીચે પ્રમાણે ઠરાવ કર્યો હતો.

"That having regard to the weight of the evidence recorded by the Factory Commission, this Association is of opinion that neither any restrictions direct or indirect, in the existing provisions of the Factory Act, as regards adult labour in Textile Factories, nor the creation of a new class of young persons between the ages of 14 and 17 is justified."

આ ઠરાવથી મિલમાલિકના મંડળે સ્પષ્ટ સમ્ભળાવી દીધું કે કમિશન આગળ પડેલી જુબાનીના જબરા પુરાવા ઉપરથી આ મંડળ એમ ધારેછે કે હાલના "ફૅક્ટરી ઍક્ટ" માં એવો કોઇ પણ સુધારો કરવાની જરૂર નથી કે જેથી સીધો કે આડકતરો અંકુશ કારખાના ઉપર આવી શકે;

તેમજ ૧૪ થી ૧૭ વરસની ઉમ્મરના છોકરા માટે "જુવાનીઆ" નો નવો વર્ગ ઊભો કરવાનું પણ મિલ-ઉદ્યોગના હિતની દૃષ્ટિએ વ્યાજબી ગણાશે નહિ.

સરકાર તો આવા વિરોધને ગળી જવાના કામમાં સ્વભાવથીજ ટેવાઇ ગઇ હોયછે તે કોનાથી હવે અજાણ્યું હશે!

[મિલમાલિકોના મંડળની વાર્ષિક સામાન્ય સભા સર ફાજલભાઇ કરીમભાઇના પ્રમુખપણા નીચે તે વરસમાં મળી ત્યારે શેઠ વિઠ્ઠલદાસની સેવાની નોંધ એમણે પોતાના ભાષણમાં નીચેના શબ્દોથી લીધી હતી.

"In Sir Vithaldas Thakersey this Association found an *able exponent and champion of our views*, and great credit is due to him for convincing the Commission that the conditions of the mill-hands on this side of India compared favourably with that of the operatives in other parts of the country. The Government has recognised his merits and services on the Commission and we feel that in honourng him with the title of Knighthood the Government *have honoured our Association*. His Services to us in the Legislative Council are also great and we look forward to good results of the efforts (1) for the building of chawls for our mill-hands and also (2) for allowing us a representative on the Municipal Corporation.

સારઃ-સર વિઠ્ઠલદાસ ઠાકરસી જેવા આપણા વિચારોના સમર્થ પ્રચારક અને પક્ષકાર આપણે મેળવી શક્યા છીએ; આપણા દેશના બીજા દેશના કારખાનાના મજુરો કરતાં આ ભાગના કારખાનાના મજુરોની સ્થિતિ ઘણે દરજ્જે સારી છે એવી ખાતરી કમિશનને કરાવી આપવાનો ખરો જશ એમનેજ ઘટેછે. કમિશનના કામે તેમણે બજાવેલી સેવાની અને તેમની લાયકાતની સરકારે કદર કરી છે; અને આપણને એમ લાગેછે કે એમને—નાઇટહૂડના ખેતાબનું માન આપી સરકારે આપણા ઍસોસીએશનનેજ માન આપ્યું છે. ઇલાકાની ધારાસભામાં પણ એમણે આપણી બજાવેલી સેવા બહુ ભારે છે; અને મિલમજુરો માટે ચાલ બાંધવાના કામમાં અને મ્યુનિસિપલ કૉરપોરેશનમાં આપણો ઍસોસીએશનનો પ્રતિનિધિ મોકલવાનો હક્ક મેળવવાના કામમાં એમને જરૂર વિજય મળશે એવી આપણે વકી રાખી રહ્યા છીએ.

## પરિશિષ્ટ

મિલમાલિકના મંડળ પાસે ઑ. મી. વિઠ્ઠલદાસનું કમિશનની કામગીરી-સમ્બન્ધી ભાષણ.

[ At the meeting of the Mill-owners' Association 20-4-1908 ].

Mr. President and Gentlemen,

Now that we are met here to-day to consider and formulate our opinions on the recommendations of the Indian Factory Commission, I, as your representative on that body, feel it my duty to say a few words as to the principles which guided me in the deliberations of the Commission. At the outset, I wish to express my high appreciation of the extremely fair and open mind which my colleagues, and especially the President, the Hon'ble Mr. Morison, brought to the important task entrusted to the Commission. Mr. Morison proved himself to be an ideal President, giving every member the fullest opportunity of making enquiries and expressing his views on every point connected with the subject. As to the constitution of the Commission, I will only say that it could not have been constituted on a broader and more representative basis and as the Report shows, no aspect of the subject was left unconsidered. The task before the Commission was an extremely difficult one, involving as it did the co-ordination in one scheme of the diverse conditions and circumstances prevailing in a large continent like India and in factories representing various industries. While, on the one hand, we were anxious that nothing should be done which would in the least hamper the growing industries of India, so essential to the progress and prosperity of the country, we were determined to adopt measures to check any abuses that were found to exist in regard to labour. It is not for me to say how far the Commission has succeeded in carrying out this object. I may, however, be permitted to express my satisfaction at the cordial reception which the Report has met with in the public Press, which shows I think, that our endeavours have not proved altogether unsuccessful.

I need not enlarge on the circumstances that brought about the appointment of this Commission. They are well-known to every member of this Association. The principal subject of controversy which the Commission has to consider was a neces-

sity or otherwise of restricting the hours of adult male labour. The evidence collected by the Commission, which included that of several medical experts, has conclusively shown that so far from deteriorating in physique the adult workers generally were everywhere more healthy and well-nourished than the corresponding classes of general and field labourers. It was also proved that, except in some Textile Factories, excessive hours were unusual, and that no restriction of the working hours was called for, and that, on the contrary any such restriction would greatly hamper the growth of many industries and would entail considerable inconvenience and loss on certain occassions to them and also to their employers. It was for these reasons, as also on grounds of general principle, that the Commission decided against imposing any restriction on adult labour such as is unknown in any part of the British Empire.

It may be asked "then why create a class of young persons?" I may at once say that it is wrong to suppose that this class was created with a view to place restrictions on adult labour. The Commission's recommendations on this head are based as has been clearly stated in the Report, on the merits of the question, although it must be admitted that, incidentally, it will have the effect of preventing excessive hours in textile factories.

I should like to take this opportunity of explaining my position in regard to the natural day working of mills. I have given my reasons at length for exempting factories working daylight hours from any further restrictions in my minute of dissent. I know that the majority of the mills in this city are already provided with electric light and therefore, naturally they may think that they are not interested in that question. If I were looking only to the Bombay Mills the matter would have seemed to me to be of less importance. But I had to consider the whole of India, and not only the textile factories but all other factories in most of which electric light is never used; and natural day is the only working day. I am further of opinion that the Legislature is not justified in interfering with a system under which it is impossible to work excessive hours and which is suitable to both owners and workers. I venture to express the hope that this Association will look at the matter, not merely from the point of view of local conditions but also from the broader aspect of the interests of the whole country.

## પ્રકરણ ૨૨ મું.



### મિલઉદ્યોગની દૃષ્ટિ.

શેઠ વિઠ્ઠલદાસનો બાપુકો ધન્ધો એટલે મિલોના ઉદ્યોગનો; એ ધન્ધાની દીક્ષા એમણે પોતાના પિતાશ્રી પાસેથી લીધી હતી અને તેમના અવસાન પછી એમના વડીલ કાકાની મદદમાં રહીને તેમણે જાત અનુભવથી મિલોની વ્યવસ્થા અને વહિવટનું કામ ઘણી ખન્તથી ઉપાડી લીધું હતું. એ કામ માટે તેમણે દિન પ્રતિ દિન વિશેષ ઉત્સાહ બતાવ્યો હતો અને તેમની શક્તિ એ દિશામાં સારી રીતે વિકસાવી હતી; એનો ઉલ્લેખ સાતમા પ્રકરણમાં થયેલો છે; ઇ. સ. ૧૮૯૭માં ૨૪ વરસની ઉમ્મરે એઓ જાહેર જીવનમાં એટલો બધો રસ લેતા થયા હતા કે એક બાજુએથી મુમ્બઇ સરકારે તેમને તા. ૨૬-૭-૯૭ ના રોજ જે. પી. નો ઇલકાબ આપ્યો, અને બીજી બાજુએથી તેજ દહાડે મુમ્બઇના "મિલ માલિકના મંડળે" (Mill Owners' Association) મી. વિઠ્ઠલદાસનું નામ એ મંડળની સમિતિમાં દાખલ કર્યું હતું મિલના ઉદ્યોગમાં તેમણે બહુ ઉંડા ઉતરી કામ કરવાનો નિશ્ચય રાખ્યો હતો. કોઈ પણ કામ ઉપર ઉપરની નજરે તેઓ કરી લેતા નહિ. રોજ સવારે પોતાની મિલોમાં તેઓ જતા હતા ત્યારે ઈંજીનીઅરો સાથે, વણાટના વ્યવસ્થાપક સાથે અને ઇતર ખાતાના ઉપરીઓ સાથે એવી ઝીણવટથી વાતો કરતા હતા કે જે તે ખાતાના નિષ્ણાતને પણ કેટલીક વાર એમના પ્રશ્નોના ઉત્તર આપતાં વિચાર કરવો પડતો હતો. એવા પ્રકારની ચીવટથી બહુ ઝુજ વખતમાં શેઠ વિઠ્ઠલદાસે મિલના ઉદ્યોગની તો શું પરન્તુ કોઇ પણ મોટા ઔદ્યોગિક કારખાનાની વ્યવસ્થા ચલાવવાની શક્તિ મેળવી લીધી હતી.

મિલોના એજંટોએ મિલઉદ્યોગને આબાદ રાખવા માટે અને બીજા દેશની હરિફાઇમાં પ્રતિષ્ઠા ટકાવી રાખવા માટે પ્રતિવર્ષે પોતાને મળતું કમિશન નબળા વરસમાં જતું કરવાની સૂચના એમણે જાહેર પત્રમાં બહુ વહેલી (ઇ. સ. ૧૮૯૪) પ્રકટ કરી હતી.* તેના ઉપર ઘણા વેપારીઓનું

* ઇ. સ ૧૮૯૪માં કુટુમ્બ સાથે યાત્રા કરવા તેઓ ગયા હતા, ત્યારે—"મિલ માલિક" ની સહીથી "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ"માં તેમણે પત્ર પ્રકટ કર્યો હતો. તેમાં—જે વરસમાં શેરહોલ્ડરને નફો ન મળ્યો હોય તે વરસમાં પણ મિલમાં તૈયાર થયેલા કાપડના દરેક રતલ પર એક પૈસો કમિશન લેવાની એજંટોની રીતની સખત ઝાટકણી તેમણે કાઢી હતી. (આ રીવાજ

લક્ષ ગયું હતું. વળી ઈ. સ. ૧૮૯૯ માં એમણે દીર્ઘ વિચાર કરી મુમ્બઈની મિલોમાં કામ કરવાના કલાકોમાં કોઈ રીતે ઘટાડો કરવાની સૂચના પણ મૂકી હતી. પરન્તુ તે સમયે એમની એ સૂચનાને કોઈએ ટેકો નહોતો આપ્યો. શ્રી. વિઠ્ઠલદાસ પોતાના સમયથી આગળ પોતાની દૃષ્ટિ પહોંચાડી શકતા હતા તે વાત એ સમયના ઔદ્યોગિક નેતાના ખ્યાલમાં આવી શકે તેમ નહોતું.

મિલ ઉદ્યોગને રૂપીઆના ચલણથી અને રૂપીઆ અને શિલિંગના કૃત્રિમ સમ્બન્ધથી સરકારી કાયદો કેવો મોટો ધક્કો લગાડે છે એ વાત તેમણે ઇ. સ. ૧૯૦૦ માં મિલમાલિકના મંડળ આગળના ભાષણમાં અને વર્તમાનપત્રોમાં પોતે લખેલા લેખોમાં બહુ જોરથી રજુ કરી હતી. તે વખતે પણ ચલણના કાયદાને લીધે જપાન સાથેની હરીફાઈમાં હિન્દુસ્તાનની મિલોના ઉદ્યોગને કેવો જબરો ફટકો લાગતો હતો તે તેમણે સમજાવ્યું હતું. ઇ. સ. ૧૯૦૨ માં માર્ચ માસમાં " ટાઈમ્સ ઑફ ઇન્ડીઆ " માં તેમણે લખ્યું હતું કે—

" The effect of the artificial currency is that while we receive the same amount in India, the Japanese received Rs. 20 more per bale in their own country. What surprise is there that with such bounty the Japanese have become our formidable rivals? I am strongly of the opinion that "with our natural currency we could have defied Japan for years to come and retained the monopoly of coarser yarn in the China market, but unfortunately all our natural advantages have been neutralised by unatural and artificial currency."

---

અર્વાચીન સમયમા બન્ધ પડી ગયો છે ) તેમણે જણાવ્યું હતું કે એજન્ટોએ સ્વેચ્છાથી એ નાશ જતો કરવો જોઇએ. આવી રીતના અયોગ્ય લોભને વળગી રહેવાથી એજન્ટોના વતન ઉપર એક બાજુએ લોકો તરફનો અણગમો ઊભો થવા પામે અને બીજી બાજુએથી સરકારને પણ આવા રીવાજ વિરૂદ્ધ કાયદો ઘડવાની લાલચ ઊભી થવા પામે તે પત્રના છેવટના વાક્યો આ પ્રમાણે હતાં.

" I am Writing this from the stand-point not so much of the ordinary share-holders as from that of the Agents and Millowners themselves, for I am myself one of the latter. As such, I think that a continued disregard of the interest of the share-holders of this sort will not in the end result to our benefit, It should be our interest to prevent the agitation against the agents' commission from growing stronger, and inducing the Government to interfere in the matter by fresh legislation. The best way for this would, I think, be for the agents to be wise enough to put an end to the conflict which subsists between them and the shareholders."

બીજે મહિનેજ તેમણે મિલમાલિકના મંડળમાં ભાષણ કરતાં જણાવ્યું હતું કે સરકારે ટુંકી દષ્ટિથી ટંકશાળનાં બારણા ચાંદીના સીકકા પડાવનાર માટે કાયદાથી બન્ધ કર્યાં છે; તેને લીધેજ મિલ ઉદ્યોગપર આફતનું વાદળું આવ્યું છે. છેવટે મી. ( હાલના સર ) દીનશાહ એદલજી વાચ્છાની મદદથી મુમ્બઈમાં √" Currency Reform League " ચલણને લગતું મંડળ-ઊભું કરવામાં આવ્યું હતુ અને શેઠ વિઠ્ઠલદાસ તે મંડળના મન્ત્રીપદે નીમાયા હતા. આ મંડળનો ઉદ્દેશ ટંકશાળને પાછી ખુલ્લી કરાવવા માટેની ચળવળ ચાલુ રાખવાનો હતો. પણ એ મંડળનું આયુષ્ય બહુ લામ્બું ચાલ્યું નહિ.

અમદાવાદમાં અઢારમી રાષ્ટ્રીય મહાસભાની બેઠક ૧૯૦૨ ના ડિસેમ્બરના છેવટના દહાડામાં ભરાઈ હતી ત્યારે શેઠ વિઠ્ઠલદાસે નીચેનો ઠરાવ એ સભામાં પેશ કર્યો હતો.

√ " That this congress strongly reiterates its protest against the currency legislation of 1893 which has artificially enhanced the value of the rupee by more than 30 p.c. which indirectly enhances all taxation to that extent, and which whilst giving the Government large surpluses from year to year, affects most injuriously the interests of the agriculturist, and other producers of this country."

ચલણના સરકારી કાયદા સામે વિરોધ દર્શાવનારો આ ઠરાવ રજુ કરતાં શેઠ વિઠ્ઠલદાસે ઘણુ મનનીય અને ચાનક આપનારૂ ભાષણ કર્યું હતુ. તેમણે જણાવ્યું કે આ કાયદો ખાસ કરીને ખેડુતોને અને માલ બનાવનારા કારખાનાના માલિકોને મોટી નડતર ઊભી કરનારો છે. આ બે વર્ગ ઉપરજ હિન્દની ઉન્નતિનો-સમૃદ્ધિનો આધાર રહ્યોછે. ખેડુતો પોતાના પાકને વેચવા જાય ત્યારે આ કાયદાને લીધે પાકની કીમતમાં તેમને ૩૦ ટકા જેટલુ નુકસાન વેઠવુ પડેછે; ખેતીની પેદાશ યૂરોપમાં વેચાય છે ત્યાં અમેરિકા અને યૂરોપના દેશોની પેદાશ સાથેની હરીફાઈમાં તેની કીમત નક્કી થાય છે. હવે આ કાયદાને લીધે આપણા ખેડુતોને કાં તો ઓછા રૂપીઆમાં માલ વેચવો પડે અગર તો પરદેશની બજારમાં પોતાનો માલ મોકલવાનું બન્ધ કરવું પડે; બીજી બાજુએથી મ્હેસુલ ભરતી વેળા તેને અમુક રૂપીઆ ભરવાના હોય છે. અને રૂપીઆની કીમત વધુ હોવાથી મ્હેસુલ ભરવામાં પણ તેને ખોટ જાયછે એટલે કે પોતાના ઘરમાંથી વધારે .. . રૂપીઆ તેને જતા કરવા પડેછે. આ પ્રકારે દુકાળોની સામે આપણા ખેડુતો કેવી રીતે ટકી શકે!

મિલમાલિકોની સ્થિતિ આ કાયદાને લીધે વધારે ખરાબ બની છે. આ રીતે આ દેશમાં રોકાયેલી થાપણના અર્ધા ભાગ કરતાં વધારે થાપણ લગભગ ગુમાવી દેવા જેવું બન્યુ છે; બાકીના ભાગની થાપણમાંથી જ્વલ્લેજ નફો મળતો હોય. ઇ. સ. ૧૯૦૩ નો ચલણી કાયદો પસાર થવા પહેલાં મિલ ઉદ્યોગ ચલાવનારને પોતાના દેશમાંથીજ કપાસ મેળવી લેવાનો કુદરતી લાભ રહેતો હતો તેથી ચીન દેશની સાથેના સૂતરના વેપારનો પૂર્ણ કબજો હિન્દના હાથમાં હતો. આપણે આપણું સૂતર જપાનમાં પણ મોકલી શકતા હતા. તેજ જપાન હવે ચીનની બજારમાંથી આપણને હાંકી કાઢવાની ધમકી આપી રહ્યું છે. એ બધું કૃત્રિમ ચલણનું કૃત્રિમ પરિણામ કહી શકાય.

During the last four years, I have spoken and written so much upon this, to us, an all-absorbing subject, that I fear to tire the patience of those who either disagree with the views I have expressed or who care not to study the subject at all. But, let me tell you, Gentlemen, that the more deeply I go into the subject, the more deeply am I convinced of the correctness of my conclusions.

* * * *

The object of the Government in closing the mints to the free coinage of silver was to reduce the loss in exchange for remitting Home charges and this object, no doubt, they have completely gained. They are thus saving nearly 8 crores of rupees per annum, but question is at whose cost? It is impossible to belive that the Government, can, by a stroke of legislation create wealth, and if it is in power of the Government, to create wealth without injury to any body, why, not raise the value of our rupee to twenty pence and thus make an extra profit of further eight crores. (laughter) But no, somebody must be bled; and who could be better bled than the producer.?

સરકારની આ નીતિની અસર મિલના માલ ઉપર આડકતરી રીતે ૩૦ ટકા વધારાનો કર નાંખ્યા બરાબર થાય છે. આ અયોગ્ય રીતે મેળવાતો સરકારી નફો દેશના ઉપર અનેક ગણી આફત લાવનાર છે એમ કહેવામાં હું જરા પણ અતિશયોક્તિ કરતો નથી. આ વાતની ખાતરી આપવા ૧૮૯૮ના કમિશનના બે મોટા ડાહ્યા અને નિષ્ણાત સભ્યો મી. કૅમ્પબેલ અને મી. મ્યુરનો સંયુક્ત અભિપ્રાય હું અત્રે ટાંકી બતાવુ છું.

"To deny that arbitrary enhancement of the currency is a tax, to argue that the producer is no worse off in the long run and that wages and other charges must in time adjust themselves to its altered value, is to maintain the dangerous principle that the Government may lighten its liabilities without injury to any-body by a step of this kind. Such a step undoubtedly is a tax on production and if the Government plead that in the absence of any other available source of revenue, trade must bear it, it is unwise to throw the whole of it on one side of trade, the side which is least expedient to tax, and to penalise production while giving a bounty to foreign imports."

આગળ જતાં તેમણે કહ્યું હતું કે માણસનો સ્વભાવ છે કે કદાચ તે પોતાની ચઢતી થવાના કારણોની તપાસ કરવા મન કરતા નથી. પણ પોતાની અધોગતિના કારણો તપાસવાનું પણ મન ન કરે એવા માણસો હોઇ શકે ખરાં ! આંખ આગળ એ કારણો મૂકયાં હોય તો પણ તે જોવાનું મન ન કરે ? લૉર્ડ કર્ઝને એકવાર ભાખ્યું હતું કે હિન્દુસ્તાન અજાયબીનો દેશ છે; અને તેઓ સાહેબ એ અજાયબીની યાદીમાં ખુશીથી હિન્દના પાયમાલ થતા વેપારીઓ મિલમાલિકો, ખેતીકારો, અને હિન્દની પેદાશસાથે સમ્બન્ધ ધરાવનારા બધા વર્ગના નામો ઉમેરી શકશે.

તે પછી મુમ્બઇમાં "કરન્સી લીગ" સ્થાપવામાં આવી છે તેમાં સર્વે સભ્ય તરીકે જોડાય અને એ સંસ્થાના કાર્યમાં રસ લેતા થાય તેવી માગણી તેમણે કરી હતી.

મિલ ઉદ્યોગમાં એઓ ખરા જીગરનો રસ લેતા થયા હતા; કોઇ પણ પ્રકારનો પ્રશ્ન એ ઉદ્યોગને લગતો ઊભો થવા પામતો કે તરતજ તે વિષયમાં બારિક તપાસ અને અભ્યાસ કરી તે સમ્બન્ધી જે કરવા જેવું હોય તે તરત હાથપર લેવામાં તેઓ ચુકતા નહિ. મિલોમાં Factory Act ની કલમોથી થતી અડચણોની સમ્భાળ પૂર્વક તેમણે તપાસ કરી હતી, મિલોમાં હવાની અવર જવર માટે* યોગ્ય તે પગલાં ભરવાના પ્રશ્નનો

* Mill Owners Association ના સેક્રેટરીને ઇ. સ. ૧૯૦૩માં એક મુશ્કેલી ઊભી થઇ હતી. કલેક્ટર સાહેબે–એ મંડળને લખી પૂછાવ્યું હતું કે Ventilation Conference ભરવાની છે માટે મંડળના પ્રતિનિધિને કયી તારિખ અનુકૂળ પડશે–તેનો ઉત્તર સેક્રેટરી આપે તે પહેલાં તેણે મી. વિઠ્ઠલદાસને તા. ૨૯–૪–૦૩ના રોજ પત્ર લખ્યો હતો કે એ કામપર અભિપ્રાય આપી શકે તેવા તમે તથા ડૉ. મી જમનાજી ડી. પિટિટ છો. બન્ને જણ મુમ્બઇમાં નથી. માટે કયી તારિખ આપવી તેનો ઉત્તર આવ્યા પછી કલેકટરને જવાબ લખાશે. સારાંશ એજ એ વખતે આવા વિષયમાં મી. વિઠ્ઠલદાસ નિષ્ણાત મનાતા હતા. તેમનો અભિપ્રાય વજનદાર ગણાતો હતો.

તેમણે સારો અભ્યાસ કર્યો હતો; કારખાનાવાળાં શહેરોમાં કોલસાના ધુમાડાની હરકત કેવી પડેછે તેનો પણ તેમણે અભ્યાસ કર્યો હતો. જકાત ખાતાના કલેક્ટરો મિલઉદ્યોગના નિષ્ણાત ન હોવાથી ઉદ્યોગને કેવી અડચણો પડતી હતી અને તેવા અમલદારોને વખતો વખત સરકાર બદલાવે તેમાં કેવી પીડા ઊભી થતી હતી તે વાત તેમની નજર બહાર ન હોતી; જેમ બન્દર ઉપર તેમ મુમ્બઇના ટર્મીનસ સ્ટેશનો ઉપર માલ ઉતારવા માટે પૂરતી સવલતો ન હોવાથી લામ્બે ગાળે વેપારને કેવો ધક્કો પહોંચતો હતો તેનો સૂક્ષ્મ વિચાર કરવામાં તેમની નજર આબાદ રીતે પહોંચી હતી; અને મુમ્બઇ શહેરમાંથી પસાર થતી રેલ્વેની સડકો ઉપર " ઓવર બ્રિજ " ઉંચા પુલો બાન્ધવાની જરૂરીઆત વેપારની વૃદ્ધિની અને પ્રગતિની દૃષ્ટિથી તેઓ જોઈ શક્યા હતા. એ બધા પ્રશ્નો માટે જે તે સમયે મ્યુનિસિપૅલિટીમાં, કે ધારાસભામાં, પોર્ટટ્રસ્ટમાં કે રેલ્વેખાતામાં તેઓ પોતાથી બનતુ કરી છૂટ્યા હતા.

પોતાના કુટુમ્બની ચાર પાંચ મિલોનો મોટો વહિવટ કુશળતાથી પોતે ચલાવતા હતા તે ઉપરાન્ત ઇ. સ. ૧૯૦૨માં તા. ૧૫ એપ્રિલથી તેમણે સ્વતન્ત્ર રીતે " ક્રાઉન મિલ " ચલાવવાનું સાથે લીધું હતું, એ મિલ એમણે હસ્તગત કરી ત્યારે તેની સ્થિતિ સામાન્ય હતી પરન્તુ તેમની જાત દેખરેખને પરિણામે અને મિલ ઉદ્યોગની ઉંચા પ્રકારની આવડતને કારણે એ " ક્રાઉન મિલ " બહુ સંગીન કામ કરતી બની હતી. અત્યારે પણ ઠાકરસી મૂળજીની કમ્પનીની મિલોની હરોળમાં એ ક્રાઉન* મિલ પોતાનો મોભો ટકાવી રહીછે. શેઠ વિઠ્ઠલદાસની મિલ ઉદ્યોગની દૃષ્ટિનું એ સુસ્પષ્ટ પ્રતિબિમ્બ ગણી શકાય. મિલ માલિકના મંડળમાં એમની પ્રતિષ્ઠા હવે સારી રીતે જામી ગઇ, કેટલીક મિલો વચ્ચે ટ્રેડમાર્કના, અને અન્ય કરારના વાંધા પડતા હતા ત્યારે ઘણીવાર મિલમાલિકો શેઠ વિઠ્ઠલદાસને પોતાના લવાદ નીમતા હતા. ઇ. સ. ૧૯૦૭ માં શેઠ વિઠ્ઠલદાસ મિલમાલિકના મંડળના પ્રમુખ તરીકે ચુંટાયા હતા. એ વરસમાં એમના ઉપર મુમ્બઇ મ્યુનિસિપૅલિટીના પ્રમુખના કામનો બોજો હતો; અને "લેબર કમિશન" માં તેમને ચૅમ્બર ઑફ કૉમર્સના અને મિલ માલિકના મંડળના સંયુક્ત પ્રતિનિધિ તરીકે પણ તેમને સભ્ય નીમવામાં આવ્યા હતા.

* ક્રાઉન મિલની નીચેની હકીકત પરથી તેનો વિકાસ કરવામા સર વિઠ્ઠલદાસે બતાવેલી કાળજીનો ખ્યાલ આવી શકશે.

(૧) ચાપણ રૂ ૮ લાખ, (૨) શેરની સંખ્યા ૧૬૦૦, (૩) સ્પિન્ડલ ચાલીસ હજાર, (૪) લૂમ (સાળ) ૬૭૦, (૫) દર સાલ રૂનો ખપ ખાંડી ૫૦૦૦ (૬) કામ કરતા માણસો ૧૬૦૦.

તા. ૩૧-૩-૦૭ ના રોજ Mill-owners' Association નો વાર્ષિક અહેવાલ સભા સમક્ષ મંજુરી માટે મૂકતાં તેમણે પ્રમુખ તરીકે સુન્દર ભાષણ આપ્યું હતું.

આગલા વરસના વેપારની સ્થિતિનું સિંહાવલોકન કરતાં પહેલાં તેમણે હિન્દુસ્તાનનો ચીન સાથેનો વેપાર કેમ પડી ભાંગ્યો હતો તેની હકીકત જણાવી હતી. જાડા કાપડની નીકાસમાં લગભગ ૫૦ ટકા જેટલો ઘટાડો થયો હતો અને સૂતરની નીકાસમાં લગભગ ૩૧ ટકાનો ઘટાડો આગલા વરસમાં થયો હતો. આમ થવાના અનેક કારણોમાં ચીન દેશમાં ઔદ્યોગિક પ્રગતિ રાજ્યના આશ્રયથી થતી રહી છે તે મુખ્ય છે. તે દેશના વાઇસરૉયને અને ગવર્નરોને ખાસ સૂચના મળેલી છે કે ચીનના શ્રીમન્તો પોતાના નાણા દેશની આર્થિક, ખેતીવાડીને લગતી, અને ઔદ્યોગિક પ્રગતિના કાર્યોમાં રોકતા થાય તેવી સમજ પ્રજાજનમાં ફેલાવવી જોઇએ, જે કોઇ વ્યક્તિ ઔદ્યોગિક સાહસમાં સફળ નીવડે છે તેમને ચીનની શહેનશાહત તરફથી જબરાં પારિતોષિકો અપાય છે. આવાં ઉત્તેજન જે પ્રાન્તની સરકાર કે સરકારી નોકર ન આપે તેમને સખત નશીઅત પહોંચાડવામાં આવશે એવી ધમકી આપવામાં આવી છે. Industries, no doubt, cannot be created by Imperial Decrees. તો પણ તે દેશમાં ખરી પ્રગતિ ચાલી રહી છે. ત્યાં કારખાનામાં રાત દિવસ કામ ચાલેછે. તેમને અટકાવનાર કાયદા નથી. ત્યાં મિલો રાત દિવસ ૨૩ કલાક કામ કરેછે. ત્યાં એક સ્પિન્ડલ દર વરસે ૨૪૦ રતલ માલ તૈયાર કરેછે, અને હિન્દુસ્તાનમાં ૧૨૨½ રતલ એક સ્પિન્ડલ દર વરસે તૈયાર કરેછે. આ મુદ્દો હિન્દી સરકારે કારખાનાના કામ પર અટકાયત મૂકનાર કાયદા ઘડતાં ધ્યાનમાં રાખવો ઘટે છે. ચીનની ઔદ્યોગિક પ્રગતિ થઇ રહી છે તેની પ્રત્યક્ષ ખાતરી આપણને એ દેશમાં વપરાતા કોલસાના જથ્થાના આંકડા ઉપરથી મળી શકેછે. આગલા વરસ કરતાં ૩૦ ટકા વધારે કોલસો આ વરસમાં ચીનમાં આયાત કરવામાં આવ્યો છે.

આમ હોવાથી આપણે આપણા દેશની બજારમાં આપણા માલની ખપત વધારવા તજવીજ કરવી જોઇએ; અને હાલની સ્થિતિ જોતાં એ દિશામાં આપણે પ્રગતિ કરી રહ્યા છીએ એમ આંકડા પરથી સ્પષ્ટ જણાય છે. ઘણી મિલોમાં કાપડ ધોવાનાં અને કાપડ રંગવાનાં ખાતાં ખોલવાથી આ વેપારની પ્રગતિ ઠીક થઇ છે.

વળી હિન્દના કાપડ માટે નવાં ક્ષેત્રોમાંથી માગણી મેળવવા પ્રયત્ન કરવો જોઇએ; તુર્કસ્થાન એવો દેશછે કે જ્યાં હિન્દના માલ માટે વિશાળ ક્ષેત્ર મેળવી શકાય.

ત્યાર પછી લામ્બા તારનું કપાસ હિન્દમાં મેળવવા સમ્બન્ધી પોતાના વિચારો રજુ કરી તેમણે "લેબર કમિશન"ના કામનો સહેજ ઉલ્લેખ કર્યો હતો. એ કમિશનનો અહેવાલ પ્રકટ થતાં પહેલાં તેના સભ્ય તરીકે તેઓ એ વિષય ઉપર વધુ બોલવા ખુશી નહોતા.

અન્તમાં મિલો પાસેથી પાણીના વપરાશ માટે લેવાતા કરમાં થોડો ઘટાડો મ્યુનિસિપૅલિટી પાસેથી કરાવવા મંડળી ફત્તેહમન્દ થયું હતું તેનો ઇશારો કરી મિલ મજુરો માટે સવલતવાળાં ઘરોના યોજના સત્વરે પાર પડે તેવી આશા બતાવી સિંહાવલોકનનું ભાષણ તેમણે ખતમ કર્યું હતું.

✓ "History of the Millowners' Association, Bombay–1875–1930" by S. D. Saklatwala નામના પુસ્તકમાં પાન ૨૫ ઉપર શેઠ વિઠ્ઠલદાસની પ્રમુખ તરફની કારકીર્દિ માટે નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે.

The year 1906 was more or less a normal year, but there are two important matters to be noted. These were referred to by the Chairman of the Association, Sir Vithaldas Damodhar Thakersey, at the annual meeting in the following words:—

"I may be allowed to refer also to the important correspondence which appears in the report about the large opening that there is for our goods in the Levant. The trade is chiefly in the coarser qualities of yarn and cloth, and if properly exploited, it will be a valuable supplement to our trade with China. Our thanks are due to Mr. Noel-Paton for the deep interest he has taken in the subject first, as the Secretary of our Association, and also in his capacity of Director General of Commercial Intelligence and Editor of the *Indian Trade Journal*.

"Gentlemen, I should not bring these remarks to a close without referring to the Hydro-electric scheme of the Tatas which has received the sanction of Government. It is claimed by the promoters of the scheme that the use of hydro-electric power in the place of steam-power will involve a saving of expenditure between ten to fifteen per cent. Then there will be less of smoke, greater cleanliness and sanitation of surroundings of mills and improvement in general efficiency. Great credit is due to the far-seeing enterprise of the late Mr. Jamsetji Tata and we congratulate his present representatives for their enterprise in the matter."

# પ્રકરણ ૨૩ મું.

## નાઇટહૂડની નવાજેશ.

ઇ. સ. ૧૯૦૮ માં એપ્રિલ માસમાં " ફૅક્ટરી લેબર કમિશન " નું કામ પૂરું કરી સીમલાથી ઑ. મી. વિઠ્ઠલદાસ મુમ્બઈ આવ્યા હતા. તેજ વખતે તેમની મ્યુનિસિપલ કૉરપોરેશનના પ્રમુખપદની એક વરસની મુદત પૂરી થઇ હતી. ઇલાકાની ધારાસભામાં તેમની નીમણુક સરકાર તરફથી ચાલુ રહી હતી. મિલ માલિકના મંડળના પ્રમુખપદની મુદત પણ એ વરસે પૂરી થઇ હતી. ફૅક્ટરી લેબર કમિશનને કામે વધુ સમય મુમ્બઈની બહાર એમને રહેવું પડયું હતું તેથી અનેક પ્રકારના કામોનું દબાણ એ વખતે તેમના ઉપર હતું. મુમ્બઇમાં રપીશી બૅન્કના કામપર તેમને લક્ષ આપવાનું હતું, વડોદરામાં પણ બૅન્ક કાઢવાની યોજના એમના હાથમાં મુકવામાં આવી હતી તેના સમ્બન્ધી વિચારો તેઓ ચલાવી રહ્યા હતા. મુમ્બઈની ધારાસભાના સભ્ય તરીકે પણ તેઓ ચાલુ રહ્યા હતા, તેથી એ દિશાનુ કામ પણ એમની વિચારણાને રોકી રહ્યુ હતુ. ઇ. સ. ૧૯૦૭ માં ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટની યોજના પ્રમાણે મંગલદાસ મારકેટ પાસેથી નવી હનુમાન ગલીની બાજુના લત્તામાં જૂના મકાનો પાડી નાંખી નવા મોટા રસ્તાઓ બન્યા હતા; હાલમાં પ્રિન્સેસ સ્ટ્રીટ છે તે ભાગ સારો બન્યા પછી એ રસ્તા ઉપર—" ન્યુ પીસ ગુડસ બજાર "—કાપડ મારકેટ બાંધવાની યોજના ૧૯૦૭ માં તેમણે હાથપર લીધી હતી. ૧૯૦૮ માં તે મકાન તૈયાર થયું હતું. ત્યાં " મારકેટ " કેવી રીતે વસાવવી તેનો વિચાર પણ એઓ ચલાવી રહ્યા હતા.*

એવામાં ૧૯૦૮ ના જુન માસની ૨૫ મી તારિખે શહેનશાહના જન્મ દિવસના માનપાનની નવાજેશોની જાહેરાતમાં ઑ. મી. વિઠ્ઠલદાસને અંગ્રેજી સરકાર તરફથી નાઇટહૂડનો ખીતાબ મળ્યાની શુભ હકીકત પ્રકટ થઇ. ઑ. મી. વિઠ્ઠલદાસની વિવિધ પ્રકારની સાર્વજનિક સેવાની અને મુમ્બઇના તેમજ સમસ્ત હિન્દુસ્તાનના જાહેર પ્રશ્નોમાં ઉલટ લઇ તેમણે અત્યાર સુધીમાં બજાવેલાં કાર્યોની કદર કરી સરકારે ઑ. મી. વિઠ્ઠલદાસને " સર " નો ઇલ્કાબ આપ્યો એ સમાચારથી સૌને સન્તોષ અને આનન્દ થયો હતો.

---

* ત્યાં મારકેટ વસાવવાનો વિચાર બન્ધ રહ્યો હતો. એ મકાનમાં થોડો સમય સ્મૉલ-કૉઝ કોર્ટ બેસતી હતી. પાછળથી એ મકાન વેચી નાંખવામાં આવ્યું હતું.

Ganeshkhind


26th June
/08

Dear Sir Vithaldas Thackersey

It is a very great pleasure to me to congratulate you on the honour of Knighthood which has been conferred upon you by H. M. the King Emperor. It is an honour well deserved by your many & great

public services, which
have contributed
materially to the
well-being of the
people of Bombay.
I most cordially
wish you long
life & the happiness
which comes to all
who labour for the
good of others

Believe me
Yours very truly
G. S. Clarke

નાઈટહુડની નવાજેશ વખતે–મુમ્બઈના ગવર્નર
સર જ્યૉર્જ ક્લાર્કે સ્વહસ્તે લખેલો અભિનંદન પત્ર

સર વિઠ્ઠલદાસનું જીવન ઇ. સ. ૧૮૯૮ થી ૧૯૦૮ સુધીના દશકાનું બરાબર તપાસવામાં આવે તો સ્પષ્ટ જણાઈ આવે છે કે એમનું એક પણ વરસ મોટાં જાહેર કાર્યો બજાવ્યા વિનાનું ગયું નથી. મુમ્બઈની કૉરપોરેશન, તેની સ્ટૅન્ડિંગ કમિટી, મુમ્બઈની ધારાસભા, હિન્દી મહાસભા, કૉન્ગ્રેસનું હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન, સમસ્ત હિન્દુસ્તાનની ઔદ્યોગિક પરિષદ, મિલ માલિકોનું મંડળ, સ્વદેશી બૅન્કીંગ, ચલણને લગતી ચળવળ, વેપારી શિક્ષણ, ધીચવસ્તી અને વસવાટ વાસ્તેના મકાનોની યોજના, કાપડ બજાર, અને મજુરોની સ્થિતિની તપાસ કરનારૂં—ફૅક્ટરી લેબર કમિશન—એ બધાં કાર્યક્ષેત્રમાં એમણે છેલ્લા દશકામાં નૈસર્ગિક ઉલ્લાસથી અને કર્તવ્યદૃષ્ટિથી પ્રમાણિકપણે પોતાની બધા પ્રકારની વિભૂતિ જે તે વખતે અર્પણ કરી હતી.

એમની યોગ્યતાનો સ્વીકાર બ્રિટિશ સરકારે નાઈટહૂડના ઇલ્કાબના અર્પણથી યોગ્ય રીતે કર્યો છે એવી મતલબના અનેક પ્રકારના અભિનન્દનના બેસુમાર સન્દેશા તારથી અને પત્રોથી આવ્યા હતા. રાજારજવાડા, વાઇસરૉય, ગવર્નર, દીવાન કારભારી, શેઠ સાહુકારો, અમલદારો અને આમ વર્ગના સજ્જનો હિન્દુ, મુસલમાન, પારસી, ક્રિશ્ચીઅન—સર્વ પ્રકારના પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી અભિનન્દનની શુભેચ્છાઓનો વરસાદ વરસી રહ્યો હતો એમ કહીએ તો જરા પણ અતિશયોક્તિ ગણાય નહિ.

સૌથી પહેલો સન્દેશો અર્જન્ટ તારથી હિન્દુસ્તાનના નામદાર વાઇસ-રૉય લૉર્ડ મિન્ટો તરફથી આવ્યો હતો; માનપાનની યાદી રીતસર તા. ૨૬ મીએ જાહેરમાં આવી હતી; પણ નામદાર વાઇસરૉયે પોતાનું અભિનન્દન તા. ૨૫ મીએજ મોકલી આપ્યું હતું.

બીજો તાર તા. ૨૬ મીના મંગલ પ્રભાતમાં બરાબર આઠ વાગે શ્રીમન્ત સરકાર ગાયકવાડ સર સયાજીરાવે મુમ્બઈથીજ પાઠવ્યો હતો. પોતાની વસ્તીમાંથી બ્રિટિશ સરકારનું આવું ઉજ્વલ માન મેળવનારા વિરલ પુરૂષ માટે સર સયાજીરાવ ગાયકવાડ મગરૂર બને તે તદ્દન સ્વાભાવિક કહેવાય.

મુમ્બાઈ ઇલાકાના નામદાર ગવ્હર્નરે બાજુએ છાપેલો અભિનન્દન પત્ર પોતાના હસ્તાક્ષરે લખી મોકલ્યો હતો.

એ પત્રમાં ગવ્હર્નર સાહેબે સ્પષ્ટ લખ્યું છે કે મુમ્બઈના સાર્વજનિક હિતમાં એમણે સારો ફાળો આપ્યો છે. એવાં અનેક જનસેવાના કાર્યોને લીધે આ માનને પાત્ર તેઓ નીવડ્યા છે.

સર વિઠ્ઠલદાસની કીર્તિ કેવળ મુમ્બઇમાંજ વિસ્તરેલી નહોતી પરન્તુ હિન્દના દરેક ભાગમાં અને ઇંગ્લાંડમાં પણ તેમનું નામ જાણીતું હતું એટલે હિન્દુસ્તાનના દરેક વિભાગમાંથી અને લંડન અને માંચેસ્ટરથી પણ અભિનન્દનના સન્દેશા આવવા લાગ્યા હતા એ સન્દેશા મોકલનારના નામો લખવા બેસીએ તો કોનું નામ ન લખવું અને કોનું લખવું એનો નિર્ણય કાઢવો એ ઘણું કઠણ થઇ પડે તેવું છે એ સમયનો ભાગ્યેજ કોઇ મહા પુરૂષ હિન્દુસ્તાનમાં હશે કે જેમણે સર વિઠ્ઠલદાસને આ બહુમાન મળ્યાને ટાંકણે પોતાનો સન્તોષ વ્યક્ત કર્યો નહિ હોય, ભાગ્યેજ કોઇ મોટા હોદ્દા વાળા સરકારી અમલદાર હશે ( શું મુમ્બઇમાં કે શું કલકત્તામાં કે સીમલામાં, શું લન્ડનના વ્હાઇટ હૉલમાં કે ઇન્ડિઆ ઑફિસમાં ) કે જેમણે પોતાની ભલી લાગણી આ સમયે દર્શાવી ન હોય ઘણા મિત્રોએ સ્પષ્ટ લખ્યું હતું કે—કૃપા કરીને પત્રનો ઉત્તર તરત આપવાની તકલીફમાં નહિ પડશો કારણકે તમારે હજારો પત્રના જવાબો લખવાના હશે તે અમારી જાણ બહાર નથી— કેટલાક મિત્રોએ લખ્યું હતું કે—આ માન લૌકિક દૃષ્ટિએ તમને વહેલું એટલે નાની ઉમ્મરે મળ્યું છે પરન્તુ ખરી રીતે તો અમારી ધારણા મુજબ તમારા કામને પ્રતાપે આથી પણ વહેલું મળવું જોઇતું હતું—

૧૯૦૮ ના જુલાઈ માસમાં સર વિઠ્ઠલદાસને ત્યાં જાહેર ઉત્સવ જેવો દેખાવ થઈ રહ્યો હતો એમના માતુશ્રી પાસે અનેક સ્નેહી મોભતીઓ આવીને પોતાનો હર્ષ પ્રદર્શિત કરી જતા હતા લેડી પ્રેમકુંવર બાઇને પણ પુષ્કળ અભિનન્દનની મુલાકાતો આપવા મુમ્બઈની મહિનાઓ અને ઇતર સ્નેહી જનો આવતા હતા " દામોદર ભવન " બંગલો એ સમયે ઉત્સાહ અને આનન્દથી દીપી રહ્યો હતો

જુદી જુદી સંસ્થાઓના મેળાવડા ચાલુ થયા હતા, જુદી જુદી સંસ્થાઓની બેઠકોમાં સર વિઠ્ઠલદાસને મળેલા માન વાસ્તે ઠરાવો પસાર થયા હતા મુમ્બઇમાં—Millowners' Association તરફથી તા ૧૦ મી ઑગસ્ટ ૧૯૦૮ ના રોજ નીચેના ઠરાવની નકલ સર વિઠ્ઠલદાસ તરફ રવાના કરવામાં આવી હતી

"The committee desire to place on record their gratification at the honour Government has conferred on one of the leading Members of the Association namely, the Hon'ble Mr Vithaldas Damodar Thakersey, who has deservedly been knighted

"Sir Vithaldas' public services are already well-known, and the committee now take this opportunity to acknowledge his valuable services to the Mill Industry generally and on the Factory Commission in particular, and further to thank him for his help and keen interest in the work of the Association."

સર વિઠ્ઠલદાસને નાઈટહૂડનો ઇલ્કાબ મળ્યો ત્યારે એમની ઉમ્મર માત્ર ૩૪ વરસની હતી; એવડી નાની વયમાં આવું શહેનશાહ તરફનું સન્માન મેળવનાર સર વિઠ્ઠલદાસ એકલા જ ગણાય. કોઈ રાજા મહારાજાને નાની વયે નાઈટહૂડનો ઇલ્કાબ મળ્યો હશે પરન્તુ એવા રાજાઓની વાત બાજુએ મૂકીએ તો એ માન નાની ઉમ્મરે મેળવનાર સૌથી પહેલા નર સર વિઠ્ઠલદાસ ગણાય. એ બિના એવી છે કે એમાંથી સર વિઠ્ઠલદાસની બુદ્ધિમત્તાનો, અને પીઢતાનો ખ્યાલ આપણને સહજમાં આવી શકે છે. ૬૫ વરસની ઉમ્મરે માણસો પોતાના ઘરમાં પણ ભાગ્યેજ પોતાનુ વર્ચસ્વ સ્થાપી શકે છે. તેને બદલે એમણે બ્રિટિશના હિન્દી સામ્રાજ્યમાં પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું હતું. એ બિનામાંથી મુમ્બઈની વેપારી આલમે જોવાનુ છે કે ઇલાકામાં વેપારી વર્ગમાં જે ડહાપણ અને કુનેહ, વ્યવહાર-શક્તિ અને સમંજસ હોય છે તેને સંસ્કારનાં ઓપ આપવામાં આવે તો તે આપો આપ પ્રકાશી નીકળે છે.

સર વિઠ્ઠલદાસને આ માન મળેલુ જોઈ એમના શિક્ષક-મિત્ર મી જેમ્સ મૅકડોનલ્ડે ઘણી પ્રસન્નતા બતાવી હશે, તેમની મહેનત એમને એ વખતે કૃતાર્થ થયેલી જણાઈ હશે. મુમ્બઈમાં (સર) દીનશાહ વાચ્છા (તે સમયના મી. વાચ્છા.) શેઠ મોરારજી ગોકલદાસની મિલોની ઑફિસમાં બહુ વજનદાર સ્થાન ભોગવતા હતા. જાહેરજીવનમાં પણ તેમનું સ્થાન માનમતઆવાળું હતુ. એમની સાથે સર વિઠ્ઠલદાસનો સમ્બન્ધ એવો હતો કે મી. વાચ્છાએ તે સમયે એક લાક્ષણિક પત્ર લખ્યો હતો તે અત્રે ઉતારવા જેવો છે.

"So at last you are Sir Vithaldas. I wish you good luck. You have done exceedingly well as a member of the Factory commission and have fought the cause of Indian Labour and Indian Cotton Industry most strenuously. Such labour deserved official recognition, and you have got it. I do not go into conventional congratulations, but let me hope, as our Chancellors of the University say when they confer degrees on Graduates, that by your conduct and career in life, you will show yourself every way worthy of the honour. You are still a young man, in the very prime of life, with many opportuni-

nities for a career of greater usefulness in the cause of your country. I am sure, you will use those opprtunities wisely and well, and endear yourself more and more to your people. Remember, please, that "we are all born of the people and are destined," as Bradlaugh said, "to live for and die for the people." Congratulating on your good luck."

આવા પ્રકારે શેઠ વિઠ્ઠલદાસની પ્રતિષ્ઠા સરકાર તરફથી વધેલી જોઇ એમના વેપારી ભાઇઓને મોટું અભિમાન લેવાનું કારણ મળ્યું હતું. મુમ્બઇના કાપડના દેશી વેપારીઓના મંડળમાં સર વિઠ્ઠલદાસને આ શાહેનશાહી નવાજેશની મુબારકબાદી ખાતર માનપત્ર એનાયત કરવાનો ઠરાવ કરવામાં આવ્યો અને તા. ૧૮ મી ઑક્ટોબર ૧૯૦૮ ના રોજ સાંજે ગીરગામ બૅક રોડ ઉપરના ચાઇના બાગના ભવ્ય હૉલમાં માનપત્રનો મેળાવડો યોજવામાં આવ્યો હતો. ઑ. શેઠ મનમોહનદાસ રામજી, શેઠ ધરમસિંહ મોરારજી ગોકળદાસ, શેઠ ગિરધરદાસ જેઠાભાઇ, શેઠ માધવજી ઠાકરસી, અને શેઠ ધરમસી હેમરાજ વગેરે ગૃહસ્થો કાપડના વેપારી મંડળ તરફથી પરોણાઓને સત્કાર કરતા હતા. સભાનું સ્થાન બહુ રૂચિકર રીતે શણગારવામાં આવ્યું હતું.

સભાનું કાર્ય શરૂ કરતાં શેઠ ગિરધરદાસ જેઠાભાઇએ મેળાવડાનું પ્રયોજન સમજાવ્યું હતું અને મુમ્બઇના કાપડના દેશી વેપારીઓની મંડળીના પ્રમુખ ઑ. શેઠ મનમોહનદાસે સભાના પ્રમુખ તરીકે નીચે પ્રમાણે ટુંકું ભાષણ કરી માનપત્ર વાંચ્યું હતુ.

"It gives me special pleasure to present the address to my friend, Sir Vithaldas, for whom I entertain a very high opinion. He has rendered praiseworthy services both to the Government and the public. He has done his best to bring about a better understanding between the rulers and the ruled. His career as a civic father or as a captain of industry, or as a member of the Legislative Council was indeed creditable to him and I am sure that in conferring upon him the honour of knighthood, the Government has done honour to one whom honour is due."

ત્યાર પછી તેમણે માનપત્ર વાંચી સમ્ભળાવ્યું હતું.

* સાહેબ,

જત આપને નામદાર શાહેનશાહ છ મા એડવર્ડની વર્ષગાંઠને દિવસે નાઇટહૂડનો જે માનવંતો ખેતાબ મળ્યો છે તે માટે અમો હર્ષ પ્રદર્શિત કરવાને (મુમ્બઇના કાપડના દેશી વેપારીઓની) મંડળી તરફથી આ તક લેવામાં આવી છે.

આ મંડળી સ્થાપન થઇ ત્યારથી આપની પહેડીનો તેની સાથે સભાસદ તરીકે સમ્બન્ધ છે અને મંડળીની મૅનેજીંગ કમિટીમાં આપની પહેડી દર વર્ષે નેમાતી આવી છે. આપના સ્વર્ગવાસી પિતા શેઠ દામોદર ઠાકરસીએ આ મંડળીના પ્રમુખ તરીકે કેટલાંએક વર્ષો સુધી અમૂલ્ય સેવા બજાવી હતી. આપના વડીલો સ્વર્ગવાસી શેઠ દામોદર તથા શેઠ ગોવિન્દજી મંડળીના સભાસદો સાથે મીલનસારપણાથી વરતી પોતે આપેલા વચનોને અનુસરીને કામ લેતા હતા તેવી રીતે આપ તેઓને પગલે ચાલોછો તે જોઇ અમો ખુશી થઇએ છીએ, અને તેવીજ રીતે વરતી આ મંડળીના સભાસદો સાથેના એખલાસમાં વધારો કરશો.

આપે નાની વયમાંથીજ સામાજિક સેવામાં ઉત્સાહથી ભાગ લેવા માંડયો અને મુમ્બઇની મ્યુનિસિપલ કૉરપોરેશનના સભાસદ થયા પછી ટુંક સમયમાં સ્ટૅન્ડિંગ કમિટીના પ્રમુખ થયા અને આપે છેવટે કૉરપોરેશનના પ્રમુખનું પણ માન મેળવ્યું. મુમ્બઇની ધારાસભામાં આપને નામદાર સરકાર તરફથી ઑનરેબલ સભાસદ તરીકેનુ માન મળ્યું છે.

કૉન્ગ્રેસ અને મિલ ઓનર્સ ઍસોસીએશનના મંડળો સમક્ષ આપે ઉત્તમ ભાષણો આપી જન-સમાજની સેવાઓ બજાવી છે; છેલ્લે આપની મિલ ઓનર્સ ઍસોસીએશન તથા મુમ્બઇની ચેમ્બર ઑફ કૉમર્સ તરફથી ફૅક્ટરી કમિશનમાં એક સભાસદ તરીકે નેમણુક થઇ હતી. આ સર્વ પ્રસંગો આપની કારકીર્દિને અતિ શોભારૂપ છે.

આ દેશને ઉપયોગી ઇન્ડસ્ટ્રીયલ કૉન્ફરન્સમાં તથા કૉન્ગ્રેસના ઇન્ડસ્ટ્રીઅલ એકિઝબિશનમાં પ્રમુખ તરીકે આપે દેશની સારી સેવા બજાવી હતી.

અમોને વિશેષ ખુશી થવા કારણ તો એ છે કે નાઇટહૂડનું માન મેળવવામાં અમારા મંડળમાં આપ પ્રથમજ છો અને તે માટે આ મંડળ આપને અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપેછે અને ઇચ્છે છે કે આપના વડીલોને પગલે ચાલી લોકહિતના વધુ કાર્યો કરીને આથી વિશેષ માન મેળવવાને ભાગ્યશાલી થાઓ અને તે ભોગવવાને ઈશ્વર આપને દીર્ઘાયુષ્ય આપો."

આ માનપત્ર નીચે મંડળીના પ્રમુખ તરીકે શેઠ મનમોહનદાસ રામજીની અને ઉપપ્રમુખ તરીકે શેઠ માધવજી ઠાકરસીની તથા મન્ત્રીઓ તરીકે શેઠ ગીરધરદાસ જેઠાભાઇ તથા શેઠ ધરમસિંહ હેમરાજની સહીઓ હતી. માનપત્ર ચાંદીની સુન્દર કાસ્કેટમાં મૂકવામાં આવ્યું હતુ.

એ માનપત્રના પ્રત્યુત્તરનું ભાષણ સર વિઠ્ઠલદાસે નીચે પ્રમાણે અંગ્રેજીમાં કર્યું હતું:—

Mr. Munmohandass Ramji and Gentlemen,

I am deeply grateful to the Native Piece Goods Merchants' Association for presenting me with an address of congratulation on the honour of Knighthood conferred upon me by His Majesty the King Emperor, couched in terms of such kind and cordial appreciation of my public career. I do sincerely wish that I had deserved all that you so kindly attribute to me, but I assure you that I will cherish your

words as pointing to a great ideal towards which every patriot must direct his endeavours and exertions. I am deeply touched by the kind reference that you have made in the address to a long and intimate connection of my revered father who, as Chairman of this Association, took the deepest interest in its affairs for many years and to my uncle Mr. Govindjee who as member of the Association and as Managing Director of the Cloth Market was closely interested in the welfare of this Association.

Your Association has now been in existence for over a quarter of a century and it occupies a very important place in the commercial world of Bombay. It has about 400 members on its Rolls of all castes and creeds, and the great influence of this Association can be judged from the fact that there is not a single native merchant of any standing, connected with the foreign piece goods trade, who is not a member. The annual receipts of this Association, including rebates comes to from 1¾ to 2 lakhs of rupees and the goods dealt with by the members of the Association aggregate to 2 ½ lakhs Packages valued at 6 to 7 crores of rupees. These figures give some idea of the representative character of the Association as also of the magnitude of the operation of its members. I am glad that the claims of this Association to be consulted by Government on all important questions affecting the welfare of this city, have already been recognised and I hope that it will not be long before its right to be directly represented in the Council of the States, receives generous and ample recognition.

Gentlemen, the country, we all know, is passing through a transitional stage. New forces are at work which, if properly directed, will do much good. If, on the other hand, they are not utilized with a full sense of responsibility, they may lead to serious consequences to the people. At such a time, the leaders of the different communities have a distinct duty to perform. I mean by leaders, men having the influence and ability to lead the masses, who look to them for guidance on the right path. It is the duty of true leaders and patriots at juncture to impress most strongly on the minds of the the enormous dan... movements of anarchism and

hardly say, we are deeply interested in the maintenance of peace and order. We are the first to feel the injurious effects of any weakening of the power to put down disorder. Our interests as merchants, and our duties, as citizens, alike require that our power and influence shall be employed to create harmony in the place of discord and sympathy where there has been alienation of feelings. I am glad to say that this Association has always kept these principles in mind and has always sought to give practical effect to them.

There is another important reason why we, as a body, should make our influence felt on this occasion. Large reforms are in contemplation in the system of Government; and their effects on the situation cannot but be far-reaching. The public mind is naturally getting anxious at the delay that has taken place in formulating the reforms. Of course, great reforms in the administration cannot be carried out in a day; but when high authorities, like the Secretary of State and His Excellency the Viceroy, have publicly recognised the need of reforms, the people wish that these should be carried out as soon as possible. I may take this opportunity of expressing our heart-felt thanks to His Excellency Sir George Clarke, for the promptitude with which Municipal and other reforms have been undertaken by the Government of Bombay as far as they lay in their power. I trust that the larger reforms about to be promulgated will be liberal enough to satisfy all our legitimate aspirations and commensurate with the great progress that India has made in education, industry and commerce, during the last fifty years in which she has been under the direct rule of British Crown, and of which the Association, under whose auspices we are met to-day, is itself a conspicuous proof.

Gentlemen, I once again thank you most heartily for your very great kindness in presenting me with this address and for the beautiful casket containing it.

પ્રત્યુત્તરના આ ભાષણમાં પ્રારમ્ભમાં સર વિઠ્ઠલદાસ ઍસોસીએશનનો એશાન માનેછે અને પોતાના પૂજ્ય પિતાશ્રી તથા વડીલ કાકાશ્રી ગોવિન્દજીના સમ્બન્ધનો અત્રે ઉલ્લેખ કર્યા બદલ લાગણીપૂર્વક આભાર માનેછે, તે પછી ઍસોસીએશનનો ઇતિહાસ અને આંકડા આપી આ મંડળ

બહુ વજુદવાળું છે એમ જણાવેછે અને અગત્યના મુદ્દા ઉપર આ મંડળનો અભિપ્રાય સરકાર મગાવેછે એટલી પ્રતિષ્ઠા મંડળની જામીછે તે માટે હરખ પ્રદર્શિત કરેછે. પછી તે સમયનું રાજદ્વારી વાતાવરણ ક્ષુબ્ધ બનેલુ હતું તે સમ્બન્ધી બોલતાં એઓ જણાવે છે કે—હાલમાં દેશ કટોકટીના પ્રસંગમાંથી પસાર થઇ રહ્યોછે નવાં નવા બળ પોતાનુ કામ કરી રહ્યાંછે, જો તેને સમ્ભાળપૂર્વક દોરવામાં આવે તો તેનાથી ઘણુ કલ્યાણ થશે પરન્તું જો પૂર્ણ જવાબદારીથી તે બળનો સદુપયોગ ન થાય તો પ્રજાને ભારે પડે તેવાં પરિણામ તેમાંથી ઊભાં થાય આવે ટાંકણે જુદી જુદી કોમના આગેવાનોએ વ્યક્તિગત ફરજ બજાવવાની હોયછે* મારપછાડની અને રાજ્યદ્રોહની હીલચાલથી સાર્વજનિક હિતના પ્રશ્નો કેવા મોટા ભયમાં આવી પડેછે તેની પ્રતીતિ જનસમાજને મજબૂત રીતે કરાવી આપવાની ફરજ સાચા આગેવાનો ઉપર અને દેશભક્તો ઉપર હમણા આવેલી છે વેપારી મંડળ તરીકે આપણુ હિત તો સુલેહ અને શાન્તી જળવાય તેમાં રહેલુ છે

છેવટે મોર્લે મિન્ટો રાજકીય સુધારા સમ્બન્ધી ઉલ્લેખ કર્યો કે પ્રજા એ સુધારાની રાહ જોઇ રહીછે, અને એ કાર્યમાં બહુ ઢીલ થાય છે તેથી પ્રજાની આતુરતા અને ચિન્તા વધતી જાય છે.

એ મેળાવડો થયા પછી ડિસેમ્બર માસની ૯ મી તારિખે શ્રી. ઠાકરસી મૂળજીની કમ્પનીની બધી મિલોના કારભારીઓ અને કામદારો તરફથી સુન્દર કલાયુક્ત નમૂનામાં માનપત્ર આપવાનો સમારમ્ભ થયો હતો. ✓બધા કામદારો અને કારભારીઓ સર વિઠ્ઠલદાસને બંગલે ગયા હતા અને ત્યાં

---

* ત્યારે નાસીકમા કલેક્ટર જેક્સનનું ખુન સીર્વાલ્વરથી વિદ્યાર્થીએ કર્યું હતુ, બંગાળામાં અલીપોરમાં બોમ્બ ફેંકાયા હતા માનેક્તોલા ગાર્ડનનો રાજદ્રોહનો કેસ ચાલુ હતો

એ સમયે સરકારે રાજકીય ચળવળને દાબી દેવામા સખતાઈ ભરેલા પગલા લેવા માંડયા હતાં. લોકમાન્ય તીલકને દેશ નિકાલની શિક્ષા થઈ ગઈ હતી, લાલા લજપતરાયને ઓચીન્તા પંજાબમાંથી અગાઉથી જણાવ્યા વગર લઇ જઈ ત્યાં પૂરી મુકયા હતા શ્રી બિપીનચન્દ્રપાલ ઉપર અને શ્રી. અરવિન્દ ઘોષઉપર સરકારી કડક દ્રષ્ટિ થઈ હતી ઇગ્લાંડથી મજુર પક્ષના પ્રતિનિધિ કેર હાર્ડી અને નેવીન્સન હિન્દી પ્રજાની વિચારશ્રેણી અને સ્થિતિ સમજવા એ સમયે હિન્દુસ્તાનમાં આવેલા લલચાયા હતા સ્વદેશી ચળવળની ઉર્મિયો જ્યાં ત્યા ઉઠી હતી. હિન્દી પ્રજામાં "ફ્રાકરેટ" ને "એફિરકૂમિસ્ટ" એવા બે પક્ષો પડી ગયા હતા મુમ્બઈ ઇલાકામાં અને બંગાળામાં તથા દેશભક્તિના આન્દોલનોનો પ્રચાર કરનાર અનેક વર્તમાનપત્રનો ફેલાવો બહોળો થઈ હતો. "કેસરી" પત્રનુ મથક મુમ્બઈ હતુ તે પણ મારપછાડની નીતિને બોધરૂપ કરતો નહોતો.

બહુ વજુદવાળું છે એમ જણાવેછે અને અગત્યના મુદ્દા ઉપર આ મંડળીનો અભિપ્રાય સરકાર મગાવેછે એટલી પ્રતિષ્ઠા મંડળીની જામીછે તે માટે હરખ પ્રદર્શિત કરેછે. પછી તે સમયનું રાજદ્વારી વાતાવરણ ક્ષુબ્ધ બનેલુ હતું તે સમ્બન્ધી બોલતાં એઓ જણાવે છે કે—હાલમાં દેશ કટોકટીના પ્રસંગમાંથી પસાર થઇ રહ્યોછે. નવાં નવાં બળ પોતાનું કામ કરી રહ્યાંછે, જો તેને સમ્ભાળપૂર્વક દોરવામાં આવે તો તેનાથી ઘણુ કલ્યાણ થશે. પરન્તુ જો પૂર્ણ જવાબદારીથી તે બળનો સદુપયોગ ન થાય તો પ્રજાને ભારે પડે તેવાં પરિણામ તેમાંથી ઊભાં થાય આવે ટાંકણે જુદી જુદી કોમના આગેવાનોએ વ્યક્તિગત ફરજ બજાવવાની રહેછે* મારપછાડની અને રાજ્યદ્રોહની હીલચાલથી સાર્વજનિક હિતના પ્રશ્નો કેવા મોટા ભયમાં આવી પડેછે તેની પ્રતીતિ જનસમાજને મજબૂત રીતે કરાવી આપવાની ફરજ સાચા આગેવાનો ઉપર અને દેશભક્ત ઉપર હમણા આવેલી છે. વેપારી મંડળ તરીકે આપણુ હિત તો સુલેહ અને શાન્તી જળવાય તેમાં રહેલુ છે.

છેવટે મોર્લે મિન્ટો રાજકીય સુધારા સમ્બન્ધી ઉલ્લેખ કર્યો કે પ્રજા એ સુધારાની રાહ જોઇ રહીછે, અને એ કાર્યમાં બહુ ઢીલ થાય છે તેથી પ્રજાની આતુરતા અને ચિન્તા વધતી જાય છે.

એ મેળાવડો થયા પછી ડિસેમ્બર માસની ૯ મી તારિખે શ્રી. ઠાકરશી મૂળજીની કમ્પનીની બધી મિલોના કારભારીઓ અને કામદારો તરફથી સુન્દર કલાયુક્ત નમૂનામાં માનપત્ર આપવાનો સમારમ્ભ થયો હતો. ✓બધા કામદારો અને કારભારીઓ સર વિઠ્ઠલદાસને બંગલે ગયા હતા અને ત્યાં

---

* ત્યારે નાસીકમા કલેક્ટર જેક્સનનુ ખુન રીવૉલ્વરથી વિદ્યાર્થીએ કર્યું હતુ, બંગાળામા અલીપોરમા બૉમ્બ ફેંકાયા હતા, માનિકતોલા ગાર્ડનનો રાજદ્રોહનો કેસ ચાલુ હતો

એ સમયે સરકારે રાજકીય ચળવળને દાબી દેવામા સખતાઈ ભરેલા પગલા લેવા માંડયા હતાં. લોકમાન્ય તીલકને દેશ નિકાલની શિક્ષા થઈ ગઈ હતી, લાલા લજપતરાયને ઓચીંતા પંજાબમાંથી અલગ્ણી જગ્યાને લઇ જઈ ત્યાં પૂરી મુકયા હતા. શ્રી. બિપીનચન્દ્રપાલ ઉપર અને શ્રી. અરવિન્દ ઘોષઉપર સરકારી કડક દ્રષ્ટિ ગઈ હતી. ઈંગ્લાંડથી મજુર પક્ષના પ્રતિનિધિ કેર હાર્ડી અને નેવીન્સન હિન્દી પ્રજાની વિચારશ્રેણી અને સ્થિતિ સમજવા એ સમયે હિન્દુસ્તાનમાં આવ્યા હતા. સ્વદેશી ચળવળની ઉર્મિયે જ્યાં ત્યાં ઉઠી હતી. હિન્દી પ્રજામા "મોડરેટ" "એક્સ્ટ્રીમિસ્ટ" એવા બે પક્ષો પડી ગયા હતા. મુમ્બઈ ઈલાકામાં અને બંગાળામાં તથા દેશભક્તિના આન્દોલનોનો પ્રચાર કરનાર અનેક વર્તમાનપત્રનો દેકારો મચેલો થઈ હતો. "મોડરેટ" પક્ષનું મથક મુમ્બઈ હતું. તે પક્ષ મારપછાડની નીતિને બીલકુલ પસન્દ કરતો નહોતો.



નાઈટહૂડના ઈલ્કાબના અભિનન્દનનું
ભાટીઆ મહાજનનું માનપત્ર-મુમ્બઇ

તેમણે પોતાની માનવૃત્તિ મેળાવડામાં દર્શાવી હતી.* નીચેની વર્તમાનપત્રની કાપલીમાંથી એ મેળાવડાની હકીકત વાંચી શકાશે.

તીર્થક્ષેત્ર ચાંડોદના વતનીઓ તરફથી સુશોભિત રીતે સાટીન ઉપર છપાયેલું અને નમૂનેદાર ચાંદીનાં ભૂંગળામાં મૂકાયેલું માનપત્ર તા. ૧૯ જુલાઈ ૧૯૦૮ ના રોજ આ ઉત્સવના અભિનન્દન રૂપે આપવામાં આવ્યું હતુ તેમાં એ શહેરને અનેક જાતની સવલતોવાળી સખાવતો આપ્યા બદલ અને વિશેષમાં સાર્વજનિક પુસ્તકાલયને કાયમ નીમણુક કરી આપ્યા બદલ શહેરના વતનીઓએ ઉપકાર માન્યો હતો.

મુમ્બઇ શહેરમાં નાઈટહૂડના માનની નવાજેશના અભિનન્દનના અનેક મેળાવડા થયા તેમાં ભાટીઆ સમસ્ત મહાજન તરફથી કાલબાદેવી રોડ ઉપરની ભાટીઆ મહાજન વાડીમાં તા. ૧૪-૨-૦૯ ના રોજ જે મેળાવડો ઉજવવામાં આવ્યો હતો તે ઘણો ભવ્ય હતો. સભાનુ પ્રમુખસ્થાન રાવબહાદુર વસનજી ખીમજીને આપવામાં આવ્યું હતું. શેઠ ચરણદાસ ચતુર્ભુજે માનપત્ર વાંચી સમ્ભળાવ્યું હતું તેમાં સર વિઠ્ઠલદાસની જાહેર જીન્દગીના ઉજ્વલ પ્રસંગોની નોંધ આપવામાં આવી હતી. એ માનપત્રને ચાંદીની નકસીદાર ફ્રેમવાળા તખ્તામાં મઢવામાં આવ્યું હતું. ( તેનું ચિત્ર અહિં છાપવામાં આવ્યું છે ) માનપત્ર ઉપર કચ્છી ભાટીઆ મહાજનના સેક્રેટરી, ટ્રેઝરર અને મેનેજર તરીકે ચત્રભોજ મોરારજીની સહી હતી, અને હાલાઇ ભાટીઆ મહાજનની મેનેજીંગ કમીટીના ગૃહસ્થોની ( મોરારજી વેલજી,

(Bombay Gazette, 11 December 1908)

* The mill-hands of five mills working under the management and agency of Messrs Thackersey Mulji and Co, met in large numbers on Wednesday morning at "Damoder Bhowan," Warden Road, the residence of the Hon. Sir Vithaldas Damoder Thackersey, to present him with an addsess congratulating him on the honour of knighthood conferred upon him by the King Emperor. The address, which was artistically engrossed on vellum, enumerated Sir Vithaldas's public services, his high qualities of heart, his private benevolence, etc, which had gained him the esteem, affection, and respect of all classes. It eulogised his public services in the Legislative Council, the Municipal Corporation, the Standing Committee, the Millowners' Association, and in connection with all movements to promote the interests of poorer classes and the general public of this presidency. There were few native gentlemen in this presidency, the address stated, who could equal him in his many-sided activities, or urge a claim upon public gratitude and esteem as he. The address was enclosed in an elegant casket and presented to Sir Vithaldas, who made an appropriate reply. The proceedings then terminated.

માધવજી ઠાકરસી, વાસજી સુંદરજી, હેમરાજ કાનજી, પરશોત્તમ મોરારજી ખીમજી, વીરજી કાનજી લીલાધર, અને વલ્લભદાસ કાનજી ) સહીઓ હતી.

એ માનપત્રના જવાબમાં સર વિઠ્ઠલદાસે આપેલા ભાષણનો સાર તા. ૧૫-૨-૦૯ ના " ટાઇમ્સ ઑફ ઇન્ડીઆમાં નીચે પ્રમાણે પ્રકટ થયો હતો.

The address was put in an artistically designed silver frame-work and presented by the Chairman to Sir Vithaldas

Sir Vithaldas, in replying to the address, thanked the community for the honour it had done him. Though numerically [illegible] enterprise attained a high [illegible] the city and was endeavour- [illegible] improve it. Whatever his [illegible] and the country at large, [illegible] but his duty. It was not exaggeration to say that the bestowal of knighthood upon him by his Majesty the King-Emperor was only the outcome of the just policy of the British rule, and the demonstration they were then making was due to their kindly feeling towards him. He thanked them heartily for their expressions of appreciation of the work done by him in different directions and he would only say he would always remember their kindness with gratitude. Sir Vithaldas then referred to a caste matter which had just been engaging the attention of Bhatia leaders. Recently it had come to their knowledge that a section of the Bhatia community of the Punjab and Sind, who were stated to live in strict conformity with the social customs obtaining among Bhatias, were anxious to come into the fold of the Bombay Bhatias. Negotiations were at present being carried on with some of the leaders of the Sind and Punjab community with a view to ascertain the truth of this, and Sir Vithaldas suggested that in the event of this being found to be true they should not allow a barrier to be placed between them. The Bhatia community of Bombay was small and was gradually diminishing in numbers owing to difficulty in getting brides, and he feared that if this state of things was allowed to continue it would do great [illegible] to the community. Sir Vithaldas concluded by again [illegible] the community. The meeting then dispersed.

.. ભાષણમાં સર વિઠ્ઠલદાસે ભાટીઆ જ્ઞાતિની વસ્તી ઘટતી જતી પંજાબ અને સિન્ધના ભાટીઆ સાથે મુમ્બઇના ભાટીઆએ



લેડી પ્રેમકુંવરબાઈ—સર વિઠ્ઠલદાસના ધર્મપત્ની.

મરણ સંવત ૧૯૬૮

સન ૧૯૧૨

સમ્બન્ધ બાંધવો વ્યાજબી ગણાશે કે કેમ તે સમ્બન્ધી ઉલ્લેખ કર્યો હતો અને સુધારાને પન્થે ચડવાની સલાહ આપી હતી. છેવટે મહાજન સમસ્તનો તેમણે આભાર માન્યો હતો.

સર વિઠ્ઠલદાસના પત્ની લેડી પ્રેમકુંવરને એ ઉજ્વળ ઉત્સવનો આનન્દ અતિ થયો હોવો જોઈએ. સર વિઠ્ઠલદાસે એમને જાહેર જીવનમાં રસ લેતાં કર્યાં હતાં. ઉચ્ચ કુટુમ્બના પારશી બાનુઓ સાથે અને હિન્દુ બાઈઓ સાથે તેઓ હળતાં મળતાં. મીસીસ ડરમેદજીનો એ કુટુમ્બ પ્રત્યે સારો પ્રેમ હતો. ઇ. સ. ૧૯૦૪ માં મુમ્બઇમાં ભરાયેલાં પ્રદર્શનમાં સ્ત્રી વિભાગની વ્યવસ્થાપક સમિતિમાં લેડી પ્રેમકુંવરબેને આગળપડતા સભ્ય તરીકે ભાગ ભજવ્યો હતો. સ્ત્રીઓની સભાઓમાં અને ક્લબમાં જવા આવવાનો મહાવરો તેમણે રાખ્યો હતો. અને કેટલીક વાર પોતાના પતિ સાથે જાહેર મેળાવડામાં તથા એટહોમ પાર્ટી, ગાર્ડન પાર્ટી, અને ડિનર પાર્ટીમાં પણ સૌ. પ્રેમકુંવર બાઇ છૂટથી જતાં હતાં. તેમને અંગ્રેજી રહેણીનો અને રીતભાતનો ખ્યાલ આપવા તથા સામાન્ય જ્ઞાનમાં વધારો કરાવવાની દૃષ્ટિથી સર વિઠ્ઠલદાસે મીસ ડાલ્વે નામની યૂરોપીઅન બાઇને એમના ટયુટર તરીકે રાખી હતી.

જ્યારે નાયટહૂડનો ઇલ્કાબ શેઠ વિઠ્ઠલદાસને મળ્યો ત્યારથી સ્ત્રીઓના મંડળમાં અને જાહેર સભાઓ પ્રસંગે તેમને સૌ. લેડી વિઠ્ઠલદાસના નામથી સમ્બોધવા લાગ્યાં હતાં. એમની મંડળીની બેનોએ આવું સુન્દર માન તેમને મળ્યાના આનન્દમાં તા. ૩-૨-૦૯ ના રોજ ( Hindu Ladies' Social and literary Club ) "હિન્દુ લેડીઝ સોશીઅલ ઍન્ડ લીટરરી ક્લબ" તરફથી ભવ્ય સભા બોલાવી હતી. ખેતવાડી રોડ ઉપર શ્રી ચન્દા રામજી કન્યા હાઇસ્કૂલમાં લગભગ ૩૦૦ થી વધારે સ્ત્રીઓ આ મેળાવડામાં એકઠી થઈ હતી. સભાનુ પ્રમુખસ્થાન સૌ. માણેકબાઇ નાનુ ડાક્ટરે એમને આપવામાં આવ્યું હતુ. તેમણે સભાના કાર્યનો આરમ્ભ કરતાં જણાવ્યું કે:-

"The meeting has been convened to congratulate Lady V. D Thakersey on the auspicious occasion of the conferring of the honour of knighthood on her husband and to present her with an address. It is a matter of great delight to myself to preside under circumstances like the present, which, I am glad to see, is not the first of its kind in the history of the Club.

તે પછી તેમણે મરાઠી ભાષામાં માનપત્ર વાંચી બતાવ્યું. હતું તેમાં સૌ. પ્રેમકુંવર બેનને લેડીનું પદ મળ્યું તેથી તેમની બેનોને આનન્દ થયો હતો તે વાત જણાવી શેઠ વિઠ્ઠલદાસની લાયકાતની પ્રશંસા કરી હતી.

અન્તે તેમના પૂજ્ય સાસુ શ્રીમતી નાથીબાઇ માટે શુભ લાગણી દર્શાવી તેમને અભિનન્દન આપ્યાં હતાં સૌ. ગુણીબાઇ ભાન્ડારે તરફથી સર વિઠ્ઠલદાસની કારકીર્દિનો ચિતાર આપનારૂં લાંબું ભાષણ કરવામાં આવ્યું હતું.

એ માનપત્રનો સ્વીકાર કરતાં લેડી પ્રેમકુંવર બાઇએ ટુંકુ ભાષણ ગુજરાતી ભાષામાં આપ્યું હતું. ભાટીઆ જ્ઞાતિમાં એ માનવન્તી લેડીની પદવી સૌથી પહેલાં મેળવવાનું સદ્દભાગ્ય મને મળ્યું તે માટે મારે ગૌરવ લેવાને પૂરતું કારણ છે. ભાગ્યવાન પતિની સેવાનું એ મીઠું ફળ છે, ઇશ્વરની કૃપાનું એ ચિહ્ન છે. મારાં પૂજ્ય સાસુ શ્રીમતી નાથીબાઇની ધાર્મિક વૃત્તિની પૂણ્યાઇની કીમત જેટલી આંકીએ તેટલી ઓછી છે. તેમની મારા પ્રત્યેની ભલી લાગણીને પ્રતાપે હું આ સુખ અનુભવી રહી છું. આ કલબની બેનોએ મને જે માન અને ઉલટનો પ્રેમ મારા પ્રત્યે દર્શાવ્યોછે તે જીવનપર્યન્ત હું વિસરીશ નહિ. છેવટે સૌનો ઉપકાર માનુછું કે આપણી આર્ય મહિલાઓ શિક્ષણ અને ચારિત્રના બળથી પ્રાચીન કાળની મહાન સતીઓના ગૌરવયુક્ત સ્થાન પર જલદી આવે.

લેડી પ્રેમકુંવર એનમાં સ્વભાવથી ગમ્ભિરતા અને ઓછું બોલવાની ટેવ હોવાથી સૌને એમ કદાચ લાગે કે તેમનામાં મોટાઇનું ગૌરવ હતું. સ્વતંત્રતા અને સ્વમાનના ખ્યાલ વ્યાવહારિક પ્રસંગોના ઘર્ષણથી હજુ મૃદુ બન્યા નહોતા. તોપણ સર વિઠ્ઠલદાસના એ કુશળ ગૃહિણી એમની બધી અનુકૂળતા જાળવી પતિપરાયણ જીવન તે ગાળતાં હતાં. એમની શરીર સમ્પત્તિ બહુ વખાણવા યોગ્ય નહોતી. તેથી અનેક વાર એમની પ્રકૃતિ ચિન્તાનો વિષય બની રહેતો હતો. એવી અસ્થિર પ્રકૃતિને કારણે લેડી પ્રેમકુંવર સ્નેહીઓમાં સગામાં અને આપ્ત જનમાં બહુ હરી ફરી શકતાં નહિ સને ૧૯૦૯ માં શેઠ માધવજીના પત્ની સૌ. મોતીબાઇના સીમન્તના માંગલિક કાર્ય વખતે લેડી પ્રેમકુંવરે દામોદરભવનમાં સુન્દર ગરબાપાર્ટીની યોજના કરી હતી અને તે વખતે–અનેક બેનોને આમન્ત્રણ આપવામાં આવ્યાં હતાં. તેમનો સ્વભાવ અન્દરથી પ્રેમાળ હતો. એમના પૂજ્ય સાસુ શ્રીમતી નાથી બાઇએ પોતાની મિલોની ઑફિસોમાં કામ કરનાર ભાટીઆ ગૃહસ્થના બાળક પુત્રને (કાકુભાઇ ઉર્ફે મી. દામોદર ગણેશદાસ.) પોતાને ત્યાં લાવી ઉછેરવાનો નિર્ણય કર્યો હતો. એ બાળકના મા ગુજરી જવાથી તેની સમ્ભાળ બાળકના પિતાને ત્યાં કોઈ લે તેમ ન હતું. આ દોઢ વરસના બાળકને પ્રેમપૂર્વક સમ્ભાળવાનું કાર્ય લેડી પ્રેમ-[illegible]એ બહુ મમતાથી અને કંટાળા વગર કર્યું હતું. એ બાળકને

પોતાના પ્રવાસમાં પણ સાથેજ લઈ જવાનું તે રાખતા અને અંગના છોકરાની પેઠે તેને ઉછેરીને એમણે મોટો કર્યો હતો. એમને શ્રીમતી નાથીબાઈ પણ બહુ ચાહતાં હતાં; એ બાળક ઉપર આખા કુટુમ્બનો પ્રેમ જામ્યો હતો. શેઠ માધવજીભાઇ અને એમના ધર્મપત્ની સૌ. ગોતીબાઇ એ યુવાનના જીવનમાં સારો રસ લેછે. તેમણે એમનું લગ્ન કરાવી આપ્યું છે. અને શ્રી. ઠાકરસી મૂળજીની કમ્પનીની મિલમાં તેમને સારા કામ પર યોજવામાં આવ્યા છે. ભાઈ કાકુભાઈ હાલ પણ તેમના વૃદ્ધ પિતા સાથે "દામોદર ભવન"માંજ રહેછે.

લેડી પ્રેમકુંવરની પ્રતિષ્ઠા એમના માનવન્ત પતિના મોભાને લીધે ખૂબ જામી હતી. મુમ્બઇની અનેક શાળાઓના ઇનામના મેળાવડા એમના પ્રમુખપણા નીચે થતા હતા; અથવા નિદાન ઇનામો એમને હાથે વહેંચવાના પ્રસંગો અનેક આવતા હતા. સ્ત્રીસમાજમાં એમને વ્યાજબી રીતે ભાગ્યશાળી માનવામાં આવતાં હતાં.

---

# પ્રકરણ ૨૪ મું.



## માતુશ્રી નાથીબાઇ.

( ઉત્તર જીવન )

શ્રીમતી નાથીબાઈનું પ્રભાવશાળી સાંસારિક જીવન અને કેટલીક બાબતમાં અનુકરણીય ગણાય એવું આધ્યાત્મિક જીવન આલેખવા બેસીએ તો તે સ્વતન્ત્ર એક આખા પુસ્તકનો વિષય બને તેમ છે. શેઠ દામોદરના સ્વર્ગવાસ પછી વૈભવી અને જવાબદારીવાળા વ્યવહારનો ભાર તેમના ઉપર આવવાથી તેમની સમ્ભાવ્ય શક્તિ જે હતી તે સારી પેઠે ખીલી હતી. પોતાના ઘરમાં પોતે વડીલ હતાં એટલુંજ નહિ પરન્તુ શ્રી ઠાકરસી મૂળજીના કુટુમ્બ સમસ્તમાં તે વડીલના સ્થાન ઉપર હોવાથી અનેક પ્રસંગે સૌ કોઇ એમની સલાહ લેવા આવે એ સ્વાભાવિક હતું. એ રીતે એમનામાં સંજોગસ્થાપિત વર્ચસ્વ પણ ધીરે ધીરે સારી પેઠે વિકસિત થયું હતું. શ્રીમતી નાથીબાઇને પોતાના વિચાર અને મત માટે હમેશ આગ્રહ રહેતો હતો. કારણ કે તેમને આત્મશ્રદ્ધા જાગ્રત થઈ હતી અને સમજાયું હતું કે પોતે જે વિચારી રહ્યાં છે અને કરી રહ્યાં છે તે સત્યનિષ્ઠાથી સૂઝેલી વાત છે. આવા કારણે ઘણી વાર શ્રીમતી નાથીબાઈ લોકોમાં એમના વ્યાવહારિક જીવનમાં માની ગણાતાં હતાં.

શેઠ વિઠ્ઠલદાસના બીજીવારના લગ્નપ્રસંગે અને શેઠ માધવજીના લગ્ન પ્રસંગે એમણે ઉચ્ચ વ્યવહાર-જ્ઞાન દાખવ્યું હતું. એમના પુત્રો એમને અનન્ય માનથી અને પ્રેમથી ચાહતા હતા; શેઠ વિઠ્ઠલદાસને તો એમના પિતાશ્રી તરફથી દીક્ષા-મન્ત્રો જેવાં કેટલાંક સૂત્રો અપાયાં હતાં તેમાં માતૃ-ભક્તિ માટેનો પણ આગ્રહ હતો. સ્વ. શેઠ દામોદરનું એ આજ્ઞાપત્ર આખું અત્રે ઉતારવામાં આવે છે.

### ચી. વિઠ્ઠલદાસને શીખામણના બે બોલ ને તે પાળવાની આજ્ઞા.

(૧) સવારના ઉઠતી વખતે અને રાત્રીએ સુતી વખતે તમારે તમારી માતુશ્રીને હમેશાંની પગે પડવું. તેમાં ભૂલ કરવી નહિ.

(૨) સવારના વહેલું ઉઠવું, દાતણ કરી દિશાએ જઈ સ્નાન કરવું. પછી પૂજા સન્ધ્યા વગેરેના નિત્ય કર્મો કરવાં, અને પછી ધન્ધે જવું.

(૩) રાત્રે પણ ભગવદ્‌ભજન કરી સુવા જવું; તેમાં ખામી આવવા દેવી નહિ.

(૪) તમારો નાનો ભાઈ ચી. માધવજી તમારા કરતાં આશરે આઠ વરસ ઉમ્મરમાં નાનો છે, તો તે બાળક છે. તેની સમ્ભાળ નાના ભાઈ લેખે અથવા પોતાના પુત્ર લેખે સારી રીતે રાખવી ને તેને દીલગીર કરવો નહિ; બાળક-મતિથી કોઇ દિવસ હઠ કરે તો તેને શાન્તીથી સમજાવી તેને રાજી રાખવા અને તેના ઉપર સદા તમારે દયા અને પ્રેમની નજરથી જોવું.

(૫) તમારી માતુશ્રીની સેવા ચાકરી તમારે હર હમેશ કરવી. જેટલું માન હમણા તમે તેઓનું રાખો છો તેટલું હરહમેશ રાખતા જવું. અને સાચા અને મીઠા બોલોથી તેઓની સાથે તમારે વાતચીત કરવી અને કોઇ વાતે પણ કચવાવવું નહિ. પણ સદા ખુશીમાં મન રહે તેમ તમારે કરવું. વળી વૃદ્ધાવસ્થા છે તેથી કોઈ વખતે બે કઠણ બોલ તેઓ તમને કહે તો પણ તમારે તેઓના ઉપર રીસ કરવી નહિ. પણ તે બોલ મીઠા સાકર જેવા સમજવા, અને તેના ઉત્તરમા તમારે એક પણ કઠણ શબ્દ કહેવો નહિ. તમારે શાન્ત સ્વભાવ રાખવો અને સદા આનન્દમા રહેવું.

(૬) તમારાથી નાના બેન ચી. ગોમાબાઈ તમારી *એકની એક બેન છે તથા તમારાથી મોટા બેન બાઈ ગંગાબાઈની દીકરી બાઈ મમ્મુ છે, તેઓ બેઉને તમારે બેનો સમજવી, અને તેઓની ઉપર હાલમા આપણો જેવો સ્નેહ છે તેવો રાખવો અને હર હમેશા કાર્ય અવસરે તેઓને રાજી કરવા ને દીલગીર કરવા નહિ. મતલબકે જે માન મોભો તેઓનો આપણે ત્યા છે તેવોજ તમારે નીભાવવો.

(૭) તમારે સારા અને ઉમ્મરે પહોચેલા ચાકરો બનતાં સુધી રાખવા અને તમારે તેઓની સાથે સભ્યતાથી વરતવું કે જેથી તેઓ રાજી રહે અને કોઇ ચાકર નાલાયક માલુમ પડે અને શીખાવ્યો શીખે નહિ ને કંટાળો આપે તો તેને રજા આપવી. પણ દરરોજ તેની સાથે તકરાર કરી તમારું મન દુખવવું નહિં.

(૮) તમારે આપણા ઘરનો ખરચ ખપતી પ્રમાણે હમેશાં કરવો ને ઘણા ઉડાઉ થવું નહિ. ગાડી ઘોડા પણ ખપતી પ્રમાણે રાખવા અને તે હમેશાં રીપેર કરાવી સારી હાલતમાં રાખવા; તેમા ખામી આવવા દેવી નહિ.

(૯) તમારે તમારા કાકાઓ તેમજ કાકાના દીકરા ભાઈઓ સાથે સદા હળી મળીને ચાલવું અને સમ્પ રાખી તેઓની સાથે ધન્ધા રોજગારમાં ઉત્સાહ અને હોશીઆરીથી મંડયા રહેવું, અને તમારે સદા શાન્ત સ્વભાવ રાખવો.

(૧૦) તમારે હમેશાં સદાચરણથી ચાલવું. સત્ય, નીતિ, ને વિવેક છોડવાં નહિ; અને હમેશાં ઇશ્વર ઉપર ભરોસો રાખી રાત્રિ દિવસ ઇશ્વર-ભજન કરવું.

ઉપરની કલમ ૧૦ જે ટુંકામાં તમને લખી આપી છે તે રોજ સવારના વાંચવી અને કોઈ દિવસે તેમાં ખામી આવવા દેવી નહિ, કારણ તે સર્વે તમારા ભલાના માટે અને હમેશ વાચવાથી તે ઉપર બરાબર ધ્યાન અપાય છે ”

---

ઉપરની દશ કલમો ક્રિશ્ચિઅન ધર્મમાં વર્ણવેલી દશ આજ્ઞાની યાદ આપે તેવી છે. કેટલા સમજુ પિતાઓ પોતાના કુટુંબના કલ્યાણની દૃષ્ટિથી આવા આજ્ઞાપત્રો પુત્રો માટે વારસામાં મૂકતા જતા હશે?

---

* જુઓ પ્રકરણ ૧૨મું.

શેઠ વિઠ્ઠલદાસે આજ્ઞાધારક પુત્ર તરીકે આ બધી આજ્ઞાઓ* પાળી હતી. એવી ખાતરી એમનાં જીવન પરથી સૌને થયેલી છે. પૂજ્ય માતુશ્રી પ્રત્યેનું એમનું વર્તન પ્રેમાળ અને નમ્રતાવાળું હતું. એમના બંગલામાં ઇ. સ. ૧૮૯૬માં પ્લેગના સમયમાં પ્રો. ડી. જી. પાધ્યે રહેવા આવ્યા હતા; તેમને શેઠ વિઠ્ઠલદાસનું કૌટુમ્બિક વર્તન જોઇને ઘણોજ સન્તોષ થયો હતો. પ્રો. પાધ્યે તરફથી લખાઈ આવેલાં સંસ્મરણોમાં લખાયેલી એ બાબતની નોંધ નીચે પ્રમાણે કરવામાં આવી છે.

✓ When the devastating terror of the Plague broke out in all its first horror in 1896-97 and quite a panic seized Bombay, Sir Vithaldas accomodated me and my family in part of his splendid mansion at Mahaluxmi and there incidentally I had full opportunities to observe how kindly and sweet to friends, relations, and dependents, Sir Vithaldas was in general and how *his entire domestic life was one of almost ideal happiness, particularly his relations with his mother.* [Rao. Bahadur D. G. PADHYE. M. A.].

શ્રીમતી નાથીબાઇ પણ પોતાના પુત્રના ઉત્કર્ષથી સદા પ્રસન્ન રહેતાં હતાં અને એમના કાર્યોમાં સમજપૂર્વક રસ લેતાં હતાં. પોતાના પતિના આત્મકલ્યાણાર્થે અને અંગત પુણ્યસંચયની દૃષ્ટિથી શ્રીમતી નાથીબાઇએ હિન્દુસ્તાનના બધાં મોટાં પવિત્ર ધામની યાત્રા કરી હતી. જે જે પવિત્ર ક્ષેત્રમાં એઓ જતાં ત્યાં ત્યાં વિધિપુરઃસર દેવદર્શન અને દેવપૂજન તેઓ કરતાં હતાં. મન્દિરોમાં દેવને વસ્ત્રો, આભૂષણ અને સામગ્રી અર્પણ કરતાં હતાં., અને બ્રાહ્મણોનો બ્રહ્મભોજ,પણ એમના તરફથી થતો હતો. વિશેષ કરીને ગરીબ અને અપંગ માણસોપ્રત્યે તથા પ્રભુભક્તિમાં લીન થયેલા ત્યાગી સાધુ સન્તો પ્રત્યે તેમની લાગણી તેઓ ( અન્નદાન વસ્ત્ર દાન વગેરે ) અનેક રૂપમાં દર્શાવતાં હતાં. તીર્થક્ષેત્રમાં સાધુઓના ભંડારા કરવામાં અને ભજનની ધૂન ચાલુ કરાવવામાં એઓ ધર્મ-કર્તવ્ય માનતાં હતાં.

પોતે તીર્થ પ્રવાસે જતાં ત્યારે પોતાની સાથે કેટલીકવાર બાઇ માધવજી શેઠને લઇ જતાં, અને કેટલીકવાર હોશીઆર મુનીમ, મહેતાજીને

* આ આજ્ઞાપત્રની અગત્ય શેઠ વિઠ્ઠલદાસ એટલી બધી સમજ્યા હતા કે તે પત્ર એમની તીજોરીમાં બીજા કીમતી દસ્તાવેજોની સાથે સાંચવી રાખવામાં આવ્યો હતો. જ્યારે જ્યારે પોતે તીજોરી ઉઘાડતા ત્યારે ત્યારે તે પત્ર પર તેઓ નજર નાંખતા હતા. અત્યારે પણ આ પુસ્તકમાં તેનો ઉતારો કરવા માટે એ પત્ર મુમ્બઇની તીજોરીમાંથી લાવવામાં આવ્યો છે. કુટુમ્બને આ પત્રની કેટલી બધી અગત્ય સમજાઇ છે!

સાથે રાખતાં હતાં. પરદેશમાં પોતાના કુટુમ્બના મોભા પ્રમાણે તેઓ રહેતાં અને જે તે સ્થળના આગેવાન કુટુમ્બ હોય તેમની સાથે પરિચય બાંધી તે પરિચય પછીથી કેળવતા રહેતાં હતાં.

તેમના મુમ્બઇના પરિચય તો અનેક હોઈ શકે; બહારના પરિચયમાં વઢવાણ સંસ્થાનના માતુશ્રી માજીરાજબા, ભાવનગરના માજી દીવાન સાહેબ શ્રી વિઠ્ઠલરાય શામળદાસ મહેતાના ધર્મપત્ની, અને પાછળથી લેડી રમાબાઇ પટ્ટણીના નામો ગણાવી શકાય તેવાં છે. એઓના પત્રો સીધા શ્રીમતી નાથીબાઈ ઉપર આવતા હતા. તેમાંના કેટલાક અત્યારે સર વિઠ્ઠલદાસના દફતરોમાં છે.

મુમ્બઇમાં શેઠ જમનાદાસ રામજી અને શેઠ મનમોહનદાસ રામજી, શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ, તથા ઇતર કપોળ જ્ઞાતિના શ્રીમાન ગૃહસ્થોના સ્ત્રીજન સાથે એમનો પરિચય સારો હતો.

શ્રીમતી નાથીબાઇ સંસાર સુધારાના પ્રચારમાં રસ લેતાં હતાં અને સમ્પૂર્ણ રીતે તેઓને વિશ્વાસ હતો કે સુધારાથી સ્ત્રીઓના જીવનમાં ઘણો સારો ફેરફાર થાય છે. હિન્દુ જ્ઞાતિમાં શાસ્ત્ર વિરુદ્ધ કુરીવાજો જે દાખલ થયા હતા તેને કાઢી નાંખવા માટે તેઓ આગ્રહ ધરાવતાં હતાં. મરણ પછી કુટુમ્બમાં અમુક દહાડા સુધી સતત રડવા કુટવાની જે પ્રથા હોય છે તે એમને અનિષ્ટ જણાઈ હતી અને પોતે તે કઢાવી નાંખવા યત્નશીલ રહેતાં હતાં. શોકના સમયમાં કે વૈધવ્યના કાળમાં સ્ત્રીઓએ અમુક રંગનાજ કપડાં પહેરવાં જોઇએ એવા રીવાજને પણ તેઓ માન આપવાનું દુરસ્ત ધારતાં નહિ. વળી લગ્ન જેવા પ્રસંગે કપડાંને બદલે રોકડા પૈસા આપવાનું ખર્ચ, તેડાં નોતરાંના આગ્રહી રીવાજો-વગેરે કાઢી નાંખવા સારૂ તેમણે સંસાર સુધારકની વૃત્તિ ધારણ કરી હતી.

શ્રીમતી નાથીબાઇ જેમ જેમ વૃદ્ધ થતાં ગયાં તેમ તેમ તેમનું વલણ ધાર્મિક કાર્યો તરફ વિશેષને વિશેષ ઢળતું ગયું. તેમનો રોજનો જીવનક્રમ સામાન્ય રીતે આ પ્રમાણે હતો.

સવારની સ્નાનવિધિ થયા પછી દેવપૂજા, પાઠ અને જપ કરવામાં તેઓ નિયમિત વખત ગાળતાં હતાં. રામનામના જપ માટે એમને સારો પ્રેમ હતો—ભાવ હતો. તેવા પ્રકારનું નિત્યકર્મ કરી સવારે નવ વાગ્યાથી અગીઆર વાગ્યા સુધી બંગલા ઉપર આવેલા અભ્યાગત સાધુ સન્તના ખબર અન્તર પૂછતાં, અને યથાશક્તિ અને યથામતિ સૌની જરૂરીઆત તરફ લક્ષ આપતાં. એમની એક રીત એવી હતી કે જેમની માગણી સ્વીકારવા જેવી

તેમને ન લાગતી તેમને સ્પષ્ટ "ના" ન કહેતાં, "રામરામ" કહી વિદાય કરતાં હતાં.

ફરી સાંજે ચાર વાગ્યાથી પાંચ વાગ્યા સુધી એવાજ કામમાં તેઓ વખત ગાળતાં હતાં. મહાલક્ષ્મી ઉપર "દામોદર ભવન" બંગલો અભ્યાગતનું નામીચું સ્થાન થઇ પડયું હતું. ઠરેલા સમયે ત્યાં સાધુ સન્યાસીનાં ટોળે ટોળાં જમતાં હતાં. તેમાં કોઇ કોઇ વિદ્વાન અને સાચી રીતે વિરક્ત બનેલા સાધુઓ પણ હોય. એવી વ્યક્તિ સાથે તેઓ સત્સંગ કરતાં હતાં. ધીરે ધીરે સાધુ સન્યાસીની હાજરી શ્રીમતી નાથીબાઇને એટલી બધી પસન્દ પડવા લાગી હતી કે એવા સાધુઓની અવર જવર ઉપરથી એમના આજ્ઞાધારક પુત્ર શેઠ વિઠ્ઠલદાસને એમ જણાયું કે જે વૈભવી ઘરમાં એનો દીકરીઓ અને વહુવારુઓ છૂટથી ફરતાં હરતાં હોય ત્યાં અજાણ્યા સાધુ વૈરાગીની દૃષ્ટિ પડે તે વ્યાજબી નહિ. તેથી તેમણે બંગલામાં એવો ફેરફાર કરી લીધો કે શ્રીમતી નાથીબાઇ પાસે આવતા જતા સન્યાસી સાધુની દૃષ્ટિ કુટુમ્બના સ્ત્રીજનના વ્યવહાર ઉપર જવા ન પામે.

સાંજે પાંચ વાગ્યા પછી શ્રીમતી નાથીબાઇ મુમ્બઇમાં કાલબાદેવી રસ્તા ઉપરના નરનારાયણના મન્દિરમાં ભજન મંડળીમાં નિયમિત હાજરી આપતાં હતાં. ત્યાંથી લગભગ સાત વાગ્યા સુધી તે ફારગ થતાં નહિ

નાથીબાઇની શ્રદ્ધા જેમ રામનામના ભજનમાં હતી, તેમજ શ્રીમદ્ ભગવદ્ગીતાના પઠન પાઠનના પ્રચાર માટે પણ તેમને અતિ આગ્રહ હતો. શ્રીમદ્ ભગવદ્ગીતાની અર્થ સહિત નાની ચોપડીની હજારો નકલ તેમણે છપાવી હતી અને તેનો બહુ છૂટથી પ્રચાર કરાવ્યો હતો. ગુજરાતમાં સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય તે સમયમાં ઊભું થયું હતુ અને એ કાર્યાલયના પ્રથમના પુસ્તકોમાં શ્રીમતી નાથીબાઇની ગીતાનું પુસ્તક મુખ્ય હતું. તેઓ કર્મકાંડમાં શ્રદ્ધા રાખતાં હતાં અને તેથી કર્મકાંડી માણસ તેમના પર વધારે છાપ પાડતો હતો અનેક પ્રકારના દાનમાં અન્નદાન ઉત્તમ માનતાં હતાં; અને ભૂખ્યાને અન્ન આપવાનો જ્યારે જ્યારે પ્રસંગ આવતો ત્યારે ત્યારે તે પ્રસંગને તેઓ જતો કરતાં નહિ

પોતાની પાસે ભજન કીર્તન માટે કોઈ કોઇ વાર ભક્તિભાવથી પ્રેરાયેલી બાઇઓને તેઓ રાખતાં હતાં. એ સિવાય અન્ય કોઇ વ્યાસંગ તેમને પ્રિય ન હોતો. એમને કોઇ પણ એક પન્થ માટે આગ્રહ ન હોતો; છતાં એમનું વલણ શ્રી રામાનુજ સમ્પ્રદાયના સાધુ સન્તો પ્રત્યે કેટલીક વાર સવિશેષ દોરાતું જણાતું હતું



માતુશ્રી નાથીબાઈ

જન્મ સંવત ૧૯૦૫
સને ૧૮૪૯

મરણ સંવત ૧૯૬૫
સને ૧૯૦૯

શુદ ૧૫ના રોજ તેમણે નશ્વર પાર્થિવ દેહનો ત્યાગ કર્યો અને તેમના પુણ્ય સંચયની પરમ શાન્તી એમના મુમુક્ષુ આત્માને તે દહાડે પ્રાપ્ત થઇ

એમના સ્વર્ગપ્રયાણના ખબર સત્વરે ચોતરફ પથરાઇ ગયા, એમના પ્રત્યે માન ધરાવનારાની સંખ્યા નાની સુની નહોતી દેશદેશાવરમાં એમના આશ્રિત જનો અને આશ્રિત સંસ્થાઓ આ સમાચારથી ખિન્ન થયા, અને ઠેકાણે ઠેકાણેથી રાજા મહારાજા તરફથી, સ્નેહી મિત્રો તરફથી અને શેઠ સાહુકાર તરફથી દિલાસાના સન્દેશા સર વિઠ્ઠલદાસ ઉપર આવ્યા. મુમ્બઇમાં પણ શ્રી ઠાકરશી મૂળજી કમ્પનીની મિલો અને ઑફિસ, મૂળજી જેઠા કાપડ મારકેટ, શ્રી. પુરુષોત્તમ વિશ્રામ એન્ડ કમ્પનીની, શ્રી ગોવિન્દજી માધવજીની કમ્પનીની, સરદાર કાર્બોનિક ગૅસ કમ્પનીની ઑફિસો એમના માનમા બન્ધ રાખવામા આવી હતી ગુજરાતી હિન્દુ સ્રીમંડળ તરફથી શ્રીમતી જમનાબાઇ સક્કઇનો દિલાસાનો ખાસ સન્દેશો આવ્યો હતો

તા. ૨૭-૭-૦૯ના રોજ મુમ્બઇમાં જાહેર દીલાસો મોકલવા ભાગીઆ આઓની સભા મો લક્ષ્મીબાઇ નારાયણ ગણેશ ચન્દાવરકરના પ્રમુખ પણા નીચે મળી હતી શ્રીમતી નાથીબાઇના સ્વર્ગવાસથી ભાગીઆ કોમને પડેલી ખોટ સમ્બન્ધી, તેમના આત્માને શાન્તી ઇચ્છવા સમ્બન્ધી અને કુટુમ્બજનોને દીલાસો આપવા સમ્બન્ધી ઠરાવો એ સભામા થયા હતા. તે વિષે જે પત્ર આવ્યો હતો તેનો ઉત્તર લેડી પ્રેમકુંવર બાઇએ તા ૩૧-૮-૦૯ના રોજ શ્રીમતી લક્ષ્મીબાઇ ચન્દાવરકર ઉપર મોકલ્યો હતો અને તેમા લખ્યુ હતુ કે-"અમારા પૂજ્ય સાસુજીના સ્વર્ગવાસથી અમારૂ તથા અમારા કુટુમ્બનું છત્ર અમે સદા માટે ગુમાવી બેઠા છીએ અને તેમના તરફથી અમને હમેશા જે સદ્‌બોધ તથા અનુકરણ કરવા યોગ્ય શિક્ષણ મળતું હતુ તે વધુ વખત મેળવવાનુ અમારા નસીબમાથી જતુ રહેવાના સબબે અમને મોટી ખોટ ગઇછે"

લેડી પ્રેમકુવર બાઇને પોતાના કુટુમ્બમા હવેથી મોટપ જાળવવાની અને દરેક પ્રકારના વ્યવહાર સમ્ભાળવાની ફરજ અદા કરવાનો પ્રસંગ આવ્યો હતો હાજરમાન સાસુજીની આડજ હવે રહી ન હોતી

મુમ્બઇના વર્તમાનપત્રોમા શ્રીમતી નાથીબાઇની છબી સાથે એમના જીવનચરિતો પ્રકટ થયા

એમના આત્માની શાન્તિ અર્થે એમના સુત પુત્રો શેઠ વિઠ્ઠલદાસે , શેઠ માધવજીએ દાન પુણ્યના અને શ્રાદ્ધ વગેરે ક્રિયાઓના ખર્ચ એ સ્વધામી ભગવદ્‌ભક્ત આર્યજનનીને છાજે તેવી રીતે કર્યાં હતા.

દ્વારકા ક્ષેત્રમાં શ્રી ગોમતી તટે માતુશ્રીનું તીર્થશ્રાદ્ધ કરવા સારૂ સર વિઠ્ઠલદાસે કાર્તિક શુદ ૧૫ની તિથિ નક્કી કરી હતી દ્વારકા જતાં જતાં જામનગર અને ખમ્ભાલીઆમાં પણ પોતાના જ્ઞાતિબન્ધુઓને મળવું અને શ્રીમતી માતુશ્રી નાથીબાઇના આત્મકલ્યાણ અર્થે ધાર્મિક કાર્યો તથા વ્યાવહારિક કાર્યો એ સ્થળે કરવા જેવાં હોય તે કરવાં એવો વિચાર પણ તેમણે રાખ્યો હતો આ દિવસોમાં જામનગરમાં એમના મોખતી ભાઇ લાલજી પિતામ્બર હતા તેમને, તથા ખમ્ભાલીઆમાં શેઠ દામોદર ગોવિન્દજી હતા તેમને પત્રોથી ખબર આપવામાં આવ્યા કે જે તે સ્થળમાં બધાં કામો એમની સલાહ પ્રમાણે થશે માટે યોગ્ય તે વિચારો તેઓ કરી મૂકે.

દ્વારકામાં તો એમના લઘુ બન્ધુ જેવાજ શેઠ પુરુષોત્તમ વિશ્રામ એ વખતે પોતાના "સિન્ધુ સદન" નામના બંગલામાં રહેતા હતા, તેથી ત્યાંની તજવીજ માટે સર વિઠ્ઠલદાસને કંઇ પણ કરવા જેવું હતુજ નહિ.

કાગળો પરથી એમ જણાય છે કે દીવાળી કરીને તરતજ જામનગર સુધી રેલ્વે રસ્તે જઈ ત્યાંથી ખાસ તૈયાર કરાવેલા ઘોડાના ટાંગા મારફત તેઓ ખમ્ભાલીઆ ગયા હતા અને ત્યાંથી દ્વારકા ગયા હતા. દ્વારકામાં તેમના માટે ભાઈ પુરુષોત્તમ ભાઇએ બહુજ પ્રેમપૂર્વક સગવડ રાખી હતી ત્યાં તીર્થશ્રાદ્ધ અને બ્રહ્મભોજ–ચોરાશી વગેરે કર્યાં હતાં, બ્રાહ્મણોને સારી દક્ષિણા આપી હતી. મન્દિરોમાં સામગ્રી વગેરે આપી હતી, એટલુજ નહિ પરન્તુ દ્વારકામાં શાળાઓમાં ભણતાં છોકરા છોકરીઓનો ભવ્ય મેળાવડો યોજી દરેકને કપડાં લુગી વગેરેનુ ઇનામ આપ્યું હતુ. ઓખામંડળના બીજાં ગામોની બધી શાળામાં પણ એ પ્રકારે ઇનામો અપાયાં હતાં.

એ પ્રસંગનો લાભ લઇ ઓખામંડળની પ્રજા સમસ્તે સર વિઠ્ઠલદાસનું જાહેર સન્માન કર્યું હતુ એ સન્માનનુ માનપત્ર આપવા દ્વારકા સાર્વજનિક પુસ્તકાલયના ભવ્ય મકાનમાં જબરો મેળાવડો* કરવામાં આવ્યો હતો એ

* આ મેળાવડાના ખબર "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ"ના અંકમાં નીચે મુજબ પ્રકટ થયા હતા

( From a Correspondent )

The Hon'ble Sir Vith... — DWARKA, November 09

short tour, .

tants of Ok .

by the King ... knighthood lately conferred on him The Hall of the Okha Mandal Library was decorated for the occasion and the leading inhabitants of the place were present The Vahiwatdar of the place was voted to the chair In opening the proceedings of the evening, he highly eulogised Sir Vithaldas for his public

વખતના માનપત્રમાં ઓખામંડળની પ્રજાએ એ પ્રદેશની કેટલીક અડચણો સર વિઠ્ઠલદાસ પાસે રજુ કરી હતી અને તે દૂર કરાવવામાં તેમની લાગવગનો અને શક્તિનો ઉપયોગ કરવા વિનતિ ગુજારી હતી. ખાસ કરીને દ્વારકા રેલ્વે થવા માટે, શ્રી ગોમતી નદીનું સંગમદ્વાર વખતો વખત રેતીથી પૂરાઇ જાય છે તે માટે કોઇ કાયમની ઇજનેરી કીંમતવાળી વ્યવસ્થા થવા માટે, અને દેવમન્દિર પાસે દ્વારકામાં સરકારી કચેરીઓ છે ત્યાં નીચ વર્ણના માણસોની આવજા થતી હોવાથી મન્દિરમાં જતાં આવતાં વૈષ્ણવોની લાગણી દુખાયછે તેના વાસ્તે કંઈ યોગ્ય તે થવા માટે પ્રજાએ માગણી કરી હતી.

સર વિઠ્ઠલદાસે એ માગણીઓ માટે ખરા અન્તઃકરણ પૂર્વક મ્હેનત કરી હતી. દ્વારકાથી મુમ્બઇ જતાંની સાથે એમણે શ્રીમન્ત સર સયાજીરાવ ગાયકવાડ ઉપર વિસ્તારપૂર્વક પત્ર લખ્યો હતો.

ભાઇ પુરુષોત્તમ ભાઇને આ પ્રસંગે બહુ આનન્દ થયો હતો કારણકે પોતે જેમને વડીલ માનતા હતા તેમની થોડી ઘણી પણ સરભરા પોતાના અંગવામાં પહેલી વાર કરવાની તક એમને એ વખતે મળી હતી.

શેઠ પુરુષોત્તમ ભાઇ અને સર વિઠ્ઠલદાસનો સમ્બન્ધ વાચક વર્ગને કંઇક અંશે યથોચિત સમજાય એ દૃષ્ટિથી થોડી હકીકત—વિષયાન્તર કર્યાની ભૂલ સ્વીકારીને પણ—અત્રે આપવાનો વિચાર કરવામાં આવ્યોછે.

શેઠ ઠાકરસી મૂળજીના ભાઈ માવજી શેઠના પુત્ર વિશ્રામશેઠ પોતાની જૂની કુટુમ્બની પેઢીથી જુદો વેપાર કરવા લાગ્યા હતા તો પણ તેમનું સર્વ

career and for his many sided activities. The address was then read. It referred in appreciative terms to his public work and the great charities of his family at Okha Mandal. Reference was also made to some local matters and grievances, and Sir Vithaldas's help was solicited in respect of them Among the latter mention was made of the obnoxious toll and the absence of railway communication with either Jammnagar or Porebunder.

In reply Sir Vithaldas heartily thanked them for their warm reception and with reference to the demands contained therein he said that His Highness the Gaekwar, who took a very keen interest in the welfare of his subjects, would no doubt, do all in his power to redress their grievances and that he would try his utmost to place these facts before His Highness the Gaekwar He also expressed his hope that the railway project which has been favourably received by their Highnesses the Gaekwar and the Jam Saheb, would soon be an accomplished fact.

After distribution of *pansupari* the meeting terminated late in the evening.

પ્રકારે હેત તો પોતાના ભાંડુઓ સાથેજ હતું. વિશ્રામ શેઠ ગુજરી ગયા ત્યારે નાના બાળક પુત્રને ભાઈ ગોવિન્દજી શેઠને ભળાવતા ગયા હતા આ રીતે બાળક પુરુષોત્તમ શેઠ ગોવિન્દજી કાકાના પુત્ર તરીકેજ ઉછર્યા સ્વાભાવિક રીતે શેઠ વિઠલદાસ એમના તરફ બન્ધુ તરીકેજ જોતા થયા હતા. હુસરાજ શેઠથી પુરુષોત્તમ શેઠ જરા મોટા ખરા, પણ શેઠ વિઠલદાસના તો તે નાના ભાઈ જેવાજ ગણાય વિશ્રામ શેઠનો માળો પણ હનુમાનગલીમાં હતો એટલે શેઠ વિઠ્ઠલદાસની નજર પુરુષોત્તમ ભાઇ ઉપર વખતો વખત જતી. બન્ને જણ ગોવિન્દજી કાકાને પૂજ્યવૃત્તિથી અનુસરતા એટલે બન્ને વચ્ચે બન્ધુભાવ વિશેષ ખીલ્યો હતો • શેઠ વિઠ્ઠલદાસ ધીરે ધીરે પુરુષોત્તમ ભાઈના હિતમા એટલો બધો રસ લેવા લાગ્યા હતા કે ગોવિન્દજી કાકાના સ્વર્ગવાસ પછી તો શેઠ વિઠલદાસ એમના મુખ્ય વડીલ બનીને રહ્યા હતા * એ વાતની ખાતરી શેઠ ગોવિન્દજી કાકાના સ્વર્ગવાસ વખતે લખેલા નીચેના પત્ર ઉપરથી થશે •

પુજ્ય વડીલ ભાઈ વીઠ્ઠલદાસની સેવામા                    શ્રી દુવારકા તા ૧૩–૯–૮૮

વીનતી સાથે લખવાનુ કે અમે અત્રે કુશળ છીએ તમે કુશળ હશો અત્રેની ચીતા કરશો નહિ

બીજુ પુજશ્રીના શ્રીને ચરણ પામાવાથી આપણે સઘળા નીરાધાર થઇ ગયા છીએ આપનો છત્ર આજે ઉડીગયો આજે આપના કુટુંબનો સૂર્ય અસ્ત થયો. કુલનો દીવો ગુલ થયો આજે આપના ખરા માવીત્ર ચા ની ગયા—એમ હુ માનુ છુ આને આપની પગ ન ખમી શકાય એવી મોટી આફત આવી પડીછે આપની પાખો ભાગી ગઇછે અમે આ અસહ્ય ફટકો પડવાથી અમે તંન મુઝાઈ ગયા છીએ કાઇ સુજ પડતી નથી અરધા ગાંડા જેવા થઈ ગયા છીએ મન સ્થીર રહેતુ નથી ભવીષ્ય માટે કઈ સુઝતુ નથી અમારી સ્થીતી ભર દરીયે મહા ભયકર તોફાનમા સપડાએલા વહાન માહેના મનુષ્યોના જેવી થઈ છે પણ તેવામા એક આશા મનમા ફુટી નીકળે છે જેથી જીવને જરા સંતોશ થાયછે તે આશા એ જે અમારી માથે આપ જેવા સુજ્ઞ અને સુશીલ વડીલ હુજી છે તેથી અમને શુ ફીકર છે આવા વીચારથી મનને જરા શાતી મળેછે બાકી પુજશ્રીની ખોટ આપના કુટુંબને તેમજ આખા હીંદને ન પુરી શકાય એવી ગઇ છે આ જબરી આફતમાં આપણને હીમત રાખી કામ લેવાનુ છે બાકી જે બનનાર હતી તે બનીછે એમા આપનો મનુષ્ય દેહનો કાઇ ઉપાય નથી હવે તો જેમ શ્રીરામ રાખે તેમ રહેવુ મારાથી એ બીના ઉપર હવે વધુ લખી શકાતુ નથી

ભાઇ હુસરાજ તથા ચી ભાઈ ધરમસી વગેરે અત્રે સુખીમા છે હાલ એજ

લી છોરૂ પરસોતમ વીશરામના
પગે લાગવુ વાચજો †

• શેઠ પુરુષોત્તમ વિશ્રામના ટ્રસ્ટીઓમાથી શેઠ વન્દ્રાવનદાસ મરણ પામવાથી ખાલી પડેલી જગ્યાએ તા ૧૩ ઑગસ્ટ ૧૮૮૭ ના રોજ શેઠ વિઠ્ઠલદાસને ટ્રસ્ટી નીમ્યા હતા શેઠ વીરચંદ દીપચંદ પણ એક ટ્રસ્ટી હતા અને તેમણે પસન્દગી કરી હતી

† ખરી નકલ છાપી છે જોડણીમાં પણ ફેરફાર કર્યો નથી "ણ" ને બદલે "ન" લખવાની ને બોલવાની કાઠિયાવાડી ટેવ શેઠ પુરુષોત્તમમાં જોઈ શકાતી હતી

જેમ જેમ શેઠ પુરુષોત્તમ પુખ્ત ઉમ્મરે આવતા ગયા તેમ તેમ તે ભાઈ વિઠ્ઠલદાસની વડીલ તરીકેની છાયાની કદર કરતા ગયા. સને ૧૯૦૧ના જુલાઈ માસની ૨૪ મી તારિખે શેઠ પુરુષોત્તમે એક સમારમ્ભ યોજ્યો હતો અને તેમાં તેમની નાની વયની મુદત દરમીઆન તેમની મીલકતની વ્યવસ્થા કરનાર ટ્રસ્ટીઓને માનપત્ર જાહેર રીતે આપ્યું હતું. એ ટ્રસ્ટીઓમાં શેઠ વન્દ્રાવનદાસને સ્થાને પાછળથી. શેઠ વિઠ્ઠલદાસને પસન્દ કરવામાં આવ્યા હતા. આ માનપત્રમાં શેઠ વિઠ્ઠલદાસનું નામ એક ટ્રસ્ટી તરીકે છે. ભાઈ પુરુષોત્તમ સાથે તો શેઠ વિઠ્ઠલદાસનો સમ્બન્ધ બન્નેની સારમનસાઈથી ખુબજ વધ્યો હતો. પોતાના સગા ભાઈ માધવજી શેઠ જેવીજ ભાવના પુરુષોત્તમ ભાઈ પ્રત્યે તેમણે આજીવન રાખી હતી. પુરુષોત્તમ ભાઈ પણ "ભાઈ" નો બોલ કદિ ઉથાપતા નહિ. દ્વારકામાં સીમેન્ટનું કારખાનુ મોટી જહેમતથી ઊભું કરવાની યોજના શેઠ વિઠ્ઠલદાસે ભાઈ પુરુષોત્તમના દ્વારકા સાથેના-સમ્બન્ધથી અને એમની સલાહ તથા સહકારથી હાથપર લીધી હતી. એ ભ્રાતૃભાવ અજબ ચમત્કૃતિવાળો હતો. દ્વારકામાં પુરુષોત્તમ શેઠના "સિન્ધુ સદન" બંગલામાં જ્યારે શેઠ વિઠ્ઠલદાસ જતા હતા ત્યારે ભાઈ પુરુષોત્તમને ઘેર સોનાનો સૂરજ ઉગ્યો હોય એવો ઉલ્લાસ પ્રવર્તી રહેતો હતો.

---

દ્વારકાથી સર વિઠ્ઠલદાસ ખમ્ભાલીઆ અને જામનગર ગયા હતા. ખમ્ભાલીઆમાં પણ દ્વારકામાં કર્યાં હતાં તેવાં સત્કાર્યો તેમણે કર્યાં હતાં. પોતાની ન્યાતમાં સારી લ્હાણી પણ કરી હતી. ત્યાં ખમ્ભાલીઆની રૈયત સમસ્ત તરફથી તેમને મોટી તૈયારીથી સુન્દર રીતે માનપત્ર આપવામાં આવ્યું હતુ. એ માનપત્રમાંથી થોડીક લીટીઓ અત્રે ઉતારવા યોગ્ય છે.

"સિવાય, જ્યારે જ્યારે આપનું કે આપનાં માતુશ્રીનું અહિં પધારવું થયું છે ત્યારે ત્યારે અંહિની નિશાળોમાં વિદ્યાભ્યાસ કરનાર બાળકોને ઉદાર હાથે ઇનામો આપી સન્તોષવામાં આવેલાંછે. વિશેષમાં આ વખતની આપની ટુકી મુલાકાત દરમ્યાન પણ આ શહેરને દર વરસે ઉનાળામાં તથા નબળે વરસે વરસના ઘણા ભાગમાં પાણીની જે અગવડ ભોગવવી પડેછે તે દૂર કરવાના ઉમદા તથા ઉદાર હેતુથી એનજીન લાવી નળ મૂકવાની યોજના આપે ઘડી કાઢી તથા તેમાં પૈસા સમ્બન્ધી મોટી મદદ આપવાનું કહીને અમારા આ શહેર ઉપર ઉપકાર કરેલો છે તેને માટે અમે તો શું પણ ભવિષ્યની અહિંની પ્રજા આપને ધન્યવાદ આપી આશીર્વાદ આપશે."*

* આ યોજના ૧૯૧૬ માં સમ્પૂર્ણ રીતે તૈયાર કરી નદીના કુવાનું માપ વગેરે તૈયાર કરી જામનગર રાજ્ય તરફ સર વિઠ્ઠલદાસે રજુ કરી હતી પરન્તુ તેની મંજુરી આજ પણ કાંઈ મળી નહિ, અને એ કામ અધુરું રહી ગયું છે. એમને દફતરે એ યોજનાના કાગળો સમ્પૂર્ણરૂપમાં મોજુદ છે.

જામનગરમાં સર વિઠ્ઠલદાસનો આદર સત્કાર રાજ્ય તરફથી બહુ માનભરી રીતે થયો હતો. ત્યાં રેલ્વે સ્ટેશન ઉપર તેમને આવકાર આપવા સારૂ મહારાજા શ્રી જામસાહેબના ભાઇઓ, કુમારો, દીવાન સાહેબ, અને અન્ય મોટા અમલદારો તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થો પધાર્યા હતા. સૌ તરફથી હાર તોરા વગેરેથી તેમનું સન્માન થયું હતુ અને પછી રાજ્યની મોટર-ગાડીમાં તેમને રાજ્ય-પરોણા તરીકે લાલ બંગલામાં લઈ જવામાં આવ્યા હતા. *

જામનગરમાં વિદ્યાર્થીઓને ઇનામો આપવાનો મોટો મેળાવડો રા. રા. ખંડુભાઈ દેસાઇની દેખરેખ તળે કરવામાં આવ્યો હતો. સર વિઠ્ઠલદાસના પિતાશ્રીએ પણ આવી રીતે વિદ્યાર્થીઓનો સત્કાર અગાઉ કર્યો હતો તેની યાદ એ મેળાવડામા રા. રા. ખંડુભાઇએ આપી હતી.

મહારાજા સાહેબ જામ સાહેબ શ્રી રણજિતસિંહજીએ સર વિઠ્ઠલ-દાસનો મોભો ઘણી સરસ રીતે જાળવ્યો હતો અને તેમના માનમાં જ્યુબિલી પાર્કમાં ઇવીનીંગ પાર્ટીનો ભવ્ય સમારમ્ભ યોજ્યો હતો. જે વખતે ઘણા અમલદારો અને શહેરના પ્રતિષ્ઠિત વેપારીઓને આમન્ત્રણ આપવામાં આવ્યાં હતાં. એ મેળાવડાના ખબર. ૨૦ મી નવેમ્બરના ટાઇમ્સ ઑફ-ઇન્ડીઆના અંકમાં-પ્રકટ થયા હતા †

* THE HON SIR VITHALDAS IN KATHIAWAD —The Hon Sir Vithaldas Damodar Thackersey, who has been on a visit to several places in Kathiawad, has been welcomed everywhere with the respect and esteem due to him A few days ago, when he went to Jamnagar, writes a correspondent the Maharaja's brothers, the Kumars, the Dewan and chief officials of the State greeted him at the railway station with the honours due to his high position He was presented with garlands and bouquets of flowers and in the motor car sent for him by the Maharaj drove to the "Lal Bungalow," specially reserved for his accommodation

મુંબઇ ગૅઝેટ—૨૬-૧૧-૯

† November 17 was a red letter day in the annals of education in Jamnagar city The Honourable Sir Vithaldas, a distinguished citizen of Bombay and a native of Khambhalia, is on his way to his native places staying in Jamnagar as the guest of His Highness the Jam Saheb. To meet the Hon. Sir Vithaldas, His Highness invited all his State officers, Kumars, Bhayats and leading merchants of the city to an evening party. It was held in the Jubilee park. The State band was in attendance The whole park and the dining hall were nicely decorated and beautifully and tastefully illuminated. His Highness freely mixed with all and talked with Sir Vithaldas and his friends. [ The *Times of India*, Saturday, 20th November 09 ]

જેમ જેમ શેઠ પુરષોત્તમ પુખ્ત ઉમ્મરે આવતા ગયા તેમ તેમ તે ભાઈ વિઠ્ઠલદાસની વડીલ તરીકેની છાયાની કદર કરતા ગયા. સને ૧૯૦૧ના જુલાઈ માસની ૨૪ મી તારિખે શેઠ પુરુષોત્તમે એક સમારમ્ભ યોજ્યો હતો અને તેમાં તેમની નાની વયની મુદત દરમીઆન તેમની મીલકતની વ્યવસ્થા કરનાર ટ્રસ્ટીઓને માનપત્ર જાહેર રીતે આપ્યું હતું. એ ટ્રસ્ટીઓમાં શેઠ વન્દ્રાવનદાસને સ્થાને પાછળથી શેઠ વિઠ્ઠલદાસને પસન્દ કરવામાં આવ્યા હતા. આ માનપત્રમાં શેઠ વિઠ્ઠલદાસનું નામ એક ટ્રસ્ટી તરીકે છે. ભાઈ પુરુષોત્તમ સાથે તો શેઠ વિઠ્ઠલદાસનો સમ્બન્ધ બન્નેની સારમનસાઈથી ખૂબજ વધ્યો હતો. પોતાના સગા ભાઈ માધવજી શેઠ જેવીજ ભાવના પુરુષોત્તમ ભાઈ પ્રત્યે તેમણે આજીવન રાખી હતી. પુરુષોત્તમ ભાઈ પણ "ભાઈ"નો બોલ કદિ ઉથાપતા નહિ. દ્વારકામાં સીમેન્ટનું કારખાનુ મોટી જહેમતથી ઊભુ કરવાની યોજના શેઠ વિઠ્ઠલદાસે ભાઈ પુરુષોત્તમના દ્વારકા સાથેના સમ્બન્ધથી અને એમની સલાહ તથા સહકારથી હાથપર લીધી હતી. એ ભ્રાતૃભાવ અજબ ચમત્કૃતિવાળો હતો. દ્વારકામાં પુરુષોત્તમ શેઠના "સિન્ધુ સદન" બંગલામાં જ્યારે શેઠ વિઠ્ઠલદાસ જતા હતા ત્યારે ભાઈ પુરષોત્તમને ઘેર સોનાનો સૂરજ ઉગ્યો હોય એવો ઉલ્લાસ પ્રવર્તી રહેતો હતો.

---

દ્વારકાથી સર વિઠ્ઠલદાસ ખમ્ભાલીઆ અને જામનગર ગયા હતા. ખમ્ભાલીઆમાં પણ દ્વારકામાં કર્યાં હતાં તેવાં સત્કાર્યો તેમણે કર્યાં હતાં. પોતાની ન્યાતમાં સારી લ્હાણી પણ કરી હતી. ત્યાં ખમ્ભાલીઆની રૈયત સમસ્ત તરફથી તેમને મોટી તૈયારીથી સુન્દર રીતે માનપત્ર આપવામાં આવ્યું હતું. એ માનપત્રમાંથી થોડીક લીટીઓ અત્રે ઉતારવા યોગ્ય છે.

"સિવાય, જ્યારે જ્યારે આપનું કે આપનાં માતુશ્રીનું અહિં પધારવું થયું છે ત્યારે ત્યારે અંહિની નિશાળોમાં વિદ્યાભ્યાસ કરનાર બાળકોને ઉદાર હાથે ઇનામો આપી સન્તોષવામાં આવેલાછે. વિશેષમાં આ વખતની આપની ટુંકી મુલાકાત દરમ્યાન પણ આ શહેરને દર વરસે ઉનાળામાં તથા નબળે વરસે વરસના ઘણા ભાગમાં પાણીની જે અગવડ ભોગવવી પડેછે તે દૂર કરવાના ઉમદા તથા ઉદાર હેતુથી એનજીન લાવી નળ મૂકવાની યોજના આપે ઘડી કાઢી તથા તેમાં પૈસા સમ્બન્ધી મોટી મદદ આપવાનું કહીને અમારા આ શહેર ઉપર ઉપકાર કરેલો છે તેને માટે અમે તો શું પણ ભવિષ્યની અહિંની પ્રજા આપને ધન્યવાદ આપી આશીર્વાદ આપશે."*.

* આ યોજના ૧૯૧૧ માં સમ્પૂર્ણ રીતે તૈયાર કરી નદીના કુવાનું માપ વગેરે તૈયાર કરી દરબાર તરફ સર વિઠ્ઠલદાસે રજુ કરી હતી પરન્તુ તેની મંજુરી કોઈ પણ કારણે મળી નહિ, અને એ કામ અધુરું રહી ગયું છે. એમને દફતરે એ યોજનાના કાગળો સમ્પૂર્ણરૂપમાં મોજુદ છે.

# પ્રકરણ ૨૫ મું.

## સહકારી બૅન્કિંગ.

લોકકલ્યાણ વાસ્તે સર વિઠ્ઠલદાસે જે જે રચનાત્મક કાર્યોની હીલચાલ ઉપાડી હતી તેમાં નાણાની આંટ વાસ્તે અને ગરીબ ખેડુત વર્ગને જોઇતાં નાણાંની સવડ થાય તે દૃષ્ટિથી ઉપાડેલી સહકારી હીલચાલ ઘણી અગત્યની હતી. એ હીલચાલ આ દેશમાં જ્યારથી ઉદ્ભવી ત્યારથીજ સર વિઠ્ઠલદાસ તેમાં રસ લેતા થયા હતા. વીસમી સદીની શરૂઆતનાં વરસોમાં લૉર્ડ કર્ઝન જ્યારે હિન્દના વાઇસરૉય હતા ત્યારે (કો-ઑપરેટિવ ક્રેડિટ સોસાઇટીઝ) આંટ વધારનાર સરકારી મંડળીઓ સ્થાપવાનો કાયદો પસાર થયો હતો. આપણા દેશમાં આ હીલચાલમાં સૌથી પહેલો રસ લેનારા સર લલ્લુભાઈ શામળદાસ હતા; અને તેમની સાથે આ કાર્યમાં તરતજ સર વિઠ્ઠલદાસ જોડાયા હતા. આપણા મુમ્બઇ ઇલાકામાં સહકારી સિદ્ધાન્ત પર રચાયેલી પ્રવૃત્તિઓને સુસ્થિર બનાવવામાં આ બે ગૃહસ્થોએ જેટલો ઉત્સાહ બતાવ્યો છે અને જેટલી શક્તિ વાપરી છે તેટલો ઉત્સાહ અને તેટલી શક્તિ દર્શાવનારૂં કાર્ય આ ઇલાકામાં નથી કર્યું કોઇ વ્યક્તિએ કે નથી કર્યું કોઇ સંસ્થાએ.

તેથી આ હીલચાલમાં સર વિઠ્ઠલદાસની લોકસેવા કેવી અને કેટલી હતી તે દર્શાવવા સર લલ્લુભાઈ મહેતાએ અંગ્રેજીમાં સ્વતન્ત્ર* લેખ લખી આપ્યોછે તેનો છૂટ અનુવાદ અત્રે ઉતારવામાં આવ્યો છે.

જો કે મુમ્બઈ સેન્ટ્રલ કો-ઑપરેટિવ બૅન્ક (જેનું હમણાનું નામ પ્રૉવિન્શિઅલ કો-ઑપરેટિવ બૅન્ક છે) ની યોજના કરવામાં અને તે ઊભી કરવામાં સર વિઠ્ઠલદાસ અને હું બન્ને જણા રોકાયા હતા; તોપણ સહકારી સિદ્ધાન્તમાં અમે બન્ને સ્વતન્ત્ર રીતે રસ લેતા થયા હતા; તેમાં અમે એકમેકની પ્રેરણા લીધી નહોતી. મેં મારૂં કામ ગુજરાતમાં આરમ્ભ્યું હતું; ગુજરાતના અમદાવાદ અને ખેડા જિલ્લામાં પ્રાથમિક સહકારી મંડળીઓ કાઢવા માટે જે તે જિલ્લાના કલેક્ટરને મદદ આપવાનું કામ મેં ઉપાડ્યું

* મી. નટરાજને "ઇન્ડીઅન ડેઇલીમેલ" પત્રમાં સર વિઠ્ઠલદાસના જીવન ચરિત્રના પ્રકરણો અંગ્રેજીમાં પ્રકટ કરવાનું કામ ઉપાડ્યું હતું તે વખતે એ પુસ્તક વાસ્તે સર લલ્લુભાઇ મહેતાએ આ લેખ અંગ્રેજીમાં લખી આપ્યો હતો.

હતું. સર વિઠ્ઠલદાસે જરા વધારે મોટા પાયા ઉપર રચાયેલું કામ ઉપાડ્યું હતું. ઉપર જણાવેલી પ્રાથમિક સહકારી મંડળીઓને સહાયભૂત થવા સારૂ "કો-ઑપરેટિવ અર્બન બૅન્ક" સ્થાપવાનું કામ તેમણે હાથમાં લીધું હતું. તે વખતે સહકારી હીલચાલના "રજીસ્ટ્રાર" મી. જેમ્સ મૅકનીલ હતા; જે પાછળથી આયરિશ ફ્રી સ્ટેટના ગવર્નર જનરલ બન્યા હતા. મી. મૅકનીલે સર વિઠ્ઠલદાસની મદદ માગી હતી; અને તેથી તે આ કાર્યમાં ઉતર્યા હતા. સર વિઠ્ઠલદાસે ઉપર જણાવેલી બૅન્ક ૨૦,૦૦૦ રૂપીઆની થાપણથી ઉઘાડી હતી. તેમણે પોતાની સાથે પોતાના નવ મિત્રોને ભાગદાર બનાવી દરેક પાસેથી બે હજાર રૂપીઆ મેળવી એ બૅન્કની થાપણ ઊભી કરી હતી. સર વિઠ્ઠલદાસના એ નવ મિત્રોને તે વખતે સહકારી સિદ્ધાન્તમાં રસ હતો માટે તેમણે આ રૂપીઆ ભર્યા હતા તેમ સમજવાનું નથી. તેમણે તો પોતાના મિત્રને પ્રસન્ન રાખવા એ થાપણમાં પોતાનો ભાગ રાખ્યો હતો. તે વખતે સર વિઠ્ઠલદાસે બૅન્કની રચના કરવામાં તેમની સાથે જોડાવાનું મને કહ્યું અને હાલની "પ્રાવિન્શિઅલ કો-ઑપરેટિવ" બૅન્કનો આ રીતે પાયો નંખાયો. આ બૅન્ક શરૂ કરવામાં આવી ત્યાર પહેલાં અમે બન્ને જણ બીજી પ્રવૃત્તિઓને અંગે એકમેકના સહવાસમાં આવી ગયા હતા અને લગભગ મિત્રતાની ગ્રન્થીથી અમે બન્ને સંકળાઇ ગયા હતા. એ મૈત્રીએ આગળ જતાં ગાઢ ભ્રાતૃભાવના સમ્બન્ધનું રૂપ ધારણ કર્યું હતું. મૈત્રીને એટલી હદ સુધી વિકસાવનાર મુખ્ય કારણ તો સેન્ટ્રલ કો-ઑપરેટિવ બૅન્ક કહી શકાય; કારણકે એ બૅન્કની સ્થાપના કરવામાં અને તેને વિજયી બનાવવામાં અમે બન્ને જણાએ ખૂબજ સહકાર સેવ્યો હતો.

ઇ. સ. ૧૯૦૬ માં ડિસેમ્બર માસમાં અખિલ ભારતવર્ષીય ઔદ્યોગિક પરિષદનું પ્રમુખસ્થાન લેવા જ્યારે સર વિઠ્ઠલદાસ કલકત્તા ગયા ત્યારે તેમને સરકારી અધિકારી તરફથી ખબર પડી કે-ઇજીપ્તની ખેતીવાડી બૅન્કની પદ્ધતિએ હિન્દુસ્તાનના ખેડુતોની નાણાભીડ ટાળવા ઈંગ્લાંડની મુડીથી એક બૅન્ક હિન્દુસ્તાનમાં ઊભી કરવાની હીલચાલ ચાલી રહી હતી. તેવી હીલચાલ કરવા ઈંગ્લાંડથી એક શાહુકાર આવ્યો હતો. એ સમયે તો સર વિઠ્ઠલદાસને સહકારી હીલચાલમાં સમ્પૂર્ણ રસ પડવા લાગ્યો હતો. તેમણે પેલા બ્રિટિશ શાહુકાર સાથે મારો પરિચય કરાવી આપ્યો કે જેથી તે શાહુકારે જે યોજના રજુ કરી હતી તે સમ્બન્ધી વધારે હકીકત મેળવી લેવાનું બની શકે. એ ગૃહસ્થ સાથેની મુલાકાત ઉપરથી અમે એ વિચાર પર આવ્યા કે અમારામાંથી એક જણે નામદાર વાઇસરૉયના ખાનગી

મન્ત્રીની મુલાકાત લેવી અને તેમને જણાવવું કે આ પ્રકારની બૅન્ક મુમ્બઇમાં ઊભી કરવાને અમે તૈયાર છીએ; અને જો સરકાર તરફથી ખેતીવાડી બૅન્કને કોઇ પણ જાતની બાંહેધરી આપવામાં આવતી હોય તો હિન્દી થાપણની રોકાણ આવા કામમાં પહેલી થવી જોઇએ; કારણ કે અમે બન્ને જણા ઇચ્છતા હતા કે ખેડુતો પાસેથી નફો મેળવવાનું કામ પરદેશી થાપણદારોના હાથમાં જવા દેવું ન જોઇએ. સર વિઠ્ઠલદાસને બીજાં ઘણા કામમાં રોકાવું પડ્યું હતું તેથી તે વખતના વાઇસરૉય લૉર્ડ મિન્ટોના ખાનગી મન્ત્રી સર ડનલૉપ સ્મિથને હું પોતે મળવા ગયો અને તેમને બધી સ્થિતિથી વાકેફ કર્યાં. ખેડુતોની સ્થિતિ સુધારવા અમારાથી બનતું કરવા અમે તત્પર છીએ એ જોઇને એમને એટલી બધી અસર થઇ કે નામદાર વાઇસરૉય આગળ અમારી હકીકત રજુ કરવાનું તેમણે વચન આપ્યું અને અમને ખાતરી આપી કે આવા પ્રકારની કોઇ પણ યોજનાને આગળ ધપાવવા સારૂ જાહેર પ્રજાની મદદની માગણી કર્યા પહેલાં કોઇ પણ નિશ્ચિત પગલું લૉર્ડ મિન્ટો ભરે એવો સમ્ભવ નહોતો.

આ બનાવ પરથી સર વિઠ્ઠલદાસને એમ સૂજ્યું કે સરકાર બાંહેધરી-વાળાં ડીબેન્ચરોની મદદવાળા શેરોની થાપણવાળી "ખેતીવાડી બૅન્ક"ની યોજના તૈયાર કરવી અને તેના ઉપર જાહેર ચર્ચા થાય તેવા ઉદ્દેશથી તે વર્તમાન પત્રોમાં પ્રકટ કરવી. *ઈ. સ. ૧૯૦૭ ના ઑગસ્ટ માસની ૭ મી તારીખના "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ ઇલસ્ટ્રેટેડ વીકલિ" ના અંકમાં તે યોજના પ્રકટ કરવામાં આવી. મુમ્બઇના દૈનિક "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" માં આ યોજના ઉપર ટીકાઓ પ્રકટ થવા લાગી-કે એ યોજનામાં સહકારની દૃષ્ટિએ જાત-મહેનતનો સિદ્ધાન્ત જળવાતો નથી. સર વિઠ્ઠલદાસની યોજ-નાના મુખ્ય મુદ્દા મેં મંજુર રાખ્યા હતા તેથી આ ટીકાના રદીઆ આપવાનું કામ સર વિઠ્ઠલદાસના વતી મેં સ્વીકારી લીધું. તેથી "ટાઇમ્સ"માં તે ટીકાકાર વચ્ચે અને મારા વચ્ચે કેટલોક પત્રવ્યવહાર પ્રકટ થવા પામ્યો હતો.

આગળ જતાં, ઈ. સ. ૧૯૦૮ ના સપ્ટેમ્બર માસમાં મદ્રાસ ઇલાકાની (કો-ઑપરેટિવ સોસાઇટીઝ) સહકારી મંડળીઓના રજીસ્ટ્રાર દીવાન બહાદુર રામચન્દ્રરાવ મને મુમ્બઇમાં મી. નટરાજનની ઑફિસમાં મળ્યા

* સર વિઠ્ઠલદાસની લાક્ષણિક ચીવટ આ કામમાં પણ જણાઇ આવે છે, કારણ કે સહકારી સંસ્થાની યોજના ઘડતાં પહેલાં તેના બધા સિદ્ધાન્ત બરાબર સમજી લેવા સારૂ તા. ૧૪-૬-૦૭ ના રોજ બર્લિન (જર્મની) થી કૉ-ઓપરેટિવ સોસાઇટીઓની યોજનાને લગતું સાહિત્ય તેમણે મંગાવ્યું હતું.

અને પૂછ્યું કે ઑક્ટોબર માસમાં સીમલામાં રજીસ્ટ્રારોની કૉન્ફરન્સ ભરાવાની હતી તેમાં મુમ્બાઈ ઇલાકાના રજીસ્ટ્રાર સાથે પ્રજાકીય પ્રતિનિધિ તરીકે કોણ જવાનું હતું? દીવાન બહાદુર રામચન્દ્રરાવે આ પ્રશ્ન મને પૂછ્યો ત્યાં સુધી મને ખબર પણ નહોતી કે આવી કૉન્ફરન્સમાં સહકારી રજીસ્ટ્રાર પોતાની સાથે પોતાના ઇલાકામાંથી એક બે પ્રજાકીય સહકારી પ્રતિનિધિને લઈ જઈ શકતા હશે. અમે એ પણ જાણી લીધું હતું કે અખિલ ભારતવર્ષીય સહકારી બૅન્કનો પ્રશ્ન આ કૉન્ફરન્સમાં ચર્ચાય એવો સમ્ભવ હતો. તેથી મેં સર વિઠ્ઠલદાસને સૂચવ્યું કે તેમણે પોતાની સહકારી બૅન્કની યોજના આ કૉન્ફરન્સમાં રજુ કરવા સીમલા જવું જોઈએ. તે વખતે ફૅક્ટરી કમિશનના કામના બોજાથી સર વિઠ્ઠલદાસ પોતે થાકી ગયા હતા; અને એ કમિશનને કામે મુમ્બાઈની બહાર રહેવાથી તેમના ધન્ધાના ઘણા કામોપર તેમને લક્ષ આપવાનું હતું; એટલે સર વિઠ્ઠલદાસ તે વખતે મુમ્બાઈની બહાર એક અઠવાડીઆ માટે પણ જઈ શકે તેમ નહોતું.

આ કૉન્ફરન્સમાં સરકાર તરફથી પ્રજાકીય પ્રતિનિધિ તરીકે મારી નીમણુક કરવા ઘટતી ભલામણ સર વિઠ્ઠલદાસે મુમ્બાઈ સરકારને પત્રથી કરી. સરકારે આ ભલામણનો સ્વીકાર કર્યો. અગાઉ આવી જાહેર હીલચાલમાં મેં કદિ ભાગ નહોતો લીધો તેથી આ આમન્ત્રણ સ્વીકારતાં મને જરા ક્ષોભ તો થયો હતો. પરન્તુ સર વિઠ્ઠલદાસને પોતાની યોજના કૉન્ફરન્સ આગળ મૂકવાની એટલી બધી આતુરતા હતી કે તેમણે સીમલા જવાનો મને આગ્રહ કર્યો, અને સીમલામાં આખી "સીઝન" માટે તેમણે જે બંગલો ભાડે રાખ્યો હતો તે આખો બંગલો મારા વપરાશ માટે તેમણે મારી તહેનાતમાં મૂકી દીધો. સીમલા જતાં પહેલાં, મારે સર વિઠ્ઠલદાસ સાથે અનેક બેઠક થઈ હતી; એ યોજનાપર થયેલી ટીકાની દૃષ્ટિથી કયા કયા સુધારા વધારા તેમાં કરવા તેનો વિચાર તે બેઠકમાં અમે કર્યો, અને મારે કયા રૂપમાં એ યોજના કૉન્ફરન્સ આગળ મૂકવી તેની રેખા પણ નક્કી કરી. સર વિઠ્ઠલદાસે વડી સરકારના નાણા પ્રકરણના સભ્ય ઉપર અને મહેસુલખાતાના સભ્ય ઉપર ભલામણના પત્રો મને આપ્યા; અને મી. નટરાજને પણ બે મન્ત્રીઓ ઉપરના પત્રો આપ્યા.

કૉન્ફરન્સની પહેલી બેઠક પૂરી થઈ કે તરતજ કૉન્ફરન્સના પ્રમુખ ઑ. મી. રૉબર્ટ કૅરીસ મારી પાસે આવ્યા અને પૂછ્યું કે સરકારની મદદથી અખિલ ભારતવર્ષીય સહકારી બૅન્ક ચાલુ કરવા ઇંગ્લાંડની જે મંડળી ઉત્સુક છે તેના અંગ્રેજી પ્રતિનિધિને મળવામાં તમને કંઇ વાંધો છે? મને તેમાં કંઈ વાંધો હોયજ નહિ, તેથી મેં એ

મુલાકાતનો સ્વીકાર કર્યો. પણ થોડાક વખતમાં મને ખબર પડી કે અંગ્રેજ શાહુકાર પોતાની યોજના મારી પાસે જાહેર કરવા તૈયાર નહોતા, તેમજ તે સમ્બન્ધી મારી સાથે ચર્ચા કરવા પણ તે તૈયાર નહોતા. પછી મને કહેવામાં આવ્યું કે મારે મારી યોજના કૉન્ફરન્સ આગળ મૂકવામાં અને તે ખુલ્લી પાડવામાં કંઈ હરકત ન હોય તો તે રજુ કરવી; સર વિઠ્ઠલદાસ સાથે ચર્ચા કરીને નક્કી કરેલી યોજના મેં તૈયાર કરી અને તે કૉન્ફરન્સમાં મૂકી. એ યોજના તે વરસના રજીસ્ટ્રારની પરિષદના અહેવાલમાં પરિશિષ્ટ ૩ જા તરીકે છપાયેલી છે. તે અહેવાલમાં એ યોજના મારા નામથી છપાયેલી છે, તો પણ, મારે આ તકનો લાભ લઈને કહેવું જોઈએ કે એ યોજના મૂળમાં સર વિઠ્ઠલદાસની હતી, અને તેમાં જે જે સુધારા દાખલ કરવામાં આવ્યા હતા તે બધા એમની સહાયથી અને અનુમતિથી દાખલ થયા હતા. સીમલા સુધી જવાનો મને આ પ્રસંગ મળ્યો હતો તેનો લાભ લઈને જે જે અમલદારો ઉપરના મારી પાસે ભલામણ પત્રો હતા તેમને બધાને હું મળ્યો હતો અને આવા પ્રકારની બૅન્ક કાઢવાની તક હિન્દી ગૃહસ્થોને આપવાની અગત્ય તેમને સમજાવવા મેં પ્રયત્ન કીધો હતો. દરેક અમલદાર પાસેથી મને જવાબ મળ્યો હતો કે—" તમારૂં દાષ્ટબિન્દુ હું સમજુ છું, અને ધારૂં છું કે એકન્દર રીતે તમારૂં કહેવું સાચું છે "—પણ એજ અમલદારો છેવટનું વાક્ય ઉમેરતા હતા કે— " હિન્દુસ્તાનની સરકાર ( આ બાબતમાં, ) શું કરશે તે હું જાણતો નથી." સરકારી કાર્યપદ્ધતિ કેવી હોય છે તેની મને જાણ ન હોવાથી તે વખતે હું સમજી શક્યો ન હોતો કે એમાંનો કોઈ પણ અમલદાર એ મુદ્દાને વાઇસરૉય આગળ કે કારોબારી કાઉન્સિલ આગળ પેશ કરવાની જવાબદારી સ્વીકારવાને કેમ તૈયાર નહોતો. કૉન્ફરન્સમાં એ યોજના ઉપર અનેક દષ્ટિબિન્દુથી ચર્ચા કરવામાં આવી હતી; અને જ્યારે સીમલાથી હું રવાના થયો ત્યારે મને બીલકુલ આશા નહોતી કે આવા પ્રકારની યોજના એકાદા ઇલાકા માટે પણ હિન્દી સરકાર મંજુર રાખે મારા દીલમાં એવો પણ નિર્ણય થયો હતો કે જો અમારી યોજના પાર ન પડે, તો અંગ્રેજ થાપણવાળાની એવી કોઈ યોજનાને સરકાર મંજુરી આપે એવો પણ સમ્ભવ નહોતો.

એ પછીના આઠ માસ સુધી તો કંઇ જણાયું નહિ; છેવટે ઇ. સ. ૧૯૦૯ ના જુન માસમાં મુમ્બઇના ગવર્નરના ખાનગી મન્ત્રી તરફથી સર વિઠ્ઠલદાસપર એક પત્ર આવ્યો હતો; તેમાં જણાવ્યું હતું કે બ્રિટિશ થાપણવાળાની મંડળીના અંગ્રેજ પ્રતિનિધિને તમારે મળવું અને હિન્દુસ્તાનના

તેમજ ઈંગ્લાંડના થાપણદારોના સંયુક્ત ભંડોળથી અને સંયુક્ત વ્યવસ્થાથી ચલાવી શકાય તેવી ખેડુત વાસ્તેની બૅન્કની યોજના બન્નેની વાતોમાંથી ઉપજાવી શકાય છે કે કેમ તેનો પ્રયાસ બન્નેએ કરી જોવો. આ ગૃહસ્થ સાથે સર વિઠ્ઠલદાસની મુલાકાત થઇ ત્યારે તેમણે પોતાની સાથે રહેવાનું મને કહ્યું હતું; બધી દૃષ્ટિથી અમે એ પ્રશ્નપર કેટલાક કલાક સુધી ચર્ચા કરી અને અમને જણાયું કે આપણાથી બ્રિટિશ થાપણદારો સાથે સહકાર થઇ શકે તેમ નહોતું. તેનું મુખ્ય કારણ એ હતું કે તેમની યોજનાનો સમ્પૂર્ણ આધાર સરકારી મદદ ઉપર રહેલો હતો, અને તેમની યોજનાનો ઉદ્દેશ ખેડુતોને મદદભૂત થવા કરતાં ખેડુતોના રોજીન્દા વ્યવહારમાંથી લાભ ખેંચવાનો, નફો મેળવવાનો હતો. એવી સંયુક્ત જવાબદારીવાળી બૅન્કની વ્યવસ્થામાં હિન્દી ડિરેક્ટરોનો કેટલો ભાગ હોવો જોઇએ તે પ્રશ્નપર પણ અમારે તેમની સાથે મતભેદ થયો હતો. તે બ્રિટિશ પ્રતિનિધિએ તૈયાર કરેલી " An Agricultural Bank of India " હિન્દુસ્તાનની ખેતીવાડીની બૅન્કની યોજના સમ્બન્ધી જે વાંધા અમને જણાયા હતા તે સમજાવવા અમારા બન્ને તરફથી સર વિઠ્ઠલદાસે સરકારના ખાનગી મન્ત્રીને એક પત્ર લખી નાંખ્યો હતો. મને લાગેછે કે અમારા તરફથી દર્શાવવામાં આવેલી હરકતો મુમ્બઇ સરકારને તેમજ વડી સરકારને ( હિન્દી સરકારને ) એટલી બધી વજનદાર જણાઇ હશે કે એ યોજના છેવટે હિન્દી સરકારે સ્વીકારી નહિ.

કો-ઑપરેટિવ રજીસ્ટ્રારની કૉન્ફરન્સમાં થયેલી ચર્ચા ઉપરથી, અને આખા હિન્દુસ્તાનને લાગુ પડે તેવી યોજના તૈયાર કરવામાં નડતી મુશ્કેલીઓને લીધે સર વિઠ્ઠલદાસને પોતાની યોજનામાં ફેરફાર કરવાનું મન થયું; અને તેવા ફેરફાર કરી મુમ્બઈ ઈલાકાનેજ લાગુ પાડી શકાય તેવું સ્વરૂપ તે યોજનાને તેમણે આપ્યું. એ નવાં સ્વરૂપની યોજના મુમ્બઇ સરકાર પાસે અમારા બન્નેના સંયુક્ત નામથી રજુ કરવામાં આવી હતી; પણ તે સમ્બન્ધી ઘણો ખરો અર્ધસત્તાવાર પત્રવ્યવહાર સર વિઠ્ઠલદાસે સરકાર સાથે પોતાની સહીથીજ કર્યો હતો, તે બધો પત્રવ્યવહાર તેમણે મને બતાવ્યો હતો અને જવાબો લખતાં પહેલાં તે સમ્બન્ધી મારી સાથે ચર્ચા કરવામાં આવતી હતી. આ બૅન્કની પ્રવૃત્તિને અંગે ઉદ્ભવતા માત્ર નાણા પ્રકરણને લગતાજ નહિ પરન્તુ સહકારને લગતા સિદ્ધાન્તોની સમજ સર વિઠ્ઠલદાસમાં કેટલી સમ્પૂર્ણતાએ પહોંચી હતી તેનો ખ્યાલ આ સમયની અમારી ચર્ચામાંથી મને આવ્યો હતો. મને એ પણ સમજાયું હતું કે **ખેડુતોની આર્થિક સ્થિતિની** સુધારણા કરવા તેમને હાર્દિક ઇચ્છા હતી.

તેમના નિકટ સમ્બન્ધમાં આવવાને મને અગાઉ જે કારણો મળ્યાં હતાં તે બધાં કરતાં એમની આ વૃત્તિને લીધે હું એમના સવિશેષ નિકટ સમ્બન્ધમાં આવ્યો હતો.

અમને જણાયું કે અમારી યોજના તરફ મુમ્બઇ સરકારની—એટલે નામદાર ગવર્નર સર જ્યૉર્જ સિડનહામ ક્લાર્ક અને મહેસુલ ખાતાના સભ્ય મૉ. મી. મ્યુર મૅકેન્ઝી એમનો બન્નેની સહાનુભૂતિ ઊભી થઇ હતી. તેમણે એ યોજનાની ઝીણવટથી તપાસ કરી હતી, અને કેટલાક સુધારા પણ સૂચવ્યા હતા. અલબત એ સુધારા સૂચવવાનો ઉદ્દેશ એટલોજ હતો કે એ રીતે અમારી યોજનાનો સ્વીકાર સહેલાઇથી થઇ શકે. સર વિઠ્ઠલદાસ અને મુમ્બઇ સરકારના મન્ત્રી વચ્ચે આ બાબતમાં જે પત્રવ્યવહાર ચાલ્યો હતો તે મિત્રભાવથીજ પ્રેરાયો હતો અને તે બધા વ્યવહારમાં એકેજ નિશ્ચા હતી કે આ યોજનાને વ્યવહારૂ સ્વરુપ આપવા પહેલેથીજ બધી દિશાની ગલીકુચી ખુલ્લી કરવી કે જેથી એ યોજનાને હિન્દી સરકાર તેમજ હિન્દી પ્રધાન મંજુરી આપી શકે. આ કામે સર વિઠ્ઠલદાસે મહેસુલ ખાતાના સભ્યની કેટલીક મુલાકાત લીધી હતી અને તેમાંના કેટલેક પ્રસંગે તેમણે મને પણ સાથે રહેવાનું કહ્યું હતું. અહિં સત્ય ખાતર જણાવવું જોઇએ કે અમારી યોજનાને મુમ્બઇ સરકારનો મજબૂત ટેકો મળ્યો ન હોત તો ન તો હિન્દી સરકારે કે ન તો હિન્દી પ્રધાને અમારી દરખાસ્તને પોતાનો સમ્મતિ આપી હોત. તે સમયની મુમ્બઇ સરકારે હીમ્મત દર્શાવી સહકારી ક્ષેત્રમાં નાણા પ્રકરણનો અદ્ભૂત અખતરો કરી બતાવી ખેડુત વર્ગ તરફ અને એ વર્ગને સહાય આપવા ઇચ્છા ધરાવતા ગૃહસ્થો પ્રત્યે જે સહાનુભૂતિ બતાવી હતી તેને માટે આખો મુમ્બાઈ ઇલાકો અને સહકારી ખાતું હમેશ એ સરકારના એહસાન નીચે રહેશે. સરકારી નોકરીમાં નિયુક્ત થયેલા માણસોના નિકટ સહવાસમાં આપણે જ્યારે આવીએ છીએ ત્યારે તેમના સમ્બન્ધી આપણે પૂર્વથી બાંધી મૂકેલા વિચારો ઘણી નવાઇ ભરેલી રીતે બદલાઈ જાય છે. જ્યારે ઇલાકાની ધારાસભાના સભ્ય તરીકે મારી નીમણુક થઇ હતી ત્યારે અમલદાર મંડળની બહારના મારા મિત્રોએ મને જણાવ્યું હતું કે સર જે. મ્યુર મૅકેન્ઝી હૃદયવગરના અને અમલદારશાહીની નીતિવાળા ગૃહસ્થ હતા. પ્રત્યક્ષ અનુભવમાં મને તે ગૃહસ્થ ઘણા સમજદાર અને હિન્દુસ્તાનના ખેડુતો પ્રત્યે વિશષમાં વિશેષ સહાનુભૂતિવાળા જણાયા હતા. ઈ. સ. ૧૯૦૯ ના ઑક્ટોબર માસમાં એ યોજના રજુ કરવામાં આવી; અને ઇ. સ. ૧૯૧૦ માં સહકારી ખાતાની પ્રવૃત્તિનું સિંહાવલોકન કરનારા સરકારી ઠરાવમાં તે યોજનાની પહેલી નોંધ નીચેના શબ્દોમાં લેવામાં આવી.

"It is satisfactory, as remarked by the Director of Agriculture and of Co-operative Credit Societies, that Urban Societies have succeeded to a small extent in raising loans in the open market, but it will take some years before Rural Societies are able to do the same. The credit and influence of their members, many of whom are reduced in circumstances owing to a succession of bad seasons from which they are just beginning to recover, is considerably less than that of members of Urban Societies. For this reason Government have strongly supported a scheme of the Hon'ble Sir Vithaldas Thakersey and the Hon'ble Mr. Lalubhai Samaldas for starting a Central Bank with the help of a Government guarantee. The institution of such a bank will give Rural Societies facilities for financing themselves on the basis of Co-operative credit, and it is hoped, will cause them to increase both in numbers and activities."

સારાંશ—શહેરની સહકારી મંડળીઓ ખુલ્લી બજારમાંથી ઉછીના નાણું મેળવી શકીછે તે સન્તોષની વાતછે; પણ ગામડાંની સહકારી મંડળીઓને તે સ્થિતિએ પહોંચતાં ઘણા વરસો લાગશે. શહેરની મંડળીઓના સભ્યોની શાખ અને લાગવગ કરતાં ગામડાંની મંડળીઓના સભ્યોની શાખ ઘણી ઉતરતી હોય છે; કારણકે ઉપરાઉપર ખરાબ વરસો આવવાથી ખેડુતોની સ્થિતિ સંકડામણવાળી બની ગઇ હોય છે. તેટલા માટે સરકારની બાંહેધરીથી એક મધ્યસ્થ બૅન્ક ઉઘાડવાની યોજના ઑ. સર વિઠ્ઠલદાસ ઠાકરસી અને ઑ. મી. લલ્લુભાઇ સામળદાસ તરફથી રજુ થયેલી છે, તે યોજનાને સરકારે મજબૂત રીતે અનુમતિ આપી છે. આવી બૅન્ક નીકળશે એટલે ગામડાંની મંડળીઓને સહકારી સિદ્ધાન્તના નિયમાનુસાર નાણા બાબતની સગવડ મળશે; અને એ રીતે ગામડાંની સહકારી મંડળીઓની સંખ્યામાં ઉમેરો થશે તેમજ તેમના પ્રવૃત્તિનો વિસ્તાર પણ વધશે એવી આશા રાખવામાં આવે છે.

હિન્દી સરકારે તે યોજનાની નોંધ ભીમલાથી પ્રકટ થયેલા તા. ૬ મે ૧૯૧૦ ના ૬–૨૫૬–૨૬ નમ્બરના જાહેરનામામાં નીચે પ્રમાણે લીધી હતી.

"The Government of Bombay have submitted a scheme formulated by the Honourable Sir Vithaldas Thakersey and the Honourable Mr. Lalubhai Samaldas for the establishment of a Central Bank to finance Co-operative Credit Societies in the Bombay Presidency. The matter is still under consideration,

but it is hoped, that a decision will be arrived at before long. But the problem of supervision has not yet been finally solved "

ઈ. સ ૧૯૧૦ના જુલાઇ માસમા મુમ્બઇ સરકારના મહેસુલ ખાતાના મન્ત્રીએ નીચે મુજબની મતલબનો પત્ર સર વિઠ્ઠલદાસને આ વિષય પરત્વે લખ્યો હતો.

"(કો–ઑપરેટિવ ક્રેડિટ સોસાઇટીઝ) સહકારી મંડળીઓને નાણાની છૂટ થવા માટે મધ્યસ્થ બૅન્કની કરેલી યોજના સમ્બન્ધી નીચેના મુદ્દા તમારા વિચાર માટે તમને જણાવવાની મને ફરમાશ થયેલી છે.

એ યોજનામાં પાચ લાખ રૂપીઆની શેરથાપણની અને વીસ લાખના ડીબેન્ચરો કાઢવાની ગોઠવણ કરવામાં આવી છે. નક્કી કરી રાખેલી મુદતની અન્દર ડીબેન્ચરોની પતાવટ કરી આપવા માટે એક ડુબત ફંડ ઊભું કરવાનું છે એ મુદત પૂરી થયા પછી, જો એ બૅન્ક ફત્તેહમન્દ થાય તો ડીબેન્ચરોના નાણા આપી દેવામા આવશે.

"And the shareholders' assets will include the right to collect 20 lakhs to loans originally granted from the proceeds of debentures besides 5 lakhs granted from money representing share-capital Thus the shareholders' capital will have been quintupled though they will have run little risk I am to ask whether in view of the good security on which the loans will be made, the small risk which the share-holders themselves take as compared with that taken by Government who expect no profit, and of the very favourable position in which the share-holders will be placed if the scheme is at all successful, it would not be possible to increase the proportion of share-capital and reduce that of the debenture stock so that the two may be equal "

આ પત્રનો જવાબ સર વિઠ્ઠલદાસે આપ્યો હતો અને ભરાયેલી શેર થાપણ કરતાં ચારગણી રકમના ડીબેન્ચરો કાઢવાની જરૂર શી હતી તેની સમજુત આપી હતી પરન્તુ ડીબેન્ચરના વ્યાજના દર અને બૅન્ક તરફથી ધીરાયેલા નાણાના વ્યાજના દર વચ્ચે રહેતા સહેજ તફાવતમાથી શેરવાળાઓને મોટો નફો થવાનો સમ્ભવ છે–તે માન્યતાને લીધે સરકારે જે વિરોધ બતાવ્યો હતો તેનો રદીઓ સર વિઠ્ઠલદાસે ૨૯ મી જુલાઇના રોજ લખેલા પત્રમાં આપ્યો હતો. પત્રનો તે ભાગ આ પ્રમાણે હતો

"We may also take this opportunity of stating for your information that we propose to provide in the Articles of

Association that in any year when the net profits of the Bank enable the Directors to declare a dividend of six per cent, one half of the excess profits shall be returned to the co-operative societies as a bonus, by way of reduction in their interest charges of that year, until the rate of interest on loans to societies comes down to six per cent."

સારાંશ— તમારી જાણ માટે લખવાના અમે તક લઈએ છીએ કે-બૅન્કના ધારાધોરણમાં એક એવી કલમ દાખલ કરવાના છીએ કે જે કોઈ વરસમાં બૅન્કના ચોખ્ખા નફા ઉપરથી ડિરેક્ટરો ૭ ટકાની વ્હેંચણી શેર હોલ્ડરોને કરે, અને તે પછી વધારાનો નફો રહેવા પામે તો તેમાંથી અર્ધો હિસ્સો–સહકારી મંડળીઓને પરત આપવામાં આવશે, કે જેને લીધે એ મંડળીઓને આપવા પડતા વ્યાજના દર એ નફાના પ્રમાણમાં ઓછા થતા જશે. ધીરે ધીરે એ મંડળીઓએ ભરવા પડતા વ્યાજનો દર પણ એ રીતે ઘટતાં ઘટતાં ૭ ટકા સુધી પહોંચી જશે.

બૅન્કની યોજનાનો આ ભાગ અમલમાં મૂકતાં અત્યારે લામ્બા કાળ પછી ઘણી અડચણ વેઠવી પડે છે, અને એ શરતમાં ફેરફાર કરવાને બૅન્ક આતુર છે. પરન્તુ અમારા હેતુની નિર્મળતા બતાવવા અમે બન્ને જણે આ દરખાસ્ત યોજી કાઢી નહોત તો હિન્દી પ્રધાને એ યોજના મંજુર રાખી ન હોત. અમારી સુધારા વધારાવાળી યોજનાને મંજુર રાખ્યાનો તાર હિન્દી પ્રધાને ઇંગ્લાંડથી ઇ. સ. ૧૯૧૧ ના માર્ચ માસની ૨૧ મી તારિખે નામદાર વાઈસરૉયને મોકલ્યો તેમાં વાપરેલી ભાષા પરથીજ અમારી ઉપરની માન્યતાને ટેકો મળે છે. એ તાર આ પ્રમાણે હતો.

"Your Revenue Despatch No 3, dated 9th February last. Bombay Central Bank, I accept your proposals. Please, instruct Government of Bombay to take care that proposal regarding bonuses to Co-operative Credit Societies contained in Paragraph 5 of Thakersey's letter of 29 th July is made effective."

વધારાના નફામાંથી સહકારી મંડળીઓને બોનસ આપવાની સર વિઠ્ઠલદાસની શરતને મુમ્બઇ સરકાર બરાબર પળાવે તેની બલામણ કરવાનું નામદાર વાઈસરૉયને હિન્દી પ્રધાને આ તારમાં સૂચવ્યું છે.

મુમ્બઇ સરકાર વચ્ચે અને અમારી વચ્ચે થયેલી વાટાઘાટ ઉપરથી જે યોજના છેવટે તૈયાર થઇ તે હિન્દી સરકાર પાસે રજુ કરવામાં આવી. તેના ઉપર હિન્દી સરકારે ૧૯૧૧ ના ફેબ્રુઆરી માસની ૯ મી તારિખે

હિન્દી પ્રધાન ઉપર અનુકૂળ અભિપ્રાયવાળો ખરીતો લખ્યો તેમાંના કેટલાંક વાક્યો અહિં ટાંકવામાં આવ્યાંછે.

"We can therefore only point out again as we did in our telegram of the 18 th August last that the risks undertaken by Government are slight, not more than we consider reasonable in view of the value of the experiment, and further that the proposed limitation coupled with the refusal to allow deposits will prevent the dividends from being sufficient to attract share-capital, and that if your Lordship is unable to modify the orders referred to, the promoters will recede from a scheme which we think would afford a useful lesson of the possibility of the more economical organisation of capital in this country. We therefore strongly support the Government of Bombay's proposal that the proportion of guaranteed debentures may be raised to at least three times the paid up share-capital."

આ ખરીતા ઉપર નામદાર વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજની, સર ગાય ફ્લીટવુડ વિલ્સનની, સર હારકૉર્ટ બટલરની, અને સર અલી ઇમામની સહીઓ થયેલી હતી. ઉપર ઉતારેલા તાર પ્રમાણે હિન્દી પ્રધાને આ યોજના મંજુર રાખી તે અમારા તરફ ૨૫-૩-૧૯૧૧ ના રોજ મુમ્બઇ સરકાર મારફત પહોંચાડવામાં આવી હતી તે વખતે મુમ્બઇ સરકારે હિન્દી પ્રધાનની બોનસ સમ્બન્ધી થયેલી સૂચના ઉપર અમારૂં ધ્યાન ખેંચ્યું હતું.

એ મંજુરી મળ્યા પછી નવી બૅન્કની મહેહનજર ધરી કાઢવાની તૈયારીઓ અમે કરવા લાગ્યા; એ કામ તથા હિન્દી પ્રધાન સાથે કરવાના કરારનામાનો મુસદ્દો તૈયાર કરવાનું કામ અમારા સૉલિસિટરને સોંપવામાં આવ્યું. એ કામ સર વિઠ્ઠલદાસના સૉલિસિટરે કર્યું હતું, અને તે એટલું તો સમ્પૂર્ણ રૂપમાં થયું હતું કે અત્યાર સુધી એમનેજ બૅન્કના સોલિસિટર તરીકે રાખવામાં આવ્યા છે. કરારનામુ તૈયાર કરાવવામાં, ને હિન્દી સરકાર પાસેથી અને ઉપલી સત્તા પાસેથી મંજુર કરાવવામાં ઘણો સમય વીતી ગયો. એ મુદત દરમ્યાન અમે બૅન્કનુ સૂચીપત્ર તૈયાર કરવાનું અને તે સૂચીપત્રની કલમો પ્રમાણે કામ કરવા તૈયાર હોય તેવા ડિરેક્ટરો મેળવવાનું કામ કર્યું. પોતાની અંગત લાગવગથી અને પ્રતિષ્ઠાના બળથી સર વિઠ્ઠલદાસ આ કામ માટે મુમ્બઇના નામાંકિત શહેરીઓનો સહકાર મેળવી શકયા હતા. બૅન્કના ડિરેક્ટરોનું પહેલું મંડળ રચાયું તેની સરખામણી તે દશકામાં રચાયેલાં બીજા ડિરેક્ટરોના મંડળ સાથે કરવામાં

આવે તો ગૌરવની દૃષ્ટિએ તે ઉતરે તેવું નહોતું. પહેલા ડિરેક્ટરોમાં સર વિઠ્ઠલદાસ, ઑ. ગી. જી. કે. ગોખલે, સર શાપુરજી ભરૂચા, સર ફાઝલભાઈ કરીમભાઇ, સર સ્ટેનલી રીડ, સર પ્રભાશંકર પટ્ટણી, મી. નરોત્તમ મોરારજી, સરદાર કુપુસ્વામી મુડલીઆર, મી. ચરણદાસ ચતુર્ભુજ રાજાસાહેબ શંભુ સિંધ ( માલેગાંવ ), અને હું પોતે એટલા જણ હતા. સૂચીપત્ર બહાર પડતાંજ ઠરાવેલી મુદતમાંજ બધા શેરો ભરાઇ ગયા.

આ બૅન્કનું કામ ફત્તેહમન્દ રીતે પાર પડેલું જોઇને મુમ્બઇના ગવ્હર્નર સર જ્યૉર્જ ક્લાર્ક ( પાછળથી લૉર્ડ સિડનહામ ) તરફથી સર વિઠ્ઠલદાસને અભિનન્દનનો પત્ર મળ્યો હતો તે અત્રે ઉતારવા જેવો છે.

Mahabaleshwar
27-10-11.

Dear Sir Vithaldas Thackersey,

Many thanks for letting me know about the initial prospects of the Bank. It is almost hopeful and encouraging, which must be a great satisfaction to you. I am thankful that the long delays are over and that you are at length able to make a start.

It seems like many years since you first unfolded the scheme to me, and as you know, I have done every thing possible to get sanction.

I firmly believe that it will mark the beginning of a great economic advance. To demonstrate the fact that Indian capital on reasonable terms can be made available for the purpose of co-operative societies and to stimulate agricultural progress will have far reaching results, which I trust you will live to see.

This will be the best reward you could have for all the thought and trouble you are giving for the public welfare.

With best congratulations and good wishes,

I am,
yours very truly,
(Sd.) G. S. CLARKE.

આ અભિનન્દના પત્રનો જવાબ સર વિઠ્ઠલદાસે નીચે પ્રમાણે નામદાર ગવ્હર્નર તરફ તા. ૩૦–૧૦–૧૧ના રોજ મોકલ્યો હતો.

અને તેથી તેમણે વિચાર્યું કે આર્થિક દૃષ્ટિએ એક સામટી મોટી મૂડી આ કામે રોકવી એ ઇચ્છવા જેવું થઇ પડશે. આ જવાબદારી બૅન્કને માથે લેતાં પહેલાં, તેમણે આગ્રહ દર્શાવ્યો કે સહકારી મંડળીના સભ્યોની આંટની આંકણી કરવાના કામમાં મદદ આપવા સારૂ અને એ સભ્યોને અપાયેલું કરજ વસૂલ કરાવી આપવાના કામમાં બૅન્કને મદદ આપવા સારૂ એક ખાસ મામલતદારની સરકારે નીમણુક કરવી. ઈ. સ. ૧૯૧૧ના જુન માસની ૨૬મી તારિખે પૂના શહેરમાં આ કામે એક પારષદ મળી હતી. તેમાં સભ્યો તરીકે ઇલાકાના મધ્ય વિભાગના કમિશનર, ઑ. મી. જે મૅકનીલ, સર વિઠ્ઠલદાસ દા. ઠાકરસી, મી. જી. એફ. કીટિંગ અને મી. સી. એસ. કૅમ્પબેલ હાજર હતા. તે સભાના રોજકામની નોંધમાં નીચેનો ઠરાવ લખાયો હતો.

"Additional staff".

Sir Vithaldas laid stress on the necessity of the Registrar appointing additional staff to encourage the formation of Societies. Mr. Campbell suggested the appointment of two special Mamlatdars on Rs. 150 *plus* 25 as organizers in the Central Division and in Southern Division. In this Mr. Mc Neil concurred. It was considered that this would be a fair charge on Government."

આ. બૅન્કના શરૂઆતનાં વરસોમાં સર વિઠ્ઠલદાસને ડિરેક્ટરના મંડળના પ્રમુખ તરીકે કામ કરવું પડતું હતું એટલુંજ નહિ, પરન્તુ રજીસ્ટ્રાર સાથે સહકારી સિદ્ધાન્તવાળી શરાફીના તત્ત્વોની ચર્ચા પણ કરવી પડતી હતી. બૅન્કનું કામ સફળતાથી ચાલે તેટલા માટે રજીસ્ટ્રાર સાથે મસલત કરી ભવિષ્યની પ્રગતિ માટે રેખા નક્કી કરી આપવાનું કામ પણ તેઓ કરતા હતા.* એ બૅન્ક ઉઘડ્યાને થોડોક વખત થયો હશે એટલામાં પહેલા

* મુમ્બઇ સેન્ટ્રલ કો-ઓપરેટિવ બૅન્કના—પ્રમુખ તરીકે પહેલી સભામાં ડિરેક્ટરોનો રીપોર્ટ રજુ કરતાં સર વિઠ્ઠલદાસે આપેલાં ભાષણમાંથી ઉતારો—

તમારી બૅન્ક ૧૯૧૧ના ઑક્ટોબરમાં સરકારી દફતરે નોંધવામાં આવી હતી, ૧૫મી નવેમ્બરે પૈસા આપવાનું કામ શરૂ થયું હતું, તેથી આ રીપોર્ટમાં બૅન્કનો કામ કરવાનો મુદત સાડાચાર માસનીજ થાયછે. પરન્તુ મંડળીઓને ઉછીના નાણાં આપવાનું કામ ડિસેમ્બર માસની ૫મી તારિખથી શરૂ થયું હતું.

| | રૂ. આ. પા. |
|---|---|
| ડિસેમ્બરની આખરે—અપાયેલી લેન | ૩,૪૧,૨૮૨-૫-૪ |
| જાન્યુઆરી " " " | ૩,૭૦,૬૦૨-૦-૦ |
| ફેબ્રુઆરી " " " | ૪,૬૮,૮૧૭-૧૨-૦ |
| માર્ચ " " " | ૫,૩૩,૧૬૮-૧-૪ |

સેક્રેટરીએ વધારે ઉંચી પદવી પર જવા માટે રાજીનામુ રજુ કર્યું હતું. તે વખતે તે ખાલી પડેલી જગ્યા વાસ્તે સર વિઠ્ઠલદાસે પોતે હાલના મૅનેજિંગ ડિરેક્ટર શ્રી. વૈકુંઠ એલ. મહેતા ( મારા પુત્ર ) ની પસન્દગી કરી 'હતી. એટલું તો સૌથી પહેલાં વૈકુંઠે કબુલ કરવું પડશે કે જો સર વિઠ્ઠલદાસ તરફથી સહાનુભૂતિવાળું માર્ગદર્શન તેમને ન મળ્યું હોત તો બૅન્કની હાલની સંગીન સ્થિતિ છે તે સ્થિતિએ તેને તે પહોંચાડી શક્યા ન હોત. મોટાં કાર્ય માટે યોગ્યતાવાળા માણસોને શોધી કાઢવાની અને તે પછી તેને છેક છેવટ સુધી ટેકો આપતા રહેવાની કુનેહ સર વિઠ્ઠલદાસ ખાસ ધરાવતા હતા.

આ બૅન્ક સ્થાપવામાં આવી ત્યારથી આ બૅન્કના ડિરેક્ટર અને પ્રમુખ તરીકે સર વિઠ્ઠલદાસે બૅન્ક સાથે સમ્બન્ધ બાંધ્યો; તે સમ્બન્ધ એમણે એમના અકાળ અવસાન સુધી જેવોને તેવો રાખ્યો હતો. વચ્ચે થોડા માસનો પરદેશનો પ્રવાસ તેમણે ખેડ્યો હતો તેટલો સમય માત્ર અપવાદ ગણી શકાય. આ સહકારી હીલચાલમાં તેમનો ઉત્સાહ કદિપણ નરમ પડ્યો ન હોતો. ડિરેક્ટર તરીકે જે તે સમયના પ્રમુખને તેમણે

---

ઉછીના નાણા ધીરવાના કામમા થતી ઢીલ અનિવાર્ય છે, કારણ કે મંડળીને ધીરવાની રકમની મંજુરી આપતાં પહેલા ડિરેક્ટરો તે મંડળીના પ્રત્યેક સભાસદની મીલકત સમ્બન્ધી સમ્પૂર્ણ માહિતી રજુ થવાનો આગ્રહ રાખેછે. દરેક મંડળીની મીલકતની આંકણી કરી આપવાના કામમાં મદદગાર થવા ત્રણ મામલતદારોની કામગીરી આપણને સરકારે મહેરબાનીની નહે આપી છે. આ રીપોર્ટ વાળી મુદ્દત દરમ્યાન એ ત્રણે મામલતદારો બહુ કામમા રોકાયેલા રહેછે. ઘણી મંડળીઓએ નાણાની માગણી કરીછે, પણ સ્પેશીયલ મામલતદારોને હજુ ફુરસદ નથી મળી કે જેથી ગુજરાત તરફની મંડળીઓની માગણીઓ હાથ પર લઇ શકાય, હાલ તો " ડેક્કન ' પ્રદેશમાં તેઓ રોકાયા છે.

મને ખાતરીછે કે તમે સૌ ડિરેક્ટરોના મત સાથે મળતા થશો કે-ઘડીભર ધીરી પ્રગતિ થતી હોય તોપણ યોગ્ય તપાસ પછી અને સમ્પૂર્ણ માહિતી મેળવ્યા બાદ નાણાધીરવાની નીતિ સંતોષકારક ગણાય.

* * * *

જે સભ્યોને પોતાની વ્યક્તિગત શાખને આધારે ૨૫ ટકા જેટલું વ્યાજ ભરવુ પડતું હતું તેઓને હવે લગભગ $\frac{1}{3}$ ઓછા દરથી વ્યાજે નાણા મળી શકે છે.

* * *

બારામતી ગામે આ બૅન્કની એક શાખા ઉઘાડવામાં આવી છે, ત્યાં ઘણી મંડળીઓ ઉભી થઇ છે તેને રોકડ નાણું આપવા માટે આ શાખા ઉઘાડી છે. સહકારી મંડળીઓના સભ્યોને—ગોળની પેદાશમાથી સારો નફો મળે તે વાસ્તે કમિશન લઇ તે પેદાશ વેચી આપવાનુ કામ પણ બારામતીની શાખા કરે છે. મંડળીઓએ જોઇતું રસાયનિક ખાતર પણ પૂરં પાડવાનું કામ બારામતી-શાખાએ કરવું એવી દરખાસ્ત પણ લાવવામા આવી છે.

* * *

એ કો-ઑપરેટિવ ઇન્સ્ટિટ્યુટ માટે મકાન મુમ્બઇમાં બન્ધાયું અને સને ૧૯૨૫ ના ઑગસ્ટ માસની ૫ મી તારિખે મુમ્બઇના નામદાર ગવ્હર્નરે તે ભવ્ય મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા કરી હતી. તે મકાનમાં પ્રાન્તિક કો-ઑપરેટિવ ઇન્સ્ટિટ્યુટ રાખવામાં આવેછે; તેમજ શહેરના મદદનીશ રજીસ્ટ્રારની કચેરી પણ તેમાં રાખવામાં આવી છે. સર વિઠ્ઠલદાસનું નામ આ ઇલાકાની સહકારી પ્રવૃત્તિ સાથેજ નહિ પરન્તુ સમસ્ત હિન્દુસ્તાનની સહકારી પ્રવૃત્તિ સાથે સતત જોડાયેલું રહેશે.

---

આટલી હકીકત સર લલુભાઇના લેખમાંથી લીધીછે.

ખેડુતોની સ્થિતિ સુધાર્યા વિના ખેતીમાં સુધારો દાખલ કરવાનું કામ બની શકે નહિ એ વાતની પ્રતીતિ સર વિઠ્ઠલદાસને ઘણી વહેલી થયેલી હતી ખેડુતોની સ્થિતિ સુધારવા તેમને બે કાર્ય બહુ અગત્યના જણાયાં હતાં. (૧) ખેડુતોનું અજ્ઞાન દૂર કરવામાં સફળ નીવડે તેવી અક્ષરજ્ઞાનની યોજના, અને (૨) ખેડુતોની આર્થિક પરવશતા મટાડે તેવી મધ્યસ્થ સહકારી બૅન્કની યોજના.

ઇ. સ. ૧૯૦૯ ના સપ્ટેમ્બર માસમાં તા. ૨૮ મી ના રોજ તેમણે મી. એસ. આર. સથાનીએ લખેલા પુસ્તક નામે—Treatise on Agriculture"—માં નાનો સરખો પ્રવેશક લખ્યો હતો. તેમાં તેમણે જણાવ્યું હતુ કે—જોકે હું જાતે ખેતીકાર નથી, તો પણ મને પૂર્ણ પ્રતીતિ થઇ છે કે હિન્દુસ્તાનના ઔદ્યોગિક અર્થશાસ્ત્રનો બધો આધાર ઉચ્ચ પ્રકારે વિકસિત થયેલી ખેતીની પદ્ધતિ ઉપર રહેલો છે. તેથી આ ચોપડીમાંના નિબન્ધોના પ્રવેશક તરીકે થોડીક લીટીઓ ટપકાવતાં મને આનન્દ થાયછે. હિન્દુસ્તાનના મુખ્ય મુખ્ય ખેતીના પાકની અર્વાચીન સ્થિતિ અને ભવિષ્યની શક્યતા વિષે મી. સથાનીએ કીમતી માહિતી અત્રે આપી છે. કેટલીક વાર અર્વાચીન પદ્ધતિપર રચાયેલા ખેતીના સુધારા ન સ્વીકારવા માટે આપણે અજાણપણે ખેડુતોને ઠપકાને પાત્ર ગણીએ છીએ પરન્તુ અનુભવથી માલુમ પડયું છે કે સામાન્ય રીતે આપણા દેશનો ખેડુત સફળતા માટે સિદ્ધ થઈ ચૂકેલા સુધારા કરવાને અને પોતાની જૂની રૂઢિને તજી દેવાને નારાજ હોતો નથી; પણ જે હળ પોતાના દેશની જમીનમાં બળદીઆ ખેંચી ન શકે તેટલું ભારે હોય, અથવા જે નાજુક સંચાનો ખોટકો સસ્તા દરથી પોતાના ગામડાનો મીસ્ત્રી દૂર ન કરી શકતો હાય તેવાં હળનો કે તેવા

આ તકનો લાભ લઈ આ બાબતમા મારો દૃઢ અભિપ્રાય હું જાહેર કરૂંછુ કે—આપણા દેશના જુદા જુદા ભાગમા સહકારી ક્રૅડીટની મંડળીઓ સ્થપાઈ છે—તે સહકારી ચળવળ અગત્યની અને જરૂરની છે જો કાળજીપૂર્વક એ યોજના પ્રમાણે કામ કરવામાં આવે તો ખેતીને લગતા પ્રશ્નોમાના ઘણા પ્રશ્નોનો નીવેડો લાવવામા ખેડુતોને તે બહુ ઉપયોગી થઈ પડશે, અને એ રીતે સાર્વજનિક કાર્યપટુતા અને સ્વાર્થ—ત્યાગની વૃત્તિવાળા ચારિત્રનો પાયો નાખવામા પણ તે ઉપયોગી બનશે*

એ પ્રવેશક લખ્યો તેજ અરસામા પૂનામા સપ્ટેમ્બર માસની ૨૮મી અને ૩૦મી તારિખે ખેતીને લગતી પરિષદ—Agricultural Conference ભરાઈ હતી તે પરિષદમા ઑ. સર વિઠ્ઠલદાસે એક ભાષણ આપ્યુ હતું તેમા પણ ખેડુતોના શિક્ષણ માટે કરવી જોઈતી તજવીજ અને ખેડુતોની નાણાભીડ મટાડનાની યોજના કરવાની જરૂર વિષે તેમણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો એ પરિષદમા—સર લલ્લુભાઈ અને તેમણે બન્નેએ તૈયાર કરેલી મધ્યસ્થ સહકારી બૅન્કની યોજનાની વાત તેમણે રજુ કરી હતી એ પરિષદમા એમણે કરેલા ભાષણમા સ્પષ્ટ રીતે દેખાય છે કે ખેડુતો માટે તેમને ઉંડી લાગણી હતી, શિક્ષણમા તેમને અડગ વિશ્વાસ હતો, અને સહકારી બૅન્કના સંગીન કાર્યથી ખેડુતોની નાણાભીડ મટાડી શકાય તેની પૂરી તેમને ખાત્રી હતી તે ભાષણના થોડા વાકયો અત્રે ઉતારવા યોગ્ય છે

When the Department has done its utmost, it cannot hope to have its results accep'ed widely unless the cultivating class is better educated and has easy access to cheap capital The education is necessary not only to make them understand the improvements suggested by the Department but to make them believe that these improvements are rational and not mere tricks of the Scientists We must first improve the agriculturists before we can hope to improve agriculture Cannot the Agricultural Department send also an itinerant School master to teach the ryot the three Rs during his intervals of labour ?

* [ In th s connect on I may take th s opportunity of expressing my strong belief in the value of the Co operative movement represented by the Co operative Cred t So leties that have been started in different parts of the Country Carefully worked I th nk it will help the ryot to solve many of the problems of agr culture and at the same time to lay the foundat ons of a character for publ c spirit and self sacrifice "— [ From S r V D Thakersay s Introduction to *Treatise on Agriculture*" by S R Sayani ]

Then as to capital, I note that in more than one place the Report says what is wanted is a farmer with some capital At present, such a combination of a cultivating agriculturist and capitalist is somewhat rare We can, however, arrange to provide capital on easy terms to every good farmer by the establishment of a Central Agricultural Bank, dealing with Village Societies I have framed a scheme for such a Bank in conjunction with Mr Lalubhai Samaldas and it has been favourably received by the Local Government."

આ વિચારો પરથી આપણે સમજી શકીએ છીએ કે સહકારી સિદ્ધાન્તોની સમજ આપવા અને સહકારી મંડળીઓના કાયદા કાનુન તથા કામ કરવાની પદ્ધતિની સમજ આપવા જે વર્ગો સહકારી ખાતા તરફથી ચાલુ કરવામાં આવ્યા હતા તેના ખર્ચને પહોંચી વળવા સર વિઠ્ઠલદાસ ઉદાર આશ્રય આપતા હતા તે એમની ખરી દેશદાઝ બતાવેછે અને તેમના વિચારની પ્રામાણિકતાનું બળ પણ દર્શાવેછે

---

જે સહકારી બૅન્કની યોજનાની વાત આ પ્રકરણમા થયેલી છે તેની અંગ્રેજી નકલ અત્રે વાચકની જિજ્ઞાસા સન્તોષવા આ પ્રકરણના પરિશિષ્ટ તરીકે ઉમેરવામા આવેછે

## પરિશિષ્ટ

### Read at the 4th Indian Industrial Conference held at Madras on the 26 and 27 Decr 08

The following paper was presented by us at the Co-operative Societies' Conference held in Bombay early this month, which was opened by His Excellency the Governor After a full discussion at a meeting of the Conference the following resolution was unanimously adopted:

"That this Conference supports the scheme for a Central Financial Society placed before it by the Hon'ble Sir Vithaldas D. Thakersey and is of opinion that a Central Bank is necessary to finance Local Societies and that capital cannot be attracted at reasonable rates unless Government gives some guarantee as is proposed '

As the subject is one of all-India interest, we have thought it advantageous to place it before this Conference with a view to eliciting the opinions of representative men in other provinces

## 'A Scheme of A Central Financing Society

By

The Hon'ble Sir VITHALDAS D. THACKERSEY and
Mr. LALUBHAI SAMALDAS.

The subject of this paper has been present to our minds almost ever since the passing of the Co-operative Credit Societies' Act. The need of a central financial agency has been felt in all countries where the movement has gained a footing. We do not think it necessary to establish at length the need for such a Society on the present occasion. The rural societies cannot have direct access to the money market for various reasons. Their requirements are small. Their credit is not realised by the Joint Stock Banks and the general investing public. They want long term loans at a lower rate of interest than that ordinarily charged by the village sowcar.

On the suggestion of Mr. Macneill, first Registrar of Co-operative Credit Societies in this Presidency, we started two years back the Bombay Urban Co-operative Credit Society with this object in view. All the available funds of this Society were readily taken up and now the Society has had to reject several applications from village societies owing to the fact that more advances could not be made without enlarging the basis of the Society. Mr. Lalubhai Samaldas and some other gentlemen have individually advanced sums of money to several village societies. But this kind of assistance cannot be relied upon. Mr. Caryle, who presided over the conference recently held at Simla, said: "The need for sufficient capital to supply all the needs of the members is another point which had been very clearly brought out in many of the reports, and unless this problem is solved the movement was bound to end in ultimate failure. Again if the Societies were to succeed they must attract outside capital on business terms, and this could not be done if the interest paid were too low."

Sir Vithaldas D. Thackersy had prepared a scheme for a Central Agricultural Bank, which was published in the *Times of India* last year. Mr. Lalubhai Samaldas put forward before the Conference of Registrars recently held at Simla, a scheme on the same main lines with a few modifications in the light

(4) The interest to these debentures to be guaranteed by Government, until payment.

(5) Debentures to be repayable at the end of 28 years.

(6) The funds of the Society to be used only for making advances to Co-operative Credit Societies.

(7) The terms of advances to be not more than 10 years, liable to renewal at the option of both parties.

(8) Advances to be made only on the recommendation of the Registrars of Co-operative Credit Societies.

(N. B.) This Condition is put to ensure greater security to Government, but if Government do not desire it, it may be left out.

(9) The maximum rate of interest charged to co-operative credit societies to be 8 per cent.

(10) Government to have the right of inspecting the books of the society.

The essential feature of the above scheme, is the Government guarantee of the interest on the debentures. This is indispensable until at any rate till the investing public has gained sufficient experience of the working of the society to feel confidence in the safety of moneys lent to co-operative credit societies. Such a guarantee is absolutely necessary to attract capital to the project. It alone will enable the central society to get sufficient funds to finance the village societies at a rate of interest at which they can profitably borrow from it. Again, our experience, and that of everybody who has studied the subject of organisation of rural credit has been if loans are to be of any use to agriculturists they should be long term loans. The investing public usually do not make deposits for a longer term than 12 months and it is obvious that it is not sound finance to borrow money for twelve months and lend it for 10 years as the Madras Central Urban Bank is understood to be doing. Such an arrangement may lead to the collapse of the Society at any moment. It should never be forgotten that the rural societies to which the money is advanced, are, as a rule, not very regular in their repayments, while the Central Society will have to repay its deposits on the due date.

## પ્રકરણ ૨૯ મું.



## ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલ.

( ઇ. સ. ૧૯૧૦, ૧૯૧૧, ૧૯૧૨ )

ઑ. મી. ગો. કે. ગોખલે-અને સર વિઠ્ઠલદાસ મુમ્બઇ ઇલાકામાંથી ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં દાખલ થયા તે વખતે હિન્દુસ્તાનમાં રાજકીય વાતાવરણ ક્ષુબ્ધ સ્થિતિમાં હતું. વર્તમાનપત્રોમાં સરકારની અમલદારશાહી નીતિ ઉપર કડક ટીકા થતી હતી; કેટલેક સ્થળે મારપછાડની નીતિને અનુસરનારી ટોળીઓ ગુપ્ત રીતે પિક્રિક ઍસિડના ઉપયોગથી બૉમ્બ બનાવવામાં અને કાવતરાખોરી ઊભી કરવામાં ગુંથાઇ હતી. ઇ. સ. ૧૯૧૦ ના જાન્યુઆરી માસની ૨૫ મી તારિખે નામદાર વાઇસરૉય લૉર્ડ મિન્ટો નવા રાજકીય સુધારા મુજબ બન્ધાયેલી વડી ધારાસભાને ખુલ્લી મૂકવાનું પ્રારમ્ભિક ભાષણ કરવાના હતા; તા. ૨૪ મીએજ કલકત્તા હાઇકૉર્ટના ચોગાનમાંજ કોઇએ ગુપ્ત પોલિસના એક અમલદારને ગોળી મારી ઠાર કર્યો હતો. એ અમલદારે ગુપ્ત ટોળીઓના કાવત્રાં ઉઘાડાં પાડવામાં આગળ પડતો ભાગ લીધો હતો. કલકત્તામાં આ બનાવથી હાહાકાર વર્તાઇ રહ્યો હતો. જુદા જુદા ઇલાકામાંથી વડી ધારાસભામાં ભાગ લેવા આવેલા પ્રતિનિધિઓ પણ વિમાસણમાં પડી ગયા હતા. વાઇસરૉયનું ઉદ્‌ઘાટનનું ભાષણજ અણગમાના રંગથી ખરડાયેલું હતું; તેમાં ભવિષ્યમાં દાખલ થવાની દમન નીતિના ભણકારા સમ્ભળાતા હતા. થોડા દિવસમાંજ નવો "પ્રેસ-ઍક્ટ" છાપખાનાને લગતો કાયદો ઘડાઇ ગયો; અને વડી ધારાસભામાં તે પસાર પણ થઇ ગયો; જે બેઠકમાં એ દમનનીતિનો પહેલો કાયદો પસાર થયો તે બેઠકમાં સર વિઠ્ઠલદાસ હાજર હતા. ઑ. મી. ગોખલે તરફથી એ કાયદાની ઝીણી ઝીણી કલમો ઉપર ટીકા કરવામાં આવી હતી, છતાં સંજોગ જોઇને તેમણે એ દમનનીતિના કાયદાને ટેકો આપ્યો હતો. સર વિઠ્ઠલદાસે પણ વડી ધારાસભાની પહેલી બેઠકનું મંગલાચરણનું ભાષણ આ દમન નીતિના કાયદા ઉપરજ આપ્યું હતુ. તેમણે જણાવ્યું કે છાપખાનાની સ્વતન્ત્રતા છીનવી લેવાનું તેમને પસન્દ નહોતું. છાપાની સ્વતન્ત્રતા અતિ પવિત્ર ગણાવી જોઇએ; હિન્દુસ્તાન જેવા દેશમાં સ્વતન્ત્ર છાપાની અગત્ય અને તેના લાભ ઘણા છે. તોપણ આજકાલ [illegible] ઉપર

આપણે આંખ બન્ધ રાખી શકીએ તેમ નથી. આ સભાની પહેલી બેઠકમાં આપ નામદારે કરેલા ભાષણમાં આવી જાતના કોઇ કાયદાની આગાહી થયેલી હતી, તે પછી હું થોડા દિવસ મુમ્બાઇ તરફ જઇ આવ્યો; ત્યાં મુમ્બઇના અને વડોદરાના કેટલાક આગેવાન ગૃહસ્થોના અભિપ્રાય જાણવા મેં યત્ન કર્યો હતો; અને સૌએ દીલગીરી સાથે સ્વીકાર્યું હતું કે—રાજ્યદ્રોહી માણસોના અવિચારી કૃત્યો પછી તો, દેશનું ભલું ઇચ્છનાર અને કાયદા અને વ્યવસ્થાના હિમાયતીઓ એટલુંજ ઇચ્છે કે જે ઝેર ચોતરફ પ્રસરી રહ્યું છે તેને જડ મૂળથી સાફ કરવા માટે સરકારી કારોબારી અમલના હાથ મજબૂત કર્યા સિવાય અન્ય માર્ગ નથી. તેની સાથે એવી લાગણી પણ સામાન્ય રીતે હતી કે જે કાયદો ઘડવામાં આવે તેમાં નિર્દોષ માણસોનો પૂરતો બચાવ થાય તેવી કલમો હોવી જોઇએ. આ કાયદાની કલમોમાં બારિકાઇથી ઉંડા ઉતરતાં જણાય છે કે, સ્થાનિક સરકારને અસાધારણ સત્તા આપવા ધારી છે; તો પણ જેને સહન કરવું પડ્યું હોય તેને ઉપરની ન્યાય કચેરીને " અપીલ " કરવાના હક્કની બારીઓ સારી રીતે રાખવામાં આવી છે.

છતાં, નામદાર સરકારે બેત્રણ બાબત ઉપર વિચાર કરવો ઘટે છે; કાઉન્સિલ પાસે વિચાર માટે તે મુદ્દા હું મૂકવા ધારૂં છું. હાલના છાપખાનાના માલિકોને અને વર્તમાનપત્રોના પ્રકટ કરનારાને સરકારે વ્યાજબી રીતે આ કાયદામાં જણાવેલી જામીનગીરી આપવાની ફરજમાંથી મુક્ત રાખ્યા છે, અને હું ધારૂં છું કે એ સિદ્ધાન્તનો લાભ નવાં નીકળવાના વર્તમાનપત્રોને તથા છાપખાનાવાળાને મળવો જોઇએ; નાના નાના છાપખાના ગરીબ માણસો પોતાના ગુજરાનના સાધન માટે પ્રમાણિક રીતે ચલાવે છે. તેમના ઉપર આપણા કાયદાના અમલથી મુશીબતો આવવી ન જોઇએ તે આપણે જોવું ઘટેછે. આ કાયદામાં સુધારો થવા જેવી બીજી બાબત એ છે કે કોઇ પણ આરોપીને શિક્ષાનો ઠરાવ સમ્ભળાવવામાં આવે તે પહેલાં તેને પોતાનો ખુલાસો રજુ કરવાની તક મળવી જોઇએ. બનવા જોગ છે કે, કેટલીક બાબતમાં સન્તોષકારક ખુલાસો બહાર આવે અને એ રીતે બીન જરૂરી અને અણગમતાં પગલાં લેવાનું કામ આપોઆપ પડતું મેલી શકાય.

તરીકે ગણીને આ કાયદાની કલમ લાગુ પાડવી ન જોઇએ અસમત એ કલમે કોઇ પણ ગુન્હો કરેલો ન હોવો જોઇએ. જો આવા પ્રકારનો ખુલાસો ઉમેરવામાં નહિ આવે તો, હાલના છાપખાનાવાળાના માલિકોને અને વર્તમાનપત્રોના પ્રકટ કરનારાને આગળ જતાં જામીનગીરી તરીકે અનામત રકમ ભરવીજ પડશે; અને અન્તે એવું બનશે કે ટુંકા સાધનવાળા પ્રમાણિક છાપખાનાવાળા ઉપર મોટી મુશીબત આવી પડશે. આ દૃષ્ટિથી મેં કેટલાક સુધારા રજુ કરવાની નોટીસ આપીછે અને યોગ્ય સમયે એ સુધારા માટે હું દરખાસ્ત લાવીશ. વિષયને સમેટતાં તેમણે જણાવ્યું કે,

"As I have said in the beginning of my speech, exceptional circumstances have arisen and the Council should with a full heart support the Government to meet the situation. But, at tha same time, in our anxiety to remove the evil, we should not lose sight of the possible hardship our action may inflict upon honest people whom it is not the desire of Government or this Council to punish."

ઑ. મી. ગોખલે સાથે સર વિઠ્ઠલદાસનો પરિચય ૧૯૦૫થી થયો હતો; બનારસની કૉંગ્રેસમાં ઑ. મી. ગોખલેના પ્રમુખ તરીકેના ભાષણમાં મી. વિઠ્ઠલદાસના ઔદ્યોગિક પ્રગતિના ભાષણનો બહોળો ઉપયોગ થયો હતો. મી. ગોખલે અને મી. વિઠ્ઠલદાસ જેમ જેમ નિકટ સહવાસમાં આવતા ગયા તેમ તેમ બન્ને વચ્ચેના સમ્બન્ધ ચોકસ સ્વરૂપ ધારણ કરવા લાગ્યા. મુમ્બઇની ધારાસભામાંથી એ બન્નેની જોડી કલકત્તાની ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં દાખલ થઇ ત્યારથી બન્ને વચ્ચે વિચારનું ઐક્ય પણ આવ્યું. વડી ધારાસભામાં ઑ. મી. ગોખલેને સર વિઠ્ઠલદાસ ઘણી ખરી બાબતમાં અનુમોદન આપતા ગયા એટલે એ બન્નેના વજનથી ઘણી રીતે એમના વિચારો સરકારમાં માન્ય રહેવા લાગ્યા હતા. મી ગોખલે સર વિઠ્ઠલદાસને વિશિષ્ટ પ્રકારે શક્તિસમ્પન્ન ગણતા હતા. સાર્વજનિક હિતના નાણા વિષયક પ્રશ્નો ઉપર મી. ગોખલેનો કાબુ જેમ અપૂર્વ હતો, તેમ સર વિઠ્ઠલદાસનો વેપાર અને ઉદ્યોગના ક્ષેત્રનો પ્રત્યક્ષ અનુભવ પણ ઘણો વિસ્તૃત હતો. બન્નેના યોગ્ય સમ્મીલનથી કાઉન્સિલ હૉલમાં આર્થિક અને જકાતી પ્રશ્નોની ચર્ચામાં અપૂર્વ રસ જામતો હતો.

વડી ધારાસભામાં ગયા પછી સર વિઠ્ઠલદાસની દૃષ્ટિ રાજદ્વારી બાબત તરફ સહેજ ઢળી હતી. ત્યાં સુધી એમની સમજ એવી હતી કે વેપાર ઉદ્યોગના પ્રશ્નો એવા છે કે જેમાં રાજ્યદ્વારી ચળવળ કરનારા આગેવાનો બહુ ઉપયોગી હોઇ શકે નહિ અને વેપારીઓએ રાજદ્વારી

પ્રશ્નોમાં માથું માર્યા સિવાય પોતાની પ્રગતિ સાધતા રહેવું જોઈએ. પણ ઇ. સ ૧૯૦૯ માં અને ૧૯૧૦ માં હિન્દુસ્તાનમાં રાષ્ટ્રીય ભાવનાએ સક્રીય રુપ પકડયું હતું. ત્યાં સુધી કૉન્ગ્રેસના અગ્રેસરો એમ સમજી લેતા હતા કે દેશમાં જે લોકો કૉન્ગ્રેસની વિરૂદ્ધ નહોતા તે બધા કૉન્ગ્રેસના પક્ષનાજ હોવા જોઈએ; પરન્તુ હવે તો માન્યતા એવી ચાલુ થઈ હતી કે જે લોકો કૉન્ગ્રેસને સાથ નહોતા આપતા તે બધા તેની વિરૂદ્ધના ગણાતા હતા. બંગાલના ભાગલા પડ્યા પછી આવી ભાવના સ્પષ્ટતાથી સમજાય તેવી રીતે પ્રચલિત થઈ હતી. સર વિઠ્ઠલદાસ દેશપ્રેમી હતા. તેમનું હૃદય રાષ્ટ્રીય ભાવનાની કદરદાની કરનારૂં હતું. મુમ્બઈની ધારાસભામાં જ્યારે તેઓ હતા ત્યારે તે સરકાર નિયુક્ત સભ્ય હોવાથી સરકારના અમલદારોના દષ્ટિકોણને અવગણવાનું વ્યાજબી ગણતા નહિ; પણ ઇમ્પીરીઅલ કાઉન્સિલમાં તેઓ ઇલાકાની ધારાસભા તરફથી ચુંટાઈને આવેલા હોવાથી તેઓ પોતાની મતદાર સંસ્થાના અભિપ્રાયને અને તેના હિતને વળગી રહેવાની ફરજ સમજતા હતા. આપણા દેશમાં સરકારી અમલદારો અને લોકોના પ્રતિનિધિઓ વચ્ચે વિચારભેદ જો કોઈ પણ બાબતમાં વિશેષ હોય તો તે આર્થિક પ્રશ્નોને અંગે ઉપસ્થિત થતી ચર્ચામાં. હિન્દી સરકારની નેમ ગમે તેટલી ભલી હોય તો પણ તેનાથી બ્રિટિશ વેપારીઓના હિતની વાતોને કોરે મૂકી નજ શકાય; અને સર વિઠ્ઠલદાસ જેવા હિન્દી વેપારી અને ઉદ્યોગ નાયક પોતાના હિતની ખાતર હિન્દી બજાર ઉપર પરદેશી વેપારીના થતા હુમલાની સામે ટક્કર લેવાનું કેમ ચૂકે ? એ રીતે સર વિઠ્ઠલદાસને વડી ધારાસભામાં પોતાના વિચારો હિન્દી વેપાર ધન્ધાના હિતની દષ્ટિથી બહુ જોરથી અને આગ્રહ પૂર્વક મૂકવા માટે યુરોપીઅન ચૅમ્બર ઑફ કૉમર્સના પ્રતિનિધિઓ સાથે લડત ચલાવવી પડતી હતી; અને સર વિઠ્ઠલદાસની દલીલો એવી તો સચોટ અને સરલ રહેતી કે સરકારને ઘણીવાર સ્વીકારવું પડતું કે સર વિઠ્ઠલદાસ જે વાતની હિમાયત કરતા હતા તે વ્યાજબી અને સમજમાં ઉતરે એવી હતી.

ઇમ્પીરીઅલ કાઉન્સિલમાં બીજો પ્રશ્ન સર વિઠ્ઠલદાસે હાથ ધર્યો હતો તે ચાંદી ઉપરની જકાતનો હતો ઇ. સ. ૧૮૯૩ થી હિન્દી સરકારની હુંડીઆમણના દરમાં વધઘટ કરવાની નીતિ હિન્દના વેપારને બહુ મુંઝવે છે એ વાત કોઈથી અજાણી નથી; તેમાં પણ ખાસ કરીને હિન્દના મિલ ઉદ્યોગને એ નીતિથી ઘણું સહન કરવું પડે છે હુંડીઆમણના દર જ્યારે જ્યારે ઉંચા જાય છે ત્યારે ત્યારે ચીનમાં માલ નીકાસ કરનાર મિલમાલિકોને પણું સહન કરવું પડે છે. ઇ. સ. ૧૯૧૧માં વડી

ridiculously low rate of freight for cotton from India to Japan through subsidised steamship companies. So far as China is concerned, our currency policy of 1892 has proved a blessing to her and the proposed silver duty will still further strengthen her position against the Indian exporter. I hope, My Lord, I have made myself sufficiently clear that the effect of the four annas duty will be highly injurious to an important Indian industry, and I earnestly hope, that Government will see their way to drop the proposal as a means of raising revenue"

પણ હિન્દી સરકારની અસલથી નીતિજ એવી છે કે લોકોના પ્રતિનિધિઓની દલીલો ગમે તેટલી સચોટ હોય તો પણ સરકાર તો પાણીમાં રહેતા પદ્મપત્રની માફક જરા પણ ભીંજાયા વગર સાવ કોરી રહી શકે છે. સર વિઠ્ઠલદાસના કે સર ડેવિડ સૅસૂનના શબ્દો નિરર્થક ગયા અને ચાંદી-ઉપર જકાત નાંખવાનો ઠરાવ પસાર થઇ ગયો.

એક પખવાડીઆ પછી એજ સભામાં બજેટ ઉપર ચર્ચા કરવાનો વારો આવ્યો. ત્યારે સર વિઠ્ઠલદાસ બોલ્યા હતા કે—ગયે મહિને હિસાબી ખાતાના સભ્યે બજેટના હિસાબી આંકડા બહુ ચોખ્ખા સ્વરૂપમાં રજુ કરતાં જણાવ્યું હતુ કે હવે પછી બજેટમાં મૂકવાની બાબતો ઉપર ધારાસભાના સભ્યો અગાઉથી પોતાના વિચારો દર્શાવી શકે તેવી પદ્ધતિ ગ્રહણ કરવામાં આવશે. એ રીતે ખરી હકીકત ઉપર આધાર રાખતી ટીકાઓ સભાસદો સરકાર સમક્ષ લાવી શકશે. અને એનું પરિણામ એ આવશે કે સરકારને ઉપયોગી વસ્તુ મળશે અને અગત્યના પ્રશ્નો ઉપર શિષ્ટ લોકમત કેળવાતો જશે: પરન્તુ એ માનવન્ત સભ્યના વચનો આ વરસની અમારી ચર્ચા સમ્બન્ધી ખરાં પડ્યાં નથી.

My Lord, I am sorry to say that the experience of the debates on the present financial proposals of Government has not tended to confirm these generous hopes. Weighty and well considered proposals were brought forward with the object of amending the Government proposals and were argued before the Council by members having the advantage of possessing first hand information of the subjects on which they spoke. I venture to think that their arguments made considerable impression on not only the non-official but also the official members of the C[illegible] but all the same, their resolutions one and all were [illegible] by the Government. I need hardly point out to Govern-[illegible] that this has produced a feeling of great disappointment in the country."

અહિં સર વિઠ્ઠલદાસે સ્પષ્ટ ફરીઆદ કરી છે કે સરકારને દલીલોથી અને હકીકતથી ખાતરી કરાવી આપવામાં આવેછે તે વિષયમાં પણ લોકોના પ્રતિનિધિઓના મજબૂત ઠરાવો સરકાર ઉડાડી મૂકેછે તેથી પ્રજામાં-દેશમાં-નિરાશાની લાગણી ઉદ્ભવે છે. એમણે જણાવ્યું કે કદાચ એમ થવાનું કારણ એ હોય કે હિન્દી સરકારને હિન્દી પ્રધાનની ઇચ્છા પ્રમાણે ચાલવું પડતું હશે. જો હિન્દી સરકારને વિશેષ છૂટ હોત તો કદાચ હિન્દી પ્રજાકીય સભાસદોની દલીલો તરફ તે વિશેષ સહાનુભૂતિ દર્શાવી શકત. તોપણ લોકમાં જે અસન્તોષ ફેલાયેલો હતો તેનો પડઘો પાડતાં તેમણે કહ્યું કે હિન્દી પ્રધાને અને હિન્દી સરકારે ધ્યાનમાં રાખવું ઘટે છે કે અસન્તોષ વધતો જાય છે અને ખરી ડહાપણની નીતિ એ છે કે હિન્દી પ્રજાના અભિપ્રાયને રાજ્યની નીતિમાં અને કાયદા કાનુનમાં યોગ્ય સ્થાન મળવું જોઇએ.

અમે બધા સ્વીકારીએ છીએ કે સરકારને જોઇતાં નાણાની જોગવાઇ દેશમાંના સાધનોમાંથીજ થવી જોઇએ. એ ભાર ગ્રેટ બ્રિટન ઉપર પડે એવું અમે ઇચ્છિતા નથી. અમારો ભાર અમે ઉપાડવા ઉત્સુક છીએ. અમે જે કહેવા માગીએ છીએ તે એ છે કે નાણા ઉપજાવવાના જે માર્ગ પસન્દ કરવાના હોય તેની પસન્દગી કરવામાં આ દેશની ઇચ્છાને વિશેષ સ્થાન મળવું જોઇએ. જો કયા કયા માલ ઉપર જકાત નાંખવી અને કેટલી ઉપજ કયા કરમાંથી કેવી રીતે ઉત્પન્ન કરવી તેનો વિચાર કરી લેવાનું કામ આ કાઉન્સિલને વિશેષ સ્વતન્ત્રતાથી કરી લેવાનું હોય તો સરકારના હિતમાં તે નીતિ કયી રીતે હાનિકારક નીવડે તે હુ સમજી શકતો નથી. અમારે કયા કયા અને કેટલા કેટલા કર આપવા પડશે તેના જાણે સરકાર હૂકમ છોડતી હોય એવો અત્યારે દેખાવ થાય છે. તેને બદલે કયા કયા કરથી અમુક રકમ ઉપજાવી શકશે એ બાબતમાં પ્રજાની જે ઇચ્છા હોય તેને અનુસરવાનું કેટલેક અંશે સ્વીકારવાનું સરકારે રાખ્યું હોય તો-તેમ કરવાથી સરકારના હિતને નુકસાન તો નહિંજ થાય; પરન્તુ સરકારની પ્રતિષ્ઠામાં અને લોકપ્રિયતામાં તેથી ઉમેરો થશે. અને હમણા જે રાજકીય સુધારા જાહેર થયા છે તેમાં વાસ્તવિકતાનું તત્ત્વ વધારે આવવા પામશે. લોકોમાં એવી માન્યતા પ્રચલિત છે કે આર્થિક સવાલો ઉપર નિર્ણય કરવામાં હિન્દી સરકારને અર્થશાસ્ત્રના સિધ્ધાન્તને બદલે રાજકીય હેતુને અનુસરવાની ફરજ પડે છે. હિન્દમાં બનતાં કાપડ ઉપર જે જકાત નાંખવામાં આવેછે તે નીતિ તો અપૂર્વ છે. તેનો જોટો જગત આખામાં કયાંય મળે તેમ નથી; અને તે ધોરણ કેવળ લૅંકેશાયરની ( મૅંચેસ્ટરની ) મિલોના હિતની દષ્ટિએ સ્વીકારાયું છે તે વિષે ના કહી શકાય તેમ નથી.

આવતા વરસના કર બેસાડવાની કરની વ્હેચણી પરથી લોકો એમ માનેછે કે જો હિન્દી સરકારને પૂરી છૂટ એ બાબતમા હોત તો ખાંડ ( સાકર ) ઉપર જકાત વધારવાનુ પસન્દ થયુ હોત, અને તેની સામે મોટો વિરોધ ઊભો થયો હોત

વળી કારખાનામા કામ કરનારા પુખ્ત વયના પુરુષ મજુરના કામ કરવાના કલાકો ઉપર કાયદાનો કાબુ મૂકવાની જે દરખાસ્ત ફૅક્ટરી કમિશનની ભલામણ વિરુદ્ધ લાવવાની છે તેમા પણ હિન્દના મજુરોના હિતની દૃષ્ટિ રાખવામાં આવી નથી

આ બધા અસન્તોષ કાઢી નાખવા માટે લોકોપર વધારે વિશ્વાસ મૂકવો જોઇએ, તેમની ઈચ્છા તરફ લક્ષ અપાવુ જોઇએ રાજદ્વારી વિચારોના વિરોધથી જે અસન્તોષ ઊભો થાય છે તે બહુ ગમ્ભીર હોતો નથી, પરન્તુ અયોગ્ય રીતે-કરની વ્હેચણી થવાથી આર્થિક દબાણને લીધે જે અસન્તોષ ઊભો થાય છે તે વધારે તીવ્ર અને માઠુ પરિણામ ઉપજાવે તેવો હોય છે જ્યા સુધી લોકોને ખાતરી હોય છે કે તેમના આર્થિક હિતને કંઇ નુકસાન નથી પહોચતું ત્યા સુધી-કેવી રાજ્યપદ્ધતિ સારી અને કેવી રાજ્યપદ્ધતિ નુક્સાનકારક છે તેની સાક્ષરી ચર્ચાની કે તેવા વિચારોના પ્રચારની અસર લોકસમૂહ ઉપર બહુ થતી નથી છેવટે આપ નામદારને અને લૉર્ડ મોર્લેને હું ઈંતેજારીથી અરજ કરૂંછુ કે લોકોના ગમ્ભીર કચવાટનું કારણ દૂર કરી, તથા પ્રજાકીય નાણાની વ્યવસ્થામા હિન્દી જનતાનો વ્યાજબી અભિપ્રાય યોગ્ય રીતે સ્વીકારાય તેવી ખાતરી આપીને તમારા બન્નેના સંયુક્ત મહાન કાર્ય ઉપર પ્રકાશ ચડાવવાનો તમે યશ લો

તે પછી એજ વરસમા ( ૬-૮-૧૦ ) વડી ધારાસભાની બેઠક શીમલામા ભરવામાં આવી હતી ત્યા રાજ્યદ્રોહી સભાબન્ધીના કાયદાને ચાલુ રાખવાની દરખાસ્ત આવી હતી તે દરખાસ્ત સામે તેમણે સખત વિરોધ દર્શાવ્યો હતો એ કાયદો ઈ સ ૧૯૧૦ની ૩૧ ઑક્ટોબરે બન્ધ થવાનો હતો તેને ચાલુ રાખવાની જરૂર સર વિઠ્ઠલદાસને જણાઈ નહોતી તેમનો એવો મત હતો કે રાજકીય નવા સુધારા દાખલ થયા પછી લોક લાગણીની તીવ્રતા લક્ષ ખેંચે એટલી નરમ પડી ગઈ છે, તેથી દેશની શાન્ત પરિસ્થિતિ જોતાં સરકાર આપણી એ બાબતની ગણાતી સભાબન્ધીના અમલી દમન નીતિના કાયદાની જરૂર હવે રહી નથી. તે વખતે લૉર્ડ મિન્ટો પણ આ નીતિ આદિપરથી કરેક થવાના હતા તેથી તેમના હૃદયને સ્પર્શ કરતા ભાવના સદ્ ભાવે કહ્યું કે આવા દમનનીતિના કાયદાને એમની દેરી મુદતે

આપોઆપ રદ્દ થવા દઈ, હિન્દમાંથી જતી વેળા લોકોના (દેશસમસ્તના) એહશાન વાઇસરૉયે લેવાં જોઇએ.

ઇ. સ. ૧૯૧૦ના નવેમ્બર માસની આખરે લૉર્ડ મિન્ટો હિન્દુસ્તાનમાંથી વિદાય થયા; અને ઇ. સ. ૧૯૧૧ના જાન્યુઆરી માસની ૩ જી તારિખે જે ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલની બેઠક ભરાઈ તેનું પ્રમુખપદ નવા વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજે લીધું.

"ફૅક્ટરી લેબર કમિશન" ની ભલામણને હેબે મારી સરકારે કારખાનાના મજુરોને લગતા કાયદાના ખરડામાં મજુરોને વધારેમાં વધારે બાર કલાક કામ કરવાનું ઠરાવ્યું હતું. સર વિઠ્ઠલદાસને એ બાબતનો એટલો બધો આગ્રહ હતો કે લૉર્ડ હાર્ડિંજની પહેલીજ ધારાસભામાં એ બાબત ઉપર ધુંજારો ચલાવવાની તક તેમણે લીધી હતી. સરકારી સભ્ય મી. રૉબર્ટસને "ઇન્ડીઅન ફૅક્ટરી બિલ" ને સીલેક્ટ કમિટીમાં મોકલવાની દરખાસ્ત રજુ કરી તે કમિટીમાં સર વિઠ્ઠલદાસનું નામ પણ મુકાયું હતું. તો પણ કાઉન્સિલ પાસે એમણે પોતાના વિચારો રજુ કરતાં લામ્બુ ભાષણ કર્યું હતું; અને વાંધો ઉઠાવ્યો હતો કે મજુરોના કામ કરવાના કલાક ઉપર આડકતરો કાપ મૂકવા કરતાં સીધો કાપ મૂકવાની સરકારે ગ્રહણ કરેલી નીતિ બીલકુલ સ્વીકારવા જેવી નથી.

એમનું એ સમયનું ભાષણ અત્રે ઉતારવા જેવું છે. પોતાના મિલ ઉદ્યોગ માટે તેમણે કેટલો ઊંડો વિચારપૂર્વક અભ્યાસ કર્યો હતો અને કેટલો પ્રત્યક્ષ અનુભવ એ ધરાવતા હતા એ આ ભાષણમાંથી નવા વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજ જોઇ શક્યા હતા.

"My Lord, I had the honour of representing the Bombay Chamber of Commerce and the Bombay Mill-owners' Association on the last Factory Commission. I signed the report of the Factory Commission and endorsed almost everything that was said by that Commission; so that it cannot be said that, when I am speaking here, I am speaking on behalf of the employers of labour, because, there is much in the Factory Commissions' Report in favour of the employees also.

I may say at once that I would not oppose the restriction of the hours of adult labourers if it can be shown that it is necessary and that the adults have either suffered in health, or that they are not able to protect themselves, or that there is no other way by which we can meet any possible sweating in the future

than the one method adopted by the Government in the Bill. I hope that, after the statesmanlike declaration made by Your Excellency that we should work here in a spirit of mutual concession, the statement made by my friend, the Honourable Mr. Robertson, that, so far as the principle was concerned, Government had decided that it should be carried out, is not meant to be final. Perhaps that is the opinion which is at present held by the Government of India, and when we consider in detail the sections of the Bill the Government of India may choose to change their opinion.

Now, My Lord, let us ask what is the principle to which the Government of India wish to adhere? Is it that there should be direct adult restriction, or is it that Government should not allow in future any sweating of the working people? I believe the object of the Government is the latter and not the principle that there should be direct restriction of the working hours of adults. Now, so far as that is concerned, I think that those who are connected with factories will gladly co-operate in bringing about the result that Government have in view. But I am opposed to the direct restriction of the hour of adults, because I feel—and there are many others who feel in the same way—that it will create the greatest inconvenience possible to industrial communities, on occasions when a little overtime is necessary and when it will hamper the industry not to be allowed to do this extra work. That view is taken by the Factory Commission in *paragraph 47 of their Report. Paragraph 47 of the Report says:* 'We are strongly opposed to any direct limitation of adult working hours, because we consider that there is no necessity for the adoption of this drastic course, because we are convinced that it would cause the greatest inconvenience to existing industries most of which have never worked long hours, and because we think that such a measure would seriously hamper the growth of industrial enterprise.'

Now, My Lord, after such a declaration by the Factory Commission, is it right that we should go with a light heart and do just the opposite of what the Factory Commission recommended? The Factory Commission, as we know, was the most

representative Commission ever appointed by the Government of India. It represented the several trades and industries. On the Commission, we had as Chairman, the Honourable Mr. Morison, than whom it would be difficult to find an officer more conscientious or who had greater sympathy for the raiyats from whom the mill-hands are generally recruited. We had also the assistance on the Factory Commission of Mr. Beaumount, who is the *Chief Inspector of* Factories in England. I trust that Your Lordship will agree that the recommendations of such a Commission ought to carry the greatest weight with this Council and with the Government of India. The Commission recommended the creation of a "young persons" class between the ages of 14 and 17 and the limitation of their hours of work to 12; and they were of opinion and I do sincerely believe that they were right in thinking, that such limitation would bring down the hours of work in textile factories to 12. I mean the economical working of the mill. It was stated by the late Mr. Harvey, whose sad death we all deplore, that the Commission had suggested this as an indirect restriction in order chiefly that the hours of adult labourers should be restricted to 12. Now I was on the Commission and I can say on behalf of the commission that this is incorrect. We went step by step and we found that the restriction of the hours of young persons was necessary on its own merits. That is my point, and it was pointed out clearly by the Factory Commission in their Report.

Then, My Lord, about the independence of the factory employees, much has been said here and I will not detain the Council on that head. But as regards their health there are very interesting statistics given by Dr. Turner, statistics compiled during seven years, which show that the death rate among the general labourers of Bombay was 31·58 while the death rate amongst the factory operatives was 18·45. And Dr. Turner, in his evidence pointed out that this was because the conditions of mill labour were much better: the men are better fed, better clothed and better housed. We have also the Statistics of the death rates in the Ratnagiri District, from which the millhands come and we find that district has the lowest death rate in the whole Presidency.

My Lord, it was said by the late Mr. Harvey that the creation of a "young persons" class would entail administrative inconvenience. We know that there is a class of young persons in England and no one has ever suggested that administrative convenience should reign supreme and that no regard should be paid to the inconvenience caused to factory-owners by the direct restriction of the hours of adult labour.

Well, My Lord, I think that the best plan for this Council would be to accept in toto the recommendations of the Factory Commission, and if the object that we have in view is not attained it would be quite easy for Government to come up next year and say. "Here we accepted the co-operation of the factory owners, we accepted your own suggestion, we accepted the report of the Factory Commission, but the object has not been served. Well, we will have direct restriction of adults." That will be the proper time, My Lord, when the Government can justly dictate their terms. If, after all, there is a doubt about the effects of creation of a "young persons" class, then there is another way of dealing with the question, and that is what has been proposed by the Bombay Chamber of Commerce, namely, that in section 21 it might be provided that after 12 hours' work there should be a compulsory stoppage, I mean an interval of rest for the next two or three hours. For example, a factory starting at 6 O'clock will have to give half an hour's interval at 12 under the Bill. Restarting at 12-30 it will have to stop at 5 O'clock, and according to the suggestion, the hands must be given an interval of three hours so that they cannot begin work again before 9 P. M. It is absolutely impossible to expect the hands to come out at 9 o'clock at night to restart the mill for the factory owner. There are other ways of dealing with the question, if Government is not convinced of the efficiency of the Factory Commission's suggestions; and these I will place before the Select Committee.

આ ભાષણની અસર સરકાર ઉપર થોડી ઘણી થઇ હોય, તેમ જણાય છે; કારણ કે ૧૯૧૧ના ફેબ્રુઆરી માસમાં સરકારના સેક્રેટરી મી. રૉબર્ટસનની સહીનો તેમના ઉપર પત્ર આવ્યો હતો કે—તમારી માગણી પ્રમાણે તો બધું થાય તેવું નથી, પરન્તુ કંઇક નવો રસ્તો કાઢવો જોઇએ. તેર કલાકનું સતત મિલનું કામ રાખી વચ્ચે અર્ધા અર્ધા કલાકની બે છૂટી

રાખી હોય તો બાર કલાકનું કામ મજુરોને મળી રહે મિલમાલિકની મરજી હોય તો અર્ધા અર્ધા કલાકની બે છુટીને બદલે આખા કલાકની એક છૂટી પણ આપી શકે તેવી કાયદામાં સગવડ રાખવામા આવશે આગ્રા કાનપૂરમા બપોરે લાગ્મા કલાકની રજા નહિ ફાવે પરન્તુ અમે જાણવા ઇચ્છીએ કે તમારા વિભાગમા લોકોને આ યોજના કેવી લાગશે

"Would you kindly let me have your views as soon as you possibly can in order that Government of India may come to a decision on the matter"

"સીલેક્ટ કમિટી" માં પણ વધારે મતથી સર વિઠ્ઠલદાસની સૂચનાનો સ્વીકાર નજ થયો તે કાયદાનું બીજી વારનું વાચન જ્યારે થયું ત્યારે પણ તેમણે વડી ધારાસભામા લાગણી ઉશ્કેરનારૂ પણ દલીલનથી નીતરતુ ભાષણ કર્યું હતું અને આડકતરો અંકુશ ન રાખતા સીધો અંકુશ મજુરીના કલાક માટે રાખવામા આવેછે તેથી કેટલું ગંભીર નુકસાન થશે તેનો ચિતાર તેમણે આપ્યો હતો બહારના દબાણથી આ રીતે હિન્દી સરકાર કાયદા ઘડવામાં દોરાય એ તત્ત્વ ઉપર તેમણે સખ્ત ટીકા કરી હતી. તેમણે છેવટે કહ્યુ હતુ કે,

'I assure Government that the idea of a direct limitation of men's working hours has caused, and is causing, great alarm among the industrial community It is felt to endanger the future of Indian factories We feel that sooner or later this concession which Government proposes to make to outside pressure will lead to further demands, for greater direct restriction which Government, with all the goodwill in the world, will be powerless to resist We may be wrong, but we strongly feel that Government by introducing this novel principle of adult restriction will be throwing away a valuable safe guard to the interests of Indian indurtries I have only to refer to the past history of the excise duty on Indian Cotton Factories to show our fears are not unfounded"

સરકારને તો જે કરવાનું હોય છે તે કર્યેજ છુટકો લોકનેતા ગમે તેટલી સાચી શીખામણ આપે પણ તે બધી હવામા ઉડતી રહેછે તે પ્રમાણે માર્ચ માસમાં ફૅક્ટરી બિલ કાયદા રૂપે પસાર થઇ ગયુ

તે પછી વડી ધારાસભામા ઑ. મી ગોખલે તરફથી (૧-૩-૧૯૧૨) દરખાસ્ત આવી હતી કે સરકારને અફીણની જકાતની પેદાશમા દુકાળના વખતમા કેટલોક તોટો આવે છે ત્યારે બજેટની વેતરણ કરવાનું કામ

મુશ્કેલ થઈ પડે છે. તેવી મુશીબત વખતે બજેટના બન્ને પાસા મળતા કરવા સારૂ અરીણુ ફન્ડ ઊભું કરવું. એ દરખાસ્તને સર વિઠ્ઠલદાસે મજબૂત ટેકો આપ્યો હતો વળી મી. માણેકજી દાદાભાઇએ ( પાછળથી સર દાદાભાઇ ) સુતરાઉ કાપડ ઉપરની સરકારી જકાત કાઢી નાંખવાનો ઠરાવ મૂકયો હતો તેને પણ મજબૂત અનુમોદન સર વિઠ્ઠલદાસે આપ્યું હતું. તેવું અનુમોદન આપતાં તેમણે કહ્યું કે લૅન્કેશાયરના હિતખાતર એ કર નાંખવામાં આવ્યો હોય તો એ માલ એવો છે કે જે બાબતમાં લેન્કેશાયર અને હિન્દુસ્તાનના કાપડ વચ્ચે બીલકુલ હરીફાઇ નથી; અને કદાચ હરીફાઇ છે એમ ધારીએ તો પણ આ રીતે હિન્દી ઉદ્યોગને જકડી લેવામાં સરકાર ન્યાયી ન ગણાય.

એજ વરસોમાં ઑ. મી. ગોખલે તરફથી ફરજીઆત શિક્ષણનો કાયદો વડી ધારાસભામાં રજુ થયો હતો. મી. ગોખલેની તૈયારી ઘણી ઉમદા હતી, લોકોમાં પણ એ કાયદા માટે વિશેષ આતુરતા હતી. ઑ. મી. ગોખલેને અનુમોદન આપતી વેળા સર વિઠ્ઠલદાસે વડોદરા રાજ્યનો અને એ રાજ્યમાં આવેલાં પોતાના વતનનો ફરજીઆત શિક્ષણ વિષેનો અનુભવ જણાવતાં કહ્યું કે—મારો વડોદરા રાજ્ય સાથે સમ્બન્ધ છે, કારણ કે મારા પિતા અને વડવાઓ વડોદરા રાજ્યના દ્વારકામાંથી મુમ્બઇ આવ્યા હતા. હું પણ ત્યાં વખતો વખત જઉં છું. ગયે વરસે જ્યારે હું ત્યાં ગયો હતો ત્યારે ત્યાં ફરજીઆત શિક્ષણનો કાયદો કેમ ચાલે છે તેની તપાસ મેં મહેનત લઈ કરી હતી. મને જે હકીકત પૂરી પાડવામાં આવી હતી તે પરથી અને મેં પ્રત્યક્ષ જે જોયું તે પરથી મને ખાતરી થઇ હતી કે વડોદરા રાજ્યમાં ફરજીઆત શિક્ષણની થયેલી પ્રગતિ સન્તોષકારક હતી. કેટલાંક ગામડામાં જઇ ઘણા માબાપને હું મળ્યો હતો; અને મને માલૂમ પડયું હતુ કે યુવાન વર્ગના ઘણા ભાગને લખતાં વાચતાં આવડતું હતુ; અને પોતાનાં છોકરાંને ભણેલાં જોઇ માબાપોને મગરૂરી થતી હતી. દ્વારકામાં હું ગયે વરસે ગયો હતો ત્યારે આ બધી તપાસ મેં કરી હતી; ખાસ કરીને એટલા માટે કે ત્યાં ઘણી વસ્તી લડાયક વૃત્તિવાળા વાઘેરોની હોય છે. ગયે વરસે અને તે પહેલાના વરસોમાં વડોદરા સરકારે ફરજીઆત શિક્ષણ દાખલ કર્યું હતુ અને વાઘેરોએ પણ તેનો સ્વીકાર કર્યો હતો. તેથી, લોકો તરફથી આપણને વિરોધ સહન કરવો પડશે, એ દલીલ વજુદ વગરની છે.

બીજો વાંધો એમ ઉઠાવવામાં આવતો હતો કે અર્ધું શિક્ષણ કોઇ રીતે ઉપયોગી નથી, બલ્કે ભયંકર થઇ પડે. તેની સામે બોલતાં સર વિઠ્ઠલદાસે બહુ છટાદાર દલીલ રજુ કરી હતી.

"A Little learning is a dangerous thing—it is a common saying and a very sound saying no doubt, but I cannot understand how that saying is applicable in the present case. I may be mistaken, and I should like to know. If it is dangerous, certainly, we ought not to support the Bill introduced to-day. But I cannot understand how it can be dangerous if a poor agriculturist can read and write and put his signature to Marwari bills after reading the amount that is mentioned therein instead of as at present without knowing what the bill contains. I cannot understand how it would be dangerous for these illiterate people if they are prevented from being defrauded by those who buy their produce. I do not understand how it would be dangerous if they kept their accounts and were in touch with the central markets and knew exactly how their prices compared to the prices in the central markets. Well, Sir, I cannot understand how it would be dangerous if they could read the leaflets that have been mentioned by my Hon'ble friend Mr. Mudholkar, showing the results of the experiments obtained at enormous expense to the Government of India. They could see the fares mentioned on the railway tickets and thus make it unnecessary for the railways to employ special Jamadars, as is now the case, to prevent the people from being defrauded by the Railway-servants. And above all, Sir, I cannot understand how it would be dangerous, if they got the benefit of the newspapers now-a-days published for their benefit at great expense from the Public Exchequer."*

સારાંશ—જે જ્ઞાન અનેક રીતે કાર્યસાધક નીવડેછે તેને ભયંકર કેમ ગણવામાં આવેછે તે હું સમજી શકતો નથી. દસ્તાવેજ ઉપર હમણા વાંચ્યા વગર ગામડીઆ સહી કરેછે તેને બદલે મારવાડીના કે શાહુકારના ચોપડામાં રકમનો આંકડો વાંચીને સહી કરવાનું એ શિક્ષણ એમને શીખવશે; એ શિક્ષણથી તેમને મોટા શહેરના બજારભાવની ખબર પડશે અને પોતાની ખેતીની પેદાશ વેંચતાં તે ઓછા છેતરાશે; સરકારે જુદે જુદે સ્થળે ખેતીના અખતરા કર્યા હોયછે તેની વિગતો ચોપાનીઆમાં છપાવી સરકાર ચોતરફ ફેલાવે છે તે હકીકત એ ખેડુતો આ શિક્ષણથી વાંચી શકશે; રેલ્વેની ટિકીટમાં ભાડાના દર લખ્યા હોયછે તે તેઓ વાંચી શકશે; અને

* The last remark was evidently in reference to the policy, which then prevailed, of Government subsidy to selected newspapers.

છેવટે આનાદ રીતે કટાક્ષ કરતાં વક્રોક્તિમાં એમણે કહ્યું કે હમણા સર કારી તીજોરીમાથી નાણાની મદદ મેળવી જે વર્તમાનપત્રો લોકોના ભલાં માટે છપાય છે તે વર્તમાનપત્રો પણ તેઓ વાંચી શકશે અને સરકારની તીજોરીના પૈસા લેખે લાગ્યા ગણાશે

તા ૨૭-૨-૧૯૧૨ ના રોજ ઑ મી. ગોખલે તરફથી ઠરાવ લાવવામા આવ્યો હતો કે ઇલાકાના દરેક જિલ્લામાં એક લોકલ સલાહકારક મંડળ નીમવુ, જિલ્લાને લગતી ઉપયોગી સૂચના અને સલાહ સરકારને આપવાનું કામ આ મંડળ કરે આ ઠરાવને સર વિઠ્ઠલદાસે ઉત્સાહપૂર્વક અનુમોદન આપ્યુ હતુ તેમણે એવા મંડળની જરૂરીઆત બતાવતાં કહ્યું હતુ કે—

"I will put before the Council only one aspect of this question, which I consider, very important, viz, the advantages which our villagers and people in the district will gain in actual practice by the creation of this advisory council I was touring about for some months in the Deccan in connection with my work of Co-operative Societies and what I found there was that whenever the villagers have any grievance whether about the police, about their land about irrigation and so on they have to go to the Shirestadar, to the head-clerks, to the Karkuns, and all these underlings, they were practically in the hands of such people who took full advantage of their ignorance"

(૨) રેલ્વેના નવા ફાંટા ઉઘાડવામાં રેલ્વે કમ્પનીઓની વચ્ચે માથું ન મારવાના સિદ્ધાન્તની હદ કેટલે સુધી હોઇ શકે.

(૩) સરકારની પસન્દગીથી કે જુદાં જુદાં મથકના શિષ્ટ મંડળોની ચુંટણીથી મેળવેલા વેપારી વર્ગના પ્રતિનિધિને રેલ્વે બોર્ડમાં સ્થાન આપવાનું ઇચ્છવા જોગ છે કે કેમ.

આ ઠરાવની તરફેણમાં તેમણે બહુ વિસ્તાર પૂર્વક ભાષણ કર્યું હતું. તેમનું ખાસ કહેવું એ હતું કે રેલ્વેના નોરના (નુર) દર નક્કી કરતી વખતે અને નવી લાઇન ઊભી કરતી વખતે રેલ્વે કમ્પનીઓએ માત્ર વધારે નફો કેમ થશે તેનોજ વિચાર કરવો ન જોઇએ પરન્તુ દેશના ઉદ્યોગને, હુન્નરને, વેપારને શું લાભ કરતા થઇ પડશે તેનો પણ વિચાર કમ્પનીએ કરવો જોઇએ. દેશનો વિકાસ અને દેશની વૃદ્ધિપરત્વે રેલ્વે ચલાવનારાનું અમુક કર્તવ્ય અને જવાબદારી હોવી જોઇએ* રેલ્વે વાસ્તે હિન્દુસ્તાન નથી પણ હિન્દુસ્તાન વાસ્તે રેલ્વે છે. એ વાત બરાબર અમલમાં મૂકાવી જોઇએ.

ઠરાવના બીજા ભાગ વિષે બોલતાં તેમણે જણાવ્યું હતું કે લોકોના ભલાંની દૃષ્ટિએ જ્યારે કોઇ નવી લાઇન કાઢવાની હોય છે ત્યારે જે રેલ્વે કમ્પનીનો સ્વાર્થ જળવાતો નથી તે વચ્ચે વાંધા ઉઠાવે છે. દાખલા તરીકે રાણપુરથી ધોળકા સુધી નવો ફાંટો કાઢવાથી કાઠીઆવાડમાંના ભાવનગરથી અમદાવાદ સુધીનું અન્તર ઓછું થઇ જાય છે. લોકોને એ રીતે લાભ થાયછે. ભાવનગર રાજ્ય અને કિલિક નિકસન કમ્પની મળી તે ફાંટો બાંધવા ઇચ્છે છે; છતાં બી. બી. સી. આઇ. કમ્પની વાંધો ઉઠાવે છે. કારણ કે એ ફાંટો શરૂ થવાથી તે કમ્પનીનો કેટલોક નફો બીજી દિશાએ વળી જવાનો સમ્ભવ રહે. આ રીતે વેપારની સવડ પહેલી લક્ષમાં લેવી જોઇએ અને રેલ્વે કમ્પનીના નફાની દૃષ્ટિ ગૌણ રાખવી જોઇએ.

ત્રીજા ભાગ વિષે એમણે એટલુંજ કહ્યું હતું કે રેલ્વે બોર્ડમાં જે વેપારીઓના પ્રતિનિધિને નિષ્ણાત તરીકે રાખવામાં આવે તો રેલ્વે બોર્ડપાસે ઘણી અગત્યની સૂચનાઓ તે રજુ કરી શકે અને બોર્ડના સભ્યોની મહેનતનો મોટો બચાવ એ રીતે થાય, તેમજ દેશના વેપારના વિકાસની નજરે જે થવા જેવું હોય તે સદા બોર્ડ આગળ રજુ થતું રહે.

આ ઠરાવ ઉપર બહુ રસભરી ચર્ચા બીજા સભ્યો તરફથી થઇ હતી. તેમને સર વિઠ્ઠલદાસે વળતો ઉત્તર પણ બહુ સ્પષ્ટ ખુલાસાથી આપ્યો હતો. છેવટે હિન્દુસ્તાનમાં રાજ્યકારી બાબતોમાં સામાન્ય રીતે બનેછે

* આ સમ્બન્ધી ૧૯મા પ્રકરણના પરિશિષ્ટમાં છાપેલું ભાષણ જુઓ.

તેમ એ ઠરાવપર મત લેવાતાં તે ઉડી ગયો હતો. એક સૈય્યદ અલિ ઇમામ સિવાય બધા દેશી સભાસદોએ સર વિઠ્ઠલદાસના ઠરાવની તરફેણમાં મત આપ્યા હતા.

તા. ૧-૩-૧૨ ના રોજ ઑ. મી. ક્લાર્ક તરફથી ઠરાવ રજુ થયો હતો કે ધોળા અને પીળા ફૉસ્ફરસથી બનતી દીવાસળીઓના કારખાના ઊભાં કરવાની, એવી દીવાસળી આયાત કરવાની, અને વેંચવાની મનાઈ કરવાના કાયદા ઉપર વિચાર કરવો.

આ વિચાર તે વખતે મૂળતવી રાખવા માટે સર વિઠ્ઠલદાસે સુધારો મૂક્યો હતો અને હિન્દ જેવા ગરીબ દેશમાં સેફ્ટી મૅચીસની ટેવ લોકોમાં પડતાં કેટલો વખત લાગશે અને કેટલી અડચણ ઊભી થશે તેનો ખ્યાલ સભાને આપ્યો હતો. જે પરથી એ ઠરાવ મૂળતવી રાખવામાં આવ્યો હતો.

તે પછી તેજ બેઠકમાં તા. ૪ થી માર્ચના રોજ ઑ. મી. ગોખલે તરફથી ઠરાવ લાવવામાં આવ્યો હતો કે હિન્દુસ્તાનમાંથી ગરીબ મજુરોને રંગરૂટ તરીકે કરાર લખાવી પરદેશમાં ( બ્રિટિશ સંસ્થાનોમાં ) લઇ જવામાં આવેછે તે અટકાવવા સારૂ સરકારે યોગ્ય પગલાં લેવાં.

એ ઠરાવને સર વિઠ્ઠલદાસે અનુમોદન આપ્યું હતું અને ઘણું ચમકદાર ભાષણ તે વખતે તેમણે કર્યું હતુ. હિન્દી મજુરોની સ્થિતિ અને લાયકાત માટે સાચો અભિપ્રાય આપવાનો એમનો ખાસ અધિકાર હતો એમ તેમણે જણાવ્યું હતું; કારણ કે " લેબર કમિશન" ના સભ્ય તરીકે તેમણે આખા હિંદુસ્તાનમાં પ્રવાસ કરી ઘણાં ખરાં કારખાનાં જોયાં હતાં. એ મજુરોની સ્થિતિ હિન્દના કારખાનામાં સામાન્ય રીતે સારી છે એમ કમિશને જાહેર કર્યું હતુ, તો પણ હિન્દી સરકારે તેમની દયા ખાઈ કામ કરવાના કલાક ઓછા કરવાનો કાયદો ઘડ્યો છે. તેજ હિન્દી મજુરોને ગુલામગીરીના બન્ધનમાં પડતાં અટકાવવા સરકાર કેમ કંઇ પગલાં ભરતી નથી તે તેમને સમજાતું નથી. વળી અફીણની બદીથી ચીન જેવી પરદેશી પ્રજાને નુકસાન થાય છે માટે તેમને તે નુકસાનમાંથી બચાવવા સારૂ હિન્દી સરકાર લગભગ ૭ થી ૧૦ કરોડ રૂપીઆનું મહેસૂલ જતું કરવા તત્પર થઇ છે. એવડો મોટો સ્વાર્થત્યાગ જો પરદેશી પ્રજા માટે હિન્દ કરવા તત્પર થયું છે તો દેશી ભાઇઓને કદાચ ઘર બેઠાં રોટલો આપવો પાલે તો હિન્દ ખુશીથી આપી શકશે પણ ગુલામ તરીકે પોતાના બાંધવોને પરદેશી મુકીદારોના ફન્દામાં ફસાયેલા જોવાનું તે કદિ ઇચ્છશે નહિ.

"When we find nations all over the world pointing out a finger to India as the only country in the world where this

practical slavery of their men is tolerated, it boils our blood, if I may be permitted to use the sentence."

મી. ગોખલેનો આ ઠરાવ મંજુર રહ્યો નહોતો. તેવી રીતે તા. ૧૮ મી માર્ચના રોજ ઑ. મી. ગોખલેના ફરજીઆત કેળવણીના કાયદાને સીલેક્ટ કમિટીમાં મોકલવાના ઠરાવને સર વિઠ્ઠલદાસે મજબૂત ટેકો આપ્યો હતો; પરન્તુ તે ઠરાવ પણ મંજુર રહ્યો નહોતો.

તા. ૨૫ માર્ચ ૧૯૧૨ ના રોજ વડી ધારાસભામાં બજેટ ઉપર સર વિઠ્ઠલદાસે ભાષણ કરતાં જણાવ્યું હતું કે— નાણા ખાતાના સભાસદે આગલા વરસની બચતનો ઉપયોગ નવા વરસના બજેટમાં જુદાં જુદાં ખાતાને વ્હેંચી આપવાનું ડહાપણ કર્યું છે; પરન્તુ ગયે વરસેજ લોકના સભાસદોએ વિરોધ બતાવ્યો હતો છતાં સરકારે બીનજરુરીઆતે નવા કર નાંખવાનું પસન્દ કર્યું હતું તે વ્યાજબી કર્યું નહોતું, અને આગે લોકોના પ્રતિનિધિઓએ આપેલો અભિપ્રાય સાચો નીવડ્યો છે. ભવિષ્યમાં આ બાબત ઉપરથી બોધ લેવામાં આવે તો ઠીક ગણાશે.

"After all, the views of those who are of the people and move amongst them and have practical experience of the daily life of the country are entitled to receive greater consideration in such matters than was shown on that account."

આગળ જતાં એ ભાષણમાં તેમણે ખાસ ફરીઆદ એ કરી હતી કે આયપત વેરાનું ધોરણ નક્કી કરવા સારુ કારખાનાની કીમત, મૂડી, કમાણી વગેરે નક્કી કરવામાં જે રીત સ્વીકારવામાં આવી છે તે જુદા જુદા ઇલાકામાં જુદી જુદી હોવાથી મુમ્બઈ ઇલાકાના કારખાનાના માલિકને બહુ સહન કરવું પડેછે. માટે એકસહ ધોરણ રાખવાની તજવીજ હિન્દી સરકારે કરવી જોઇએ. સરકારને મિલમાલિકના મંડળ તરફથી આ બાબતની અરજ કરવામાં આવેછે ત્યારે જવાબ મળેછે કે ઇલાકા ઇલાકાના સંજોગ જુદા હોવાથી એકસહ ધોરણ આયપત વેરા સમ્બન્ધી ઘડવાનું સરકારને વ્યાજબી લાગતું નથી. આ જવાબ વ્યાજબી ગણાય નહિ. કદિ બધી જાતના કારખાનાં માટે એકસહ ધોરણ ન ઠરાવી શકાય તો નીદાન વણાટના કારખાનાં માટે તો થવુ જોઇએ. કલકત્તાની અને મુમ્બઇની જુદી જુદી રીતની સરખામણી કરી, દાખલાઓ આપી છેવટે તેમણે સરકારને ખાતરી કરી આપી કે ચાલતી રીત ઘણી અન્યાય ભરેલી હતી.

"My Lord, I hope, I have clearly proved to this council that the present practice is most unjust to the factory-owners of

certain provinces, in as much as it hands them over, in the absence of a definite Imperial Policy, to the mercy of assessing officers."

વળી ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૧૨ ના રોજ મિલમાલિકના મંડળે હિન્દી સરકારને એ સમ્બન્ધી અરજ કરી હતી. તેનો જવાબ તા. ૧૨ મી માર્ચે મળ્યો છે કે મંડળે પ્રાન્તિક સરકારને અરજ કરવી. હું આ ખાતાના સરકારી સભાસદને પૂછું છું કે સમસ્ત હિન્દને લાગુ પાડવાના કાયદાનું એક સહ ધોરણ બાંધવાનું કામ પ્રાન્તિક સરકાર કેવી રીતે કરી શકે ?"

ત્યાર પછી ઑગસ્ટ માસની ૫ મી તારિખે (ઇ. સ. ૧૯૦૭ નો) રાજદ્રોહી સભાબન્ધીનો કાયદો ચાલુ રાખવા માટે આવેલા ઠરાવની વિરુદ્ધ સર વિઠ્ઠલદાસે નાનું સરખું ભાષણ કર્યું હતું અને સરકારની ન્યાયવૃત્તિ તરફ કારણ વગર ઉશ્કેરણી કરાવે તેવા કાયદાને ચાલુ ન રાખવાના ડહાપણ તરફ દોરવા તેમણે યત્ન કર્યો હતો.

એજ વરસના સપ્ટેમ્બર માસની ૧૮ મી તારિખે સર રેઈનાલ્ડ ક્રૅડૉકે Extraditon Bill બ્રિટિશ રાજ્યમાંથી દેશી રાજ્યમાં એકમેકના ગુન્હેગારને સોંપવા બદલ અને એકમેકના હુકમનામાની અમલબજાવણી સમ્બન્ધી કાયદો રજુ કર્યો હતો. તે તરત મંજુર થઇ જાય તો મુમ્બઇમાં અને અન્ય મોટાં શહેરોમાં ઘણી અડચણ પડે તેવું હતું માટે સર વિઠ્ઠલદાસે એ ઠરાવ ઉપર એવો સુધારો મૂક્યો હતો કે આ કાયદો ચર્ચાસ્પદ હોવાથી દીલ્હીની બેઠક ભરાતાં સુધી તેની વિચારણા મુલતવી રાખવી અને તે પછી એ કાયદો "સીલેક્ટ કમિટી" પર મોકલવાનું કરવું— એ સુધારો પસાર કરાવવા એમણે બહુજ વ્યવહાર દલીલો રજુ કરી હતી; કેટલાક અગત્યના કાયદાના કેસો ટાંકી બતાવ્યા હતા; અને મોટાં શહેરોના શ્રીમન્ત માણસો આ કાયદાથી દેશી રાજ્યોની અનિશ્ચિત રાજ્યનીતિના ભોગ કેવા બની જશે તેનો ચિતાર આપ્યો હતો.

"The proposed amendment means simply this: that a man of respectable position and perhaps, engaged in a large and long-standing business in the Presidency town can, practically on mere suspicion, be arrested and handed over to the tender mercies of a Native State without any chance of vindicating himself. I wish, My Lord, to speak with all respect of the Native States I am one of those who believe, that the Native States of India play a very important part in our political system, and I am proud to say that I know several chiefs of Native States, who, for enlightenment and for high character,

can compare with the most eminent statesmen of any country in the world. But My Lord, we all know that there are Native States and Native States."

સર વિઠ્ઠલદાસની હકીકત એટલી બધી સચોટ જણાઈ હતી કે તેમનો એ સુધારો વડી ધારાસભાએ મંજુર રાખ્યો હતો.

ઇ. સ. ૧૯૧૨ માં ઇમ્પારીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં ( Gold Standard Reserve ) અનામત સોનાનો મોટો ભાગ હિન્દુસ્તાનમાં રાખવા સમ્બન્ધી અને હિન્દુસ્તાનની ટંકશાળમાં સોનાના સીક્કા લોકોને પાડી આપવાની છૂટ આપવા સમ્બન્ધી તેમણે ઠરાવો રજુ કર્યા હતા. તેના ઉપર અર્થશાસ્ત્રના અટપટા સિદ્ધાન્તોને અનુસરતી દલીલોવાળાં લામ્બાં ભાષણ તેમણે કર્યાં હતાં. એ ભાષણોના મુદ્દાનો સ્પર્શ ( currency ) ચલણ વિષેના એમના વિચારો જણાવતી વેળા કરી લેવામાં આવશે.

વડી ધારાસભાના કામ માટે જ્યારે સર વિઠ્ઠલદાસ કલકત્તા જતા હતા ત્યારે ત્યાં સ્વતન્ત્ર બંગલાની–મકાનની–ગોઠવણ તેઓ પોતા માટે રાખતા હતા. ઘણી વાર એમની સાથે લેડી પ્રેમકુંવર પણ જતાં હતાં. સર વિઠ્ઠલદાસના સસરાનો વેપારધન્ધો તે સમયે કલકત્તામાં સારો ચાલતો હતો, એટલે લેડી પ્રેમકુંવરને કલકત્તા જવામાં ખેંચાણ આકર્ષણ રહેતું. પતિને પ્રવાસમાં સાથ આપવાની દષ્ટિથી તેમજ કલકત્તામાં પિતાની મુલાકાત થશે એવા વિચારથી એઓ સર વિઠ્ઠલદાસની સાથે કલકત્તા જતાં હતાં સર વિઠ્ઠલદાસનો પોતાનો સ્વભાવ પ્રેમાળ હતો અને તેથી જ્યારે જ્યારે અનુકૂળતા હોય ત્યારે પોતાના પત્નીને તે સાથે રાખીનેજ પ્રવાસ કરતા હતા. વળી એ પણ ખરૂં કે લેડી પ્રેમકુવરની તબીયત એ અરસામાં નરમ રહેતી હતી.

અખિલ ભારતવર્ષીય ઔદ્યોગિક પરિષદની બેઠક કલકત્તામાં ૧૯૦૫માં થઈ હતી ત્યારથી કલકત્તાના આગેવાન શહેરીઓ સાથે સર વિઠ્ઠલદાસનો પરિચય બન્ધાયો હતો. વડી ધારાસભાની બેઠકમા જવા આવવાના પ્રસંગથી એ પરિચય ઘાટો બન્યો હતો અને કેટલાક નવા પરિચય પણ થયા હતા. દેશબન્ધુ સી. આર. દાસ સાથે સારો પરિચય એમણે સાધ્યો હતો. તે વખતે વકીલાતની મોટી કમાઈ કરનારામાં દેશબન્ધુ દાસની ગણતરી થતી હતી સ્વદેશપ્રેમથી પ્રેરાઈને દેશહિતની દષ્ટિએ જે હુન્નર ઉદ્યોગનુ કારખાનુ કલકત્તામાં ચાલી શકે તેવુ હોય તેની પાછળ નાણા ખર્ચવા દેશબન્ધુ તત્પર હતા. સર વિઠ્ઠલદાસની સલાહ એ બન્ધુ હુન્નરના કારખાના બાબત કે સ્વદેશી બૅન્કિંગ બાબત લેતા હતા.

વડી ધારાસભાના વ્યાસંગથી સર વિઠ્ઠલદાસને હિન્દના અનેક લોકનેતા સાથે મેળાપ થયો હતો તેમાં ખાસ કરીને ઑ. ની. જી. કે. ગોખલે

સાથે અને ઑ. મી. પંડિત મદનમોહન માલવીઆ સાથે સવિશેષ સમ્બન્ધ બન્ધાયો હતો. મી. ગોખલેની રાજદ્વારી ઉદાત્ત ભાવનાથી સર વિઠ્ઠલદાસનો રાજકીય વ્યવહાર દૃષ્ટિ જરા વિશાળ બની હતી; અને સર પીરોજશાહના અનુભવથી તેમને રાજતન્ત્રની લડતમાં જોડાયેલા મહાપુરુષો વિષે જે આંકડો કે જરા ઉતરતો અભિપ્રાય બન્ધાયો હતો તે પંડિત માલવીયાજીના સહવાસથી અને મી ગોખલે સાથેના નિકટ વાર્તાલાપથી ભુંસાઇ ગયો હતો મી. ગોખલેની " સર્વ્હન્ટ ઑફ ઇન્ડીઆ સોસાઇટી "—હિન્દસેવક સમાજના વિકાસના કાર્યમાં સર વિઠ્ઠલદાસે ખરા જીગરપૂર્વક રસ લીધો હતો. મુમ્બઇમાં હિન્દસેવક સમાજનું જે મકાન સૅન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલુ છે તે ઊભું કરાવવામાં ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ પાસેથી જમીન મેળવવાના કાર્યથી માંડીને મકાનનો છેલ્લો મજલો બન્ધાતાં સુધીના કામમાં—સર વિઠ્ઠલદાસે બહુ કાળજી ભરેલી મદદ આપી છે, અને અપાવરાવી છે. ઇ. સ. ૧૯૧૧ ના ડિસેમ્બર માસના પહેલા ભાગમાં શહેનશાહ પંચમ જ્યૉર્જ એમના મહારાણી સાથે દીલ્હીમાં પધાર્યા હતા અને ત્યાં રાજ્યારોહણનો દરબાર ભરાયો હતો તે પ્રસંગે હાજર રહેવાનું સર વિઠ્ઠલદાસને ખાસ આમન્ત્રણ મળ્યું હતુ. ઑ. મી. ગોખલે અને સર વિઠ્ઠલદાસ બન્ને મુમ્બઇથી સાથેજ દીલ્હી ગયા હતા, અને ત્યાં ઘણા ખરા સમારમ્ભમાં બન્ને સાથેજ હતા. મી. ગોખલેની સાથે ઇંગ્લાંડમાં ૧૯૧૩ માં કમિશન પાસે ( Royal Commission on Indian Finance and Currency ) પોતાના અભિપ્રાય આપવા સર વિઠ્ઠલદાસ જવાના હતા; પરન્તુ જ્ઞાતિમતને કોરે મારીને વિલાયત જવાની હીંમત બતાવવાની જરૂર એમને તે કાળે લાગી નહોતી જો મી ગોખલેની સાથે ઇંગ્લાંડના પ્રવાસનો લાભ સર વિઠ્ઠલદાસે લીધો હોત તો એમની ઔદ્યોગિક કારકીર્દિનું શુ થાત તે કહેવાય નહિ પરન્તુ એમની રાજકીય કારકીર્દિનુ સ્વરુપ તો જરૂર બદલાયું હોત .

ઑ પંડિત મદનમોહન માલવીઆ સાથેના પરિચયથી, હિન્દુ યુનિવર્સિટીનું ઘડતર જ્યારે* વિચાર સૃષ્ટિમાં ચાલી રહ્યુ હતું ત્યારે સર વિઠ્ઠલદાસ

---

* 12th Hamam Street Fort–Bombay.
23rd February 1911.

My dear Mr Malaviya,

I have read with interest the revised proof of the Memorandum of Association of the proposed Hindu University which you kindly sent to me with your letter of the 17th inst We shall discuss this when we meet in Calcutta the next month

Your Sincerely,
(Sd) VITHALDAS D THACKERSEY.

પણ એ મહાપુરુષ સાથે એ મહાન સંસ્થા વિષે પોતાના અભિપ્રાય દર્શાવતા હતા, એ યુનિવર્સિટીની પ્રારમ્ભની મેનેજીંગ બોર્ડમાં એમને રાખવામાં આવ્યા હતા અને પ્રત્યેક વિચારણામાં પંડિત માલવીઆ એમની હાજરીની ખાસ અપેક્ષા રાખતા હતા. ડૉ. એની બીસાન્ટની બનારસ સેન્ટ્રલ હિન્દુ કૉલેજને હિન્દુ યુનિવર્સિટી સાથે મેળવી દેવાનો જે કરાર પંડિત માલવીઆજીએ ડૉ. બીસાન્ટ સાથે કરવા ધાર્યો હતો તેની એક પ્રત સર વિઠ્ઠલદાસને મોકલવામાં આવી હતી અને તે વિષે એમની સલાહ પૂછવામાં આવી હતી.

સર વિઠ્ઠલદાસની ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલની કામગીરી ઇ. સ. ૧૯૧૨ માં પણ ચાલુ રહી હતી; તે વરસે એમને મુમ્બઇ ઇલાકાની ધારાસભામાંથી બીજીવાર વડી ધારાસભામાં મોકલવામાં આવ્યા હતા. એ વરસમાં એમના ધર્મપત્ની લેડી પ્રેમકુંવરની તબીયત વિશેષ બગડતી જતી હતી. જાહેર કામોના દબાણ સર વિઠ્ઠલદાસ ઉપર અનેક દિશાએથી આવ્યા કરતાં હતાં; પરન્તુ પોતાના પત્નીની માંદગીની સારવાર કાળજીપૂર્વક થાય તેટલા સારૂ અનેક આમન્ત્રણોનો એઓને અસ્વીકાર કરવો પડતો, બહાર ગામ જવાના અનેક કાર્યક્રમ એઓ રદ કરતા હતા. મુમ્બઇના બાહોશ ડૉક્ટરોની સારી સારવાર પોતાના પત્નીને મળે તેવી તેમણે કાળજી રાખી હતી; પરન્તુ રોગ વિશેષ ઉંડો ઉતરી ગયો હતો, તેથી ચાંપતા ઇલાજો એમણે લીધા છતાં ઇ. સ. ૧૯૧૨ ના ડિસેમ્બર માસની ૫ મી તારિખે કાર્તક વદ ૧૨ ના રોજ લેડી પ્રેમકુંવરે આ જગત છોડી દીધું. એમના સ્વર્ગવાસથી સર વિઠ્ઠલદાસને ઘણોજ આઘાત થાય તે સ્વાભાવિક છે. લેડી પ્રેમકુંવરની બિમારી દરમ્યાન એમનું ચિત્ત કેટલું બધું અસ્વસ્થ રહેતું હશે તે તા. ૨૫-૧૧-૧૨ ના રોજ ભાવનગરથી ત્યાંના દીવાન સર પ્રભાશંકર પટ્ટણીએ લખેલા કાગળના શબ્દોપરથી સમજી શકાય છે. એમણે તે પત્રમાં લખ્યું હતું કે—

"I am sorry to learn from your letter of the 23rd inst. that Lady Vithaldas's health continues to give you anxiety and that you will therefore not be able to give us the pleasure of your company on the occasion of the Princess' Marriage."

એમના નિકટના મિત્ર મ્હૈસુર સ્ટેટના દીવાન સર વિશ્વેશ્વરય્યાને પણ પોતાના પત્નીની બીમારીના ખબર એમણે એક પત્રમાં લખ્યા હતા તેમાં પણ તેમના હૃદયનો ખેદ આપણે જોઇ શકીએ છીએ. એ કાગળ તા. ૨૭ નવેમ્બર ૧૯૧૨ ના રોજ લખાયો હતો. તેમાં સર વિઠ્ઠલદાસ લખે છે કે—

"Many thanks for your kind letter of the 24th inst. and for the kind enquiry about Lady Vithaldas's health. She continues to be weak without any improvement, and we are doing all we can in the direction of expert medical help.

લેડી પ્રેમકુંવરની શરીરસમ્પત્તિ ઘણી સારી રહેતી નહોતી તો પણ આર્ય કુટુમ્બના આદર્શ પ્રમાણે એમણે પોતાના ધર્મપત્ની પ્રત્યે પ્રેમ અને મમતા હૃદયપૂર્વક વિકસાવ્યાં હતાં; અને એમના બુદ્ધિવિકાસ માટે, શારીરિક સ્વાસ્થ્ય માટે અને માનસિક મનોરથો માટે સર વિઠ્ઠલદાસે જે જે અનુકૂળતા આપી હતી તે અનેક રીતે અનુકરણીય હતી. એમના જીવનના સ્મરણ તરીકે અને એમના આત્મકલ્યાણ તરીકે પૂના સેવાસદનની માર- ફત દક્ષિણમાં સતારા ગામમાં સ્ત્રીઓની સેવાના કાર્ય કરવાનું મથક સર વિઠ્ઠલદાસે ઉઘડાવ્યું છે. એ કામ વાસ્તે ઘટતી સખાવત એમણે પૂના સેવા- સદનને આપી છે.

એમના પત્નીની પ્રકૃતિ બિમાર હતી તેજ અરસામાં દીલ્હી શહેરમાં રાજ્યધાની સ્થાપવાનું મુહૂર્ત કરવાની તૈયારી લૉર્ડ હાર્ડિંજ કરી રહ્યા હતા મોટો ઉત્સવ તે સમયે ઉજવવાનો હતો અને બહુ દબદબાથી વાઇસરૉયની સ્વારી દીલ્હીમાં પ્રવેશ કરવાની હતી. એ ઇતિહાસ ઘડનારા પ્રસંગે અનેક મહાન પરોણાઓને સરકાર તરફથી નોતરવામાં આવવાના હતા. તેમાં સર વિઠ્ઠલદાસનો પણ સરકારે સમાવેશ કર્યો હતો. સર વિઠ્ઠલદાસને ઈ. સ. ૧૯૧૨ ના ઑક્ટોબર માસના ૧૧ મી તારિખે નીચેનો તાર સર- કાર તરફથી સીમલા મુકામેથી મળ્યો હતો.

Number 2255 It is the intention of Government to invite you as a guest to Delhi StateEntry on 23rd December. Formal invitation will follow but in order to facilitate arrangements kindly wire if you propose to attend. "HOME"

એ આમન્ત્રણનો તેમણે ઉપકાર સાથે સ્વીકાર કર્યો હતો; જે ઉપરથી તેમને રીતસરનું આમન્ત્રણ હોમ મેમ્બરની સહીથી સીમલા કચેરીએથી એજ માસની આખરે આપવામાં આવ્યું હતું.

હિન્દુસ્તાનની સરકારના મેમાન થવાનું આ માનવન્તુ આમન્ત્રણ સ્વીકાર્યા પછી એમના પત્નીએ ડિસેમ્બર માસની ૫ મી તારિખે દેહ છોડી હતી. પન્દરેક દહાડા શોકમાં ગાળી સંસારના સમજુ જનો જેમ કરેછે તેમ તેઓ કર્તવ્ય તરફ ઢળ્યા અને દીલ્હી દરબારમાં હાજરી આપવા તેઓ ..ા. ત્યાં સરકાર તરફથી " હોટેલ સેસીલ " માં તેમના માટે ઉતારાની બાદશાહી સવડ રાખવામાં આવી હતી.

તા. ૨૩ મી ડિસેમ્બરના રોજ શહેનશાહના પ્રતિનિધિ વાઇસરૉયનો જાહેર પ્રવેશ દીલ્હીમાં થવાનો હતો. તે જાહેર પ્રવેશનો કાર્યક્રમ નીચે મુજબ પ્રકટ થયો હતો.

ડિસેમ્બર માસની ૨૩ મી તારિખે દીલ્હીમાં ભવ્ય સ્વારી બાદશાહી ઠાઠથી નીકળી હતી; લોકોની મેદની એ ઇતિહાસ સર્જક સ્વારી જોવા રસ્તા ઉપર જામી હતી. લૉર્ડ હાર્ડિંજ અને લેડી હાર્ડિંજ હાથી ઉપર સોનાની અમ્બાડીમાં બેઠાં હતાં

આગળ પાછળ લસ્કર, સ્વારો, તોપખાના, વાજીન્ત્રો વગેરેનો ઠાઠ ચાલી રહ્યો હતો. એવામાં કોઇને ન ખબર પડે તેવી રીતે એ ભવ્ય સુશોભિત હાથી ઉપરની બાદશાહી અમ્બાડી ઉપર કડકડતો બૉમ્બ અથડાયો, જબરા અવાજની સાથે તે ફાટયો અમ્બાડીના ટોપ અને સ્તમ્ભો ભાગ્યા મ્હાવતને ઈજા થઈ. લૉર્ડ હાર્ડિંજ અને લેડી હાર્ડિંજને પણ કાનમાં તમ્મર આવી, સેકન્ડો સુધી દિંગ્મૂઢ જેવાં બની ગયાં તરતજ ધીરજ અને શાન્તી એમની પડખે આવી પહોંચ્યાં જાણે કંઈ નથી બન્યું એમ સ્વારી દીલ્હીના મોગલોએ બન્ધાવેલા બાદશાહી કીલ્લામાં દાખલ થઈ ગઈ.

સર વિઠ્ઠલદાસ વાઇસરૉયની કાઉન્સિલના પ્રજાકીય સભ્યોના મંડળમાંના એક હતા. એ મંડળ તરફથી દીવાન-ઈ-આમમાં આ શુભ પ્રસંગની ખુશાલીમાં નામદાર ગવ્હર્નર જનરલને અભિનન્દનનું માનપત્ર આપવાનું હતું તે વાંચવામાં આવ્યું.

ઈ. સ. ૧૯૧૨ ના ડિસેમ્બર માસમાં વડી ધારાસભામાં નવા સભ્યો મોકલવા સારૂ ઇલાકાની ધારાસભામાં ફરી ચુંટણી થવાની હતી. સર વિઠ્ઠલદાસ એ ચુંટણીમાં ઉમેદવાર તરીકે ઊભા હતા; પરન્તુ એ વખતે એમને નિષ્ફળતા મળી હતી. એટલે એમની ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલની કારકીર્દિ આ રીતે ૧૯૧૨ ના ડિસેમ્બર માસમાં પૂરી થાય છે.

---

## પ્રકરણ ૨૭ મું.



### દામ્પત્ય.

ઇ. સ. ૧૯૧૨ માં લેડી પ્રેમકુંવર ગુજરી ગયાં પછી સર વિઠ્ઠલદાસને પોતાના ભવિષ્યના ગૃહસ્થાશ્રમ માટે વિચારો સ્ફુરવા લાગ્યા. ચાલીસ વરસ પણ પૂરાં થયાં ન હોય ત્યારથી એકલવાયું જીવન ગાળવું એ એમના અનેકદેશીય સ્નેહ અને સમ્બન્ધવાળા વ્યવસાયને અનુકૂળ પડે તેમ નહોતું. સમાજમાં એવા અનેક પ્રસંગો આવે કે જ્યાં એકલા જવાથી જે સત્કાર અને આનન્દ તેઓ મેળવી ન શકે તે સજોડે જવાથી મેળવી શકે. વળી એમના જીવનક્રમની યોજનાના પાયા અને તેના ઉપર ચણેલું ચણતર એટલું વિસ્તીર્ણ હતું કે તેનો ઉપલો ભાગ સર વિઠ્ઠલદાસ અવિવાહિત રહી ટુંકાવી નાંખે તો આખા જીવનની સાર્થકતા, અને ઉપયોગીતા કેટલેક અંશે ઘટી જવા પામે. તેથી અનેક પ્રકારે વિચારો કરી, યોગ્ય મિત્રોની સલાહ લઇ તેમણે ગૃહસ્થાશ્રમી જીવન ચાલુ રાખવાનો નિશ્ચય કર્યો.

તપાસ કરતાં એમને જણાયું હતું કે રાજકોટમાં શેઠ ધારશી પુરષોત્તમના પુત્રી છે, તે એમના ગૃહસ્થાશ્રમના સાથી તરીકે યોગ્ય ગણાશે. એ ઉપરથી વાતચીત ચલાવી તા. ૨૫ મી ડિસેમ્બરે રાજકોટમાં શેઠ ધારશીભાઇની પુત્રી સાથે સર વિઠ્ઠલદાસનું સગપણ થયું.

પછી બીજે મહિને મકરસંક્રાન્ત ગયા પછી ભાઇ માધવજી ભાઇ કુટુમ્બસહ રાજકોટ ગયા (તા. ૧૭–૧–૧૩ ના રોજ) તે સમયે સર વિઠ્ઠલદાસ પણ બે દિવસની ફુરસદ મેળવી રાજકોટ ગયા હતા. એજ સમયે સર વિઠ્ઠલદાસે પોતાનું પ્રેમી હૃદય ઘણી સરસ રીતે વ્યક્ત કર્યું હતું. એમના નવાં પત્નીનું નામ કયું રાખવું તેનો વિચાર સૌ કરતા હતા. તેમને સર વિઠ્ઠલદાસે "પ્રેમલીલા" નામ સૂચવ્યું હતું. એ નામથી એમને એમના સ્વર્ગસ્થ પ્રેમાળ ધર્મપત્ની પ્રેમકુંવરનું અને લીલાબાઇનું મધુરું સ્મરણ સદા થતું રહે એ ઉદ્દેશ નામની પસન્દગીમાં ઘણી નાજુકાઇથી સર વિઠ્ઠલદાસે રાખ્યો હતો.

રાજકોટમાં બે દિવસ એઓ રહ્યા તે દરમ્યાન ટુંકી મુલાકાત એમણે એમના ભવિષ્યના પત્નીની લીધી હતી.

ત્યાર પછી રાજકોટથી મુમ્બઇ જતાં તા. ૨૦ મીએ અમદાવાદથી એક સરળ, સાદો પણ સદ્વિચારથી ભરેલો પત્ર તેમણે પોતાના ભવિષ્યના પત્નીને લખ્યો હતો. આખો પત્ર સર વિઠ્ઠલદાસના માનસના પ્રતિબિમ્બ જેવો છે; તે પૈકીના કેટલાંક વાક્યો તો સર્વોપયોગી છે અને સર વિઠ્ઠલદાસની જીવન–ભાવના દર્શાવે તેવાં છે. તેમાંના થોડાંક અહિં ઉતાર્યાં છે,

" હું બીજી આશાઓ તમારી તરફથી રાખું છું; તેને માટે તમે તૈયાર થજો. તમો મારી બધી બાબતમાં સલાહકાર થવા યોગ્ય થજો. મારી જાહેર જીન્દગીમાં તેવા સલાહકાર ગણાને માટે હજુ તમારો *અભ્યાસ વધારવો પડશે. અંગ્રેજીનું જ્ઞાન મેળવવું પડશે. અંગ્રેજી શીખી મડમોમાં વાતો કરી મજા ભોગવવા માટે તે જ્ઞાન મેળવવાનું નથી. તે જ્ઞાન મેળવી, જ્ઞાનની ચોપડીઓ વાંચી, બીજાઓનું કેમ ભલું કરવું, બીજા સુધરેલા દેશોમાં કેમ સ્ત્રીઓ પોતાની જાતિનું ભલું કરેછે, તે વાંચી અત્રે તમારે પણ કરવાનું છે. તેમ જો તમે ભણેલાં હશો તો મી. રાનાડે જેવાની પત્નીએ કેવી રીતે પોતાના ધણીનો બોજો ઉચકી લીધો હતો તેવી રીતે તમો મારો ભાર ઓછો કરી શકશો. ઇશ્વરકૃપાથી બે પૈસે આપણે સુખી છીએ; તો તેનો કેવી રીતે ગરીબોના લાભ માટે ઉપયોગ થઇ શકે તેના વિચારો તમારે કરવા પડશે. આ બાબતમાં તમો ગરીબાઇના ઘરમાં ઉછર્યાછો તો તમો તેઓની ગરજ સારી રીતે જાણોછો. તો તેવા કામમાં તમો સારી સલાહ આપી શકશો.

* * * *

કારણકે હું ઇશ્વરની ઇચ્છા ઉપર ભરોસો રાખવાવાળો માણસ છું.

* * * *

બહાર જવામાં જરા પણ વાંધો નથી. મન પવિત્ર રાખવું અને ખરી શરમ રાખવી. ખોટી રીતે લાજ રાખી ઠેકાણે ઠેકાણે ધક્કા ખાતા જવું તેમા હું શોભા જોતો નથી. તેવે ઠેકાણેથી દૂર રહેવું.

* * * *

હવે તમને એટલું લખવાનું કે ભવિષ્યમાં આપણા જન બન્ધુને દુનિયામા કેમ ઉપયોગી થવું તેનો વિચાર કર્યા રાખજો અને એમજ સમજજો કે ઇશ્વરે તમારો સમ્બન્ધ મારી સાથે દુનિયાના ભલા માટે કર્યો છે. સંસાર સુખ તો છે, તે ક્યાંય પણ ભાગી જતું નથી, "

આ પત્રનો આશય વીસ વરસની વયે ચાર ચોપડી જેટલું પ્રાથમિક શિક્ષણજ લીધું હોય તેવું માણસ સમ્પૂર્ણ રીતે સમજી ન શકે તે સ્વાભાવિક છે. પરન્તુ ઉચ્ચ આદર્શોને તો વખતો વખત પ્રચલિત કરવામાંજ કાર્યસિદ્ધિ રહેલી છે. ભલે મહાન આદર્શ કુમળી વયે સમ્પૂર્ણ રીતે ન સમજાય, પરન્તુ તેની અસર તો અવશ્ય થોડી ઘણી થતી રહેછે. જેમ ક્ષુદ્ર વિચારો બહુ નાની વયે પણ કેટલીક વાર સમજાઈ જાય છે તેમ ઉચ્ચ આદર્શનું પણ સમજવું

* તે વખતે પ્રેમલીલા બેનનો અભ્યાસ ગુજરાતી ચાર ચોપડી જેટલો થયો હતો.

આ પત્રમાં સર વિઠ્ઠલદાસની આશાઓ અને મુરાદો ચોખ્ખી રીતે દષ્ટિગોચર થાય છે. પ્રભુ પ્રત્યેની જવાબદારી યોગ્ય રીતે બજાવવા સારુ મનુષ્ય જીવનના કર્તવ્યો પાર પાડવા માટે યોગ્ય ભાગીદાર મેળવવા સારુ લગ્નની જરૂર એમણે સ્વીકારી હતી. લોકકલ્યાણ માટે પોતાની શક્તિ અને પોતાની દોલતનો ઉપયોગ થાય એવું સર વિઠ્ઠલદાસ ઇચ્છી રહ્યા હતા. એ આ પત્રમાંથી સમજી શકાય છે. સૌથી ઉત્તમ વાત તો એ છે કે સર વિઠ્ઠલદાસ ઈશ્વરેચ્છામાં અનન્ય વિશ્વાસ રાખતા હતા તે આપણે નિસંશય રીતે આ પત્ર પરથી જાણી શકીએ છીએ.

ઇશ્વરેચ્છા બળવાન છે એ વાતની પૂર્ણ પ્રતીતિ એમને થઇ હોય તેમ એમના પ્રત્યેક કાગળમાં એક વાકય તો એવુંજ લખાતું હતું કે— "ઇશ્વરકૃપાથી આજે સુખરૂપ અહિં આવ્યા છીએ" "ઇશ્વરકૃપાથી સૌની તબીયત સારી છે."—

બીજે મહિને તા. ૧૦-૨-૧૯૧૩ વસન્ત પંચમીના રોજ રાજકોટ મુકામે સર વિઠ્ઠલદાસના લગ્ન થયાં. ત્યાંથી તા. ૧૫મીએ એઓ મુમ્બઇ આવ્યા હતા.

મુમ્બઈ આવ્યા પછી સર વિઠ્ઠલદાસે પોતાના આદર્શ પ્રમાણે લેડી પ્રેમલીલાને શિક્ષણ મળતું રહે તેવી યોજના કરી હતી. એમને માટે મીસ ફેવલ નામની યૂરોપીઅન બાનુને રોકવામાં આવી હતી. તે હમેશ અમુક કલાક લેડી પ્રેમલીલા સાથે રહીને અંગ્રેજી ભાષાનું યૂરોપીઅન રીતભાતનું અને બીજું સામાન્ય જ્ઞાન તેમને આપતી હતી. કેટલાક આનન્દ પર્યટનમાં મીસ ફેવલને "કમ્પેનીઅન" અંગત મિત્ર તરીકે સાથે રાખવામાં આવતી હતી. એ બાઇ નાની વયે ઇજિપ્તના યાહુદી મઠમાં રહેતી હતી અને ત્યાં અનેક ભાષાના જ્ઞાનથી તે સમૃદ્ધ થઇ હતી. ત્યાંથી એમના પિતા તેને સમજાવીને મુમ્બઈ લાવ્યા હતા. એમના પિતા મુમ્બઇમાં પોલીસ ખાતામાં નોકરીમાં હતા. મીસ ફેવલના સંસર્ગથી લેડી પ્રેમલીલાને અંગ્રેજી ભાષાનું જ્ઞાન વ્યવહારજોગું થઇ શક્યું હતું. મીસ ફેવલ લલિતકળાના ઉપાસક હતાં, સાહિત્યની મોજ લઇ શકે તેટલી તેમની કલ્પનાશક્તિ ખીલેલી હતી. એ બાઇ લેડી પ્રેમલીલા પાસે ઇ. સ. ૧૯૧૭ સુધી રહ્યાં હતાં.

ઇ. સ. ૧૯૧૮ માં સંગીત શિક્ષક તરીકે પારસી બાઇ બાનુબાઇ ભરૂચાને રાખવામાં આવ્યાં હતાં અને ઈ. સ. ૧૯૨૦માં મુમ્બઇના ગાન્ધર્વ વિદ્યાલયમાં કામ કરતા મી. દાતારને એ કામ માટે રાખવામાં આવ્યા હતા.

તેવાં શિક્ષણ ઉપરાન્ત શારીરિક વ્યાયામની દૃષ્ટિથી અંગ્રેજી ક્લબમાં ચાલતી રમતો ટેનિસ, બૅડમિન્ટન વગેરેનો પરિચય પણ લેડી પ્રેમલીલાને થયો હતો. પૂનામાં ઘોડે બેસવાનું શીખવાની શાળા છે ત્યાં જઇ એઓ ઘોડે બેસવાનું પણ શીખતાં હતાં. સર વિઠ્ઠલદાસે અને લેડી પ્રેમલીલાએ ઘોડાપર બેસી સાથે ફરવા જવાનો નિયમિત ક્રમ રાખ્યો હતો.

ક્લબમાં જવું, મોટાં કુટુમ્બ જનોને ત્યાં જવું, ટીપાર્ટી, ડિનર પાર્ટી ના મેળાવડામાં જવું, સ્નેહી મિત્રો સાથે વાતચીત કરવી, ઘેર આવેલાં બાનુઓ અને ગૃહસ્થોનો સત્કાર કરવો—વગેરે પ્રવૃત્તિમાં લેડી પ્રેમલીલા જુજ સમયમાં રસ લેતાં થઈ ગયાં હતાં.

લગ્ન પછી મુમ્બઈ આવ્યા બાદ સર વિઠ્ઠલદાસ સહકુટુમ્બ પૂના પાસેના સિંહગઢમાં ગયા હતા અને એકાદ અઠવાડીઉ ત્યાં તેમણે ગાળ્યું હતું. ઇ. સ. ૧૯૧૩ નો ઉનાળો–એમણે માથેરાનમાં ગાળ્યો હતો. તેજ વરસમાં સપ્ટેમ્બર માસમાં એમના મિત્ર સર વિશ્વેશ્વરય્યાના આગ્રહ ભરેલાં આમન્ત્રણથી સર વિઠ્ઠલદાસ અને લેડી પ્રેમલીલા તથા એમના શિક્ષક–મિત્ર મીસ કૅવલ બૅન્ગ્લોરને પ્રવાસે ગયાં હતાં. ત્યાં સર વિશ્વેસરય્યાનાજ મેમાન થઇને એઓ રહ્યાં હતાં.

એ વરસમાં નવેમ્બર માસમાં મ્હૈસૂર સ્ટેટના પરોણા તરીકે હિન્દના વાઇસરૉય લૉર્ડ હાર્ડિંજ આવવાના હતા. એમની પરોણાગત રાજ્ય તરફથી સ્વાભાવિક રીતે બહુ ઠાઠથી થાયજ. એ ભવ્ય ઉત્સવમાં ભાગ લેવા બે ત્રણ મોટા દેશી પરોણાને રાજ્ય તરફથી નોતરવામાં આવ્યા હતા. તેમાં ગ્વાલીઅર સ્ટેટના નામદાર સીંધીઆ સરકાર અને સર વિઠ્ઠલદાસ બે જણ મુખ્ય હતા. એ વખતે તા. ૭મીએ મુમ્બાઇથી રવાના થઇ તા. ૧૮ મી નવેમ્બરે તેઓ પાછા આવી ગયા હતા. વાઇસરૉયનો કૅમ્પ મ્હૈસૂરના જંગલમાં હાથી પકડવાની રીત સમજવા માટે નાંખવામાં આવ્યો હતો તે સ્થળે સર વિઠ્ઠલદાસ પણ રાજ્ય પરોણા તરીકે બધા કાર્યક્રમમાં રહ્યા હતા. આ વખતથીજ મ્હૈસૂર રાજ્ય સાથે સર વિઠ્ઠલદાસનો સમ્બન્ધ ગાઢો થતો ગયો હતો તે છેવટ એ રાજ્ય માટે બૅન્કની યોજના તેમણે ઘડી આપી ત્યાં સુધી તે વિકસ્યો હતો.

એજ અરસામાં એમને અખિલ ભારતવર્ષીય ભાટીઆ કૉન્ફરન્સના પ્રેસિડન્ટની પદવી સ્વીકારવાનું કરાંચી–સિંધથી આમન્ત્રણ આવ્યું હતું પરન્તુ તા. ૨૧ મી નવેમ્બરે તેમણે ઉત્તર મોકલ્યો હતો કે કામના ભારને લીધે તેઓ એ પદ સ્વીકારી શકે તેમ નથી. એ સમયે જો એઓ સિન્ધ

તરફ જઇ શક્યા હોત તો એમના જીવનમા હિન્દનો એ ભાગ એકપો જોયા વગરનો રહી ગયો તે જોવાઈ જાત. ત્યાર પછી સ્પીશી બૅન્કની જંજાળ એમના ઉપર આવી હતી તે સમ્બન્ધી કેટલીક હકીકત હવે પછીના પ્રકરણમા દાખલ કરવામા આવી છે

એ વખતે મુમ્બઇમા લૉર્ડ બ્રાસી ગવર્નરના પરોણા તરીકે આનન્દ પર્યટનની દષ્ટિથી નામીની " Sun beam " નામની ઝડપી બોટ ( Yacht ) લઈને આવ્યા હતા એ બોટ જોવાને અનેક માણસો તેની આની સહેલ કરવા જતા હતા તા ૨૧-૧-૧૯૧૪ ના રોજ એ 'સન બીમ ઉપર લૉર્ડ બ્રાસીએ અને લેડી ઇજર્ટને At Home Party નો સમારમ્ભ યોજ્યો હતો તે સમયે જે મોટા પરોણાઓને નોતરવામા આવ્યા હતા તેમા સર વિઠ્ઠલદાસને પણ આમન્ત્રણ હતુ અને તેમણે એ સ્નેહ સમ્મેલનમા ઉલ્લાસ પૂર્વક ભાગ લીધો હતો

ઇ સ ૧૯૧૪ નુ વરસ કમી વરસાદને લીધે દુકાળરૂપ નીવડ્યુ હતુ દેશમા એ આફત બહુ વિકટ બની હતી તેને હળવી કરવા માટે ભોગ જગ્યામા ઘાસ મોકલવાની તજવીજ તેઓ કરી રહ્યા હતા રૈયત પામેની આવા સંજોગમા સસ્તા દરનો લાભ મળી શકે કેમ તેની તપાસ કરી જામનગર ખમ્ભાળીઆ, ઓખામંડળ અને ઈતર વિભાગમા ઢોરોને રાહત મળે તેવી રીતે ઘાસ મોકલવાની તેમણે પેરવી કરી હતી

ઇ સ ૧૯૧૪ ના માર્ચ માસના છેલ્લા ભાગમા ચૈત્ર શુદ ૨ ના રોજ શ્રીનાથદ્વારામા શ્રીજીની છાયા નીચે શેઠ માધવજીના પુત્ર વિજયસેનના ચૌલ કર્મનુ મુહૂર્ત રાખવામાં આવ્યુ હતું તે સમયે સર વિઠ્ઠલદાસ તથા ભાઈ માધવજી સહકુટુમ્બ શ્રીનાથજીની યાત્રાએ ગયા હતા

ત્યાથી આવ્યા પછી એઓ મહાબળેશ્વર ગયા હતા એ અરસામા એપ્રિલ માસની ૩૦ મી તારિખે ઠાકરશી શેઠ નારાયણદાસના પુત્ર ભાઈ અતાસાહેબને મુમ્બઇમા જનોઇ આપવાનો ઉત્સવ હતો એને ચાર પાચ દિવસ પહેલા સર વિઠ્ઠલદાસ મહાબળેશ્વરથી મુમ્બઇ આવી ગયા હતા ભાઈ ગોવિન્દજી તો સર વિઠ્ઠલદાસની સાથે હોયજ મુમ્બઇમા તા ૨૮ મી રાતે બન્ને વચ્ચે એવી વાત થઇ કે બીજે દહાડે ભાઇ અતાસાહેબની જનોઇનુ મુહૂર્ત છે તે શુભ પ્રસંગમા હાજરી આપ્યા પછી તેજ દહાડે મહાબળેશ્વર જવા નીકળવુ આ યોજના નક્કી થવાથી ભાઇ ગોવિન્દજીએ સર વિઠ્ઠલદાસને જણાવ્યુ કે બીજે દહાડે ઘણી તૈયારી કરવાની અને કરાવવાની હોવાથી સવારે દૂધચાહ લેવી વખતે તે આવશે નહિ

ભાઈ ગોવિન્દજીનો બંગલો " દામોદર ભવન " ની પાસેજ આવેલો છે તો ૩૦ મી એપ્રિલના રોજ સવારના આઠ વાગ્યા પછી સર વિઠ્ઠલદાસે ભાઈ ગોવિન્દજીને બોલાવવા માણસ મોકલ્યો, તેજ સમયે એમણે દેવપૂજાનું નિત્યકર્મ સમાપ્ત કર્યું હતું અને રોજના નિયમપ્રમાણે શ્રીશંકરના મન્દિરમાં દર્શન કરવાને તેઓ જતા હતા સૈયાએ આવીને સર વિઠ્ઠલદાસને વરધી આપી કે ગોવિન્દજી શેઠ બહાર નીકળે છે અને દર્શન કરીને આવે છે એમની રાહ જોતા એઓ બેઠા હતા, સા તો ભય અને આશ્ચર્ય ઉપજાવે તેવા ખબર લઈને દોડતો માણસ આવ્યો તેણે જણાવ્યુ કે ગોવિન્દજી શેઠને કોઈ છોકેલા સાધુએ સખત ફટકા માર્યા છે અને એઓ બેશુદ્ધ હાલતમાં છે.

સર વિઠ્ઠલદાસ વ્યગ્ર ચિત્તે ત્યાંથી ચાલતા થયા અને જઈને જુએછે તો ભાઈ ગોવિન્દજીના માથાઉપર સખત ઘા પડેલા હતા, અને દર્શને જવાના પવિત્ર વસ્ત્ર લોહીથી ખરડાયેલાં હતાં તે વખતે ભાઈ ગોવિન્દજી તદન બેશુદ્ધ હતા ડૉકટરોને તાત્કાલિક બોલાવવામા આવ્યા અને ઘટતી સારવાર કરવાની બધી તજવીજ થઈ

' આદર્યું અધવચ્ચ રહે અને હરિ કરે સો હોય "—એ અનુભવોક્તિ ખરી પડી મહાબલેશ્વર જવાનો વિચાર બન્ધ રાખવામા આવ્યો અને ત્યાથી નોકરો વગેરેને મુમ્બાઈ તેડાવી લેવામા આવ્યા

ભાઈ ગોવિન્દજીના જખમ ભયંકર હતા, છતા ડૉકટરોની કાળજીથી અને ઘરની સમ્ભાળપૂર્વક થતી શુશ્રુષાથી ઘા બધા રૂઝાવા લાગ્યા સર વિઠ્ઠલદાસ એમની આ માંદગીને લીધે મુમ્બાઈમાથી ખસ્યા નહિ અનેક સ્નેહી મિત્રોએ ભાઈ ગોવિન્દજીને નડેલા અકસ્માતના સમાચાર છાપાઓમા વાચી સર વિઠ્ઠલદાસને એમની પ્રકૃતિના ખબર પૂછાવવા પત્રો લખ્યા હતા ભાઈ ગોવિન્દજીની પ્રકૃતિ સુધારા પર આવી એટલે સર વિઠ્ઠલદાસ મહાબલેશ્વર ગયા ત્યા થોડા દિવસ રહ્યા કે ફરી તા ૨૪ મી મેના રોજ મુમ્બાઈથી તાર આવ્યો કે ભાઈ ગોવિન્દજીની તબીયત ભય ઉપજાવે તેવી થતી જાય છે એ જાણી એઓ તરતજ મુમ્બાઈ જઈ પહોચ્યા ત્યા બનતા ઉપચારો થતા હતા છતા ભાઈ ગોવિન્દજીની માંદગી દિન પર દિન વિશેષ થતી ચાલી અને છેવટે સંવત ૧૯૭૦ ના વૈશાખ વદ ૧૩ તા ૨૫-૫-૧૪ ના રોજ ભાઈ ગોવિન્દજીના પ્રાણ આ જગતમાથી ઉડી ગયા

એ મિત્રના સ્વર્ગવાસથી સર વિઠ્ઠલદાસને બહુજ આઘાત લાગ્યો હતો. એમના લામ્બા સમયના નિકટના પરિચયથી એમની બન્ને વચ્ચેની

મૈત્રી અનન્ય હતી. એવા મિત્રના વિયોગના દુઃખની કલ્પના વાસ્તવિક રીતે સાચી મિત્રાચારીના અનુભવી જનજ કરી શકે. સર વિઠ્ઠલદાસ સાથે ભાઈ ગોવિન્દજીનો ધાટો સમ્બન્ધ હતો એ વાત જાણનાર અનેક મિત્રો-તરફથી દીલાસાના સન્દેશા સર વિઠ્ઠલદાસ ઉપર આવ્યા હતા. મુમ્બઈના મી. એફ. બી. દાવર-ને દીલાસાના પત્રનો જવાબ વાળતાં સર વિઠ્ઠલદાસે લખ્યું હતું કે,

"The loss of Govindjee to me will never be replaced. We lived and worked to-gether for over twenty-five years."

શેઠ ગોવિન્દજીના દત્તકપુત્ર ભાઈ દામોદર પ્રત્યે સર વિઠ્ઠલદાસનો ભાવ મમત્વવાળો રહ્યો હતો. અને ભાઈ દામોદર અત્યારે પણ સર વિઠ્ઠલદાસ-ના કુટુમ્બપ્રત્યે આદરની દૃષ્ટિથી જુએછે અને શેઠ માધવજી ભાઈને તથા લેડી પ્રેમલીલાને પોતાના વડીલ સમાન માન આપે છે. શેઠ ગોવિન્દજીના પત્ની શ્રી જમના બેન પણ એ ઘર સાથેનો જૂનો સમ્બન્ધ અત્યાર સુધી જાળવી રહ્યાં છે. અનેક વાર શ્રીમતી જમના બાઈ પ્રયાસ કરીને મુમ્બઈમાં ભાટીઆ સ્ત્રીઓ માટે ઉદ્યોગશાળા જેવાં મથકો ચલાવી રહ્યાં છે. ઘણી વાર તેઓ પૂના જઈ "પર્ણકુટી"માં રહી લેડી પ્રેમલીલાને સહવાસ આપે છે.

---

## પ્રકરણ ૨૮ મું.



### બેન્કિંગ-શરાફી.

એમ કહેવાય છે કે સોનીનો દીકરો માત્ર સોનું નજરે દેખે એટલે તે સદા રાજીજ રહે, પોતાની કમાઇ તે કરીજ લે; તેમજ શુદ્ધ વેપારીનો દીકરો નાણાની સવડ દેખે એટલે માતબર વેપાર ખેડવાને તે તત્પર બનેછે. જેમ પારકે સોને સોની સુખી રહેછે તેમ પારકે નાણે વેપારી પોતાના સુખનું ઉપાર્જન કરી શકેછે. વેપારીને નાણાની સવડ એ મોટી સવડ મનાયછે. એવા પ્રકારની સવડો વેપારીને આપવી, બુદ્ધિમાન વેપારીને તેની બુદ્ધિથી કમાવા દેવો અને મૂડીની સવડ આપ્યા બદલનો લાભ તેના નફામાંથી લેવો એ શરાફીનો ધન્ધો કહેવાય છે. પશ્ચિમ દેશમાંથી બેન્કનો ખ્યાલ આપણે ત્યાં આવ્યો તે પહેલાં આપણા દેશમાં તો વ્યાજવટાનો હુંડી પત્રીનો, અને આડત વટાવનો શરાફી ધન્ધો મોટા મોટા ધનાઢ્યોની પેઢીમાં થતો હતો. એવી પેઢીઓ ભલે વ્યક્તિગત માલિકીની હોય છે તો પણ તે શરાફી પેઢીમાં લાખોની થાપણ બહારથી નાના વેપારીઓની અને પોતાની મીલકતને સમ્ભાળવાની ઓછી શક્તિવાળા બાઈ બેનોની મીલકતમાંથી અનામત મૂકાઇ હોય છે. આવા પ્રકારની શરાફીના ખ્યાલ અને તેને અંગે રાખવી જોઇતી સાવચેતીની માહિતી સર વિઠ્ઠલદાસને પોતાના વડવાઓના ધન્ધામાંથીજ મળેલી હતી. એ દેશી પદ્ધતિની શરાફીના જ્ઞાન સાથે અંગ્રેજી પદ્ધતિના બેન્કિંગના સિદ્ધાન્તનું જ્ઞાન સર વિઠ્ઠલદાસને મળ્યું એટલે તેઓ વેપારની એ શાખામાં એવી ઉચા પ્રકારની હીકમતો જાણતા થયા કે પશ્ચિમના નિષ્ણાત બેન્કરો પણ સર વિઠ્ઠલદાસના બેન્કિંગના ખ્યાલથી ચકિત થયા હતા.

ઇ. સ. ૧૮૯૭–૯૮ માં તેમણે ખમ્ભાળીઆમાં પોતાના જ્ઞાતિબન્ધુઓ સમક્ષ વેપારની વૃદ્ધિના માર્ગોની ચર્ચા કરતાં કરતાં એવી ઝીણી વાત સમજાવી હતી કે હિન્દુસ્તાન સાથે પરદેશી માણસો આયાત નિકાસનો એવડો જબરો વેપાર ખેડી રહ્યા છે કે જેના માત્ર બે ટકા કમિશનની ગણતરી કરીએ તો પણ લાખો કરોડો રૂપીઆની પ્રાપ્તિ વિનાકારણ એ પરદેશી વેપારોના હાથમાં આપણે જવા દઇએ છીએ.

તે દિવસથી સ્વદેશી બેન્કો ઊભી કરવાના ખ્યાલ તેમની માનસિક સૃષ્ટિમાં રમી રહ્યા હતા. સ્વદેશી બેન્કોને વિજયવન્ત બનાવવામાં દેશમાંથી

મૂડીની કમાઈ પરદેશી બૅન્કો લઈ જાય છે તેને અટકાવવાની નેમ તેમણે રાખી હતી.

સ્વદેશી જુસ્સો જે કાળમાં વાતાવરણને વિદ્યુતમય બનાવી રહ્યો હતો તે કાળમાં બૅન્કના શરાફનું કામ કરનાર રા. ચુનીલાલ ધર્મદાસ સરૈયા હતા. તેમણે વિદ્યા સંપાદન કરી હતી ડૉક્ટરીની; છતાં ધન્ધો કર્યો શરાફનો અને બૅન્કનો—મી. ચુનીલાલ સરૈયાના અનુભવનો લાભ લઈ સર વિઠ્ઠલદાસે ૧૯૦૫ માં સ્પીશી બૅન્કની યોજના ઊભી કરી. જૉઇન્ટ સ્ટૉક કમ્પની બનાવવામાં આવી. સર વિઠ્ઠલદાસ સ્પીશી બૅન્કના ડિરેક્ટરોના મંડળના પ્રમુખ બન્યા અને મી. ચુનીલાલ ડી. સરૈયાને મૅનેજિંગ ડિરેક્ટર તરીકે રાખવામાં આવ્યા.

સ્પીશી બૅન્કની શાખાઓ દેશના જુદા જુદા ભાગમાં ખોલવાની જરૂર ઊભી થતી ચાલી. અમદાવાદ, વડોદરા, ભાવનગર, ભરૂચ, કલકત્તા, કાનપુર, ધૂળીઆ, હૈદ્રાબાદ ( સિન્ધ ), ઇન્દોર, કરાચી, કોલ્હાપુર, લખનૌ, નાગપુર, નાસિક, પૂના શહેર અને પૂના કૅન્ટોનમેન્ટ, રાજકોટ, શિકારપુર, સક્કર, સુરત અને લન્ડનમાં સ્પીશી બૅન્કની શાખા ઑફિસો ઉઘાડવામાં આવી હતી. સર વિઠ્ઠલદાસ કાયમનાજ પ્રમુખ હોય તેવી રીતે વારા પ્રમાણે તે જે વરસે નિવૃત્ત થતા હતા તે વરસે ફરી ચુંટાતાજ હતા. એમના ઉપર લોકોનો અપૂર્વ વિશ્વાસ હતો; અને એમણે બૅન્કના મૅનેજિંગ ડિરેક્ટર મી. ચુનીલાલ સરૈયા ઉપર વિશ્વાસ મૂક્યો હતો. એવાં કામમાં એકમેકનો વિશ્વાસ હોવો જોઇએ. પરિણામ એ આવ્યું કે મી. ચુનીલાલ સરૈયાએ બધી હકીકતો સર વિઠ્ઠલદાસ પાસે મૂકવાનું વ્યાજબી ધાર્યું નહોતું અને એમના વહિવટની વચ્ચે પડવાનું સર વિઠ્ઠલદાસે, તેમજ અન્ય ડિરેક્ટરોએ દુરસ્ત ધાર્યું નહિ. મી. સરૈયાના કહેવા પ્રમાણે બૅન્કનું કામ ચાલે છે એમ સમજી બૅન્કના ઝીણા વહિવટમાં એમણે ડોકીઉં કર્યું નહિ; ઉપરથી બૅન્કની કામ કરવાની નીતિ અને સામાન્ય કાર્યરેખા તેઓ દોરી આપતા હતા. મી સરૈયાના કાર્ય ઉપર કેટલીક ફરીઆદો બહારથી આવતી હતી; છતાં તેના ઉપર તેમણે ઘટતું ધ્યાન ન આપ્યું અને એમણે છેક છેવટ સુધી મી. સરૈયા પર વિશ્વાસ રાખ્યો હતો.

સ્પીશી બૅન્કની પ્રગતિ આ રીતે જાહેરમાં આવતી હતી; પરન્તુ અન્દર ખાનેથી એ બૅન્કના મૅનેજિંગ ડિરેક્ટર ઉપર બધા ડિરેક્ટરોએ અતિ વિશ્વાસ મૂકેલો હોવાથી તેઓ મોટા દાવાદાવા ભરેલા વેપારમાં અને સટ્ટામાં ગુંચાઈ ગયા હતા અને બૅન્કના નાણાંની સ્થિતિ બહુ ગુંચવાડા

ભરેલી થઇ ગઇ હતી છતા તેને સદર રૂપમા બતાવવા ઓપ આપેના હિસાબ અને આકડા તેઓ રજુ કરતા હતા તેના ઉપરથી સર વિઠ્ઠલદાસ પ્રમુખ તરીકેના પોતાના વાર્ષિક ભાષણો તૈયાર કરતા હતા આવી જાતનો કૃત્રિમ ઓપ લાબો સમય ન જ ટકે છેવટે બજારમા સ્પીશી બૅન્કની સદ્ધરતા માટે સંશય ઊભા થવા લાગ્યા, સંશયે નિશ્ચયનું સ્વરૂપ ધારણ કર્યું લોકોમા ભય અને વહેમના વાદળા ઘેરાતા ગયા સ્પીશી બૅન્કમાં ડિપૉઝિટ મૂકનારાના ટોળા બૅન્કની બારીએ નાણા ઉપાડવા ખડા થઈ ગયા એક દિવસ નાણા પગાર થયા, બીજે દિવસે પગાર થયા, શહેરમા હાહાકાર વર્તાયો તેજ વખતે ડિરેક્ટરના બોર્ડે બૅન્કનો હિસાબ તપાસવા નવા ઑડિટર તરીકે ફર્ગ્યુસન કમ્પનીને નીમવાનો ઠરાવ તા ૨૭ મીએ કર્યો તા ૨૮ મીએ બૅન્કનુ કામ નિયમસર ચાલ્યુ પરન્તુ તા. ૨૯-૧૧-૧૩ ના રોજ વહેલી સવારે વાયુ વેગે મુબ્બઈ શહેરમા ખબર પ્રસરી ગઈ કે સ્પીશી બૅન્કના મૅનેજિંગ ડિરેક્ટર મી ચુનીલાલ સરૈયાનુ અવસાન થયુ સર વિઠ્ઠલદાસને એ ખબરથી જબરો આઘાત થયો—વિમાસણ પણ થઈ ત્યાર પછી તેજ દહાડે લેણદારની માગણી ઉપરથી સરકાર મારફત બૅન્કને ફડચામા લઈ જવાનુ અને લિક્વિડેટર મારફત જવાબદાર ઉપર દાવો માડવાનુ ઠરાવ્યુ

દાવો કરનાર વાદી લિક્વિડેટરે લામ્બી હકીકત રજુ કરી હતી તેમા તેમણે જણાવ્યુ હતું કે,

'The Managing Director having been left without any check or control was able to waste and misapply moneys of the Bank and to plunge head long into wild speculation

* * *

' Nevertheless the Directors virtually abandoned all their powers and functions in favour of the Managing Director and in breach of their duty as Directors and of the trust reposed in them as such left the Company and its property and affairs in the hands of the Managing Director alone practically without any restriction or condition control or effective check by the Directors"

અતિ વિશ્વાસનું પરિણામ બહુ ભયંકર આવ્યુ ઘણા મધ્યમ સ્થિતિના માણસોના નાણા એ બૅન્કના તુટવાથી નિરાશાજનક રીતે ડૂબ્યા થોડા દિવસ તો શોકની અને આશંકા કુશંકાની છાયા વેપારી આલમમા અને સમજુ સમાજમા વિસ્તરી રહી

કેસનો નીકાલ થયો. ડિરેક્ટરોએ પોતપોતાની જવાબદારી પ્રમાણે *શોધી લીધુ પરન્તુ સર વિઠ્ઠલદાસને એમના જીવનમાં એ ખટખટો તો રહી ગયો કે એમના વિશ્વાસપર રહેલા સમાજની આર્થિક સ્થિતિને ધક્કો લાગ્યો એ સારૂ તો ન થયું એમનો પોતાનો અન્તરદીપ તો એમને વિમળતાનું બળ પૂર્યા કરતો હતો; છતાં લોકોની વિપરીત દશા જોઇ તેમને પોતાની અતિવિશ્વાસ મૂકવાની નીતિમાં રહેલી ભૂલ સાલતી હતી એમના મનની સ્થિતિ જાણવા માટે તા. ૧૯મી જાન્યુઆરી ૧૯૧૪ના રોજ સર ઍલેક્ઝાન્ડર મૅક રૉબર્ટને કાનપુર મુકામે લખેલો પત્ર અત્રે ઉતારવામાં આવે છે.

Regarding Specie Bank one has to patiently await developments but I have no doubt that everything will be cleared up as the Directors were absolutely honest and did *bona fide* work. The fraud has already been proved to the hilt However, one cannot but feel grieved for the events that have happened; which has shaken all confidence in Indian Banking

આ ઉપરથી જાણી શકાય છે કે સર વિઠ્ઠલદાસને વિમાસણ થતી હતી તે એ હતી કે સ્વદેશી બૅન્કિંગ ઉપર જમાવેલો વિશ્વાસ શિથિલ પડી ગયો અને ફરી તે જમાવટ કરતાં ઘણો સમય અને મોટો ભોગ આપવો પડશે

—વડોદરા બૅન્ક—

સર વિઠ્ઠલદાસની બૅન્કની યોજના ઉપર દેશમાં ભરોસો બેઠો હતો. વડોદરા રાજ્યમાં ઇ સ. ૧૯૦૬-૭ મા એક યૂરોપીઅન ઑફિસર મી. વ્હીટનેકને રાજ્યમા હુન્નર ઉદ્યોગ અને વેપાર વિકસાવવા માટે ખાસ નીમવામાં આવ્યા હતા. એમની મારફત શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ વડોદરા માટે એક બૅન્ક કાઢવાની ઉમેદ રાખતા હતા. તેથી સર વિઠ્ઠલદાસ પાસેથી એવી બૅન્ક ઊભી કરવા માટેની યોજના શ્રીમન્ત મહારાજા સયાજીરાવ ગાયકવાડે મગાવી હતી તે યોજના એમણે અને સર લલ્લુભાઇ સામળદાસ મહેતાએ ઘડી હતી અને મી વ્હીટનેક ઉપર મોકલી હતી તે વિષે પત્રવ્યવહાર ઘણો લાંબો ચાલ્યો હતો. છેવટે તારીખ ૨૮-૮-૦૭ ના રોજ સર વિઠ્ઠલદાસે અને સર લલ્લુભાઇએ પત્રથી જણાવી દીધુ કે જો એ બૅન્ક સફળ બનાવવી હોય તો એમણે રજુ કરેલી યોજના પ્રમાણે રાજ્ય તરફથી બૅન્કને સવલતો મળવીજ જોઇએ, તે સિવાય એ બૅન્કની વ્યવસ્થાનુ કામ એઓ હાથપર લઈ શકશે નહિ છેવટે એમની ખાત્રી ખરી

* સ્પીશી બૅન્કના અનિષ્ટ પરિણામને કારણે મુંબઇ સરકારે સર વિઠ્ઠલદાસની જે. પી. ની સનદ રદ કરી હતી.

ફલમો મંજુર રાખવામાં આવી અને વડોદરામાં બૅન્ક સ્થાપવામાં આવી. તે બૅન્ક સ્થપાતાં પહેલાં એક જાહેર સભા વડોદરામાં બોલાવવામાં આવી હતી, અને તે સભામાં કાઢવા ધારેલી બૅન્ક સમ્બન્ધી લોકોને સાચો ખ્યાલ આપવા સારૂ ભાષણ આપવા સર વિઠ્ઠલદાસને મી. વ્હીટનેકે આમન્ત્રણ આપ્યું હતું. તા. ૨૦-૭-૧૯૦૮ ના રોજ સાંજે વડોદરામાં સભા ભરાઈ હતી. તેમાં શ્રીમન્ત મહારાજ સાહેબે પણ હાજરી આપી હતી.

એ ભાષણમાં તેમણે જણાવ્યું હતું કે બૅન્ક સ્થાપવાનો પ્રથમ વિચાર શ્રીમન્ત મહારાજા સાહેબને સૂઝ્યો હતો અને તે શુભ વિચાર અમારામાંના કેટલાકને જણાવવામાં આવ્યો કે અમે તરતજ તે ગ્રહણ કરી તેના પર યોજના ઘડી કાઢી; અને વડોદરા રાજ્યની ઉદાર સરતો અને સવલતો આ બૅન્કને મળવાની હોવાથી તે હવે જન્મ પામવાની તૈયારીમાં છે. તે પછી તેમણે બૅન્ક ન કાઢવાની સલાહ આપનારાને ઉત્તર આપતાં જણાવ્યું હતું કે—બૅન્કની થાપણને ઉત્પાદક રીતે રોકવાનું ક્ષેત્ર મળવાનું નથી એવી જેમની માન્યતા છે તેમને વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ નથી. ગુજરાતમાં ઉદ્યોગ અને વેપારનો જે ઝડપી વિકાસ ચાલી રહ્યો છે તેનો તેમને ખ્યાલ નથી. છેલ્લાં વરસો દરમ્યાન કપાસ ઉગાડવાના પ્રદેશનો વિસ્તાર બહુ વધ્યો છે. વડોદરામાં અને અમદાવાદમાં મિલઉદ્યોગની વૃદ્ધિ થતી જાય છે એ પણ આર્થિક પ્રગતિ સૂચવનાર ચિન્હ છે. ગુજરાતની મધ્યમાં વડોદરા આવેલું હોવાથી, તથા ઇલાકાની વેપાર-ઉદ્યોગની સ્થિતિના જાણકારોના હાથમાં આ બૅન્કની વ્યવસ્થા મૂકવાની હોવાથી તથા રાજ્યની સારી સહાનુભૂતિ હોવાથી બૅન્કની સફળતા થવીજ ઘટેછે.

વળી કેટલાક એમ પૂછેછે કે મુમ્બઇમાં જે બૅન્ક છે તેની એકાદી શાખા વડોદરામાં ઉઘાડવાથી કામ સરતું હોય તો નવી સ્વતન્ત્ર બૅન્ક શા માટે સ્થાપવી જોઇએ. તેના ઉત્તરમાં કહેવું જોઇએ કે શાખા બૅન્ક તો વડોદરાની પ્રજા પાસે નાણા ધન્ધામાં રોકાયા વગરના પડ્યાં હોય તેને યોગ્ય સ્થળે રોકી આપવામાં કદિ મદદભૂત નીવડે; પણ આપણો ઉદ્દેશ તો હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવાનો હોવાથી, વડોદરાની પ્રજાની મૂડી અત્રેના ઉદ્યોગના ઉત્તેજનમાંજ રોકાયેલી જોવા આપણે આતુર છીએ. તે કામ તો વડોદરાની પોતાની સ્વતન્ત્ર બૅન્કજ કરી શકશે. ત્યાર પછી વડોદરા રાજ્યના પ્રગતિકારક વહિવટ માટે સન્તોષકારક વિચાર રજુ કરી તેમણે ખાત્રી બતાવી હતી કે એવા પ્રગતિકારક વાતાવરણમાં એ બૅન્ક સફળ થશેજ. છેવટે સલાહજનોને ચાનક આપનારાં અને ખરી હકીકત રજુ કરનારાં નીચેનાં વાક્યો ઉચ્ચારી તેમણે પોતાનું વ્યાખ્યાન ખતમ કર્યું હતું.

"YOUR HIGHNESS AND GENTLEMEN, I will conclude with an appeal. The promoters of the project desire and expect that the subjects of your Highness's State should participate to the largest extent in the benefits of the Bank, and in that view, they appeal to the Baroda public to subscribe the largest portion, if not the whole of the capital, following the generous example set by His Highness personally. In these days when the swadeshi idea is thrilling the country from end to end, it should not require many words on my part to induce the patriotic citizens of this enlightened and progressive State to strain every nerve to make this institution a complete, and glorious success. In the last three years, Bombay has started three great Banks which have proved what Indians can do in this line. In Madras and Calcutta, Indian Banks have also been started while in the Punjab two such Banks have been working for several years past. Among three institutions the Baroda Bank will take its place as a National Institution imbued with the true swadeshi spirit and contributing its share to the building up of the future of our historic motherland.

એ રીતે વડોદરા બૅન્ક સ્થાપવામાં આવી અને તેના ડિરેક્ટરના બોર્ડના પ્રમુખ તરીકે સર વિઠ્ઠલદાસની પસન્દગી કરવામાં આવી હતી. એ પ્રમુખપદપર એમને ઘણા વરસો સુધી ચાલુ રાખવામાં આવ્યા હતા.

વડોદરામાં એ બૅન્કની પ્રગતિમાં શ્રીમન્ત મહારાજા સર સયાજીરાવ એટલો બધો રસ લેતા હતા કે જ્યારે બૅન્કના શેરહોલ્ડરોની પહેલી સાધારણ સભા તા. ૨૦-૧-૦૯ ના રોજ ભરવામાં આવી હતી ત્યારે શ્રીમન્ત મહારાજાએ એ સભામાં શેરહોલ્ડર વ્યક્તિ તરીકે હાજરી આપી હતી. વડોદરાના રેસિડેન્ટ કર્નલ મીડ પણ તે સભામાં બીજા શેરહોલ્ડરો સાથે હાજર હતા. સર વિઠ્ઠલદાસે એ સભાના પ્રમુખ તરીકે ટુંકું પણ મુદ્દાસર ભાષણ આપ્યું હતું. તેમાં જણાવ્યું હતું કે પૂરતા શેરો (રૂ. ૧૨,૩૦,૦૦૦) ભરાઈ ગયેલા હોવાથી જુન આખરે શેરનો હિસાબ બન્ધ કરવામાં આવશે; એટલી મુડી બૅન્ક માટે પૂરતી થશે; ખાસ કરીને એટલા માટે કે રાજ્ય તરફથી બૅન્કને ઘણી ઉદાર સહાય મળી રહી છે. લગભગ નવ લાખ રૂપીઆની અનામત રાજ્ય તરફથી બૅન્કમાં મુકવાનો હુકમ શ્રીમન્ત મહારાજા સાહેબે કાઢ્યો છે. બહારથી ચાલુ ખાતામાં અને બાંધી મુદતના ખાતામાં પણ મોટી રકમો મુકાની જાય છે. રાજ્ય તરફથી બૅન્ક માટે રાજ્યાદી મકાન ઓછા ભાડાંથી આપવામાં આવ્યું છે તે પણ

મોટો ઉપકાર થયોછે. અન્તમાં શ્રીમન્ત મહારાજા સાહેબ-બૅન્કના સૌથી મોટા શેરહોલ્ડર તરીકે એ સભામાં પધાર્યા હતા તે બદલ તેમણે ઉપકાર માન્યો હતો.

"Before concluding, on behalf of the Company, you will allow me to heartily thank His Highness, whom we are proud to have here as the largest share-holder—for sparing time out of his multifarious duties to be present here to encourage the Bank"

વડોદરા બૅન્ક માટે સર વિઠ્ઠલદાસે મી. સી. ઇ. રેન્ડલ નામના ગૃહસ્થને મૅનેજર તરીકે કામ કરવાને શોધી કાઢ્યા હતા. મી. રેન્ડલ અત્યાર સુધી એ બૅન્કના મૅનેજર તરીકે કામ કરેછે અને બૅન્કને ચાલુ સ્થિતિમાં રાખી શક્યાછે.

એવીજ રીતે મદ્રાસમાં* "ઇન્ડીઅન બૅન્ક" ના મૅનેજર તરીકે એમણે સર વી. કૃષ્ણસ્વામી આયર, અને દીવાન બહાદુર કૃષ્ણસ્વામીરાવની માગણી ઉપરથી મી. વિદ્યાસાગર પંડ્યાને પસન્દ કરીને મુમ્બઇથી મોકલ્યા હતા. મી. વિદ્યાસાગર પંડ્યા એ કાર્યમાટે તદન લાયક નીવડ્યા છે. અને હિન્દુસ્તાનમાં દેશી બૅન્ક-મૅનેજર તરીકે તેમણે સારી નામના મેળવી છે.

સર વિઠ્ઠલદાસ વડોદરા રાજ્યના નાણા પ્રકરણના જાણે સલાહકાર હોય તેમ રાજ્ય તરફથી સહકારી બૅન્ક કાઢતી વખતે ખેતીવાડી બૅન્ક અને પેઢીઓ કાઢતી વખતે એમની પાસેથી વખતો વખત યોજનાઓ માગવામાં આવી હતી અને સર વિઠ્ઠલદાસે એમની સ્વાભાવિક ચીવટતાથી જે તે વખતે માગણી પ્રમાણે યોજનાઓ અને અભિપ્રાયો વડોદરા રાજ્યને મોકલ્યા હતા

## મ્હૈસૂર બૅન્ક.

મ્હૈસૂર રાજ્યમાં બૅન્ક કાઢવાની હતી ત્યારે અથથી તે ઇતિ સુધી સર વિઠ્ઠલદાસની સલાહ લઇનેજ એ રાજ્યે મ્હૈસૂરમાં બૅન્ક ઉઘાડી હતી. એક પણ મુદ્દો એવો નહોતો કે જેના ઉપર સર વિઠ્ઠલદાસનો છેલ્લો મત લેવામાં આવ્યો ન હોય એ રાજ્ય તો ઇચ્છતુ હતુ કે એ બૅન્કનો બધો વહિવટ સર વિઠ્ઠલદાસની આજ્ઞા પ્રમાણેજ થાય તેમ કરવુ, પરન્તુ સર વિઠ્ઠલદાસને તેટલો સમય નહોતો તેથી રાજ્યની એ ઇચ્છાને તેઓ પાર પાડી શક્યા નહોતા. તો પણ મ્હૈસૂર બૅન્ક માટે સારો મૅનેજર શોધી

* મદ્રાસમાં જૂની જામેલી મેસર્સ "આર્બુથનૉટ એન્ડ કમ્પની" નામની પેઢી તૂટી તે પછી "ઇન્ડીઅન બૅન્ક" ઊભી થઇ હતી.

આપવામાં એમણે અતિશય કાળજી રાખી હતી. મી. રોઝ નામના યૂરોપીઅન ગૃહસ્થને પસન્દ કરવામાં આવ્યા હતા તે કેવળ સર વિઠ્ઠલદાસનીજ પસન્દગી હતી. મ્હૈસૂર રાજ્યના દીવાન સર વિશ્વેશ્વરય્યા સાથે બૅન્ક-સમ્બન્ધી ચાલેલો મોટો પત્રવ્યવહાર સર વિઠ્ઠલદાસની ફાઇલ ઉપર મોજુદ છે.

BANK OF MYSORE

No. 919
Sec. 1.

Banglore City, 31 July 1913

My dear Sir Vithaldas Thackersey

I have much pleasure to convey to you the thanks of the Board for the valuable help given by you in the matter of selecting a Manager for our Bank and forward herewith for your acceptance copy of their resolution on the subject.

* * * *

You will be pleased to learn that the Board agreeing with your views have allotted to the foreign subscribers to the full extent of their applications.

Thanking you for the great interest you have evinced in our Bank Scheme from the beginning and hoping for a continuance of the same favour."

I beg to remain,
Sir
Your most obedient servant
(Sd.) K. P. PUTTANNA CHETTY.

કલકત્તામાં એક સ્વદેશી બૅન્ક સ્થાપવાનો વિચાર રાય બહાદુર નિરંજન મુકરજી –( બાધેલ ખંડના એક વખતના દીવાન ) તથા મહારાજા કુમાર સર પ્રદ્યોત ટાગોર કરતા હતા. તેમણે એ બાબત સર વિઠ્ઠલદાસની સલાહ પૂછી હતી; તેમને તા. ૨૫ માર્ચ ૧૯૦૭ના રોજ સર વિઠ્ઠલદાસે પત્ર લખ્યો હતો કે ઇન્ડીઅન ફાઇનૅન્શિયલ સિન્ડીકેટ લિ. નું મહેકનજર જોતાં તેનો ઉદ્દેશ પ્રશંસનીય છે. ખાસ સૂચના કરવાની એટલી કે બૅન્કિંગનો પહેલો સિદ્ધાન્ત એ હોવો જોઇએ કે ઘણી ખરી મૂડી હાથપર રહેવી જોઇએ અગર તો જરૂર પડે વ્યાજબી સમયમાં જ્યાંથી તે છુટી પાડી શકાય તેવાં કાર્યમાં તે રોકાયેલી હોવી જોઇએ. આ બૅન્કનો ઉદ્દેશ સ્થાવર મિલકત ઉપર નાણા ધીરવાનો રાખવામાં આવ્યો છે. તેથી એવો સમ્ભવ

રહેશે કે મૂડી બધી સ્થાવર મિલકતમાં પૂરાઈ રહેશે; આવી બેન્કની થોડી ઘણી મૂડી પ્રવાહી રૂપે રહેવી જોઇએ. તેથી તેવા ખાતામાં નાણા રોકવાની અગર યોગ્ય જામીનગીરી સાથે ખાનગી વ્યક્તિને નાણા ધીરવાની સત્તા કાર્યવાહકોએ પોતા પાસે રાખવી જોઇએ.

વળી ઈ. સ. ૧૯૧૧ ના જુન માસની ૨૬ મી તારિખે મી. નગીનદાસ ટી. માસ્ટર-સોલિસિટર તરફથી શેઠ વિઠ્ઠલદાસને પૂછવામાં આવ્યું હતું કે એમના એક મિત્ર બેન્ક સ્થાપવાનો વિચાર કરી રહ્યા છે. તમને એ બાબતનો વિશાળ અનુભવ હોવાથી તમારી સાથે એ વિષયની વાતચીત કરી તમારી કીમતી સલાહ અને સૂચના તેઓ મેળવે એમ મેં તેમને કહ્યું છે. તમને એ બાબતની વાત કરવાનો સમય ક્યારે મળશે તે જણાવશો એટલે હું તમને એ સમયે એમની સાથે મળી શકું.

આવી રીતે બેન્કિંગના વિષય પરત્વે સર વિઠ્ઠલદાસની સલાહ ચારે તરફથી લેવામાં આવતી હતી.

"ફાઈનૅન્શીઅર" તરીકે સર વિઠ્ઠલદાસ પ્રમાણભૂત ગૃહસ્થ ગણાતા હતા. સરકાર તરફથી જ્યારે જ્યારે નવી નોટ્સો કાઢવાની હોય ત્યારે એકાઉન્ટન્ટ જનરલ એમની સલાહ અને સૂચનાઓ મેળવવા તેમના તરફ નોટ્સની "પ્રુફ કૉપી" "સ્પેસીમેન કૉપી" મોકલી આપતા હતા. ઈ. સ. ૧૯૧૬-૧૭ માં "વૉરલોન કમિટીમાં" એમની નીમણુક કરવામાં આવી હતી.

---

## પ્રકરણ ૨૯ મું.

૦૦૦૦૦૦૦૦

### જાહેર જવાબદારી અને જાહેર વિશ્વાસ.

જાહેર જીવન ગાળનારા માણસોમાં જવાબદારી સમજવાની અને જવાબદારી ઉઠાવવાની લાયકાત જેમ વિશેષ હોય છે તેમ તે સમાજને વિશેષ ઉપયોગી બનેછે, અને તેમનું જીવન પણ એટલે અંશે વ્યક્તિગત મટી જઇ સમષ્ટિગત બની રહેછે. સર વિઠ્ઠલદાસનું જાહેર જીવન ઇ. સ. ૧૯૦૫ પછી એટલું બધું વિસ્તૃત બન્યું હતું કે તેઓના ઉપર અનેક પ્રકારના સાર્વજનિક હિત સાચવવાની જવાબદારી આવવા લાગી હતી એમની શક્તિ અને એમની પ્રમાણિક નિષ્ઠા સારી રીતે કસોટીએ ચડી ચૂક્યા હતાં. વ્યક્તિગત જીવન ગાળનારામાં વિશુદ્ધિ અને કાર્યકર્તૃત્વ દેખાય છે ત્યાં વ્યક્તિ તરીકે તેમના પ્રત્યે સૌને આદર થાય છે, સમાજમાં કેટલાક કામ એવા હોય છે કે જે કોઇ વ્યક્તિના નથી હોતા; પણ સમાજનાં-સમૂહનાં-હોય છે એવા કામ માટે જેમના વ્યક્તિગત જીવન માટે સમાજને આદર હોય છે તેમને સમાજ આમન્ત્રણ આપેછે અને અને એ સામાજિક કાર્યની જવાબદારી ઉપાડવાનું તેમને સોંપેછે આવી જવાબદારી ઉપાડવા બધા માણસો તૈયાર નથી હોતા. કેટલાકને પોતાની શક્તિ ઉપર પૂર્ણ વિશ્વાસ નથી હોતો તેથી અને કેટલાકને પોતાના અંગત સુખ અને સગવડનો ભોગ આપવો પડે તે પસન્દ નથી હોતું તેથી તેઓ બહાર પડી જવાબદારી માથાપર ઓઢવા ઉત્સુક હોતા નથી લોકકલ્યાણના અને સમાજના વ્યવહારના કામ કોઇએ કરવાજ જોઇએ, સમષ્ટિના યોગ્ય બન્ધારણ ઉપરજ વ્યક્તિના સુખનો આધાર રહેલોછે એ વાત જેમને બરાબર સમજાઇ હોય તે જાહેર જવાબદારી સ્વીકારવા સ્વેચ્છાથી કર્તવ્યના ઉત્તમ ભાનથી બહાર પડેછે

સર વિઠ્ઠલદાસ જાહેર જવાબદારી સ્વીકારવા તત્પર હતા, નાની વયમાંથીજ તેમણે જીવનનો ધ્યેય જાહેર જવાબદારી ઉપાડવાનો રાખ્યો હતો તે દૃષ્ટિથી તેમણે પોતાના મનને તાલીમ આપી હતી અને પોતાની શક્તિઓને તેમણે ધરતી રીતે સતેજ બનાવી હતી પોતના કામમા ચોકસાઇ, ચીવટ, અને તન્મયતા રાખવાની ટેવ એમને પડી ગઇ હતી જે કામ હાથપર લેવું તેમાં ઉંડા ઉતરવું અને પોતાની શક્તિનો પ્રમાણિક

વ્યય તેને ખાતર કરવો એ એમની સમજ કદિ પણ ઝાંખી પડતી નહિ. સરકાર તરફથી અને લોકો તરફથી અનેક પંચાઉ કામો કરવાના હોય ત્યારે સ્વાભાવિક રીતે જે તે સમયે એ પંચાઉ કામની જવાબદારી ઉપાડી શકવાની લાયકાત ધરાવનાર ગણાતા હોય તેવા ગૃહસ્થોનેજ એ કામ સોંપવામાં આવે. એ સિદ્ધાન્ત પ્રમાણે સર વિઠ્ઠલદાસને સરકારે તેમજ લોકોએ પોતાના વિશ્વાસને પાત્ર ગણ્યા હતા અને અનેક કાર્યોની દોરવણી એમને સોંપવામાં આવી હતી.

એ બધાં કામોનું પૃથક પૃથક નિરીક્ષણ કરવા બેસીએ તો ઘણો મોટો વિસ્તાર કરવો પડે; તેથી તેમ ન કરતાં એમને કયાં કયાં જાહેર જવાબદારીવાળાં કામો સોંપાયા હતાં તેની યાદીજ અત્રે મૂકવામાં આવેછે. તેના ઉપરથી સર વિઠ્ઠલદાસની કાર્યશકિતનો, સમજ શકિતનો, અને જાહેર વિશ્વસનીયતાનો સાચો ખ્યાલ આવી શકશે. એ યાદીમાં જણાવેલી સમિતિના તે સભ્ય નીમાયા હતા.

(૧) પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિઅમ ઑફ વેસ્ટર્ન ઈન્ડીઆ-ની સમિતિ—( સરકારનિયુકત ) ૧૯૦૫.

(૨) પ્રાથમિક કેળવણીની પ્રગતિ માટેની સમિતિ ( મુમ્બાઈ કૉર્પોરેશન તરફથી નિયુકત ) ૧૯૦૭.

(૩) નાસિકમાં સ્ત્રીઓ અને બાળકો માટે "પીપ્રે ક્રિશ્ચન" સેનિટેરીઅમની સમિતિ. ૧૯૧૦.

(૪) કિંગ પંચમ જ્યૉર્જ એન્ટી ટ્યુબરક્યુલોસિસ લીગ ( ક્ષયરોગ અટકાવનાર મંડળ ) ની કારોબારી સમિતિ.

(૫) આંધળાને આશ્રય આપનાર મંડળીની વ્યવસ્થાપક સમિતિ.

(૬) મુમ્બઇ પાંજરાપોળ.

(૭) મુમ્બઇમાં રૂના વણાટના કારખાનામાં હવાની આવજાની તપાસ કરનાર સમિતિ ( સરકારનિયુકત ) ૧૯૧૧-૧૫.

(૮) દેશી છાપખાનાઓ આપવાના પ્રશ્નની તપાસ કરનાર સમિતિ કલકત્તા, માર્ચ ૧૯૧૧. ( મુમ્બાઇ સરકાર તરફથી હિન્દી સરકાર તરફ કરેલી ભલામણ પરથી નિયુકત )

(૯) મુમ્બઇ યુનિવર્સિટીમાં વેપારી શિક્ષણની યોજના દાખલ કરવાની સમિતિ ૧૯૧૧. ( યુનિવર્સિટી નિયુકત )

(૧૦) મુમ્બઇ બૅંકબે ( ચોપાટી ડોલાબા ) નો દરીઓ પૂરવાની યોજનાની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ ૧૩-૧૧-૧૯૧૨. ( મુમ્બઇ સરકારનિયુકત )

(૧૧) મુમ્બાઇના ધુરેમાં હવા અને પ્રકાશનો પ્રશ્ન મી. જે. પી. ઓર ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના પ્રમુખ તરફથી ઊભો થયો હતો તેની તપાસ કરનાર સમિતિ ૧૯૧૩. (સરકારનિયુક્ત)

(૧૨) હિન્દના નાણા સમ્બન્ધી અને વેપાર સમ્બન્ધી પ્રશ્નો ઉપર રૉયલ કમિશન પાસે લેખી અને મોઢાની હકીકત રજુ કરવાનું આમન્ત્રણ. ૧૯૧૩.

(૧૩) હિન્દી અને પ્રાન્તિક સિવિલ સર્વિસ વિષેનો અભિપ્રાય આપવાનું આમન્ત્રણ. ૧૯૧૩.

(૧૪) ઈંગ્લાંડ જતા હિન્દી વિદ્યાર્થીઓને સલાહ આપનાર ઇલાકાની સમિતિ. (સરકારનિયુક્ત)

(૧૫) સિડનહામ કૉલેજ ઑફ કૉમર્સનું મકાન બાંધવા માટે જગ્યા પસન્દ કરનાર સમિતિ. (સરકારનિયુક્ત)

(૧૬) ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઅલ કમિશન—ઔદ્યોગિક કમિશન—પાસે દેશી વેપારી ચૅમ્બર્સ તરફથી (૧૧-૧૧-૧૭) જુબાની આપવા માટે પસન્દ થયેલા અને ઉદ્યોગના વિકાસ માટે ખાસ નિષ્ણાત તરીકે સરકાર તરફથી નિયુક્ત (૧૯૧૬-૧૭).

(૧૭) કોલસાનો પૂરવઠો નિયમિત કરવા માટે નીમાયેલી સમિતિ-(સરકારની માગણીપરથી મિલઓનર્સ ઍસોસિએશને નિયુક્ત કર્યા.)

(૧૮) સુતરાઉ કાપડના (કૉન્ટ્રોલર) નિયામકની સલાહકારક સમિતિ ૧૯૧૮-૧૯ (સરકારનિયુક્ત)

(૧૯) બ્રિટિશ યુનાઇટેડ કિંગડમમાંથી સામાન્ય સ્ટોર્સ અને સાંચા કામ પૂરાં પાડવા માટે માગણી કરનારામાંથી પસન્દ કરી જેને તેને પસન્દગીના અનુક્રમ પ્રમાણે સર્ટિફિકેટ આપવાની સમિતિ (સરકારનિયુક્ત)

(૨૦) કમ્પનીઓને નવી થાપણ વધારવાની પરવાનગી આપનાર સમિતિ, સરકારી ઍકાઉન્ટન્ટ જનરલની દેખરેખ તળે. (સરકારનિયુક્ત) ૧૯૧૮-૧૯.

(૨૧) મિલઓનર્સ ઍસોસીએશનના પ્રતિનિધિ તરીકે ઇંગ્લાંડમાં "બૅબિંગ્ટન સ્મિથ કરન્સી કમિશન" નાણાંના ચલણના કમિશન પાસે જુબાની આપી. તા. ૩૦-૧૦-૧૯૧૯.

(૨૨) ગવર્મેન્ટ ઑફ ઇન્ડીઆ પ્રેસના છુટક કામ કરનારાની ફરીઆદોનો નીકાલ કરવાની સમિતિ. (સરકારનિયુક્ત) ૧૯૨૧.

(૨૩) ઇન્ડીઅન રેલ્વે કમિટી પાસે મિલઓનર્સ ઍસોસિએશનના અને દેશી વેપારી ચૅમ્બરના પ્રતિનિધિ તરીકે લેખી અને મોઢેથી જુબાની આપી. ૧૦-૨-૧૯૨૧.

(૨૪) ફિસ્કલ કમિશન પાસે લેખી અને મોઢેથી અભિપ્રાય આપ્યો. ૨૮-૧૧-૨૧; ૨૨-૨-૧૯૨૨.

(૨૫) હિસાબી ખાતાની પબ્લિક એકાઉન્ટ કમિટીના સભ્ય હિન્દી સરકાર તરફથી નિયુક્ત ૨૭-૭-૧૯૨૧.

(૨૬) હિન્દુસ્તાનના કારખાનાના કાયદાના સુધારાના બિલની, અને વિદ્યુત કાયદાના સુધારાના બિલની વિચારણા માટે સંયુક્ત સમિતિ, હિન્દી સરકાર તરફથી નિયુક્ત.

(૨૭) મુમ્બઈમાં એકસાઇઝ કમિટી પાસે લેખી અને મુખથી જુબાની આપી. ૪-૩-૧૯૨૨.

ઉપરની યાદી પરથી અનુમાન થઇ શકેછે કે સર વિઠ્ઠલદાસની કેવળ પ્રમાણિકતાને લીધે અને લોકોનો* કે સરકારનો વિશ્વાસ તેમણે મેળવ્યો હતો તેને લીધેજ તેમને જુદી જુદી જાતની જવાબદારી સોંપવામાં આવતી હતી એમ નહોતુ, પરન્તુ ઘણી બાબતો એવી પણ હતી કે તેને લગતુ વિશિષ્ટ જ્ઞાન સર વિઠ્ઠલદાસ ધરાવતા હતા, તેથીજ તેમને એ જવાબદારીવાળી કામગીરી સોંપાતી હતી.

---

* TO THE EDITOR OF THE "HINDU."

SIR,—In the Presidential address delivered by Mr R N. Mukerjee, the foremost commercial gentleman of Calcutta, in the recent Allahabad Industrial Conference which was highly instructive, certain observations therein made as to the desirability to have Joint Stock concerns under proper agencies and efficient directorates while they are general, appeared to me to specially deserve the serious and disinterested attention of the Industrial public of these parts in order that such concerns may be profited and success assured to them The Proprietors of the Koilpatti Mills seem to have imbibed this happy suggestion in advance and on the advice of Sir Vithaldas D Thackersey to conduct their business on similar lines have already solicited and obtained sympathies of Messrs MacBeth Brothers and Co and Sir Vithaldas Thackersey of Bombay for active co-operation in the destinies of the Koilpatti Mills The terms have been concluded satisfactorily Memorandum and Articles of Association are being drawn up on the lines of the Crown Spinning and Manufacturing Co Limited. Bombay, which is managed by Sir Vithaldas D. Thackersey.

January, 1 (1911)

A SYMPATHISER.

વળી કેટલાંક કામ તો એવાંજ હોય છે કે તે કેવળ સાર્વજનિક વ્યવસ્થા તળેજ ચાલતાં હોય છે. એવી વ્યવસ્થાની જુમ્મેદારી માથે લેવાની લાયકાત કેળવવી એ પણ નાગરિકતાનું એક લક્ષણ છે. સાચો નાગરિકજ પંચાઉ કામની જુમ્મેદારી ઉપાડવાની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકેછે. સર વિઠ્ઠલદાસને એવી જુમ્મેદારી ખાનગી ગૃહસ્થો તરફથી, જાહેર ખાતાંઓ તરફથી, સંસ્થાઓ તરફથી, દેશી રાજ્યો તરફથી અને અંગ્રેજ સરકાર તરફથી અનેકવાર સોંપવામાં આવી હતી. તેમણે એ કામગીરી નિષ્ઠાપૂર્વક બજાવી હતી, અને સાચા સજ્જનની ફરજ સમજી પોતાની ઉંચી સમજનો અને કીમતી સમયનો તેમણે એવાં કામમાં ઉપયોગ કર્યો હતો.

કેટલાંક કાર્યોમાં એઓ માનવન્તા ટ્રસ્ટી હતા. તેમાંના કેટલાંકનાં નામ અત્રે મૂકવા જેવાં છે.

(૧) મુમ્બઇ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી—સરકારનિયુક્ત ૧૯૦૯, ૧૯૧૧, ૧૯૧૩, ૧૯૧૫, અને ( ઘણું કરીને મિલમાલિકના મંડળ તરફથી) ૧૯૨૧.

(૨) મુમ્બઇ યુનાઇટેડ બિલ્ડિંગ કમ્પની–લિ. ના ડીબેન્ચરો ધરાવનાર વડોદરાના શ્રીમન્ત મહારાજા અને મહારાણી તરફના ટ્રસ્ટી. ૧૯૦૯.

(૩) ખેતીવાડીના શિક્ષણ માટે નિયત થયેલ સર સૅસૂન ડેવિડ ટ્રસ્ટ ફન્ડના ટ્રસ્ટી; સરકારનિયુક્ત ૧૯૧૨.

(૪) હિન્દુ સ્ત્રીઓમાં કેળવણીના પ્રચારને ઉત્તેજનાર્થે સ્થપાયેલ શ્રીમતી મહારાણી ચીમણાબાઇ સાહેબ ( વડોદરા ) ફન્ડના ટ્રસ્ટી. ૧૯૧૪.

(૫) એશ્રી મેમોરીઅલ ફન્ડના ટ્રસ્ટી; સરકારનિયુક્ત.

(૬) મુમ્બઇ પોર્ટ ટ્રસ્ટના ટ્રસ્ટી; મિલમાલિક મંડળ તરફથી. ૧૯૧૩, ૧૯૧૭, ૧૯૨૧.

(૭) વડોદરા રાજ્યના રાજકુમારોના પ્રોવિઝન ફન્ડના ટ્રસ્ટી. ૧૯૧૬–૧૯૨૦.

(૮) ગ્રાન્ટ મેડિકલ કૉલેજને લગતી સખાવતોની વ્યવસ્થાના ટ્રસ્ટી; સરકારનિયુક્ત ૧૯૨૧.

(૯) વેપાર ઉદ્યોગના શિક્ષણના પ્રચાર માટે એગ્મી મેમોરીઅલ ફન્ડના ટ્રસ્ટી.

(૧૦) પશ્ચિમ હિન્દના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમના ( મુમ્બઈ ) ટ્રસ્ટી; સરકારનિયુક્ત. ૧૯૨૨.

(૧૧) બેટ દ્વારકા મન્દિર સુધારણા સમિતિ, વડોદરા સરકારનિયુક્ત.

(૧૨) બનારસ હિન્દુ યુનિવ્હર્સિટીની વ્યવસ્થાપક સમિતિ.

(૧૩) ભાટીઆ બાળરક્ષક વિદ્યાલય વ્યવસ્થાપક સમિતિ. ૧૯૦૭.

(૧૪) સર સિડનહામ ક્લાર્ક મેમોરીઅલ ફંડના સેક્રેટરી અને ટ્રેઝરર ૧૯૧૩.

આ બધાં નામો તો સંસ્થાઓનાં અને પંચાઉ મીલ્કતનાં આપ્યાં છે; પરન્તુ વ્યક્તિઓનો વિશ્વાસ પણ સર વિઠ્ઠલદાસે ઓછો મેળવ્યો નહોતો. એમને માટે બધાં મંડળોમાં—વેપારીઓમાં કે વિદ્વાન મંડળમાં, સરકારી અમલદારોમાં કે રજવાડામાં, ન્યાત જાતમાં કે સ્નેહી મેળાતીમાં એક સરખો અભિપ્રાય પ્રચલિત હતો કે એમની નાણાવિષયક પ્રમાણિકતા ધન્ધાના સૂક્ષ્મ નિયમો અને ધોરણોને ચુસ્ત રીતે અનુસરનારી હતી. વાંકાનેરના અને લીંબડીના રાજા, દી. બા. સમર્થ ( વડોદરા રાજ્યના અમાત્ય ), વડોદરા દીવાન મી. બી. એલ. ગુપ્તા, વડોદરા દીવાન સર મનુભાઇ મહેતા, વાંકાનેર કારભારી મી, નાથાભાઇ અવિચલદાસ પટેલ, હૈદ્રાબાદ સ્ટેટના રેલ્વે ઑફિસર મી. પેન્ડલબરી, દરભંગાના રાજા, બીજા ઇલાકાના અનેક જાણીતા ગૃહસ્થો પોતાની મુડીની વારફેર કરવાનુ અને નવા ધન્ધા ઊભા કરવાનું કામ સર વિઠ્ઠલદાસની સલાહ લઇને એમની મારફત કરતા હતા. ઉત્પાદક રીતે નાણાની હેરફેર કરવામાં સર વિઠ્ઠલદાસ જબરા કુનેહબાજ ગણાતા હતા.*

સર વિઠ્ઠલદાસનું નામ વેપારી આલમમાં કુનેહ માટે અને સદ્ધરપણા માટે જાણીતુ થયુ હતુ સ્પીશી બૅન્કની નિષ્ફળતા સિવાય એમના વ્યવહારમાં અને વેપારી કુનેહમાં કોઇ પણ સ્થળે મોટી ખોટની વાત આવી નથી. મોટી પેઢીઓ –કમ્પનીઓની યોજના થતી ત્યારે સૌ એમનો અભિપ્રાય અવશ્ય મેળવતું. એમને કમ્પનીના ડિરેક્ટર તરીકે મેળવ્યા એટલે કમ્પનીના શેરો ભરાવવામાં સરળતા થઇ એવી સમજ વેપારી આલમમાં પ્રચલિત હતી એ દિવસોમાં દેશી વેપારીમાં જબરામાં જબરા વેપાર ખેડનારા તાતા કુટુમ્બના મંડળો હતાં. તાતા મંડળની એક પણ ઉદ્યોગ–પ્રવૃત્તિ એવી નહોતી કે જેમાં સર વિઠ્ઠલદાસ ડિરેક્ટર ન હોય, એમની સલાહ અને એમના જ્ઞાનવિસ્તારનો લાભ લીધા સિવાય તાતા કમ્પનીની એક પણ ઉદ્યોગ–પ્રવૃત્તિના મંડાણ તે દિવસોમાં

*"You must be reading the papers about the Crisis As my business is only of Mill-Industry, we are not at all affected, but I should like to be in Bombay seeking opportunity to make money if chances arise. Such opportunities of making money often come to those who have ready cash in such a panic." [ A letter to a friend 27-10-13 ]

મંડાતાં નહિ. તેમજ તે દિવસના મોટા શરાફો સર ભરૂચાનો અને સર ડેવિડ સૅસૂનનો સર વિઠ્ઠલદાસની આવડતપર અને કાર્યસાધક શકિતપર અતિશય ભરોસો હતો, સ્પીશી બૅન્કની નિષ્ફળતા પછી સ્વાભાવિક રીતે થોડો સમય સર વિઠ્ઠલદાસનો પગ મહાન ધન્ધામાં ઝમ્પલાવતાં જરા ભારે રહેતો; તેમને સર ભરૂચા અને સર ડેવિડ સૅસૂન અને અન્ય મિત્રો ઔદ્યોગિક પ્રવૃત્તિના હિત ખાતર પરાણે આગળ આણતા હતા અને ડિરેક્ટરની પદવી ઉપર તેમને નિયોજતા હતા. બોમ્બે સ્ટીમ નેવિગેશન કમ્પનીની એક સભામાં ડિરેક્ટરોના મોટા ભાગે એમ જાહેર કર્યું હતું કે એ કમ્પનીના વહિવટ માટે અને વ્યવસ્થા માટે સર વિઠ્ઠલદાસ વિશેષમાં વિશેષ જાણકાર છે, અને કમ્પનીના હિત ખાતર જ્યાં સુધી એમને ડિરેક્ટરના મંડળમાં દાખલ કરવામાં નહિં આવે ત્યાં સુધી એઓ પણ ડિરેક્ટર તરીકેની જવાબદારી સ્વીકારશે નહિ. આવા દૃષ્ટાન્ત પરથી સમજવાનું એટલુંજ છે કે સર વિઠ્ઠલદાસ કોઇ પણ કામ હાથપર લે તો તેમાં ઉંડા ઉતર્યા વગર રહેતાજ નહિ.

એમનામાં મહાન—અતિ મહાન-ઉદ્યોગોની જવાબદારી ઉપાડવાની અને એવા ઉદ્યોગોને યોજવાની ઉમેદ અને અદ્‌ભૂત શકિત હતી. નાની શી વાત, નાનો શો ધન્ધો, નાનું શું કારખાનું એમની નજરમાંજ આવતું નહિ. હિન્દુસ્તાનમાં તાતાના ઉદ્યોગો કંઇક અંશે એમની વિશાળતાની આકાંક્ષા તૃપ્ત કરતા હતા. ખરી રીતે સર વિઠ્ઠલદાસ તો અમેરિકાના ભડવીર વેપારીરાજાઓની હરોળમાં ઉભી શકે તેવા મહત્વાકાંક્ષી હતા. આપણા દેશમાં જેટલું ક્ષેત્ર એમને મળ્યું અને જેટલા માણસોનો સહકાર તેમને મળ્યો તેનો લાભ લઇ એમણે મોટાં કારખાનાં, અને મોટી યોજનાઓ ઊભી કરી હતી. શેરો ભરાવવામાં કે શેરો વેચવામાં-તેમની એકમ સેંકડાની કે હજારની રહેતી નહિ. બને ત્યાં લાખ રૂ. ની એકમથીજ વ્યવહાર કરવાનું તેમને ગમતું હતું. પછી તે બાબત ભલે સર મહમદ યુસફના શેરોની હો, કે માર્સલૅન્ડ ઍન્ડ પ્રાઇસની હો, જામનગર દ્વારકા રેલ્વેની હો કે બૅન્ગલોર ચીકબાલપુર લાઇટ રેલ્વેની હો, કટની સીમેન્ટની હો કે દ્વારકા સીમેન્ટની હો.

વાચકોને સર વિઠ્ઠલદાસે ઉપાડેલી જવાબદારીનો સુસ્પષ્ટ ખ્યાલ આવે એ દૃષ્ટિથી એઓ જે જે કમ્પનીના ડિરેક્ટર હતા તેના નામની યાદી અહિં ઉતારવામાં આવે છે. એ યાદી સર્વાંશે સમ્પૂર્ણ નથી, તો પણ એમના કાર્યવિસ્તારનો ખરો ખ્યાલ ઊભો કરવા માટે એટલી યાદી પણ બસ થશે.

**List of Companies in which Sir Vithaldas D. Thackersey Kt., was a Director :—**

1. *The Hindoostan Spinning and Weaving mills Co. Ltd.*
2. *The Western India Spg. and Mfg. Co. Ltd.*
3. *The Indian Manufacturing. Co. Ltd.*
4. *The Hongkong Spg. and Mfg. Co. Ltd.* (This mill was sold at a profit in 1920)
5. *The Crown Spg. and Mfg. Co Ltd.*
6. The New Piece goods Bazar Co. Ltd.
7. Volkart's United Press Co. Ltd.
8. *The Sirdar Carbonic Gas Co. Ltd.*
9. *The Bombay Villas Syndicate.*
10. The Tata Iron and Steel Co. Ltd.
11. *The Bombay (Central-now) Provincial Co-operative Bank Ltd.*
12. The Bank of Baroda Ltd. (Resigned as Director early in 1922).
13. The Tata Hydro Electric Power supply Co. Ltd.
14. The Andhra Valley Power Supply Co. Ltd.
15. Marsland Price and Co. Ltd.
16. The India Mercantile Insurance Co. Ltd.
17. The Bombay Steam Navigation Co. Ltd.
18. *The Jamnagar-Dwarka Ry. Co. Ltd.*
19. The Katni Cement and Industrial Co. Ltd.
20. The Jubbulpore Cement Co. Ltd.
21. The Ahmedabad Electricity Co. Ltd.
22. The Barsi Spg. and Wvg. Mills Co. Ltd.
23. Morarjee Goculdas Spg and Wvg. Mills Co. Ltd.
24. The Sholapur Spg. and Wvg. Mills Co. Ltd.
25. The Dwarka Cement Co. Ltd.
26. The Agriculture Implements Co. Ltd.
27. The Enamelled Ironware Co. Ltd.
28. The New Era Industries Ltd.
29. *Vithaldas Damodhar Thackersey and Co. Ltd.*
30. *Govindjee Madhowjee and Co Ltd.*
31. The India Social Reformer Ltd.
32. The Indian Steel Wire Products Co. Ltd.
33. *The Poona Building Co. Ltd.*
34. Dharamsey Morarjee Woollen Mills Co. Ltd.
35. The Gaekwar Oil and Chemical Co Ltd
36. The Associated Building Co. Ltd.

37. The Tata Construction Co. Ltd.
38. The Mysore Distillation Iron Works Ltd.,*

આટલી બધી કમ્પનીઓના ડિરેક્ટર તરીકે કામ કરવું, અને જવાબદારી માથે ઉપાડીને કામ કરવું, એ કેટલું કઠણ હશે તેની કેવળ કલ્પનાજ થાય. દરેક કમ્પનીના કાગળો વાંચવા, વિચારવા અને તેના ઉપરથી વિચારો ઉપજાવવા, કમ્પનીઓના ડિરેક્ટરોની અને શેર-હોલ્ડરોની સભાઓમાં હાજરી આપવી, યોગ્ય વખતે યોગ્ય ખુલાસા રજુ કરવા અને ખુલાસા પૂછવા વગેરે કામમાં તેમનું ચિત્ત તે ગમ્ભીરતાથી પરોવતા હતા એમના સેક્રેટરીએ રોજના કામની યાદી અગાઉથી કરી રાખવી પડતી, અને તે પ્રમાણે વખતો વખત એઓ એ યાદી ઉપર નજર નાંખ્યા કરતા હતા. તે ઉપરાન્ત રોજ પોતે કચેરીમાં આવે ત્યારે તે દિવસના કામની યાદી ટેબલ ઉપર મૂકાઇ ગયેલી હોવી જોઇએ એવી તજવીજ પણ તેમણે રાખી હતી. એક દિવસ એવું બન્યું કે બે પાંચ કમ્પનીના ડિરેક્ટરોની સભા ભરાવાની હતી. તેના નામો યાદીપર મૂકાયાં હતાં. સભાઓનો સમય અગાઉથી એકમેકની સવડ પ્રમાણે ગોઠવાયો હોય કે જેથી એક સભામાંથી ઉઠી બીજી સભામાં હાજરી આપવાનું બની શકે. તે દિવસે સર વિઠ્ઠલદાસ ડિરેક્ટરોની સભામાં હાજરી આપવા બહાર નીકળ્યા અને પાછળથી તેમની ઑફિસમાં ટેલીફોન આવ્યો કે અમુક સ્થળે શેઠ કેમ હજુ હાજર થઇ શક્યા નથી; અર્ધો કલાક થયો કે બીજે સ્થળેથી ટેલિફોન આવ્યો કે શેઠ આજની સભામાં હાજર થવાનું વચન આપવા છતાં કેમ હાજર થઈ શક્યા નથી. ઑફિસના મૅનેજરને નવાઇ લાગી કે શેઠ બહાર નીકળી ચુક્યા છે છતાં કેમ સભામાં નહિં ગયા હોય. થોડીવાર થઇ કે શેઠ ઑફિસમાં આવ્યા; મૅનેજરને બોલાવ્યા, કારકુનને બોલાવ્યા—અને ગરમ થઇ પૂછ્યું કે—આજની ઍપોઇન્ટિમેન્ટની નોટ કોણે લખીછે? હું જ્યાં ગયો ત્યાં અર્ધો કલાક મોડો થયો—બારિક તપાસ કરતાં ખબર પડી કે કોઇ પણ ભૂલને લીધે સભાનો સમય લખવામાં અર્ધા કલાકની-ત્રીસ મિનિટની ભૂલ થવા પામી હતી. તરતજ તે ભૂલ સુધારી લઇ બાકીની જે સભા રહી હતી તેમાં હાજરી આપવા તેઓ ગયા હતા

જમશેદપુરમાં— તાતા આયર્ન વર્કસ'-ની ડિરેક્ટરોની સભા પ્રત્યેક ડિસેમ્બરના છેલ્લા ભાગમાં મળતી હતી ત્યારે સર વિઠ્ઠલદાસ અચુક ત્યાં હાજરી આપવા જતા હતા.

---

* આ યાદીમાં જે કમ્પનીનાં નામ ઇટાલિક ટાઇપમાં છાપવામાં આવ્યા છે તે કમ્પનીઓ ઉપર સર વિઠ્ઠલદાસનો કેવળ ડિરેક્ટરના નાતાનો સમ્બન્ધ નહોતો પરન્તુ મૅનેજીંગ એજન્ટ તરીકેનો તેમ તેના સ્થાપક અને યોજક તરીકેનો પણ સમ્બન્ધ હતો.

ડિરેક્ટરોની સભામાં હાજરી આપી પોતાના અભિપ્રાય દર્શાવ્યા બદલ ડિરેક્ટરોને લવાજમ મળે છે તે વાચકો જાણતા હશે. એ લવાજમ કમ્પનીના કામની મહત્તા પ્રમાણે રૂ. ૫૦થી માંડીને રૂ. ૧૦૦૦ સુધી પ્રત્યેક બેઠક માટે અપાય છે.

ઈ. સ. ૧૯૧૪માં મહાન યુદ્ધ યૂરોપમાં સળગ્યું હતું. ત્યારથી હિન્દુસ્તાનના વેપારક્ષેત્રમાં જબરી ઉથલપાથલ થઇ હતી. એ યુદ્ધના દિવસોમાં મોટા વેપારીઓએ લાખો રૂપીઆની કમાણી કરી લીધી હતી. સર વિઠ્ઠલદાસનો પણ એ કમાવાનો યુગ હતો.

એમની વિશ્વસનીયતાનો મોટો પુરાવો ઇ. સ. ૧૯૧૯ માં તેમણે દ્વારકા સીમેન્ટ કમ્પનીની યોજના કરી ત્યારે સ્પષ્ટ રીતે જણાયો હતો. એ કમ્પનીએ બહુ મોટા પાયા ઉપર રચાયેલું કારખાનું ઊભું કર્યું હતું. જ્યારે તે કારખાનું ઊભું થયું ત્યારે આખા હિન્દુસ્તાનમાં તે સર્વથી મોટું સીમેન્ટનું કારખાનું ગણાતું હતું. લાખો રૂપીઆની મૂડી એવાં કારખાના ઊભાં કરવામાં જોઇએ છીએ. લગભગ પોણા કરોડ રૂપીઆથી વધારે મૂડી એ કારખાના વાસ્તે શેરહોલ્ડરોએ આપી હતી. સર ભરુચા, સર ડી. સૅસુન મી. એફ. ઇ. દીનશાહ, શેઠ રામનારાયણ હરનારાયણ, જેવા મહાન વેપારીઓ અને વડોદરા રાજ્ય પોતે એ કમ્પનીના ડિરેક્ટર મંડળમાં જોડાયા હતા. સર વિઠ્ઠલદાસની યોજક-શક્તિનો અપ્રતિમ નમૂનો એ દ્વારકા સીમેન્ટ ફેક્ટરી ગણી શકાય. જે ગામમાં રેલ્વેનું સ્ટેશન નહિ, જે બન્દર ઉપર મોટા સંચા અને કોલસાની સ્ટીમરો ખાલી કરવાની ડૉક નહિ, જ્યાં મીઠાં પાણીનો પૂરો પુરવઠો નહિ, જ્યાં કેળવાયેલો મજુર વર્ગ નહિ, તેવા સ્થળમાં એકજ વરસમાં રાક્ષસી કારખાનું ઊભું કરવાની બાથ સર વિઠ્ઠલદાસે ભીડી હતી, અને એ સ્થળે એમની કુનેહથી, લાગવગથી અને સંયુક્ત યોજનાઓને સાંગોપાંગ પાર પાડવાની અદ્‌ભૂત આવડતથી દ્વારકામાં રેલ્વે થઈ, દ્વારકામાં ડૉક બન્ધાઇ, ઓખા પોર્ટ ઉપર મોટી સ્ટીમરો ઊભી રહે તેવો "સયાજી પીઅર" રચાયો. એ કારખાનુ સુન્દર કામ આપતું થયું, સીમેન્ટ બજારમાં દ્વારકા સીમેન્ટની પ્રતિષ્ઠા જામી; શેર બજારમાં એ કમ્પનીના શેરની કીમત વધવા લાગી. પરન્તુ ક્રમલાગ્યે એ કારખાનું પુખ્ત બની પગભર થાય તે પહેલાં સર વિઠ્ઠલદાસનું ઓચીન્તું અવસાન થયું. બીજી તરફથી વેપારી બજારમાં (સીમેન્ટની બજારમાં) પણ એકદમ મન્દી આવી ગઇ; એટલે એ કમ્પનીને નભાવી રાખવા બનતા પ્રયાસો કરવા છતાં તેને ફડચામાં લઇ જવી પડી હતી.

---

૫૦

## પ્રકરણ ૩૦ મું.



### વ્યાયામ, વિહાર, અને મનોરંજક કર્મગુણ

સર વિઠ્ઠલદાસનું જીવન એટલું બધું પ્રવૃત્તિ-યુક્ત અને જવાબદારી-વાળાં કર્તવ્યોથી ખીચોખીચ ભરેલું હતું કે સામાન્ય જનને સ્વાભાવિક જિજ્ઞાસા ઊભી થાયજ કે એઓ પોતાના નૈમિત્તિક કાર્યવ્યવહારમાં મનુષ્ય જીવનને અગત્યની ગણાતી વ્યાયામ, વિહાર અને મનોરંજક કર્મ-ગુણને લગતી પ્રવૃત્તિ કેવી રીતે ગોઠવતા હશે! સૃષ્ટિનો ક્રમ એવો છે કે જેટલી પ્રાણવાન વિભુતિ જન્મીને વધતી જાય છે તે બધામાં તેજ સાથે પન્થે હોય છે કે જેની વૃદ્ધિ એકાંગી ન હોતાં સર્વાંગી હોય છે. ઝાડ પોતાના પાંદડાંમાં વધારો કરેછે ત્યારે તેનાં મૂળીઆંમાં વૃદ્ધિ થતી નથી એવું કંઇ નથી. માણસ પોતાની સ્વાર્થવૃત્તિવાળી અક્કલથી ઘણીવાર સૃષ્ટિના નિયમની વિરૂદ્ધ જઇ એકદેશીય વૃદ્ધિ સાધે છે તો તેનું પરિણામ હિતકર નથી આવતુ. એટલે કે જ્યાં જ્યાં પ્રગતિનું દર્શન થાય, ત્યાં ત્યાં જીવનનાં બધાં અંગોને પથ્ય પ્રવૃત્તિ મળતી હશે એમ સમજુ માણસે માનવુંજ જોઇએ. સર વિઠ્ઠલદાસને આરોગ્ય અને આનન્દ સાધવાની વૃત્તિ ધન્ધાની કાર્યવાહીમાં કે પ્રતિજ્ઞાએ અર્પણ કરેલાં કર્તવ્યોના ઢગલામાં દાબી દેવી પડતી નહોતી. તેઓ સજાગ હતા. જીવનની જરૂરીઆતનું તેમને સુસ્પષ્ટ ભાન હતું. તેથીજ તેમના જીવનની પ્રવૃત્તિમાં વ્યાયામ અને વિહારને યોગ્ય સ્થાન મળી રહેતું હતું. વ્યાયામની-પથ્યવિહારની-સંસ્થાઓ "ક્લબ" અને "જીમખાના" ગણાય છે. સર વિઠ્ઠલદાસે નાની વયથી આવી સંસ્થાઓ સાથે પોતાનો સમ્બન્ધ જોડી રાખવાની રીત ગ્રહણ કરી હતી. ક્લબમાં હાજરી આપવી, જીમખાનામાં આવજા રાખવી એ એમના રોજીન્દા જીવનક્રમનો એક અંશ બની રહ્યો હતો. મુમ્બઇમાં જૂના સમયમાં "કાપડીઆ રમુજી ક્લબ" નામની સંસ્થા હતી, તેમાં સર વિઠ્ઠલદાસ સારો રસ લેતા હતા. મુમ્બઇની હિન્દુ યુનીઅન ક્લબ, ઓરીએન્ટલ ક્લબ, વિલિંગ્ડન ક્લબ, મહાબલેશ્વર હિન્દુ જીમખાના, પુના લેડીઝ ક્લબ, સીમલા ક્લબ, અને ડકન ક્લબ, વડોદરા સયાજીવિહાર ક્લબ, ચેમ્સફર્ડ ક્લબ દીલ્હી, વગેરે સંસ્થા સાથે તેમનો સમ્બન્ધ હતો એવું એમની "ડાયરી" નોંધપોથી ઉપરથી તથા પત્રવ્યવહારના દફતરોમાંથી જોઇ શકાય છે.

મુમ્બઇના હિન્દુ જીમખાના સાથે અને પૂનાના ડેક્કન જીમખાના સાથે તેમનો સમ્બન્ધ હતો. જીમખાનામાં જ્યારે જ્યારે મોટી હરીફાઇઓના ખેલ થતા હતા ત્યારે ત્યારે તેઓ તે જોવામાં રસ લેતા હતા. પોતે ક્રિકેટની રમત રમવામાં રસ લેતા નહિ પરન્તુ ક્રિકેટની રમતની હરીફાઇના ખેલ બહુ રસપૂર્વક નિહાળતા હતા અને ખેલાડીઓના દાવપેચની ચર્ચામાં પણ સમજ ભર્યો ભાગ લેતા હતા. પૂનાના ડેક્કન જીમખાનામાં ૧૯૨૧માં મુમ્બઇના ગવર્નર સર જ્યાર્જ લૉઇડના મુરબ્બી પણ નીચે મોટી "ટુરનામેન્ટ" રમત ગમતના ખેલની મીજલસ થવાની હતી ત્યારે સર વિઠ્ઠલદાસનું નામ એ કામ માટે યોજાયેલી સમિતિના એક સભ્ય તરીકે રાખવામાં આવ્યું હતું.

તેમને ક્રિકેટ રમવાનો શોખ નાની ઉમ્મરે હતો પણ પાછળથી બીલકુલ નહોતો; પરન્તુ લૉન ટેનિસની રમત વ્યાયામની દૃષ્ટિથી તેઓને પસન્દ હતી. જ્યારે જ્યારે* તક મળતી હતી ત્યારે ટેનિસનું રૅકેટ તે હાથમાં લેતા. પોતાના બંગલામાં ટેનિસ રમવાની ભૂમિકા બહુ ઉમંગથી અને ઝીણવટથી પોતે તૈયાર કરાવેલી હતી. મહાબળેશ્વરમાં કે મુમ્બઇમાં એમનું ટેનિસ માટેનું ક્રિડાંગણ અતિ રમણિય ગણાતું હતુ. તેમના બન્ધુ શેઠ માધવજી ભાઇને ટેનિસ રમવાનો શોખ સર વિઠ્ઠલદાસના શોખમાંથી જ જન્મ્યો છે એમ કહેવામાં ખોટું નથી. બૅડમિન્ટનની રમત પણ ક્લબમાં જ્યારે જતા ત્યારે કોઇ કોઇ વાર રમતા હતા. પૂના સાથે વધારે ઘાડો સમ્બન્ધ બન્ધાયા પછી ટેનિસ ઉપરાન્ત બૅડમિન્ટનની રમત તેમણે સ્વીકારી હતી.

શરીરનું સ્વાસ્થ્ય બરાબર જળવાય છે કે કેમ તેની સમ્ભાળ તેઓ નિયમિત રીતે રાખતા હતા. એમની "ડાયરી" ના પાનામાં અનેક સ્થળે પોતાના શરીરનું વજન પ્રત્યેક અઠવાડીએ કર્યાની નોંધ મળી આવે છે.

| તારિખ | | વજન મણ. શેર. |
|---|---|---|
| ૧-૪-૯૨ | | ૪—૨૬¼ |
| ૯-૪-૯૨ | સવારે | ૪—૨૩¾ |
| ૯-૪-૯૨ | જમ્યા પછી | ૪—૨૫¼ |
| ૨૧-૪-૯૨ | સવારે | ૪—૨૩ |
| ૨૧-૪-૯૨ | જમ્યા પછી | ૪—૨૪½ |
| ૧૦-૫-૯૨ | | ૪—૨૬½ |

* ઇ. સ. ૧૮૯૯માં માર્ચ માસમાં નિયમિત રીતે શેઠ ગોકળદાસ માધવજીને ત્યાં શેઠ વિઠ્ઠલદાસ રોજ ટેનિસ રમવા જતા હતા. તેમની સાથે શેઠ નરોત્તમ મોરારજી ગોકળદાસ, શેઠ ગોરધનદાસ ખટાઉ, તથા શેઠ મથુરાદાસ ગોકળદાસ રમવામાં રસ લેતા હતા.

| તારિખ | વજન મણ શેર |
| --- | --- |
| ૧૭–૫–૯૨ | ૪—૨૭¾ |
| ૨૪–૫–૯૨ | ૪—૨૭½ |
| ૨–૬–૯૨ | ૫— ½ |
| ૧૬–૬–૯૨ | ૫—૧ |
| ૩૦–૬–૯૨ | ૫—૨ |
| ૧૯–૮–૯૨ | ૫—૫ |

ઘોડે બેસવાના વ્યાયામની ટેવ રાખ્યા પછી એમનું વજન ઘટ્યું હતું; તે પછી સરેરાશ ૧૮૫થી ૧૯૦ રતલ *વજન રહેતું હતું. એમની ઉંચાઇ પાંચ ફુટ કરતાં વધારે હતી.

ઘોડા ઉપરની મેહેલ એ સર વિઠ્ઠલદાસનો માનીતો વ્યાયામ-વિહાર હતો. નાની વયમાંથી તેમને એ ઉમદા પ્રાણી પ્રત્યે ભાવ અને આકર્ષણ થયાં હતાં. ખમ્ભાલીઆમાં નિશાળે જતાં આવતાં ઘોડો દોડાવવાની મોજ તેમણે બાળપણમાં ચાખી હતી, તેનો રસ આખા જીવનભર તેવોને તેવો રહ્યો હતો. પોતાના ઉપયોગ માટે સારા ઘોડા પસન્દ કરાવવામાં અને ઘોડાની સમ્ભાળ રાખવા માટે વ્હેટર્નરી ડૉક્ટરોની સલાહ લેવામાં તેમની ચીવટ ખૂબજ હતી. જામનગરમાં જામસાહેબના કુટુમ્બના કુમાર શ્રી ભગવાનસિંહજી સાથે સર વિઠ્ઠલદાસનો સમ્બન્ધ એમના વડીલોના વખતથી બન્ધાયો હતો. તેમની પાસેથી જામનગરથી ઉત્તમ ઘોડા મંગાવવા માટે થયેલો પત્રવ્યવહાર દફતરે છે. તે પરથી જણાય છે કે ઘોડા વાસ્તેનો શોક તેમને ઘણો હતો. ઘોડાની પરીક્ષા પણ તેઓ કરી શકતા હતા. તેમના સન્મિત્ર ભાઇ ગોવિન્દજી પણ અશ્વપરીક્ષાની ઉત્તમ શક્તિ ધરાવતા હતા. સને ૧૯૦૬ માં મુમ્બઇમાં ઘોડાનું પ્રદર્શન ભરાયું હતું તે વખતે એમણે પોતાનો ઘોડો નામે Prince. પ્રિન્સ-મુમ્બઇના બીજા નામાંકિત ઘોડા સાથે હરીફાઇમાં રજુ કર્યો હતો. તે પ્રદર્શનની સમિતિએ–આ પ્રિન્સની ઉત્તમ લાયકાત માટે બે સુન્દર રૂપાના પ્યાલા ઇનામ આપ્યા હતા. (૧) હન્ટરની ઓલાદમાં શ્રેઠ હોવાનું પહેલું ખાસ ઇનામ, અને (૨) હન્ટરની ઓલાદમાં ઓછામાં ઓછા વજન માટે બીજું. મુમ્બઇમાં અને પૂનામાં નિયમિત રીતે ઘોડા

* જ્યારે તેઓ જાપાનના પ્રવાસે નીકળ્યા ત્યારે તેઓનું વજન ૧૮૫ રતલ હતું; પરન્તુ પ્રવાસમાં દૂધ મલાઇ જેવા તાજા પૌષ્ટિક ખોરાકને અભાવે જાપાન છોડતી વખતે એમના પેટનાં આંતરડાનું દર્દ વધવા લાગ્યું તેથી દિવસે દિવસે વજન ઘટવા લાગ્યું, તે એટલે સુધી ઘટ્યું કે લંડનમાં જ્યારે તેઓ ત્રણ અઠવાડીઆં બહુ માંદા રહ્યા ત્યારે તેઓનું વજન ઘટીને ૧૫૦ રતલ પર આવ્યું. ત્યાંથી પાછા ફર્યાં પછી દરેક રીતે તબીઅતની કાળજી રાખવાથી તબીઅત સુધરી અને ત્યારથી ૧૬૩–૧૬૫ રતલ રહેતું હતું. છેવટની માંદગીમાં વજન ઘટીને ૧૪૩ રતલ થઇ ગયું હતું.

પર બેસી ફરવા જવાનો કાર્યક્રમ બહુ રસ ભરી રીતે તેઓ મ્હાલતા હતા તેમને એ વ્યાયામ એટલો બધો અનુકૂળ અને લાભકારક જણાયો હતો કે *મુમ્બાઈથી સીમલા જેટલે લામ્બે પલ્લે પોતે પ્રવાસે જતા ત્યાં પણ પોતાના ઘોડાને અગાઉથી મોકલી આપતા હતા અને ત્યાં નિયમિત રીતે ઘોડાપર બેસી દશ માઈલ જેટલું ફરી આવતા હતા. એમને ઘોડાપર બેસવાની કસરત અતિ વહાલી હતી તેના પુરાવા રૂપે એટલુંજ કહેવું બસ થશે કે પૂનામાં "પરોડા હિલ" ઉપર પોતાનો બંગલો "પર્ણ કુટી" બન્ધાવ્યો છે તેમાં પાંચ ઘોડા રાખી શકાય તેવા તબેલાની યોજના કરવામાં આવી છે. ૧૯૨૦-૨૧ ના મોટર-ગાડીના યુગમાં ટેકરી ઉપર-ઉંચે-ઘોડા માટે તબેલા બાંધવાની યોજના તો એ વિષયની આસક્તિ વગર કોઈ અમલમાં મૂકે ખરો?

ઘરમાં રમવાની રમતોમાં તેમની પસન્દગી શેત્રંજ-બુદ્ધિબળ-Chess-ઉપર ઉતરી હતી. એમની સાથે એ રમત રમવામાં રમનારને બહુ આનન્દ આવે એવા દાવપેચથી મ્હોરાંઓને એઓ ગતિ આપતા હતા. સને. ૧૮૯૫ માં મહાબલેશ્વર માં એમની સાથે શેત્રંજની રમત રમનારા પૈકી ચોરવાડના ગૃહસ્થ રા. છોટાલાલ જાદવજી એમના પત્રવ્યવહારમાં સર વિઠ્ઠલદાસના સહવાસના અનેક સમ્ભારણા આપતાં આપતાં શેત્રંજની રમતના આનન્દને બહુ રસથી યાદ કરે છે. સર વિઠ્ઠલદાસનું શરીર જેટલું ચંચળ હતું તેના કરતાં મન વધારે ચંચળ હતું, મનને કોઈને કોઇ પ્રવૃત્તિ જોઇતી હતી એમ એમના શેત્રંજના શોખ પરથી કહી શકાય. ધન્ધાના, લોકકલ્યાણની યોજનાના વિચારોને ફરજીઆત રીતે બાજુએ મૂકવા સારૂ એમના મનને જુદો ખોરાક આપવો પડતો અને એવો ખોરાક બીજી રમતમાંથી મળે તેના કરતાં શેત્રંજમાંથી બહુ નક્કર રૂપમાં મળે એ સ્વાભાવિક છે. બીજું એ કે સર વિઠ્ઠલદાસનું માનસ યોજના ઘડવામાં, ધારેલી નેમ પાર પાડવાના રસ્તા કાઢવામાં તથા યોજનામાં જે કંઇ વિઘ્નો આવવાનાં હોય તેનો અગમચેતીથી વિચાર કરી લઇ તે નિવારવાની તૈયારી રાખવામાં-બહુ રોકાતું હતું. તેવા પ્રકારની બુદ્ધિને શેત્રંજ જેવી રમત રુચિકર અને મોહક લાગે એમાં આશ્ચર્ય નથી.

શેત્રંજની રમત પણ આગળ જતાં કામના ભારને લીધે મળતી ઓછી ફુરસદને કારણે તેમણે છોડી દીધી હતી. ફરીથી જ્યારે તેઓ

---

* ઘોડાપર બેસી ફરવા જતી વખતે સાકરનાં પડીકાં પોતાના ગજવામાં લઇ જવાની કાળજી શેઠ વિઠ્ઠલદાસ ખાસ રાખતા હતા. જ્યારે ફરવાનું પૂરૂં થાય ત્યારે ઘોડાપરથી ઉતરી ઘોડાને વહાલથી પમ્પાળી પોતાને હાથે પડીકામાંની સાકર ખવરાવતા હતા. તે પછી પોતે મોટરમાં બેસી ઓફીસપર અથવા તો ઘેર જતા હતા.

પૃથ્વી પરિક્રમણના પ્રવાસે નીકળ્યા હતા ત્યારે ઇ. સ. ૧૯૧૯ માં આગબોટના તુતક ઉપર એમના મિત્ર શેઠ મૂળરાજ ખટાઉ સાથે શેત્રંજ રમવાનો રસ જાગ્રત થયો હતો.

ગંજીપાની રમત, કે સોગઠાંબાજી સર વિઠ્ઠલદાસ કોઇ કોઇ વાર રમતા હતા. તેમને કોઈ પણ પ્રકારની હોડ-સરત-વાળી રમત પાનાની-કે સોગઠાંની-પસન્દ નહોતી. ક્લબમાં બ્રિજનું ટેબલ મૂકાયું હોય તો એક બે સાદા દાવ તેઓ રમતા હતા. બિલીઅર્ડની રમત વ્યાયામની નજરે સર વિઠ્ઠલદાસ ઉમંગ ભેર રમતા હતા. એ રમત એવી છે કે સજ્જન મિત્રો કે ઘરના આપ્તજન એ રમતમાં સાથ આપે તોજ રમી શકાય; અથવા બિલીઅર્ડ રમતાં જેમને આવડતું હોય તેવા માણસોને કે આપ્તજનને એ કામે ખાસ રોકવા પડે ત્યારે રમતનો આનન્દ લઇ શકાય. સર વિઠ્ઠલદાસના વેભવી પરોણાને આનન્દ લેવાનું સ્થળ એમના બંગલાના "બિલીઅર્ડરૂમ" બની રહેતી હતી. શું મુમ્બઇમાં કે શું પૂનામાં! બિલીઅર્ડ રમતી વેળા સર વિઠ્ઠલદાસ ખાસ જુદા નમ્બરના* ચશ્મા વાપરતા હતા.

રમતોનું સ્થાન મનુષ્યજીવનમાં કયું હોઇ શકે તે સર વિઠ્ઠલદાસ બરાબર સમજ્યા હતા. સ્નાયુઓને ચંચળ અને રક્તવહનને નિયમિત બનાવવા સારૂ વ્યાયામ-વિહાર, અને મનનો કંટાળો-થાક દૂર કરવા માટે ટેબલ પરની રમતો-હોઇ શકે. રમતના રસમાં તણાઇ જઇ સમયનો ખોટો ઉપયોગ કરવા જેટલી તેમને ફુરસદ નહોતી અને રમતના રસને લીધે કેટલીકવાર ઊભી થતી માથાઝીક તેમનું મન ચલાવી લે તેમ નહોતું. રમતોના ગુલામ થવાની નબળાઇને સર વિઠ્ઠલદાસ પસન્દ કરતા નહિ.

મનોરંજક કર્મસુખ તરીકે જુવાનીમાં તેમને ફોટોગ્રાફીનો નાદ હતો. કેમેરાનો ઉપયોગ કેટલીક વખત તેમણે કર્યો હોય એમ જણાય છે. સને ૧૮૯૯માં તો ફોટોગ્રાફી માટે અતિ નાદ હતો. મુમ્બઇની બાબાજી સખારામની નામીચી દુકાનેથી ફોટોગ્રાફીને લગતો પુષ્કળ સામાન લાવવામાં આવતો હતો. છબી માટેના કાચ ધોવા કરવા સારૂ ખાસ અંધારી કોટડી પણ બંગલામાં બનાવવામાં આવી હતી. ઘણીવાર પ્લેટ ધોવાનું કામ એમના મિત્ર ભાઇ ગોવિન્દજી કરતા હતા. પરન્તુ જીવનની ગમ્ભીર પ્રવૃત્તિઓ વધતી ગઇ તેમ તેમ આવા હળવા મનોવ્યાપાર માટે અવકાશ મળતો

---

* સર વિઠ્ઠલદાસની આંખો ઇ. સ. ૧૯૦૦માં એટલે પોતાની અઠ્ઠાવીસ વરસની ઉમ્મરે નજર માટે નબળી પડી હતી. તે વખતે તેમણે ટુંકી નજરનો દોષ નિવારવા ચશ્મા પહેરવાનું કર્યું હતું, પછી મોટા થતાં વાંચવા માટે બીજા ચશ્મા તેમને લેવા પડયા હતા.

બન્ધ થઇ ગયો. એમનો કીમતી કેમેરા સારે પ્રસંગે એમના હિતેચ્છુ વડીલ મિત્ર મી. મેકડોનલ્ડની પુત્રીને ભેટ તરીકે અર્પણ કરવામાં આવ્યો હતો.

સૃષ્ટિ સૌન્દર્યમાં એક તાર થવાતું એમને ગમતું હતું. જ્યારે જ્યારે ફરવા જવાના પ્રસંગો આવતા હતા ત્યારે ત્યારે, પર્વતના, નદીના, નદી-સંગમના તળાવના, કે દરીઆના સુન્દર દસ્યવાળા સ્થાનપર' તેઓ જતા હતા. ત્યાં ઘણીવાર સ્વસ્થતાથી બેસતા અને જાણે કુદરતનુ નૂર ધરાઇને પીવાની ઉત્સુકતા રાખતા ન હોય તેમ અવલોકન કરતા હતા. બાગ બગીચાની—ફુલોની—રમણીયતા તેમના ચિત્તને ઓછી પ્રિય નહોતી. પોતાના રહેવાના બંગલાઓમાં કળાયુક્ત ઝાડપાનની ગોઠવણી રાખનાર માળીની તેઓ કદર કરતા હતા. એમની સૃષ્ટિ સૌન્દર્યની પ્રીતિ કેવળ પૃથ્વી ઉપરની સૃષ્ટિ-લીલાનું અવલોકન કરવામાંજ પૂર્ણ થતી નહોતી. સન્ધ્યાના આકાશનું અવલોકન, અને રાત્રિના સમયમાં ફીરસ્તાઓની ગેબી કચેરીની યાદ આપનાર તારામંડળનું સૂક્ષ્મ અવલોકન કરવું એમને બહુજ ગમતું હતું. મહાબલેશ્વરમાં સન્ધ્યા સમયે જ્યાંથી સુન્દર દસ્ય દેખાય તે સ્થળે અવાર નવાર જઇ બેસવાનું તેમને બહુ પસન્દ હતું. ખગોળ-નિરીક્ષાનો વ્યાસંગ સર વિઠ્ઠલદાસના વિદ્યાવિલાસી કાકા પ્રાગજી શેઠને સારી પેઠે હતો. એ નિર્દોષ અને બોધપ્રદ વ્યાસંગ સર વિઠ્ઠલદાસને લાગ્યો હતો. "દામોદર ભવન"ની અગાશીમાં ઉંચા પ્રકારના દૂરબીનો ગોઠવી તેમાંથી ખાસ અનુકૂળ સંજોગો જ્યારે હોય ત્યારે રાત્રિએ આકાશના અમુક ગ્રહો જોવાનું એમને બહુ ગમતું. હજાર દોઢ હજાર રૂપીઆના દૂરબીનો પોતાને ત્યાં તેઓએ વસાવ્યાં હતાં. અને ઘણા સમજુ મિત્રોને એ દૂરબીનમાંથી આકાશલીલા નિરખવા માટે તેઓ આમન્ત્રણ મોકલી પોતાને ત્યાં બોલાવતા હતા. આ પ્રકારનો આનન્દ લેવાની વૃત્તિમાંથી સર વિઠ્ઠલદાસને પૂનામાં*—પ્રો. નાયગામવાળા સાથે મૈત્રી બની હતી. તેમની સલાહ લઇને વખતો વખત નવાં ઉપકરણો—યન્ત્રો

* ઈ. સ ૧૮૯૮માં મુમ્બાઇમાં ખગ્રાસ સૂર્યગ્રહણ થવાનુ હતું તેનુ બારિક અવલોકન કરવા માટે ઇલાકાની વેધશાળામાં ( observatory ) યોગ્ય દૂરબીન વગરે સાહિત્યો ન હોવાથી પ્રો. નાયગામવાળાએ તેની માગણી કરેલી. સરકાર તરફથી એમ જણાવવામાં આવ્યું કે પ્રજાજન તરફથી કંઇક ફાળો ઊભો થાય તો સરકાર સારી ગ્રાંટ-દેણગી એ કામે આપે. તે પરથી પ્રો. નાયગામવાળાએ સર વિઠ્ઠલદાસની મદદ લઇ સારો ફાળો મેળવ્યો હતો અને તેને પરિણામે મુમ્બાઇની કારોબારી સભાનો ઠરાવ નં. ૬૫૧ ૨૨-૫-૬૧ નો થયો હતો. જેમાં બીજા વરસમાં બજેટમાં સરકારે રૂ. ૫૦૦૦ પાંચ હજારની તે કામે ખર્ચ કરવાની સવડ રાખવાનુ ઠરાવ્યું હતું. અને પ્રો. નાયગામવાળાને ઇંગ્લાંડમાં જવાનુ હતું ત્યાં વધારે વખત રહેવાની છૂટ આપવાનો ઠરાવ પણ થયો હતો.

સર વિઠ્ઠલદાસ પોતાને ત્યાં વસાવતા હતા ગ્રહોની ગતિનું—પૃથ્વીની ગતિનું—પ્રત્યક્ષ ભાન થાય તેવા ચાવીવાળા ગોળાઓ અને સાધનો એમને અંગને રહ્યાં હતા રાતે આમશમા તારાની કચેરીનું નિરીક્ષણુ કરતા પહેલા કયી તારિખે કયા ગ્રહો કયે ઠેકાણે આકાશમા હોય—અગર મુમ્બઈના આકાશમા અમુક દહાડે ક્યા કયા ગ્રહો કયા કયા ખૂણામા—સ્થાનમા હોય તે દર્શાવનાર Planispheres—નકશાઓ બહાર કાઢતા હતા અને તે નકશાની હકીકત ઉપરથી દૂરબીનની મદદથી આકાશનું અધ્યયન કરી વિશુદ્ધ આનન્દ પોતાના કુટુમ્બીજન સાથે તેઓ લેતા હતા તે ઉપરાન્ત દિવસે બહુ છેટે સુધીના દશ્યો જોઇ શકાય એવુ મોઘી કીમ્મતનુ "બાયોસ્કોપ" તેમણે વસાવેલુ હતુ અને તેમાથી દેખાતા દશ્યોનો આનન્દ એમણે નાના મોટા પ્રવાસમા ખૂબજ લીધોછે સૃષ્ટિલીલાના પ્રેરક દશ્યોના પરિચયથી સર વિઠ્ઠલદાસમા સૌન્દર્ય માટેનો પ્રેમ ઘણો વહેલો જાગ્રત થયો હતો બધુ પ્રમાણસર, સ્વચ્છ અને ઉઠીને આખે વળગે એવા રૂપમા રાખવુ જોઇએ, હોવુ જોઈએ એવો એમનો આગ્રહ એજ સૌન્દર્ય માટેના પ્રેમનુ બીજુ સ્વરૂપ હતુ ઈ સ ૧૯૦૨ મા 'કાઉન્ટેસ ઑફ કર્ઝન" ના સ્મારક માટે મોટુ ફંડ ફાળો ઊભું કરવાની વેતરણ મુમ્બઈમા થઈ રહી હતી તે કામ માટે મુમ્બઈના ગવર્નર લૉર્ડ નૉર્થકોટના પત્ની લેડી નૉર્થકોટની આગેવાની નીચે મુમ્બઈમાં એક જંગી આકર્ષક બજાર—Fancy Fete ભરવાનુ નક્કી થયુ હતું એ કામમા સર વિઠ્ઠલદાસનો પુરો હાથ હતો સુન્દરતા કોને કહેવાય? આખને પ્રિય થઈ પડે એવુ શુ કોઈ રાકે? લોકની રુચિને નીચે ન જવા દેતા તેમને રુચિકર થઇ પડે તેવી રચના કેવી રીતે કરવી? એ બધો ખ્યાલ સર વિઠ્ઠલદાસે પોતાના આનન્દના—વિહારના પ્રસંગોમાંથી મેળવ્યો હતો તે એમને આવી સૌન્દર્યની સંસ્થા ઊભી કરવામા બહુ કામમા આવતો હતો લેડી નૉર્થકોટે સર વિઠ્ઠલદાસની એ સૌન્દર્ય-દષ્ટિની બહુ કદર કરી હતી જ્યારે સને ૧૯૦૭ મા લૉર્ડ નૉર્થકોટ આસ્ટ્રેલીઆમા ગવર્નર હતા ત્યારે ત્યા લેડી નૉર્થકોટે એક પ્રદર્શન ભર્યું હતુ (Australian Exhibition of Women's Work - ઑસ્ટ્રેલીઆની મહિલાઓની કારીગીરીનુ પ્રદર્શન) એ પ્રદર્શનમા હિન્દુસ્તાનની મહિલાઓની કારીગીરી માટે એક વિભાગ રાખવામા આવ્યો હતો તેમા મુમ્બાની ચીજ સર વિઠ્ઠલદાસ પાસેથી લેડી નૉર્થકોટે મગાવી હતી સૌન્દર્યની દષ્ટિએ સર વિઠ્ઠલદાસે જે નમૂના પસન્દ કરી ઑસ્ટ્રેલીઆ મોકલ્યા હતા તે ઘણા આકર્ષક અને પ્રશંસનીય ગણાયા હતા લેડી નૉર્થકોટનો પત્ર અહિ ઉતારવામા આવે તો અયોગ્ય નહિ ગણાય.

Government House.
MELBOURNE,
February 12, 1908.

Dear Mr. Vithaldas Thackersey.

The Australian Exhibition of Women's Work is now at an end and I therefore, wish to write myself and thank you warmly and sincerely in Australia's name and my own for all the kind interest and trouble you took in our undertaking. It was extremely kind of you. *I know what a very busy man you are* and I much appreciate your sparing time to procure exhibits for us. The Indian exhibits were of much interest to Australians.

I am glad to be able to tell you the Exhibition has been a real success and that financially we shall have a small surplus.

Again thanking you for your kindness.

Yours Sincerely,
(Sd.) ALICE S. NORTHCOTE.

The Executive Committee of the Exhibition passed a special vote of thanks to Vithaldas in appreciation of the very valuable assistance rendered by him.

સર વિઠ્ઠલદાસની સૌન્દર્ય-દૃષ્ટિની પરાકાષ્ઠા સને ૧૯૦૪ના મુમ્બઇના ઔદ્યોગિક પ્રદર્શનની અવનવી રચનામાં જોઇ શકાતી હતી.

એમની સૌન્દર્યની કદરદાનીનો વ્યાસંગ છેક ઘરના ફરનિચર, રાચરચીલાં અને વાસણ કુસણમાં પણ જોઇ શકાતો હતો; એજ સુન્દર ઘાટ માટેની તેમની તીવ્રતાએ તેમને સ્થાપત્યના સૌન્દર્યની પીછાન કરાવી હતી. પૂનામાં તેમના નિવાસ સ્થાનનો "પર્ણકુટી" નામનો બંગલો ઉત્તમ સ્થાપત્યનો નમુનો ગણાયછે, એમાં આણેલી સુન્દરતાની જુદી જુદી એકમ સર વિઠ્ઠલદાસે પોતાના સૌન્દર્ય-પ્રેમમાંથી અને સૌન્દર્યની કદરદાનીમાંથી ઉપજાવી કાઢી હતી. પથ્ય મનોરંજક કર્મણુકમાં સૌન્દર્યનો સહવાસ બહુ ઉંચો દરજ્જો ભોગવેછે.

નાટક અને સીનેમા એ આનન્દ મેળવવાની સંસ્થાઓ છે. તેનો ઉપયોગ સર વિઠ્ઠલદાસ પ્રમાણસર કરતા હતા. દેશી નાટકોમાં રાતના લાગ્યા સમય સુધી મોડી થવું પડે અને એથી આરોગ્યને ધક્કો લાગે એ વૃત્તિથી તેઓ પાછલા ભાગમાં તો સીનેમા અને ઓપેરા જોવાનું

ઘણીવાર પસન્દ કરતાં હતા. આવા આનન્દનાં સ્થળે તેઓ કદિ એકલા તો જતાજ નહિ. તેમના મિત્ર ભાઇ ગોવિન્દજી એમની સાથેજ રહેતા અને પાછલા સમયમાં લેડી પ્રેમલીલાનો સહવાસ તેમને રહેતો હતો.

આનન્દ અને કર્મણ્ક તરીકે સર વિઠ્ઠલદાસ સંગીતનો ઉપયોગ પણ કરતા હતા. હાઇસ્કૂલમાં ભણતા હતા ત્યારથી એમને સંગીતના સૂર આહ્લાદક લાગ્યા હતા. એમનો એ આહ્લાદ રુચિના વિકાસની સાથે વિકસતો હતો. બધા આનન્દ કરતાં એમને સંગીતજન્ય આનન્દ ઘણો ઉપકારક સમજાયો હતો. સંગીતના આનન્દનો સમ્બન્ધ શરીરના સ્વાસ્થ્ય સાથે અને ચિત્તની પ્રસન્નતા સાથે ઘાટો છે એ વાતનો એમને સ્પષ્ટ સાક્ષાત્કાર થયો હતો.

શાસ્ત્રીય સંગીત જ મનોવ્યાપારને ચેતનમય અને વિશુધ્ધ રાખેછે એવું એઓ સમજતા હતા. મુમ્બઇમાં પંકાયેલ ગાન્ધર્વ વિદ્યાલયમાંથી પસન્દ કરેલા સંગીત શિક્ષકને પોતાની સાથે તેઓ રાખતા હતા. રાતે વાળુ કર્યા પછી નીતિ, સદાચાર, અને આધ્યાત્મિક ભાવની પ્રેરણા આપે તેવાં પદો અને ગીતો સાંભળવાનો નિત્યક્રમ સર વિઠ્ઠલદાસે રાખ્યો હતો. શ્રીમદ્ભગવદ્ ગીતાના ખુલન્દ અર્થવાળા શ્લોકો સંગીતની સુરાવટથી સાંભળવાનું એમને બહુ ગમતુ હતું.

પોતે જાતે ગાતાં શીખવામાં ખૂબ તલ્લીન બનતા હતા. એમની નોંધપોથીમાં નજર નાંખીએ છીએ તો અત્યારે કેટલાંક ગીતોની "સારેગમ" અને કેટલાક રાગ રાગીણીના આલાપના ઠાઠની "સારેગમ" એમના પોતાના અક્ષરથી લખાયેલ નજરે પડેછે. હોરીના, ભૂપાલના, દેશના, આલાપની "સારેગમ" વિસ્તારથી લખેલી છે.

ભૂપાલનો આલાપ—આમ લખ્યો છે.

१ प ध सा रे ग रे घ सा
२ प ध सा रे ग रे ग, रे सा रे, ग रे, ध सा
३ प ध सा रे ग, रे ग, रे सा रे ग, ग प ◉ ग रे ध सा
४ प ध सा रे ग, र गे रे सा, रे ग, ग प, पप, धप, गप, धप, गप, गरे, घसा
५ सासा, गग, रेरे मप, गग धघ, पप सासा,
सासा पप, धध गग, पप रेरे, गग सासा.
सारे गग, रेग पप, गप धप, पध सासा,
धसा रेरे, सारे गगरे, सा, ध, प, ग, रे ग, इत्यादि.

સર વિઠ્ઠલદાસના ખાસ પ્રિય રાગ કેટલાક હતા. તે રાગના ગીતો સાંભળવાનુ, તેમજ ગાવાનુ તેમને બહુ પસન્દ પડતું હતું. ખમાજ, બીહાગ, બાગેશ્રી, કલ્યાણ, ( ભુપાલી ) માલકોષ, ભૈરવી, કાફી, પીલુ, અને દેશ એ રાગો સાથે એમનો મેળ સારો હતો. એમને પસન્દ હતાં તેવાં કેટલાંક પદની "સારેગમ" પોતાની નોટમાં તેમણે ઉતારી રાખી હતી. થોડાક ઉતારા અત્રે આપ્યા છે.

દેશ એકતાલ—

દીનનો દયાલ, છોડી, કોને શરણ જાઉ
रे ग सा रे म प नी सा सा नॅ नॅ ध प म प नॅ ध प म ग रि
કોને શરણ જાનુ રામ.
नी नी नी नी नी सा सा सा सा.
માત તાત જાણી પ્રભુ ચરણ પત્રે ધાઉ
म म प प नी नी सा सा नी नी नी नी सा नी सा रे सा रे
પામીને પ્રસાદ પૂર્ણ કૃતકૃતાર્થ થાઉ
सा नी सा रे सा नी ध प ( like કોને શરણ etc )

ભૈરવ—

મંગળ છે નામ તારૂ મંગળ છે ધામ
ध ध ध प ध प म ग ग मॅ ग रॅ सा रॅ मॅ
મંગળ છે કામ તારૂ ત્રિભુવન નાથ—
તુજ પદ છે વરદ વરદ કૃતકમ ફળપ્રદ
ध ध ध ध प ध नी नी नी सा सा सा सा सा नी ध सा सा नी ध प
અવ્યક્ત અખંડ એક અકળ અબાધ તું
like first line

કાફી—

શરણ તને ભગવાન પ્રભુસું પાય પડીરે પાય પડીરે
सा सा रि रि ग मॅ मॅ प, मॅ प ध सा नी ध प मॅ गॅ रे प मॅ प ग रि सा
વૃથા ગયો ભવ જન્મ અમારો નવ રાખ્યું નીજ ભાન
म प ध सा सा सा रि गॅ रे सा नी ध नी प प प ध प ग मॅ प.

ભૈરવી દાદર—

(૧) ઓ પ્રભુ અખિયે (એ) શ આ(અ)જે આહીથી ઉગારી લે
ध॑ पप ध॑पम॑प म ग॑ रॅ ग रॅ नी सा म रॅ रॅ सा

(૨) આહીથી ઉગા (આ)રી લેવુ હાય હરિ તા(આઆ)રી લેએ
ध॑ म॑ ध॑ नी॑ सा रे रॅ सा सा नी॑ नी॑ सा सा, र नी सा, नी ध॑ प

(૩) શોક મોહ મા હી નાખી—ઇત્યાદિ
as in (૨)

તાપ થી (ધ) તપુ (ઉ) છુ મને દા (ધ)ક દીક દારી લે—
प प प ध॑ प म॑ प म॑ ग र ग सा र नी सा म॑ रॅ रॅ सा

ઉત્તર જીવનમા સર વિઠ્ઠલદાસે સંગીતને જીવનની ફિલસુરી સાથે મેળવી લીધું હતું પ્રાતઃકાળમા તેમના કંઠમાંથી સ્વૈર વિહાર તરીકે ગીતના સ્વરો નીકળતા હતા. તે સમયની ટેવની એક બે ચીજ આ હતી

(ક) જાગને જાદવા કૃષ્ણ ગોવાળીઆ
તુજ વિના ધેનમાં કોણ જાશે

(ખ)

कार्पण्यदोषोपहतस्वभाव:
पृच्छामि त्वा धर्मसंमूढचेता ।
यच्छ्रेय: स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥

મનોવિનાસ માટે પત્રવાચન અને પુસ્તકપરિશીલન એ બે સાધનો શ્રીમાન પુરૂષોને બહુ અનુકૂળ પડે છે આપણે "સ્વાધ્યાય'ના પ્રકરણમાં વિચારી લીધુ છે કે સર વિઠ્ઠલદાસને વર્તમાનપત્રો, સામાયિક પત્રો અને પુસ્તકો કેટલા બધા જરૂરના લાગતા હતા. તોપણ શિષ્ટ અભ્યાસ માટેનું વાચન જુદુ ગણાય અને મનોવિનાસ માટેનું વાચન જુદુ ગણાય. હિન્દી પંચ, બીમમેન, Tit bit, Graphic, London Illustrated Weekly Times of India-Illustrated, Black and White, London News, Queen, Sketch, World, Truth, Punch, Motor, વગેરે જાતિના પત્રો અને પુસ્તકોના અવલોકનથી પણ મનને જોઈતો આનન્દ તેઓ મેળવી શકતા હતા અંગ્રેજી પુસ્તકોમાં Les Miserable નામની પ્રેરણાત્મક અને બેસાના મન્ત્રની દીક્ષા આપતી નવલકથા તેમને બહુ ગમતી હતી બુદ્ધ ભગવાનની ત્યાગવૃત્તિનો ઇતિહાસ સમજાવતી ને પછી Light of Asia

by Edwin Arnold પણ તેમના ટેબલ ઉપર પ્રસંગોપાતના વાચન માટે પડી રહેતી હતી, Wordsworth અને Byron એ બે અંગ્રેજી કવિના કાવ્યગ્રન્થો પણ કોઇ કોઇ વાર તેઓ ઉઘાડતા હતા. આ બધું વિશુદ્ધ મનોવિલાસ માટે થતું હતું.

વિલાસ અને મનોરંજનની સામગ્રીમાં સુવાસિત વાતાવરણ રાખવાની વસ્તુઓનો પણ સમાવેશ થાય છે. દેશી ઉગ્ર અત્તરની વાસ સર વિઠ્ઠલદાસ ને બીલકુલ પસન્દ નહોતી પરન્તુ પરદેશી મધુરાં સેન્ટની સુવાસ તેમને બહુ ગમતી હતી. પોતાના પ્રત્યેક કાર્ય કરવાના સ્થાનને સુવાસિત રાખવાનું એમને બહુ ગમતું હતું. તેથી ઘરમાં અને ઑફિસમાં સેન્ટની શીશી જે તે નિયત સ્થળે રાખવાની પ્રથા એમને ત્યાં ચાલુ હતી. સેન્ટમાં પણ લવ્હેન્ડર એમને વિશેષ રૂચિકર રહેતું. જામનગરનાં મોગરાના ફૂલ તેમને અતિ પ્રિય હતાં.

ન્હાવાનાં પાણીને સુવાસિત બનાવવા 'બાથ સૉલ્ટનો ઉપયોગ તેઓ ખાસ કરતા હતા. પીઅર્સનો સાબુ અને ક્યુટિક્યુરા સાબુની વપરાશ તેમને ઇષ્ટ હતી.

એવા વિલાસમાં અતિશયતા એમને જરા પણ ગમતી નહિ. ચ્હેરા વાસ્તે કે વાળ વાસ્તે ટૉઇલેટની ચીજો તેમને ગમતીજ નહિ. પાઉડર પોમેટમ–આદિનો સ્વીકાર તેમણે નહોતો કર્યો, તેથી તેમના ઘરમાંજ એ ચીજનો પ્રવેશ થયો નહોતો.

---

## પ્રકરણ ૩૧ સું.



### મિત્રમંડળ—અને સ્નેહસમ્બન્ધ.

સર વિઠ્ઠલદાસનું અંગત જીવન અને જાહેર જીવન એવા પ્રકારનું હતું કે તેમનો સ્નેહસમ્બન્ધ અનેકદેશીય બન્યો જતો હતો. રાજા મહારાજાઓ સાથે, દીવાન કારભારીઓ સાથે, સરકારી હોદ્દેદારો સાથે, વેપારીક્ષેત્રના મહારથીઓ સાથે, રાજદ્વારી જીવનના ઉપાસકો સાથે અને સંસારના સ્નેહી સમ્બન્ધીઓ સાથે સર વિઠ્ઠલદાસ સ્નેહ બાંધી શકયા હતા—મૈત્રી કેળવી શકયા હતા.

જામનગરના મહારાજા જામ સાહેબ સાથે એમના કુટુમ્બનો સ્નેહ સમ્બન્ધ શેઠ દામોદરના સમયથી ચાલુ હતો તે આપણે જોઈ ગયા છીએ. સર વિઠ્ઠલદાસનો સમ્બન્ધ જામ શ્રી વિભાજીના સમયથી મહારાજા શ્રી જસવન્તસિંહજી સાથે બન્ધાયો હતો. સર વિઠ્ઠલદાસે એમને "દામોદર-ભવન"માં પોતાના મીજબાન તરીકે રાખ્યા હતા. એમની બન્ને વચ્ચે સારો પત્રવ્યવહાર પણ ચાલતો હતો. ત્યાર પછી જામનગરની ગાદી ઉપર મહારાજા જામ શ્રી રણજીતસિંહજી આવ્યા. તેઓશ્રી સાથે પણ સર વિઠ્ઠલદાસનો સ્નેહ સારો જામ્યો હતો. એકમેકના આતિથ્ય બન્ને તરફથી ઘણા સારાં થતાં હતાં. ઈ. સ. ૧૯૨૧ ના સપ્ટેમ્બરમાં એકવાર પૂનામાં સર વિઠ્ઠલદાસના બંગલામાં એક માસ સુધી રહેવાનું જામ સાહેબ રણજિતસિંહે રાખ્યું હતું. જ્યારે જ્યારે સર વિઠ્ઠલદાસનું જામનગર જવું થતું ત્યારે મહારાજા જામ સાહેબ રણજીતસિંહ પ્રેમપૂર્વક એમના પ્રત્યે સદ્ભાવ દર્શાવતા હતા. એઓશ્રી તરફથી તા. ૨૫-૬-૧૪ના રોજ સર વિઠ્ઠલદાસને First class order of Merit નો સુવર્ણ ચન્દ્રક એનાયત કરવામાં આવ્યો હતો. એ ચાંદ જામનગર રાજ્યનું મોટામાં મોટું માન-સૂચક ચિહ્ન ગણાય છે. રાજ્યની અને પ્રજાની શ્રેષ્ઠ સેવા કરનારા શિષ્ટ જનનેજ એ માન આપવામાં આવે છે. જ્યારે જ્યારે કાઠીઆવાડ તરફ સર વિઠ્ઠલદાસનું આગમન થતું હતું ત્યારે જામનગર રાજ્યનું-જામસાહેબનું ખાસ સૅલૂન-વિરમગામ સ્ટેશને તેમને લેવા અને મૂકવા આવતું હતું.

વડોદરાના શ્રીમન્ત સર સયાજીરાવ ગાયકવાડ સાથે પણ સર વિઠ્ઠલદાસને સારો સ્નેહ હતો. સર વિઠ્ઠલદાસ ઉપર શ્રીમન્ત સર સયાજીરાવનો વિશ્વાસ હતો અને એમની કાર્યશક્તિ ઉપર તથા યોજના શક્તિ ઉપર પણ એમને સમ્પૂર્ણ શ્રદ્ધા હતી. વડોદરા રાજ્યના અનેક મહાન કામોમાં સર

વિઠ્ઠલદાસની સલાહ લેવામાં આવતી હતી અને કેટલીક વાર તો એમનીજ હીકમતથી તૈયાર થયેલી યોજના રાજ્યે સ્વીકારી હતી. સર વિઠ્ઠલદાસ અંગત સ્નેહ પણ સારો રાખતા હતા. રાજ્યકુમારોના લગ્નોના શુભ પ્રસંગે તેમને આમન્ત્રણ મળતાં હતાં ત્યારે એઓ બનતી તજવીજે વડોદરામાં ઉત્સવમાં હાજરી આપતા હતા. શ્રીમન્ત સર સયાજીરાવ ગાયકવાડ પણ સર વિઠ્ઠલદાસના બંગલામાં ખુશીથી ઉતરવાનું પસન્દ કરતા હતા. ઇ. સ. ૧૯૨૧માં પૂના શહેરમાં "મરાઠા યુધ્ધ સ્મારક"ના સમારમ્ભનું પ્રમુખસ્થાન સર સયાજીરાવે સ્વીકાર્યું હતું. ત્યારે પૂનામાં સર વિઠ્ઠલદાસના બંગલામાં ઉતરવાનો વિચાર શ્રીમન્ત ગાયકવાડ સરકારે કર્યો હતો. પરન્તુ પછીથી વિલાયતથી આવતાં સ્ટીમર ઉપર તેઓશ્રીની પ્રકૃતિ અસ્વસ્થ થવાથી પૂનાના સમારમ્ભમાં તેઓ હાજરી આપી શકયા નહોતા. એ વખતે વડોદરાના દીવાન સર મનુભાઇ મહેતાએ સર વિઠ્ઠલદાસને પત્ર લખ્યો હતો કે,"

No. $\frac{m}{2499}$ Baroda 8th November 1921

My Dear Sir Vithaldasbhai,

I have just received a radiogram from His Highness the Maharaja Saheb from S. S. Macedonia that His Highness has been unwell on board, and has in consequence expressed his inability to go to Poona for the inauguration of the Maratha War Memorial. Your Poona house, which you so kindly placed at His Highness' disposal for residence on the occasion, will not, therefore, be required. All the same, pray, accept the cordial thanks of His Highness' Government for your courtesy in offering to lend it to His Highness.

With kind regards
I am,
Yours Sincerely,
(Sd.) MANUBHAI N.

આ બન્ને રાજ્યના અધિષ્ઠાતા મહારાજા સાથે સર વિઠ્ઠલદાસનો સ્નેહ-સમ્બન્ધ હોવાથી એઓ દ્વારકા જામનગર રેલ્વે સીન્ડિકેટ ઊભી કરી શકયા હતા અને જામનગરથી દ્વારકા થઇ ઓખાપોર્ટ સુધી રેલ્વે ચાલુ કરી શકયા હતા.

બન્ને રાજ્યો વચ્ચે તટસ્થ પક્ષ તરીકે સર વિઠ્ઠલદાસ એ યોજનામાં ઊભા રહ્યા અને અનેક આંટીઘુંટીનો ઉકેલ કરતાં કરતાં છેવટે દ્વારકા

જામનગર રેલ્વે ચાલુ થઇ છે. સર વિઠ્ઠલદાસની કુનેહ અને ખન્તનો લાભ જો મળ્યો ન હોત, જામનગરના અને વડોદરાના રાજ્યે ઉદાત્ત ભાવથી એમની કાર્યશક્તિ ઉપર વિશ્વાસ રાખી આ કાર્ય પાર પાડવાની સગવડો એમને આપી નહોત અને બ્રિટિશ સરકારમાં મેળવેલી પ્રતિષ્ઠા સર વિઠ્ઠલદાસને પ્રાપ્ત થઇ ન હોત તો દ્વારકા જામનગર રેલ્વેનો પ્રશ્ન આટલી સરળતાથી ઉકેલી શકાત નહિ. વડોદરાના દી. બા. સમર્થ, દીવાન સાહેબ મી. બી. એલ. ગુપ્તા, જામનગર દીવાન શેઠ મેરવાનજી, સર પ્રભાશંકર પટ્ટણી વગેરેને અનેક કાગળો દ્વારકા જામનગર રેલ્વે માટે સર વિઠ્ઠલદાસે લખ્યા હતા. છેવટે ઇ. સ. ૧૯૧૨ના જુન માસના ૨૨ મી તારિખે મુમ્બઇ ગવર્નરના સેક્રેટરી મી કલૉડ હિલને સર વિઠ્ઠલદાસે પત્ર લખ્યો હતો કે દ્વારકા-જામનગર રેલ્વે માટે જોઇતાં નાણાની સમ્પૂર્ણ જોગવાઈ તેઓ કરી શક્યા છે.* વળી કેવળ નાણાની સગવડ કરવા કરાવવાનુંજ એમનું કામ નહોતું. એ રેલ્વે ઝટ ચાલુ થઇ જાય તે માટે પણ તેમણે બહુ કાળજી રાખી હતી. દીલ્હીમાં રેલ્વે ખાતાનું દફતર સમ્ભાળનાર વડી સરકારના મન્ત્રી સર ટી. વાઇનને એમણે નીચેનો પત્ર લખ્યો હતો કે દ્વારકા જામનગર રેલ્વેના કામળોનો સત્વરે નીકાલ કરાવવામાં તે મદદભૂત બને.

4th February 1913
Bombay

My dear Sir T. WYNNE,

I appreciate your kindness in writing to me as you have done regarding my absence from Imperial Council. It was a great pleasure to work with a colleague of your stamp at whose hands I have been so frequent the recipient of much kindness and good will. I have been greatly benefitted by discussions in the Council on Railway-matters. Your observations were always illuminating.

---

* 24th July 1912.

My dear Mr. Hill,

I am sure it will give you very great pleasure to learn that I have successfully floated the whole of the capital required for the construction of Jamnagar Dwarka Railway. More so when you have done so much to bring it to a successful issue. Please accept my sincere thanks for all done for me.

With kindest regards
Yours very sincerely,
(Sd) VITHALDAS D. THACKERSEY.

I understand that the Jamnagar Dwarka (Railway) papers have been forwarded to the Foreign Department by the Bombay Government about a month ago. I trust, they have been received by you. Can you kindly expedite the matter? If the papers are not received by your department, a reference in the Foreign Department will expedite the matter. If we can commence at once, we can do a great deal before the next rains.

વડોદરારાજ્ય સાથેના મીઠા સમ્બન્ધને લીધે આ રીતે દ્વારકા જામનગર રેલ્વેનો પ્રશ્ન એઓ છોડી શક્યા હતા.

એ ઉપરાન્ત દરભંગા નરેશ સાથે સર વિઠ્ઠલદાસનો ઘણો ઘાટો સમ્બન્ધ હતો. અનેક પ્રસંગે સર વિઠ્ઠલદાસની સલાહ દરભંગા નરેશ વેપાર ઉદ્યોગ વાસ્તે પૂછાવતા હતા.

વળી વાંકાનેર, લીમ્બડી, પાલણપુર, રાજપીપળા, ના રાજાઓ સાથે પણ એમનો સમ્બન્ધ સારો ઘડાયો હતો.

સર વિઠ્ઠલદાસના મિત્રમંડળમાં સર વિશ્વેશ્વરય્યાનું સ્થાન પ્રથમ પંક્તિમાં આવે તેવું છે. ઇ. સ. ૧૯૦૩ માં જ્યારે પૂનામાં સર વિશ્વેશ્વરય્યા એન્જીનીઅર હતા ત્યારે ઇલાકાની ધારાસભાની કામગીરી માટે સર વિઠ્ઠલદાસ પૂના આવતા જતા હતા ત્યારથી એ બન્ને વચ્ચે મૈત્રી બન્ધાઇ હતી. ધીરે ધીરે એ મૈત્રી ઘણી ગાઢ બની હતી. સર વિશ્વેશ્વરય્યા પણ ઉંચે ચઢતા ગયા અને સર વિઠ્ઠલદાસ પણ પ્રગતિ વધારતા ગયા. જ્યારે મ્હૈસૂરના દીવાન તરીકે સર વિશ્વેશ્વરય્યા કામ કરતા હતા ત્યારે ઇ. સ. ૧૯૧૩માં સર વિઠ્ઠલદાસ સહકુટુમ્બ એમના મેમાન થઇને રહ્યા હતા. સર વિઠ્ઠલદાસે સહકુટુમ્બ કોઇને ત્યાં મેમાન તરીકે રહેવાનો પ્રસંગ લીધો હોય તો તે સર વિશ્વેસરય્યાને ત્યાંજ. (વડોદરામાં રા. બા. ગુણાજીરાવ નીમ્બાલકર-સરસુબા સાહેબને ત્યાં તેઓ પરોણા તરીકે રહેતા હતા.) જ્યારે ઇ. સ ૧૯૧૯ માં પૃથ્વી પરિક્રમા-નો જપાન અમેરિકાનો પ્રવાસ સર વિઠ્ઠલદાસે કર્યો હતો ત્યારે સર વિશ્વેશ્વરય્યા એમની મંડળીમાં મિત્ર તરીકે સામેલ થયા હતા. એ બન્ને ગૃહસ્થો વચ્ચેની મૈત્રી આજીવન ટકી રહી હતી એટલુંજ નહિ પરન્તુ સર વિઠ્ઠલદાસના સ્વર્ગવાસ પછી પણ સર વિશ્વેશ્વરય્યાએ જૂનો મિત્રભાવ કાયમ રાખ્યો છે અને લેડી પ્રેમલીલાના ખબર અન્તર તેઓ પૂછાવતા રહે છે.

સર લલ્લુભાઈ સામળદાસ મહેતા સાથેની મૈત્રી પણ બહુ જૂની અને પેઢી ઉતાર કહીયે તો પણ ચાલે. બન્નેના પિતા મિત્રો હતા. મુમ્બઇમાં કો-ઑપરેટિવ બૅન્કની યોજનાને અંગે વિચારો કરતાં કરતાં બન્ને જણ

બહુ ગાઢ મિત્રો બન્યા હતા. કેટલાક વેપાર ધન્ધાના કાર્યમાં બન્ને એક-મેકને સાથ આપતા હતા. બન્નેનો પરસ્પર અતિ વિશ્વાસ હતો. હજુ પણ સર લલ્લુભાઇ શેઠ વિઠ્ઠલદાસના કુટુમ્બ સાથે ઘર જેવોજ સમ્બન્ધ રાખે છે.

સર મનુભાઇ નન્દશંકર મહેતા સાથેનો સમ્બન્ધ ઇ. સ. ૧૯૧૨-૧૩ પછીનો જામ્યો હતો; પરન્તુ તે સારી પેઠે વિકસ્યો હતો. વડોદરાના દીવાન તરીકે એમની સાથે સર વિઠ્ઠલદાસનો સ્નેહ હતો તેના કરતાં સર મનુભાઇ તરીકે એમની સાથે વિશેષ મમતા સર વિઠ્ઠલદાસને જામી હતી. સર મનુભાઇએ એ કુટુમ્બભાવના* જેવીને તેવી હજુ પણ રાખી છે. સર વિઠ્ઠલદાસના અવસાન પછી અનેક મિત્રકાર્યો સર મનુભાઇએ એમના ખાન-દાન સ્વભાવ પ્રમાણે કર્યાં છે.

વડોદરાના રા. બા. નીમ્બાલકર પણ એમના ગાઢ પરિચયના મિત્ર ગણી શકાય. જેમ સર વિઠ્ઠલદાસ પોતે વડોદરામાં એમને ત્યાંજ ઉતરતા તેમ રા. બા. નિમ્બાલકરના પુત્ર મુમ્બઇમાં અભ્યાસ કરવા રહેલા ત્યારે "દામોદર ભવનમાં"જ રહેતા હતા.

મુમ્બઇના વેપારીક્ષેત્રમાં સર વિઠ્ઠલદાસના મિત્રો એટલે સર દોરાબ તાતા, સર રતન તાતા, સર આર. ડી. તાતા, સર ડેવિડ સૅસૂન, સર કાવસજી જહાંગીર (જુનીઅર) સર ઇબ્રાહિમ રહીમતુલ્લા, સર ફાજલભાઇ કરીમભાઇ, સર પિરોજશાહ સેટના, સર નારાયણ ચન્દાવરકર, સર ચુનીલાલ વિ. મહેતા, સર શાપુરજી ભરુચા, સર. ડી. ઇ. વાછા, મી. એન. વી. માંડલિક મી એફ. ઇ. દીનશાહ, શેઠ મૂળરાજ ખટાઉ, શેઠ ધરમસિંહ મોરારજી, શેઠ નરોત્તમ મોરારજી-વગેરેના નામો એમના બહોળા મિત્રવર્ગમાંથી મુખ્ય તરીકે ગણાવી શકાય.

પૂનામાં નામદાર ગોપાલ કૃષ્ણ ગોખલે,† સરદાર મેરજી ભાઇ દસ્તુર, કર્નલ ખમ્ભાતા, અને મી જી કે. દેવધરને સર વિઠ્ઠલદાસના પરિચિત સ્નેહીઓ તરીકે આપણે ગણાવી શકીએ. રા. બા મુધોલકર, સર પ્રભાશંકર પટ્ટણી પંડિત માલવીઆજી, શ્રી ઇશ્વરશરણ્, દી. બા. સમર્થ (વડોદરા), મી બી.

* કેટલાક વાચકને યાદ પણ હશે કે મુમ્બઇમાં સર મનુભાઇની પુત્રી બેન પન્નાના લગ્ન સોલિસિટર મી. દફતરીના પુત્ર સાથે થયા તે ઉત્સવ મહાલક્ષ્મી ઉપર સર વિઠ્ઠલદાસના "દામોદર ભવન" બંગલામાં જ ઉજવાયો હતો એ પરસ્પરની મૈત્રી.

† ઇ. સ ૧૯૧૫ના ફેબ્રુઆરીમાં દેશના રાજકીય નેતા નામદાર જી કે ગોખલેના સ્વર્ગવાસ પછી એમના સ્મારક માટે ફાળો એકઠો કરવામાં આવતો હતો તે ફાળામાં તા ૧૦મી માર્ચના રોજ રૂ ૧૦૦૦ એક હજારનો ચેક સર વિઠ્ઠલદાસે મોકલાવ્યો હતો, અને નામદાર ગોખલે પ્રત્યેનો પોતાનો સદ્ભાવ એ રીતે તેમણે વ્યક્ત કર્યો હતો

એલ. ગુપ્તા, (વડોદરા. દીવાન), પ્રિન્સિપલ એ. એમ. મસાની,* મી. ફરદુનજી એમ. દસ્તુર, વાંકાનેર કારભારી મી. નાથાભાઇ અ. પટેલ, અને જામનગર રાજ્યના ભાયાત કુમાર ભગવાનસિંહજી અને તેમના પુત્રો—વગેરે સાથે પણ સર વિઠ્ઠલદાસનો નાતો માનવાળો અને હેતવાળો હતો.

સર વિઠ્ઠલદાસના યૂરોપીઅન પ્રશંસકોમાં અને સ્નેહીઓમાં ગણાવી શકાય તેવા ગૃહસ્થો પાંચ સાત છે. મુમ્બઇના ગવ્હર્નર લૉર્ડ સિડનહામ સાથે મૈત્રીનો સમ્બન્ધ બન્ધાયો હતો. તે ઉપરાન્ત સર મ્યુર મેકેન્ઝી, સર જેમ્સ મૉન્ટિથ, સર એસ. એડ્જલી, સર ક્લૉડ હિલ,—એઓ પણ મુમ્બઇના ક્ષેત્રના ગોઠીઆ ગણી શકાય. વળી જ્યારથી ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં સર વિઠ્ઠલદાસનું જવું આવવું થયું ત્યાર પછી સર જેમ્સ મેસ્ટન, સર ગાય ફ્લીટવુડ વિલ્સન ને સર માલ્કમ હેલી સાથે સર વિઠ્ઠલદાસનો પરિચય જામ્યો હતો.

સર વિઠ્ઠલદાસના અનેકદેશીય સ્નેહસમ્બન્ધને લીધે એમને ત્યાં કેટલાંક મિત્રકાર્યો સપ્રેમ શિષ્ટતાપૂર્વક થતાં હતાં. સ્નેહીમિત્રોને ત્યાં લગ્ન, જન્મ વગેરેના ખુશાલીના પ્રસંગમાં ભેટ, અને અભિનન્દન મોકલવાનું કામ ઘણી સ્નેહભરી રીતે થતુ હતું. ઉનાળો બેસતાં અંગત મિત્રોને ત્યાં મુમ્બઇથી ઉંચી જાતની કેરીની ટોપલીઓની ભેટ પ્રત્યેક વરસે મોકલવાની પ્રથા એમના કુટુમ્બમાં વડીલોના સમયથી ચાલી આવતી હતી, તે રીત એમણે ઘણી નાજુકાઇથી ચાલુ રાખી હતી.

દીવાળીના તહેવારમાં તથા ક્રિસ્ટમસના તહેવારમાં શુભેચ્છાના પત્રો લખવાની ચીવટ તેઓ બહુ રાખતા હતા. કેટલીક વાર પોતા માટે ખાસ કળાયુક્ત નમૂનાવાળા અને ભાવપૂર્ણ લેખોવાળા Greeting cards તૈયાર કરાવતા હતા.

એમના સેક્રેટરીને કે અંગત કારકુનને સૂચના મળેલીજ હોય કે શાહેનશાહના જન્મદિવસના કે નવા વરસના રાજ્ય તરફના ઇલકાબો અને માનચાંદ અર્પણ થવાની યાદી તેમણે તપાસવી અને સર વિઠ્ઠલદાસના મિત્રમંડળના જે જે ગૃહસ્થોને માન મળેલું હોય તેમને ઘટતા અભિનન્દન વખતસર મોકલવાની રીત રાખવી.

સર વિઠ્ઠલદાસનો આ પ્રકારે પત્રવ્યવહાર ઘણો વિસ્તૃત, નિયમિત તેમજ અખંડિત હતો. એ પત્રવ્યવહારથી એમનો સ્નેહસમ્બન્ધ સદા યોગ્ય રીતે પોષાયા કરતો હતો.

---

* સર વિઠ્ઠલદાસે વિદ્યાર્થીઓને ઉચ્ચશિક્ષણ લેવાની સગવડ મળે તેવા હેતુથી Loan Scholarship Fund ની યોજના કરી હતી તેની વ્યવસ્થા કરવા પ્રિન્સિપલ મસાની, પ્રો ફરદુનજી દસ્તુર, સર લલ્લુભાઇ મહેતા ને નીમ્યા હતા. આ યોજના સર્વાંશે સમ્પૂર્ણ માલુમ ન પડવાથી મુલતવી રાખવામાં આવી છે.

## પ્રકરણ ૩૨ મું.



### આનન્દ-પર્યટન.

ઈ. સ. ૧૯૧૪ પછી સર વિઠ્ઠલદાસના ચિત્તમાં કેટલેક અંશે ચિન્તા અને ખેદને કારણે ઉદાસીનતા રહેતી હતી. ભાઈ ગોવિન્દજી માધવજી જેવા મિત્રના અણધાર્યા અવસાનની અસર એમના હૃદયમાં બહુ ઊંડી થઈ હતી. સ્પીશી બૅન્કની નિષ્ફળતાને લીધે પણ તેમને નિરુત્સાહ અને ખેદયુક્ત વિમાસણ ઊભી થતી હતી. એવા સમયમાં તત્ત્વચિન્તનના ગ્રન્થનું પરિશીલન અને લામ્બા પ્રવાસ દીલને આરામ આપેછે. આ ઉપરથી પ્રવાસની યોજના નક્કી કરી તેઓ ઈ. સ. ૧૯૧૪ના ડિસેમ્બર માસમાં નાતાલના તહેવારમાં તાતા આયર્ન વર્કસના ડિરેક્ટરોની સભા ભરાવાની હતી, તેમાં હાજરી આપવા જમશેદપૂર ગયા હતા. ત્યાંથી તેઓ કલકત્તા આવ્યા હતા, અને અગાઉથી ગોઠવી મૂકેલી યોજના પ્રમાણે લેડી પ્રેમલીલા મુમ્બઈથી કલકત્તા આવી પહોંચ્યાં હતાં. ત્યાંથી એ દમ્પતી જગન્નાથપૂરી ગયાં હતાં. જગન્નાથપૂરીના દર્શન વગેરે આટોપી દક્ષિણ તરફનો દૂરનો પ્રવાસ તેમણે આદર્યો હતો. એ મુસાફરી સુખતર, થાય અને શરીરસ્વાસ્થ્ય બરાબર જાળવી શકાય તે દૃષ્ટિથી જગન્નાથપૂરીથી સર વિઠ્ઠલદાસે રેલ્વે ખાતાના ટ્રાફિક સુપ્રિન્ટેન્ડન્ટ મી. મ્યુરહેડને પત્ર લખી એક મજાની સૅલૂન જેવી સર્વસાધનસમ્પન્ન ગાડીનો ડબ્બો પોતા માટે ખાસ ઈલાયદો મેળવ્યો હતો. એટલે જ્યાં જ્યાં તેમને જવું હોય ત્યાં ત્યાં એ ડબ્બો મોટી ગાડીની સાથે જોડી દેવાથી એમના પ્રવાસમાં અનુકૂળતા રહી હતી. જે કોઈ શહેરમાં જોવા જવાનું હોય તે શહેરમાં એ ડબ્બો સ્ટેશન ઉપર ઊભો રખાવી સર વિઠ્ઠલદાસ અને લેડી પ્રેમલીલા શહેર જોવા નીકળી પડતાં અને બધું આટોપી સાંજે સ્ટેશનમાં પોતાના ડબ્બામાં આવી વસતાં હતાં. એ રીતે તારિખ બીજી જાન્યુઆરીના રોજ એઓ મદ્રાસ પહોંચ્યાં હતાં ત્યાંથી બીજે દહાડે એમનો ડબ્બો રામેશ્વર ગયો હતો. રામેશ્વરની યાત્રામાં બે ત્રણ દહાડા ગાળી તા. ૮ મી જાન્યુઆરી ૧૯૧૫ના રોજ એઓ ધનુષ્કોટિ ગયાં હતાં ત્યાંથી મથુરા, ત્રીચીનપલ્લી, ચીંગલપટ, કૉન્જીવરમ અને આરકોનમ વગેરે સ્થળે ફરી તા. ૧૧મી જાન્યુઆરી ૧૯૧૫ના રોજ તેઓ પ્રવાસેથી પાછાં મુમ્બઈ આવી પહોંચ્યાં હતાં. એ પ્રવાસમાં રામેશ્વર, ધનુષ્કોટીના તીર્થસ્થળો મદુરાના મન્દિરો અને

ભવ્ય ગોપુર, કાન્જીવરમમાં શિવકાંચી અને વિષ્ણુકાંચી અને બાલાજી તથા ત્રીચીનપલ્લીના ઐતિહાસિક સ્થળો—વગેરે જોવામાં અને તે સમ્બધી હકીકતો જાણવામાં સર વિઠ્ઠલદાસે અને લેડી પ્રેમલીલાએ રસ લીધો હતો. કાવેરીમાં સ્નાન કરવાનો લાભ તેમણે લીધો હતો.

વળી બીજે વરસે નાતાલના તહેવારમાં તાતા આયર્ન વર્કસના ડિરેક્ટરોની સભામાં હાજરી આપવા તેઓ સાકચી. (હાલનુ જમશેદપૂર) ગયા હતા. ત્યારે તે સ્થળે ઘણા હિન્દુ વસ્યા હતા; તેમને દેવ-મન્દિર પોતાના વસવાટની જગ્યાએ હોવાની અતિ ઇચ્છા હતી. તે કાર્યમાં પણ સર વિઠ્ઠલદાસે સારી મદદ માર્ચ માસમાં મોકલાવી હતી.

એજ વરસમાં મુમ્બઇમાં સર સત્યેન્દ્રપ્રસન્ન સિંહ (પાછળથી લૉર્ડ સિંહ ઑફ રાયપુર) ના પ્રમુખપણા નીચે મુમ્બઇમાં હિન્દી મહાસભા ભરાવાની હતી; તથા વેપારી કૉન્ફરન્સ પણ તેજ વરસમાં મુમ્બઇ મુકામે ભરવાનો વિચાર ચાલ્યો હતો. તેમાં સર વિઠ્ઠલદાસે સારી રીતે આગેવાની ભર્યો ભાગ લીધો હતો.

નાતાલના તહેવાર મુમ્બઇમાં પૂરા થયા કે નવા વરસની શરૂઆતમાં ઇ. સ. ૧૯૧૬ના જાન્યુઆરી માસમાં બનારસમાં હિન્દુ યુનિવ્હર્સિટીનો પાયો નાંખવાની ભવ્ય ક્રિયા ઉજવવામાં આવી હતી. તે પ્રસંગે હાજર રહેવાનું આમન્ત્રણ સર વિઠ્ઠલદાસને મળ્યું હતું. સહકુટુમ્બ એઓ બનારસ ગયા હતા અને ત્યાંનો ઉત્સવ સમાપ્ત થયા પછી એઓ દીલ્હી આગ્રાના ઐતિહાસિક અવશેષો જોવા નાના સરખા પ્રવાસે નીકળી પડ્યા હતા.

ઇ. સ. ૧૯૧૬ના મે અને જુન માસમાં એક અંગ્રેજ ચિત્રકાર —આર્ટિસ્ટ—મી. ડોલ મહાબળેશ્વરમાં આવ્યો હતો. તેની પાસેથી સર વિઠ્ઠલદાસે પોતાના માતાની અને પિતાની છબીઓ રંગીન રૂપમાં તૈયાર કરાવી હતી એટલુજ નહિ પરન્તુ પોતે જાતે મી. પી. ડોલ પાસે રોજ બેસતા અને બે માસમાં તેમની છબી એ આર્ટિસ્ટે તૈયાર કરી આપી હતી.

ઇ. સ. ૧૯૧૬માં યૂરોપમાં મહાન યુદ્ધ જોરથી ચાલી રહ્યુ હતું. હિન્દુસ્તાનમાં વેપારીઓને કમાઈ કરવાના અનેક સંજોગો ત્યારે ઊભા થયા હતા. સરકાર પાસેથી અને યૂરોપના વેપારી મંડળો પાસેથી હિન્દના વેપારીઓને ઘટતા લાભ અને સવડો મેળવી આપવા માટે દેશી વેપારી ચેમ્બર એ સમયે સરસ કામ બજાવી રહેલ હતી. એ મંડળીના પ્રમુખ તે વરસે સર લલ્લુભાઇ સામળદાસ હતા અને ઉપપ્રમુખ તરીકે સર વિઠ્ઠલદાસ નીમાયા હતા. એ બન્ને મિત્રોએ એ સાલમાં વેપારી આલમની ઘણી

ઉત્તમ સેવા બજાવી હતી એ અરસામા "ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઅલ કમિશન" હિન્દના ઉદ્યોગ ધન્ધાની વૃદ્ધિમાટે તપાસ ચલાવી રહ્યું હતું તે કમિશનની તપાસમાં હિન્દી ઉદ્યોગ અને ધન્ધાને લગતા મનોહર ખુલાસા સર વિઠ્ઠલદાસે રજુ કર્યા હતા વળી મહાન યુદ્ધના સમયમા હિન્દમા રેલ્વે ખાતાની વ્યવસ્થા માટે પણ કેટલાક કોયડા ઉપસ્થિત થયા હતા, સર વિઠ્ઠલદાસે પોતાના દીર્ઘ અનુભવથી તેનો કેટલોક ઉકેલ કર્યો હતો

બીજે વરસે, એટલે ઈ સ ૧૯૧૭મા હિન્દી વેપારી ચેંબરના પ્રમુખ તરીકે સર વિઠ્ઠલદાસને પસન્દ કરવામા આવ્યા હતા એ વરસ હિન્દના રાજકીય ઇતિહાસમા અગત્યનું હતુ ઇંગ્લાંડથી હિન્દી વઝીર—સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઇન્ડીઆ—રાઇટ ઑનરેબલ મી મૉન્ટેગ્યુ એ સમયે હિન્દુસ્તાન આવ્યા હતા, અને હિન્દી પ્રજાને રાજ્યવહિવટમા કેટલો અને કેવા પ્રકારનો હિસ્સો આપવો તેની તપાસ તેઓ જાતે કરી રહ્યા હતા હિન્દી વેપારી ચેમ્બર તરફથી એ હિન્દી વઝીરને—મુમ્બઇની મુલાકાત દરમ્યાન એક માનપત્ર આપવામા આવ્યુ હતુ એ માનપત્રમા સર વિઠ્ઠલદાસે બીજા મુદ્દાની સાથે નીચેના મુદ્દાનો પણ સમાવેશ કર્યો હતો

(a) India's interests should not only be represented but also adequately safeguarded in the Councils or Conferences of the Empire

(b) India should have free hand in the determination of her own policy

(c) The Government of India should have complete fiscal autonomy

(d) Privilege of electing representatives in the Supreme as well as Provincial Councils should be conceded to the Indian Commercial and Industrial Community

(e) The Problem of financial stringency would be removed to some extent if a policy be adopted whereby the Gold Standard Reserve would be to a certain judicious extent located in this country and utilised cautiously in advances to Presidency Banks and otherwise made available to industrial purposes.

(૧) બ્રિટિશ સામ્રાજ્યની પરિષદોમા અને બીજી કાઉન્સિલમા હિન્દુસ્તાનના હિતનુ પ્રતિનિધિત્વ હોવુ જોઇએ એટલુજ નહિ પણ તે હિતનુ રક્ષણ થવુ જોઇએ

(ખ) પોતાની રાજ્યનીતિ સમ્બન્ધી નિર્ણય કરવામાં હિન્દને અનિયન્ત્રિત છૂટ હોવી જોઇએ.

(ગ) બહારના દેશ સાથેના જકાતના ધોરણ બાબત સમ્પૂર્ણ સ્વરાજ્ય હિન્દી સરકારને મળવું જોઇએ.

(ઘ) હિન્દુસ્તાનની પ્રાન્તિક કાઉન્સિલમાં તેમજ વડી કાઉન્સિલમાં વેપારી અને ઉદ્યોગનેતાઓ પોતાના પ્રતિનિધિ મોકલી શકે તેવા હક હોવા જોઇએ.

(ચ) સોનાના ચલણના અનામત સોનાનો જથ્થો ઈંગ્લાંડમાં રહેછે તેને બદલે તે ઈલાકાની બેંન્કોમાં રાખવામાં આવે તો નાણા ભીડના પ્રશ્નનો કંઇક ઉકેલ થવા સમ્ભવ રહે.

આ માનપત્ર અપાયા પછી મુમ્બઇમાં સર વિઠ્ઠલદાસને રૂબરૂ વાતચીત માટે હિન્દી વઝીર રાઇટ ઑનરેબલ મી. મૉન્ટેગ્યુએ ગવર્હમેન્ટ હાઉસ ઉપર બોલાવ્યા હતા.

સર વિઠ્ઠલદાસ જ્યારે દેશી વેપારી ચૅમ્બરના પ્રમુખ બન્યા હતા ત્યારે ચૅમ્બરના કામના અનુભવી અને વિદ્વાન મન્ત્રી મી. જયસુખલાલ કે મહેતા હિન્દી સરકારના આમન્ત્રણથી સરકારી કૉન્ટ્રોલરને મદદ આપવા સરકારી નોકરીમાં જોડાયા હતા, તેથી તેઓ દિલ્હી (સીમલા) ગયા હતા. એથી મુમ્બઇમાં સર વિઠ્ઠલદાસને ચૅમ્બરના પ્રમુખ તરીકેના કામમાં બહુ ઉત્તમ મદદ મન્ત્રી તરફથી મળે તેવું નહોતું. આમ હોવાથી ચૅમ્બરનું ઘણું ખરૂં કામ સર વિઠ્ઠલદાસ પોતેજ કરતા અને નજર તળે કરાવતા હતા; કારણકે નવા મન્ત્રીને એવાં કામનો સમ્પૂર્ણ પરિચય નહોતો એજ દિવસોમાં નાણાશાસ્ત્રી તરીકે સર વિઠ્ઠલદાસની પ્રતિષ્ઠા જામેલી હતી. મહાન યુદ્ધ ને લીધે હિન્દી સરકાર તરફથી "વૉર લોન" ઊભી કરવાનુ કામ જુદી જુદી સમિતિને સોંપવામાં આવ્યું હતું. એવી મુમ્બઇની સમિતિમાં સર વિઠ્ઠલદાસનું નામ સરકારે ખાસ આગ્રહથી રખાવ્યું હતુ. વેપારી આલમમાં નાણા બજારમાં સર વિઠ્ઠલદાસનુ વજન સારી પેઠે પડતું હશે ત્યારેજ તેમને આવી સમિતિના સભ્ય તરીકે સરકારે નિયુક્ત કર્યા હશે.

ઇ. સ. ૧૯૧૭ના ચોમાસમાં સર વિઠ્ઠલદાસ લેડી પ્રેમલીલા સાથે કાશ્મીરને પ્રવાસે નીકળ્યા હતા. હિન્દુસ્તાનનું કાશ્મીર એટલે સૃષ્ટિસૌન્દર્યની પરાકાષ્ઠા: કાશ્મીર એટલે કુદરતની મહત્તાનું તેમજ કુમાશનુ સ્થાન. કાશ્મીર એટલે કૈલાસની મનોરમ્ય કલ્પનાને ઊભી રાખવાની ભૂમિકા.

એ આનન્દ પર્યટનમાં લેડી પ્રેમલીલાના કમ્પૅનીઅન મિસ ફેવલ તથા સંગીત શિક્ષક બાબુભાઇ પણ સાથે હતાં. ગુલમર્ગમાંથી શેઠ માધવજીભાઇ,

ભાઈ દામોદર ગોવિન્દજી, તથા ભાઈ ઠાકુભાઈ (ગિરધરદાસ ભાઈ) પણ સાથે જોડાઈ ગયા હતા.

ઈ. સ. ૧૯૧૭ના ઑગસ્ટથી ઑકટોબર સુધી કાશ્મીરનો પ્રવાસ સર વિઠ્ઠલદાસે અને એમના આપ્તજનમંડળે મ્હાણ્યો હતો.

રાવળપીંડી સુધી ટ્રેનમાં પ્રવાસ કરી આગળનો પ્રવાસ મોટરમાં કરી આખી મંડળી શ્રીનગર પહોંચી હતી. તે વખતે ઉનાળાની ઋતુનો આનન્દ ઉપલબ્ધ નહોતો. છતાં સૃષ્ટિલીલાના ઉભરા આવતા હોય તેમ અદ્ભુત વિભૂતિનું દર્શન તો કાશ્મીરમાં જ્યારે જઈએ ત્યારે દેખાય તેવું એ સ્થળ છે. નદીમાં નૌકા-ગૃહની મોજ ભોગવતાં ભોગવતાં જે જે દ્રશ્યો અને સ્થળો આકર્ષક ગણાય છે તે બધાં એમણે જોયાં અને કાશ્મીરના હુનર ઉદ્યોગના ઘરગથુ કારખાના પણ તેમણે જોયાં. એજ સમયે શ્રીનગરમાં સર વિઠ્ઠલદાસને મુમ્બઈના સ્નેહીઓ—સર દોરાબ તાતા અને લેડી તાતા, સર પુરુષોત્તમદાસ અને લીમ્બડીના ઠાકોર સાહેબ મળ્યા હતા તેથી કાશ્મીરની સહેલમાં વિશેષ આનન્દ આવ્યો હતો.

૧૦મી સપ્ટેમ્બરના રોજ શ્રીનગરથી અમરનાથની યાત્રા માટે એ મંડળી રવાના થઈ હતી. રાજ્ય તરફથી સારી સગવડવાળા તમ્બુ વગેરે સર વિઠ્ઠલદાસની તહેનાતમાં રાખવામાં આવ્યા હતા; અને પ્રવાસને ટપ્પે ટપ્પે એ તમ્બુઓ લગાડવાનું અને ઉપાડવાનું કામ કરનાર જાણીતા માણસોને રાજ્ય તરફથી મોકલવામાં આવ્યા હતા. અમરનાથ એટલે દરીઆની સપાટીથી ૧૪૦૦૦ ફૂટ ઉંચુ શિખર! હિમાલયના અનેક પવિત્ર શૃંગોમાંનું એકશૃંગ તે અમરનાથ. કાશ્મીરથી રવાના થયા પછી કેટલોક પ્રવાસ મોટરમાં બેસીને કરવામાં આવ્યો, તે પછી ઘોડા પર બેસીને અને ડોળીમાં પ્રવાસ કરેવામાં આવ્યો હતો ક્વચિત ક્વચિત પગે ચાલીને પણ અમરનાથનો પ્રવાસ થયો હતો.

એ પ્રવાસમાં વરસાદની ઝડીઓ, ઠંડીની લહેજત, ઉંચા નીચા ચડવા ઉતરવાના સાહસભર્યા માર્ગો, મજુરો, ભોમીઆ અને ઘોડાઓની બૂમાબુમથી થતી નાની મોટી મુશ્કીલતો—વગેરેનો સરસ અનુભવ પ્રવાસીઓને થયો હતો. અમરનાથની યાત્રાની ટુંકી પણ રસાળ નોંધ લેડી પ્રેમલીલાનાં સ્નેહીની મિસ ફ્રેન્ચે કળાયુક્ત અક્ષરથી કવિત્વવાળી ભાષાથી લખેલી છે. એ સુન્દર નાજુક નોંધ પોથી તેમને પોતાને હાથે દોરેલાં રંગીન દ્રશ્યો સાથે તે બાઈએ લેડી પ્રેમલીલાને મધુર સ્મરણ તરીકે અર્પણ કરી હતી તેમાંથી એક બે ફકરા અહિં ટાંકી બતાવવાથી એ કળાધારી બાઈનો સૃષ્ટિશીલા પ્રત્યેનો પ્રેમ જાણી શકાશે.

"In the grandeur of that scene God's power was felt. The soul shrank within itself—conscious as never before, of its own littleness and helplessness in the presence of the workings of nature's noble immeasurable forces."

* * * *

"Our last march from Panchtarni to Amarnath was the most trying and most dangerous part of our expedition but as our goal lay only a few miles away we cheerfully set out to overcome all obstacles.

Most of the paths had been washed away during the heavy monsoon, and we were obliged to send several men ahead the day before to cut new paths in the mountain sides.

It was an exceedingly steep climb and we were roped to each other for greater safety. The horses followed behind. We needed them to ford the icy streams that menacingly crossed our path. With the help of our spiked sticks we wearily wound our way higher and higher till we reached the grand old glaciers.

Something akin to dread pervaded us at the sight. The mountains appeared to be knitting their brows into threatening frowns at our daring intrusion into their solitude.

Our servants would not believe that they were actually walking across ice, until they had broken off bits and then their amazement was very comical indeed!

We nearly paid for their ignorance with our lives; for suddenly, the mountains shook with an angry growl and a mass of soil and stones came rolling down upon us. We rushed to one side and huddled close together, stood watching the land-slips with terrified eyes—from a hundred feet below came mocking laughter from the icy streams.

The guide advised us to hurry on as these parts were unsafe. We had just witnessed one of the Landslips so common in the Himalayas—caused no doubt on this occasion by the hammering of our servants on the ice and the consequent vibration in the air.

* * * *

"These twelve days and nights spent mostly *a'la belle e'toile* in close communion with Nature, will remain, I think, the pleasantest, happiest memories of our whole sojourn in

Cashmere. All the dearer perhaps, because it was not wholly a path of roses."

કાશ્મીરના પ્રવાસમાં શેઠ મૂળરાજ ખટાઉ સાથે સર વિઠ્ઠલદાસની મૈત્રી સવિશેષ પરિપક્વ થવા પામી હતી. ઇ સ. ૧૯૧૭માં ઉનાળાના દહાડામાં સર વિઠ્ઠલદાસ ખંડાળામાં રહ્યા હતા; અને શેઠ મૂળરાજ લોનાવલામાં રહ્યા હતા. એ પ્રસંગે આગગાડીના પ્રવાસમાં સાથે મળવા હળવાથી એકમેકના મન મળવા લાગ્યાં હતાં. જ્યારે કાશ્મીરના પ્રવાસની યોજના સર વિઠ્ઠલદાસે ગોઠવી ત્યારે શેઠ મૂળરાજ પણ તે પ્રવાસે જવા પ્રેરાયા. શેઠ મૂળરાજ સ્વતન્ત્ર રીતે એમના મિત્ર શેઠ અમરસી માધવજીને સાથે લઇ કાશ્મીર ગયા હતા; ત્યાં પ્રાઇવેટ નોકામાં તેમણે રહેવાનું રાખ્યું હતું પરન્તુ સર વિઠ્ઠલદાસ અને શેઠ મૂળરાજ આ પ્રવાસમાં બહુ ગાઢા સહવાસમાં આવવા લાગ્યા હતા. જ્યારે શ્રીનગર મૂકી ગુલ્મર્ગમાં સર વિઠ્ઠલદાસ ગયા હતા ત્યારે તો શેઠ મૂળરાજ એમની સાથેજ રહ્યા હતા. એ દિવસોમાં અનેક નાની મોટી કુટુમ્બ-કથા શેઠ મૂળરાજ સર વિઠ્ઠલદાસને કહેતા હતા અને પોતાના સ્વર્ગસ્થ ધર્મપત્નીના મધુર સ્મરણ મિત્ર પાસે વ્યક્ત કરી કરી શેઠ મૂળરાજે એ સમયે પોતાના સ્નેહાળ ચિત્તને શાન્તિ આપી હતી.

સર વિઠ્ઠલદાસ પ્રવાસ દરમ્યાન પોતાના અંગત સુખ અને સગવડ માંથી જરા પણ જતુ કરવા ઇચ્છતા નહિ. અનિવાર્ય સંજોગમાં નાણાં ખર્ચતાં પણ સવડ મળી શકે તેમ ન હોય ત્યારે જ તેઓ ચલાવી લેતા હતા. પર્યટનમાં એમને માટે ગરમ રસોઇ થવીજ જોઇએ એવો આગ્રહ પોતાની *શરીર પ્રકૃતિ માટે તેઓ રાખતા હતા. ચાલતી ટ્રેને ગરમ રસોઇ એમને માટે થતી, તેથી પ્રવાસનો કાર્યક્રમ ઠરે કે તરતજ બધી બાબતનો વિચાર એમને ત્યાં ઝીણવટથી થતો હતો. સાધન-સાહિત્યની ઉણપ રસ્તામાં ન જણાય તેની કાળજી સાથેના માણસોએ રાખવી પડતી હતી. ખાવા પીવાની બાબત અલગ રાખીએ તો પણ ઇતર પ્રકારની પણ મુઝવણ માર્ગમાં ન આવે તેટલા સારૂ એક કાયમની યાદી તેમણે બનાવી રાખી હતી કે જેના પર માણસ નજર નાંખી જાય કે તરતજ કયી વસ્તુ સાથે લેવાની બાકી છે તે જણાઇ આવે. એમના દફતરેથી એવી એક યાદી મળેલી છે, તે અત્રે ઉતારવામાં આવેછે સંસારમાં વ્યવહારકુશલ

* ઇ સ. ૧૯૦૮મા ઇન્ડીઅન ફેક્ટરી લેબર કમિશનના કામ વાસ્તે સર વિઠ્ઠલદાસને મુસાફરીની હાડમારી બહુ વેઠવી પડી હતી ત્યારે આગગાડીમા તદન ગરમ ખાણુ તેમને મળતું તે દિવસથી પેટમા કંઇ દુખાવો થયેલો હોવાથી એમણે દરેક પ્રવાસમા પણ ગરમ ભોજન લેવાનો આગ્રહ રાખ્યો હતો.

માણુસો અનેક હોય છે તે પૈકીના સર વિઠ્ઠલદાસ હતા એવું એ યાદી પરથી સૌને પ્રતીત થશે.

## પ્રવાસ વખતે સાથે લેવાનો સામાન.

લાકડી-stick
છત્રી
કાઠી-( મોટી ડાંગ )
જનોઇ
મોઇ-દોરા
સફેત સુતરી office twine
ખીસાનો પ્યાલો
મીણબત્તિ
દીવાસળી
દૂરબીન-" બાયનૉકયુલર"
આયનો
કોલન વૉટર
મેન્થૉલ
સ્પેક્ટેકલ્સ જુદા જુદા
પ્લાસ્ટર
દવાની પેટી-medicine chest
હજામતની પેટી-shaving box
બ્રશ
વિઝિટીંગ કાર્ડ
કમ્મર પટ્ટો
કપૂર
મેન્ટ
ટેબલ ક્લૉથ
સુતરી-મોપો
હથીઆરની પેટી

મોટી છુરી hunting-knife
કાતર
દાંતે ઘસવાનું પાઉડર, બ્રશ
થર્મોમિટર
ઍલાર્મ ક્લૉક ઘંટીવાળું ઘડીઆળ
મની બૅગ
ગળપટ્ટો
શાહી ભરેલી કલમ
ડિક્શનૅરી
પંખો
કમ્પાસ
સ્કેલફૂટ
સ્ટેશનરી સામાન
સાબુ
દાંતીઓ કાંસકી
ડાયરી
રેલ્વે ટાઇમ ટેબલ
બૅરોમીટર
દિશા જોવાને કમ્પાસ
પેટીઓ-ટ્રંકને-આગાડીના ડબ્બામાં બાંકડાના પાયા સાથે સાંકળી દેવા-માટે લામ્બી લોખંડી સાંકળ અને તાળાં.
પક્કડ

એજ પ્રકારે એમના ખાના પીવાની ચીજ માટે પણ ખાસ તજવીજ રાખવામાં આવતી હતી. ચાલતે પ્રવાસે મલાઈ, માખણ, દહીં વગેરેની સ્વચ્છ મળતીજ રહે તેના વારને ઘટતી વસ્તુઓ સદા સાથે રહેતી હતી. એમના સ્વભાવનું એક લક્ષણ દર્શાવવા આટલી હકીકત વાચક આગળ મૂકી પડીએ.

કાશ્મીરથી પાછાં ફરતાં પંજાબમાં અમૃતસરમાં સર વિઠ્ઠલદાસ રોકાયા હતા અને ત્યાં શિખ સમ્પ્રદાયનું સુવર્ણ-મન્દિર શોખે રસપૂર્વક નિહાળ્યું

ઈ. સ. ૧૯૧૮માં સર વિઠ્ઠલદાસ અનેક મહાન ઉદ્યોગના કારખાના દેશમાં ઊભાં કરવાની યોજના ઉપર વિચાર ચલાવી રહ્યા હતા. લોખંડના પતરાં પર જસતનું પાણી ચડાવવાનું કારખાનું કે ખેતીવાડીને કામમાં આવે તેવાં ઓજારો બનાવવાનું કારખાનું—દ્વારકામાં સીમેન્ટ બનાવવાનું કારખાનું વગેરે બાબતોમાં તેમનું ચિત્ત વિશેષ પરોવાયું હતું. ઈ. સ. ૧૯૧૮ની આખરે ડિસેમ્બર માસના આખરના દિવસોમાં તેમણે લેડી પ્રેમલીલા સાથે દ્વારકાનો નાનોશો પ્રવાસ કરવાનો વિચાર કર્યો હતો. તા. ૧૨મી જાન્યુઆરી ૧૯૧૯ ના રોજ આગબોટ રસ્તે સર વિઠ્ઠલદાસ, લેડી પ્રેમલીલા અને શેઠ મૂળરાજ ખટાઉ દ્વારકા ગયાં હતાં. ત્યાં સીમેન્ટના કારખાનાને લગતી કેટલીક તપાસ કરી, બેટ અને આડતરા (ઓખા પોર્ટ)માં ઉડતી મુલાકાત આપી, તા. ૧૬મી જાન્યુઆરીએ તેઓ મુમ્બઈ આવી ગયા હતા.

ઇ સ. ૧૯૧૭, ૧૮માં સર વિઠ્ઠલદાસ વેપારના ક્ષેત્રમાં ખૂબજ ઉંડા ઉતર્યા હતા અને એ વરસોમાં તેમણે અનેક ક્ષેત્રમાંથી સારો લાભ મેળવ્યો હતો. એમના કેટલાક મિત્રોને સર વિઠ્ઠલદાસ એ દિવસોમાં વાતચીતમાં કહેતા હતા કે જ્યારે મારી યુવાવસ્થા હતી ત્યારે મારે કમાવાની પ્રવૃત્તિમાં રોકાવું જોઈતું હતું તેને બદલે જાહેર સેવાના કાર્યમાં અને જાહેર જીવનના કાર્યમાં એ સમય મેં ગાળ્યો હતો, પછીની મોટી વયે શાન્તિ મેળવી ધન્ધામાંથી નિવૃત્ત થઈ જાહેર જીવન ગાળવાને ટાણે મારે ઉદ્યોગ પ્રવૃત્તિમાં જોડાવું પડેછે.—એ પરથી જોઇ શકાય છે કે એમની નિવૃત્ત જીવનની તીવ્ર ઇચ્છા તે દિવસોથીજ જાગી હતી, અને તે છેવટ સુધી લુપ્ત થઇ નહોતી.

ગુજરાતમાં જાણીતા કથાકાર ભક્ત શ્રી અનન્તપ્રસાદની વાણીનો લાભ પણ સર વિઠ્ઠલદાસે લીધો હતો ગુજરાતના જાણીતા પંડિત શાસ્ત્રીજી જીવરામ લલ્લુભાઇને તો પોતાને ત્યાં સને ૧૯૧૪માં મહાબળેશ્વરમાં રાખવાનું નક્કી કર્યું હતું તેઓ કાશી (બનારસ) જઈ પોતાના પુસ્તકાદિની વ્યવસ્થા કરી સર વિઠ્ઠલદાસ પાસે આવીને રહેવાના હતા, ત્યાં દૈવયોગે ત્યાંજ તેમનો દેહ વિલીન થયો; અને એમના જ્ઞાનનો લાભ સર વિઠ્ઠલદાસ લઇ શક્યા નહોતા.

ઈ. સ. ૧૯૧૮ના દિવસોમાં ધન્ધાની મોટી ધમાલ અને ગડમથલ-થી પણ સર વિઠ્ઠલદાસ સમય મેળવી સંસ્કૃત વિદ્યાના પંડિત પાસેથી અને પંચદશીના ગ્રન્થોનું પરિશીલન કરતા હતા. પૂનાના આચાર્ય હી સ્થાપક—પંડિત શ્રી બાપટ શાસ્ત્રીજી પાસેથી અનેક અર્થપૂર્ણ માર્ગદર્શક

સંસ્કૃત વાક્યો અને વાક્યામૃતો તેમણે મેળવ્યાં હતાં અને તેના અર્થ સમજી તે શ્લોકો અને-વાક્યોનું પરિપાઠન સર વિઠ્ઠલદાસ અવાર નવાર કરતા હતા.

પંડિત શ્રી બાપટ શાસ્ત્રીજીના પરિચયથી સર વિઠ્ઠલદાસની આધ્યાત્મિક દૃષ્ટિ કેટલી વિકસી હતી તે જણાવવા શાસ્ત્રીજીના પોતાના શબ્દોજ અત્રે ઉતારીએ તો ઠીક ગણાશે.

"सर विठ्ठलदास यांच्या मनांत एखादी गोष्ट आली म्हणजे ती केल्यावांचून त्यांस चैन पडत नसे. अनुकूलता व इच्छा हीं दोन्ही त्यांच्या ठिकाणीं असल्यामुळें चांगला शास्त्री आपल्यापाशीं ठेवून आपल्या सवडीप्रमाणें गीतादिकांचा अभ्यास व श्रवण करावें, असें त्यांनीं आपल्या नेहमींच्या पद्धतिप्रमाणें ठरविलें व अनेक मित्रांना सांगून ठेवलें. रा. गोपाळ कृष्ण देवधर यांसही त्यांनीं सांगितलें. मुंबई व पुणें येथें शास्त्री पुष्कळ आहेत. पण सर विठ्ठलदासांसारख्या कुशाग्रबुद्धि पुरुषाची गीतादि ग्रंथ वाचण्याची तृष्णा शांत करील अशा प्रकारचा शास्त्री हावा असल्यामुळें रा. देवधरांना बराच विचार करावा लागला. पुढें अकल्पित योगायोगानें रा. देवधरांच्या मार्फत सर विठ्ठलदासांची व माझी ओळख होऊन पुण्यांतल्या पुण्यांत प्रथम चार महिन्यापुरती त्यांची शिकवणी मी पतकरिली. ता. १५ जून १९१८ पासून मी त्यांच्याकडे जाऊं लागलों. त्यांनीं आरंभींच गीता वाचण्यास सुरवात केली व त्यांच्या पत्नीला मी संस्कृत प्रवेशावरून संस्कृत शीकवूं लागलों. दोन तीन महिन्यांत गीता संपून पंचदशीचा आरंभ केला. पुढें त्यांनीं मला आग्रहानें मुंबईस बोलावून नेलें व पंचदशी समग्र वाचल्यावर उपनिषदादि इतर ग्रंथही ऐकले. त्यांना पंचदशी फार आवडली. तिच्यांतील पांच आनन्द वाचून तर त्यांना फारच समाधान वाटलें. विद्यानन्दाचे शेवटचें "धन्योऽहं धन्योऽहं॰" इत्यादि श्लोक ते वारंवार म्हणत. हे पांची आनंद वाचून त्यांतील "आनंद" शब्द त्यांनीं आपल्या नेहमींच्या भाषणांत आणला."

[**"सुबोध पंचदशी"**] નામના મરાઠી ભાષાંતરવાળા પુસ્તકને છેડે શાસ્ત્રીજીએ લખેલ—શ્રીમાન સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી—સામાન્ય चरित्र व विशिष्ट स्वभाव—નામના પ્રકરણમાંથી પાન ૮ અને ૯]

મનને શાન્ત રાખવા પર્યટન અને તત્ત્વચિન્તનના ગ્રન્થોનું પરિશીલન એ બે ઉપાયો સર વિઠ્ઠલદાસને સમજાયા હતા. તે સમજનો પ્રમાણિક અમલ એમણે કેવો કર્યો હતો તે આ ઉતારા પરથી બરાબર જોઇ શકાયછે.

---

## પ્રકરણ ૩૩ મું.

### પરદેશ-ગમન.

સર વિઠ્ઠલદાસને યૂરોપ વગેરે પરદેશમાં જવાનો વિચાર ઘણો વહેલો ઉદ્‌ભવ્યો હતો. પરદેશના પ્રવાસથી કેવા મોટા આશયો પાર પડે છે તે બાબતના તેમના વિચારો એમણે ભાષણોમાં અનેકવાર જાહેર રીતે દર્શાવ્યા છે, તે પરથી એમના આશયનો ખ્યાલ વાચકને આવી શકે છે. ઈ. સ. ૧૯૧૨માં ઈંગ્લાંડ જવાનું તેમણે લગભગ નક્કી કર્યું હતું; પરન્તુ કેટલીક અડચણને લીધે તે વખતે એ વિચાર અમલમાં મૂકી ન શકાયો. ઈ. સ ૧૯૧૪માં મહાન યુદ્ધ યૂરોપમાં ચાલ્યું એટલે એમની ઈચ્છાને એ કારણે દાબી રાખવી પડી. પછી એ મહાયુદ્ધ બન્ધ પડ્યું કે તરતજ એમણે પોતાનો મૂળ વિચાર અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો અને પૃથ્વીના ઘણા ખરા ભાગ ઉપર ફરી વળાય તેવો પરદેશનો પ્રવાસ ગોઠવવાનો એમણે વિચાર કર્યો. એમના મિત્ર શેઠ મૂળરાજ ખટાઉ પણ એ પ્રવાસમાં જોડાવા તૈયાર થયા અને સર વિશ્વેશ્વરય્યા પણ સર વિઠ્ઠલદાસને સાથ આપવા અને પોતાના કેટલાક કામનો ઉકલ કરવા એ મંડળી સાથે જોડાયા.

એમ ઠરાવવામાં આવ્યું કે હિન્દુસ્તાનથી સીલોન સીંગાપોરને રસ્તે ચીન જાપાનને પ્રવાસે જવું, અને ત્યાંથી પૅસિફિક મહાસાગર ઓળંગી પશ્ચિમ અમેરિકામાં દાખલ થઈ, અમેરિકા નિહાળી લેવો, અને ત્યાર બાદ ઍટલૅન્ટિક મહાસાગરને વળોટી ઈંગ્લાંડને બારણે જવું, અને ત્યાંથી હિન્દુસ્તાન તરફ આવતાં યૂરોપનો કેટલોક ભાગ જોઈ લેવો. આ રીતે પૃથ્વીની પરિક્રમા સમ્પૂર્ણ થઈ રહે

આટલા મોટા પ્રવાસે નીકળવાની કેટલી બધી તૈયારીઓ કરવી પડી હશે તેની કલ્પના સમજુ જનોનેજ આવી શકે. ઈ. સ. ૧૯૧૮ ના છેલ્લા મહિનાઓમાંથી કાગળ પત્રો લખવાની ધમાલ ચાલી રહી હતી. આગબોટોની કમ્પનીઓ સાથે, પરદેશમાં હિન્દુસ્તાન સાથે સમ્બન્ધ ધરાવનારી પેઢીઓ સાથે, અને જુદા જુદા દેશના બ્રિટિશ એલચીઓ ઉપરના પરિચયપત્રો મેળવવા સારૂ સ્થાનિક સરકાર સાથે પત્રવ્યવહાર ચલાવવા પડ્યા કેટલાક સ્નેહી મિત્રો અને સ્નેહી મિત્રોના મિત્રો પરદેશમાં હોય તેમના ઉપર પણ પત્રો લખાયા હતા. એ સમયે એ પ્રોત્સાહક પ્રવાસની

તૈયારી કરવામાં આનન્દ આપનારાં જે કેટલાંક તત્ત્વો હતાં તેમાં એક તત્ત્વ સર વિઠ્ઠલદાસને બહુ આનન્દ આપતું હતું. ઈંગ્લાંડ જવાશે ત્યારે ત્યાં પોતાના શિક્ષક મિત્રને ઘેર જવાની અને ત્યાં એમને પ્રેમની વન્દના અર્પણ કરવાની અણમૂલી તક મળશે, એ વાતથી એઓ બહુ પ્રસન્ન હતા. તા. ૨૫-૧-૧૯૧૯ ના રોજ મુમ્બઇથી મિસિસ મૅકડોનલ્ડ ઉપર સર વિઠ્ઠલદાસે નીચેનો પત્ર લખ્યો હતો

"I enclose a letter addressed to him from which you will see that we propose to leave Bombay about the middle of March and arrive in England about July via Japan and America. *It will give me the greatest pleasure of my life to again meet Mr. McDonald, my* **Guru.**"

પોતાના ગુરુને મળવાથી જીવનમાંનો ઉત્કૃષ્ટ આનન્દ એમને થશે. એ આ પત્રની ભાવના છે. ધન્ય હો એ ગુરુને! અને ધન્ય હો એ શિષ્યને!

પોતાની સાથે સારા કેળવાયેલા માણસો લઇ જવાથી પ્રવાસમાં ઓછી મુશ્કેલી પડે એ વાતનો સમ્પૂર્ણ ખ્યાલ સર વિઠ્ઠલદાસને હતો. તેથી વડોદરાના એમના મિત્ર રા. બા. ગુણાજીરાવ નિમ્બાલકરને એમણે તા. ૯-૧૨-૧૮ના રોજ પત્ર લખી પૂછાવ્યું હતું કે વડોદરામાં પરદેશના પ્રવાસથી વાકેફ હોય તેવા "ટેબલ બૉય" કે રસોયા મળતા હોય તો આ પ્રવાસમાં લઇ જવા માટે તેમણે ભલામણ કરવી. એ પત્રના છેવટમાં વાકયો આ પ્રમાણે હતાં.

"I know it will be very expensive to take servants and perhaps inconvenient at some places; but I am prepared to fair that to get comforts on the way."

પ્રવાસમાં સુખ અને સગવડ મળતાં હોય તો નોકરોને સાથે લઇ જવાના ભારે ખર્ચનો બોજો ઉપાડવા તેઓ તત્પર હતા.

છેવટે નક્કી થયું કે તા. ૧૪મી માર્ચ અને શુક્રવારના રોજે "ફુનેરા" સ્ટીમરમાં બેસી મંડળીએ પ્રવાસે નીકળવું.

આ પ્રવાસમાં સર વિઠ્ઠલદાસ અને લેડી પ્રેમલીલા ઉપરાન્ત એમના ભાણેજ શેઠ ગીરધરદાસ અને તેમના પત્ની સૌ. ગુણવન્તી, લેડી પ્રેમલીલાના કમ્પૅનીઅન સીતાબાઇ અન્નેગરી, તથા રાજકોટના રહીશ રા. આણલાલ વિશ્વનાથ શુકલ—એ ૭ જણનું મંડળ તે સર વિઠ્ઠલદાસનું મંડળ હતું.

એમની સાથે શેઠ મૂળરાજ ખટાઉ પોતાના માણસને લઈને જોડાયા હતા સર વિશ્વેશ્વરય્યા પણ જોડાયા હતા અને સર ચુનીલાલ વિ. મહેતાના ભાઈ ડૉક્ટર મંગળદાસ મહેતા એમના કુટુમ્બ સહિત જોડાયા હતા.

સ્વજન, આપ્તજન અને આશ્રીત જનની શુભેચ્છાઓ સ્વીકારી તા. ૧૪મી માર્ચે "ડુનેરા" સ્ટીમરમાં મંડળીએ પગ મુકયો; સ્ટીમર મુમ્બઈનાં બારાંમાંથી બહાર નીકળી ગઈ અને વળાવા આવેલાં સૌ આપ્તજનો ભારે હૈયે ઘર તરફ વળ્યાં.

આગબોટ ઉપર નવા પ્રકારે જીવન ગાળવાનું હોય, તે નવીન પદ્ધતિને અને સમુદ્રના મોજાથી થતી હીલચાલને અનુકૂળ થતાં થોડો સમય લાગેછે તે પ્રમાણે એ મંડળને પણ થયું હતું રસોઈ કરવાની જગ્યા શોધતાં ન્હાવા ધોવાની સગવડને અનુકૂલ થતાં, કૅબિનમાં બેસવા ઊંઘવાની ટેવ પાડવામાં અને પ્રવાસીઓ સાથે મન મેળવવામાં થોડી ઘણી અડચણો પડી હતી. પરન્તુ દિવસ જતાં તે બધું અનુકૂલ થઈ ગયું. ચાર પાંચ દહાડા થયા ત્યાં સિલોનનું મોટુ બન્દર કોલમ્બો આવ્યું. ( તા. ૧૯-૩-૧૯ ) ત્યાં આગબોટ થોભવાની હોય છે. એટલા સમયમાં પ્રવાસીઓ શહેર જોવા ઉતરી પડેછે. સર વિઠ્ઠલદાસની મંડળી પણ કોલમ્બો જોવા ઉતરી; બાગબગીચા અને બુદ્ધ મન્દિર જોવા જેવાં હતાં તે જોયાં. બુદ્ધની વિશાળ ત્રણ મૂર્તિઓ—બેઠેલી, ઊભેલી અને સૂતેલી—જોઈ ભવ્યતાનો અંશતઃ સાક્ષાત્કાર તેમને થયો હતો, તેજ રાતે આગબોટ કોલમ્બોથી ઉપડી.

તા. ૨૨ મીના રોજ સુમાત્રા બેટનાં દર્શન થયાં. તા. ૨૩ મીના રવિવારની પ્રાર્થના એક કલાક સુધી આગબોટપર ચાલી હતી. એ દૃશ્ય સ્વાભાવિક રીતે હિન્દી જનને રમ્ય તો લાગેજ. તા. ૨૪ મી સોમવારે સાંજે સીંગાપોર બન્દર આવ્યું. રાતેજ સર વિઠ્ઠલદાસની મંડળી ત્યાં ઉતરી પડી. બીજે દહાડે મંગળવારે ભોમીઆને લઈને મોટરની સવડ શોધી ત્યાંની બોટૅનિકલ ગાર્ડન અને—ઔદ્યોગિક બાગ—ખાસ રસપૂર્વક એ મંડળીએ નિહાળ્યાં. રબ્બરના ઉદ્યોગ માટે એ ઔદ્યોગિક બાગમાંથી ( Economical Garden ) ઘણું જાણવાનું તેમને મળ્યું હતું રસોઈમાં ખપ લાગે તેવી તાજી શાકભાજી ફળફૂલ વગેરે ખરીદી મંડળી આગબોટ પર આવી ગઈ હતી.

ફરી સમુદ્ર ઉપર આગબોટ ચાલવા લાગી, વાર્તાનાં વાચનમાં— Henry Wood ની અંગ્રેજી નવલકથા "ઇસલીન" ) અને તેમાં તથા સૃષ્ટિના અવલોકનમાં દિવસો જવા લાગ્યા. તા. ૩૦મી એ સમુદ્ર બહુ તોફાને ચઢ્યો. રવિવારની પ્રાર્થના પણ બન્ધ રહી;



સર વિઠ્ઠલદાસ અને લેડી પ્રેમલીલા
ચીન પ્રદેશની હોટેલના ગુલાબની કુંજમાં ૮-૬-૧૯૧૯

તે દહાડે જમવાનું પણ ફાવ્યું નહિ. બીજે દહાડે ( ૩૧-૩-૧૯ ) હૉન્ગ કૉન્ગ આવ્યું. ચીનની સંસ્કૃતિના દર્શન અહિં થયાં. ઉતારૂઓના પરવાના સરકાર તરફથી તપાસવામાં આવ્યા. તેમાં સહીઓ કરવામાં આવી. પછી સર વિઠ્ઠલદાસની મંડળી અને મિત્રો સૌ શહેરમાં ગયાં. બજારો અને દુકાનો જોઇ. ત્યાં એક ઉચું સ્થળ ભવ્ય દશ્ય દર્શાવે તેવું છે. તે સ્થળે પહોંચવા સારૂ Pick Tram Station પર મંડળી ગઇ, ટ્રામમાં બેસી ૧૧૦૦ ફૂટ ઉંચે ચઢ્યા, અને તે પછી ૨૦૦ ફૂટ ઉંચે રિક્શામાં ( માણસ ખેંચે તેવી ગાડી ) બેસી સૌ ચઢ્યાં. ત્યાંથી આખા શહેરનો દેખાવ જોઇ મોટા વેપારી મથકનો ખ્યાલ સૌએ લીધો.

તા. ૧ લી એપ્રિલના રોજ ત્યાંથી ઉપડી ઠંડી હવામાં આગબોટ આગળ ચાલી; ચીની સમુદ્રની વચ્ચે થઇ ત્રણ દહાડામાં આગબોટ પૂર્વ-કીનારાનું મુમ્બઇ કહી શકાય તેવા શૅન્ગહાય બન્દરપર આવી પહોંચી. અહિં સુધી ફુરેરા આગબોટમાં પ્રવાસ થયો. આગબોટ છોડી બધા સામાન-સહિત Astor House Hotel માં મંડળીએ ઉતારો લીધો. શેઠ મુળરાજ ખટાઉના મિત્ર મી. કરંજીઆ મંડળીની સગવડ સાચવવા બન્દરપર આવ્યા હતા. શૅન્ગહાય ના બે ભાગ પાડવામાં આવ્યા છે એક પરદેશી શહેર ગણાય અને બીજો ભાગ ચીનાઇ શૅન્ગહાય ગણાય. એ મંડળીને ચીનાઈ ભાગ બહુ ગન્દો અને અસંસ્કૃત જણાયો. પરદેશી શૅન્ગહાયમાં Bubbling Well, ચીનાઇ મન્દિર, મોટાં દેવળો, અને "નવી દુનીઆ" નો વાડો એ આકર્ષક ચીજો જણાઇ હતી. ત્યાંથી તા. ૫ મી એપ્રિલ શનિવારે જપાનિઝ આગબોટ " કુમાનો મારૂ " માં બેસી જપાન તરફનો પ્રવાસ ચાલુ કરવામાં આવ્યો. તા. ૭ મી ના રોજ " મોજી " નામનું નાનું પણ ગન્દુ શહેર આવ્યું; અને તા. ૮ મી એપ્રિલના રોજ જપાનના બન્દરે "કોબે" શહેરમાં સૌ સુખરૂપ પહોંચ્યાં અને ત્યાં ઓરીએન્ટલ હોટેલમાં ઉતારો લીધો.

## —જપાનના સ્મરણો—

જપાન દેશમાં લગભગ બે અઢી માસ સર વિઠ્ઠલદાસ રહ્યા હતા. તે દરમ્યાન એ દેશનાં મોટાં મોટાં સ્થળો જેવાં કે કોબે, કીઓટો, ટોકીઓ, યાકોહોમા, ઓસાકા, મીઆજીમા, નીકો, મીઆનોશીટા,—તેમણે જોયાં. વળી એ શહેરોની આસપાસ અદ્દભૂત લીલા દર્શાવનારાં કે મનોરંજન માટે પ્રખ્યાત ગણાતાં સ્થળોએ પણ એમની મંડળી ફરી વળી હતી. જપાનના બજારોમાં દુકાનોની મુલાકાત લેવાથી પણ જાણવા જેવું અને આનન્દ આપે તેવું ઘણુંજ મળી રહે છે. એ પ્રવાસની લેડી પ્રેમલીલાની

ડાયરી તપાસતાં જણાય છે કે જાપાનમાં સ્થળે સ્થળે જાતજાતનાં સંગ્રહસ્થાનો યોજવામાં આવ્યાંછે. ફૂલોનાં "મ્યુઝીઅમ" યુદ્ધનાં મ્યુઝીઅમ, નૌકાસૈન્યનાં મ્યુઝીઅમ, ઇમ્પીરીઅલ મ્યુઝીઅમ, વ્યવહારના સાધનોનું (Communication) મ્યુઝીઅમ-વગેરે અનેક પ્રકારના સંગ્રહ મોટા પાયાપર ગોઠવેલા હોય છે. ઓકુરા મ્યુઝીઅમ એક સખી ગૃહસ્થ તરફથી જાહેર પ્રજાને અર્પણ થયું છે. જાપાનમાં લોકશિક્ષણની એ જબરી સંસ્થાઓ ગણી શકાય.

બીજી તરફથી ઠેકાણે ઠેકાણે ઉપયોગી અને શિક્ષણદૃષ્ટિથી સંયોજિત થયેલા બગીચાઓ રાખવામાં આવ્યા હોય છે. ઇમ્પીરીઅલ ગાર્ડન, બૉટનિકલ ગાર્ડન, ઝુઑલૉજિકલ ગાર્ડન, નરસરી ગાર્ડન, હીબીઆ પાર્ક, વગેરે સૃષ્ટિ સૌન્દર્યના નમૂનાથી ભરપૂર બાગ ત્યાં નભાવવામાં આવેછે જાપાનની પ્રજાને ફૂલનો શોખ બહુ ભારે હોય છે. ફૂલોના ઢગલા થયા હોય છે ત્યારે એ દેશમાં ફૂલોના ઉત્સવો ઉજવાય છે. સારા ઉજળા દિવસોમાં ખાસ રોશની એ બગીચાઓમાં ગોઠવાય છે, ત્યારે ઘણોજ સુન્દર દેખાવ બનેછે. તા. ૭-૫-૧૯ ના રોજ સર વિઠ્ઠલદાસની મંડળીને જાપાનના રાજાની ભવ્ય સ્વારી જોવાનો પ્રસંગ મળ્યો હતો. તે દિવસોમાં અઠવાડીઆ સુધી જાહેર રોશની પણ હીબીઆ પાર્કમાં થઈ હતી. બગીચાના ઝાડોમાં રંગ બેરંગી કાગળના ફાનસોમાં દીવા પ્રકટવામાં આવે અને જુદા જુદા ખુણા ઉપરથી જુદા જુદા રંગના પ્રકાશના ધોધ પડતા હોય તેવી રીતે રોશની ફેંકવામાં આવે એટલે એ બધા પ્રકારનું ઘણું રુચિકર મિશ્રણ બની આંખને અતિ આહ્લાદક દશ્ય ઊભું થાયછે. જાપાનની એ લાક્ષણિક કળા છે એમ કહી શકાય. હિન્દુસ્તાનની દીવાળીમાં નકરા દીવાનોજ ઠઠારો કરવામાં આવે છે તેમાં જાપાનની કળાનું તત્ત્વ દાખલ કરવામાં આવે તો ખરેખર દીવાળી ગુજરાતનો નમૂનેદાર તહેવાર છે તેમાં વિશેષતા આવે.

જાપાનમાં પ્રવાસ કરતાં સૃષ્ટિસૌન્દર્ય નિરખવું હોય તો આગગાડીમાં એવા નિરીક્ષણ માટે ખાસ અનુકૂળતા આપે તેવો ડબ્બો (View-Car) ટ્રેનના છેવટના ભાગમાં રાખવામા આવેછે. તેમાં બેસીને મુસાફર યોગ્ય દૃષ્ટિ નાખી શકેછે અને બારિક અવલોકન કરી શકેછે. સર વિઠ્ઠલદાસે જાપાનમાં જોવા જેવાં લગભગ બધાં સ્થળોની મુલાકાત લીધી હતી અને તેથી નિરીક્ષણનો લાભ અને આનન્દ એમની મંડળીએ સારી પેરે લીધો હતો.

જાપાનની શિક્ષણની સંસ્થાઓ પણ સર વિઠ્ઠલદાસે અને લેડી વિઠ્ઠલદાસે જોઇ હતી. (૧) છોકરાંની શાળા, (૨) કિન્ડરગાર્ટન વર્ગો,

(૩) કળાભવન School of Art-જોયાં, કળાભવનમાં ચિત્રના વર્ગો અતિ આકર્ષક જણાયા હતા; વળી માટીના પૂતળાં બનાવવાનું કામ, લાકડાંપર લાખનું કામ, સુતાર લોહારનું કામ-વગેરે કામ પણ સરસ જણાયાં હતાં. (૪) સ્ત્રીઓની વિદ્યાપીઠ જોવા તા. ૬-૫-૧૯ના રોજ સર વિઠ્ઠલદાસની મંડળી ગઈ હતી. એ સંસ્થાની છાપ એમના ઉપર બહુ સુન્દર પડી હતી. ત્યાં અંગ્રેજી ભાષા જાણનાર એક સ્ત્રીશિક્ષિકા હતાં તેમણે એ સંસ્થાની બધી શાખા ઉપશાખાઓ બતાવી હતી. કપડાં ધોવાનું અને રંગવાનું કામ, બચ્ચાંઓને ઉછેરવાનું કામ, રસોઇ વગેરેનું કામ, દૂધ દહીં વગેરેની વ્યવસ્થાનું કામ ગૃહસ્થને છાજે તેવી રીતભાતનું શિક્ષણ, Tea Ceremony ચાહ સમારમ્ભની ક્રિયાનું શિક્ષણ, મરઘાં ઉછેરવાનું કામ વગેરે ગૃહોપયોગી કળાના શિક્ષણનાં કામ ત્યાં જોઇ સર વિઠ્ઠલદાસ બહુ પ્રસન્ન થયા હતા. એઓ ત્યાં ગયા ત્યારે ૧૭૦૦ જપાનિઝ બેનો એ સંસ્થામાં શિક્ષણ લેતાં હતાં. તેમાંથી ૯૦૦ બાઇઓ બોર્ડીંગમાંજ રહેતાં હતાં. બોર્ડીંગનું ઘણુ ખરૂં કામ એ બાઇઓ નોકરની મદદ વગર પોતાને હાથે કરતાં અને રૂ. ૩૦ ના માસિક ખર્ચથી રહી શકાય તેવી કરકસર એ સંસ્થામાં થતી હતી. એ યુનિવર્સિટીને સરકારી મદદ મળતી નહોતી. લોકના પૈસાથીજ તે ચાલતી હતી. તેમાં શાળાની સેવિંગ બૅન્ક, સહકારી વસ્તુભંડાર ( co-operative stores ) કિન્ડરગાર્ટન, બોટૅનિકલ બગીચો વગેરે સંસ્થાઓ પણ હતી. એ વિદ્યાપીઠમાં આખી મંડળીએ બહુ રસ લીધો હતો. તે દિવસે અજ્ઞાત રીતે સર વિઠ્ઠલદાસના મનોરાજ્યમાં અખિલ ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠની મૂર્તિની રેખાઓ ચીતરાઈ ગઇ હતી. નાંણાનો સદુપયોગ આવી સંસ્થા કાઢવાથીજ થાય એટલી પ્રતીતિ તો ચોક્સ તે સમયે તેમને થએલી હોવી જોઇએ. (૫) એ ઉપરાન્ત હુન્નર ઉદ્યોગની કન્યાશાળા ( Girls' Technical School ) તા. ૧૩ મી મેના રોજ એમણે જોઇ હતી. લેડી પ્રેમલીલાની ડાયરીમાં એ સંસ્થા માટે લખવામાં આવ્યું છે કે સ્કૂલ જોવા જેવી છે. ૧૫૦૦ કન્યાઓ ત્યાં જુદા જુદા હુન્નરો અને ઉદ્યોગ શીખતી હતી. એ સંસ્થામાં ૧૦૦ શિક્ષકો કામ કરતા હતા. તેમાં ૮૦ સ્ત્રી શિક્ષિકાઓ હતી અને ૨૦ પુરૂષ શિક્ષકો હતા.

જપાનનાં સુન્દર દસ્યો, દર્શનીય મન્દિરો, અને ઉંચા ટેકરા ઉપર કે પાણી વચ્ચે આવેલાં પ્રભાવશાળી મકાનો જોઇ જોઈ જપાનના લોકોની ઉદ્યોગપ્રિયતા, સૌન્દર્યદૃષ્ટિ, પૂર્વજ પ્રત્યેની માનવૃત્તિ અને દેશભક્તિ વિષે સર વિઠ્ઠલદાસની મંડળીને ઉંચો અભિપ્રાય બન્ધાયો હતો. ગુજરાતમાં જેમ

ધાર્મિક વૃત્તિવાળા ગુજરાતી રાજા સિદ્ધરાજે પાટણ શહેરમાં તળાવ બન્ધાવી તેના ઉપર સહસ્રલિંગની ( હજાર મહાદેવના મન્દિરની ) પ્રતિષ્ઠા કરી હતી. તેવીજ કલ્પનાથી પ્રેરાઈ જપાનમાં કીઓટોમાં કોઈએ બુદ્ધની એક હજાર મૂર્તિવાળું ( સહસ્ર બુદ્ધ ) મન્દિર સ્થાપ્યું છે તે એ મંડળીએ જોયું હતું. તે સિવાય કપુરના લાકડાનું મન્દિર, નિકોનું જૂનું લાકડાનું કોતરકામ દર્શાવનારૂં ત્રણસો વરસ પહેલાનું મન્દિર, ( Mist Cascade Water fall ) જલધોધ, ચુચેન્સીની ટેકરી ઉપરના જલધોધ, ( Nickel Production Exhibition ) બેહજાર ફૂટ ઉંચે આવેલ ફ્યુજીઆમા પર્વત, ૫૦૦ વરસનું જૂનું સાયોજીજી મન્દિર, બીગહેલ–બેહજાર ફૂટ ઉંચો બળતો પહાડ, ત્યાં ઉકળતું પાણી, મીયાજીમામાં જ્વાલામુખીનો દેવતા ૧૧૦૦ વરસથી બળતો રહ્યો છે. ( પારસીઓની અગીઆરીઓમાં એથી પણ જૂનો અગ્નિ હોય છે ) જૂનો ઐતિહાસિક રાજમહેલ, ( ત્યાં ૧૧૦૦ વરસ પહેલાં થઈ ગયેલા રાજાની કબરમાંથી તેમની વપરાશનો સામાન કાઢી બતાવવામાં આવ્યો હતો )—વગેરેથી આ મંડળીનું મનોરંજન ઘણી સરસ રીતે જપાનમાં થયું હતું. જપાનમાં સર વિઠ્ઠલદાસની હાજરીથી ઔદ્યોગિક ક્ષેત્રમાં અને રાજકીય ક્ષેત્રમાં ઘણો ઉત્સાહ જાગ્યો હતો. જપાનના બ્રિટિશ એલચી–ambassador–મી આલ્સ્ટન ટોકીઓમાં રહેતા હતા. તેમને મળવાને સર વિઠ્ઠલદાસ બ્રિટિશ એમ્બૅસીમાં ગયા ત્યારે બહુ માનપૂર્વક તેમનો સત્કાર થયો હતો, અને તા. ૨૭ મે શુક્રવારે મી. આલ્સ્ટને સર વિઠ્ઠલદાસને એમ્બૅસીમાં લંચ લેવાનું આમન્ત્રણ આપ્યું હતું.

જપાનના નિવૃત્ત થયેલા વડા પ્રધાન માર્કિસ ઓકુમાને મળવા સર વિઠ્ઠલદાસ તા. ૧લી મેના રોજ ગયા હતા. ત્યાં તેમનો સત્કાર સુન્દર રીતે થયો હતો અને દુભાષીઆની મદદથી સર વિઠ્ઠલદાસે માર્કિસ ઓકુમા સાથે દોઢ કલાક સુધી વાતચીત કરી હતી. ત્યાર પછી સર વિઠ્ઠલદાસને અને લેડી પ્રેમલીલાને નીચે પ્રમાણેનું બાદશાહી આમન્ત્રણ જાહેર સત્કાર માટેનું મળ્યું હતું. એ જાહેર સત્કારના મેળાવડામાં ઘણા વગદાર ગૃહસ્થો ઉમરાવો અને અમલદારોને નોતરવામાં આવ્યા હતા.

*Marquis Okuma* presents his compliments to Sir Vithaldas D Thackersay, Kt., and Lady Vithaldas, and requests their pleasure at reception on Tuesday, May 13th at 2 O'clock p. m. also expects the pleasure of receiving some Influential of the Indo Japanese association.

WASEDA TOKYO,
May 6th, 1919.



જાપાનમાં માર્કિવસ ઓકુમાએ (વડા પ્રધાન) સર વિઠલદાસના માનમાં યોજેલી મીજબાનીની પાર્ટી

એખલાસ ભરેલો રહે' તેવા ઉદ્દેશથી ઇન્ડો જાપાનિઝ એસોસીએશન જાપાનમાં સ્થાપવામાં આવ્યું હતું તેના સભ્ય તરીકે એ સંસ્થાએ નીચેના પત્રથી સર વિઠ્ઠલદાસને સ્વીકાર્યા હતા.

The Indo-Japanese Association.
3 Itchome, Yurakucho, Kojimachi,
Tokyo, Japan.

Tokyo—May 20th, 1919.

Sir Vithaldas D. Thackersey
The Sendai Hotel,
Sendai.

Dear Sir,

We have the pleasure of informing you that you have been enlisted as a member of the Indo-Japanese Association by the recommendation of Marquis Okuma and through the approval of the Executive Committee in accordance with our constitution.

It is our sincere desire that you will hereafter help us as an interested member in the furtherance of the object of this Association.

The subscription can be paid either Yen 100 or over for life according to your preference, which sum we beg to be kindly remitted at your convenience, and greatly obliged.

Yours Truly,
(Sd.) YASOROKU SOYESHMIER.
Managing Director The Indo Japanese Association.

૧૦૦ યેન=૧૫૦ રૂપીઆ.

## ચીન દેશના સ્મરણો.

જાપાનથી ચીન તરફ નાની સરખી સફર મારી આવવાનો વિચાર સર વિઠ્ઠલદાસે કર્યો, અને બે મહિનો જાપાનમાં ગાળી જુન માસની ૫ મી તારિખે મુકડન જતી ગાડીમાં એમણે ચીન તરફ જવાનું પ્રયાણ કર્યું. મુકડનમાં "લામા ટાવર" જોઇ ચીનની રાજધાની પેકીન તરફ તેઓ .. થઇ ગયા. તા. ૬મી જુનના રોજ તેઓ પેકીનમાં આવ્યા. ત્યાં વરસનું જુનું Temple of Heaven—સ્વર્ગનું મન્દિર, Bridge

of Heaven સ્વર્ગનો પૂલ ( નર્મા આરસનો ) લામા મન્દિર, કોન્ફુશીઅસ મન્દિર, અને બુધ્ધ મન્દિર જોયાં. એ બુધ્ધ મન્દિરમાં એકજ કાષ્ટમાંથી બનાવેલી ૭૫ ફૂટ ઉંચી બુધ્ધની સુન્દર મૂર્તિ તેમણે જોઇ. તે સિવાય Summu Palace ના અસલી ચિત્રો અને આરસના પેગોડા જોઇ આખી મંડળી ચીન દેશમાં જગતની નવાઈ તરીકે જાણીતી થયેલી માટીના કિલ્લાની લામ્બી દીવાલ જોવા આગગાડીમાં બેસી. રસ્તામાં મીન્ટુમ શહેરમાં આરસના ભવ્ય બાવલાં, હાથી ઘોડા વગેરે આકૃતિઓ જોઈ નેનકો ગામે પહોંચી એ ભવ્ય દીવાલના દર્શન મંડળીએ કર્યાં લગભગ અઢી હજાર વરસ પહેલાંનો મનુષ્યના હાથની કારીગરીનો ભવ્ય નમૂનો એ દીવાલ છે. ત્યાંથી પાછા ફર્યા પછી તા. ૧૬મી જુનના રોજ "ટાર્ટર સિટી હૉલ" નામની સંસ્થામાં નવાણુ ફ્રૂટ ઉપર—રચાયેલું સિંહાસન મંડળીએ જોયું; શ્રી વિષ્ણુના શેષનાગની શય્યાનો ખ્યાલ એ નવાણુ ફ્રૂટના તખ્ત પરથી આવી શકે. ત્યાંજ Forbidden City નામનું સંગ્રહસ્થાન અને વિન્ટર પૅલેસ નામનું ૫૦૦ વરસનું જૂનું દરબારગઢ એ મંડળીએ જોયાં હતાં. બીજે દહાડે પેકીનમાં આકાશના ગ્રહોની ગતિ દર્શાવનાર અને હવામાનની માહિતી આપનાર વેધશાળા Observatory જોવાને સર વિઠ્ઠલદાસ મંડળી સાથે ગયા હતા. એમને એવા પ્રકારના અવલોકનની રુચિ સારી હતી તેથી ત્યાં બહુ રસપૂર્વક બધું નિહાળ્યું તે ઠેકાણે કેટલાંક ઉપકરણો લગભગ ૫૦૦ વરસ પહેલાંની બનાવટના હતાં. ત્યાંથી ચાલતી ટ્રેને વિદા લઈ તા. ૧૬મી જુનના રોજ નાનકીન શહેરમાં તે બધાં ઉતર્યાં; તે તરત જોઈ તા. ૧ મી શૅન્ગહાય ગયાં, ત્યાં જોવા જેવું બાકી રહ્યુ હતું તે મી. કરંજીઆની સહાયથી જોઈ લીધું. ફ્રેન્ચ વિભાગમાં ફ્રેન્ચબાગ યોજવામાં આવ્યો છે તે સુન્દર જણાયો હતો. તેનો એક ભાગ પરદેશી બાગના નામથી યોજાયો છે. તેમાં કેવળ પરદેશીઓનેજ પ્રવેશ મળેછે. ચીનની વ્યક્તિને એ બાગમાં દાખલ કરવામાં આવતી નથી.

## અમેરિકાનું પ્રયાણ.

તા. ૨૦મી જુનના રોજ શૅન્ગહાય બન્દરેથી જપાનિઝ આગબોટમાં બેસી કોબે તરફ પ્રયાણ કર્યું, તા. ૨૪મી મંગળવારે કોબેમાં ઉતર્યાં કે તરતજ રાજકોટના મી બ્યાસ અને મી. ગાન્ધી સર વિઠ્ઠલદાસને મળ્યા અને તેમણે મંડળીનો સત્કાર કર્યો ત્યાં રહી અમેરિકા તરફ જવાની તૈયારી કરવામાં આવી, વધારાનો સામાન હિન્દુસ્તાન તરફ મોકલી દેવામાં આવ્યો. યાકોહોમા તા. ૨-૭-૧૯ના રોજ આખી મંડળી પહોંચી અને "કોરીઆ માર" આગબોટમાં બેસી સૅન્ફ્રાન્સિસ્કો જવાનુ નક્કી ઠરાવવામાં આવ્યું.

તા. ૪ જુલાઇના રોજ અમેરિકાનો—આઝાદી દિન—Independence Day ઉજવવામાં આવ્યો; વરસાદ વરસતો હતો છતાં એ ઉત્સવમાં આતશબાજી સળગાવવામાં આવી હતી અને અમેરિકાના રાષ્ટ્રીય ધ્વજનું દશ્ય એ આતશબાજીમાં દેખાડવામાં આવ્યું. તે દશ્ય લગભગ પા કલાક સુધી ઝગઝગતું રહ્યું હતું. "કોરીઆ મારૂ" આગબોટ પૅસિફિક મહાસાગરના અગાધ જળમાં આગળ વધવા લાગી, ચો તરફ પાણી પાણી! ઉંચે આભ અને નીચે પાણી સિવાય બીજું કંઇજ નહિ. ડૉ. મંગલદાસનું કુટુમ્બ અને શેઠ મૂળરાજ તો સાથે હતાજ, બીજા નવીન હિન્દી જન ડૉ. ધારગાલકર પણ મંડળીમાં જોડાયા હતા.

## "કોરીઆ મારૂનો અનુભવ."

આગબોટ અમેરિકા આવતી હતી એટલે અંગ્રેજી સંસ્કૃતિથી રંગાયેલાનો સહવાસ એ આગબોટમાં સર વિઠ્ઠલદાસને મળ્યો હતો. આગબોટ ઉપર આનન્દ-વિહારના કાર્યક્રમ ગોઠવવામાં આવતા હતા તે પણ અંગ્રેજી ઢબના હતા. ન્હાવાના તરવાના હોજ, કુસ્તીનો અખાડો, ફેન્સી ડ્રેસનો નાચ, ચાલતાં ચિત્રો, સીનેમા, કૉન્સર્ટ, વગેરે કાર્યક્રમ જુદે જુદે દિવસે ગોઠવાયા હતા. એક વખતે કૉન્સર્ટ મેળાવડા આગળ સૌએ કંઇક કામ કરી બતાવવું એવી યોજના થઈ હતી, સર વિઠ્ઠલદાસે સ્ટેજ ઉપરથી નાનું સરખું માહિતીપૂર્ણ ભાષણ કર્યું હતું. અને મ્હૈસૂર રાજ્યમાં હાથીઓને કેમ પકડવામાં આવે છે તેની રીતની રસીક વાતો કહી હતી. શ્રોતા વર્ગને એ ભાષણ બહુ ગમ્યું હતું.

જપાનથી અમેરિકા જતાં રસ્તામાં લગભગ મધ્યમાં Honolulu Island હોનોલુલુ બેટ આવેછે. ત્યાં તા ૧૭મી જુલાઇના રોજ "કોરીઆ મારૂ" પહોંચી હતી. બધી મંડળી તે સ્થળે ઉતરી મી. સ્લો નામના ગૃહસ્થ ત્યાંના કારખાનાના મૅનેજર હતા, તે સૌને કારખાનુ બતાવવા લઇ ગયા; ત્યાં શેરડીના મોટાં ખેતરો—લગભગ ૪૦ માઇલના વિસ્તારના હોયછે. તેમજ અનનાસના ખેતરો પણ વિશાળ હોય છે. ખાંડ બનાવવાનાં કારખાના; અને અનનાસને ખાંડના ડબ્બામાં ખાંડના રસમાં પૅક કરવાના કારખાના ખાસ જોવા જેવાં જણાયા હતાં. રાતે ત્યાંની હોટેલમાં ન્હાવા ધોવાની વિધિ સૌએ કરી અને સુખેથી નિદ્રા કરી. હોનોલુલુ બેટમાંથી બીજે દહાડે આગબોટ રવાના થઇ તા. ૨૪મી જુલાઇના રોજ અમેરિકાને ટે સૅન્ફ્રાન્સિસ્કો બન્દરે લંગર કર્યું. લેડી પ્રેમલીલાએ પોતાની ડાયરીમાં અનેક વાતો નોંધીછે તેમાં એક નોંધ એવી મળી છે કે—જપાન દેશની દશભક્તિ એવી છે કે "કોરીઆ મારૂ" આગબોટ જપાનથી નીકળી

અમેરિકા આવી પાછી જપાન જાય ત્યાં સુધી જેટલો સામાન એ આગબોટ ઉપર વપરાશ માટે જોઇએ તે બધો સામાન જપાનથીજ ખરીદવામાં આવ્યો હતો. કદાચ કોઇ સામાન ખૂટી જાય તો તે વિના ચલાવી લેવાની નીતિ સ્વીકારવામાં આવે પણ પરદેશી બજારમાંથી જપાનિઝ આગબોટની વપરાશની ચીજ ખરીદાય નહિ. સ્વદેશની સાચી ધગશ તે એ.

## અમેરિકાનાં સ્મરણો.

તા. ૨૪ મી જુલાઇ ૧૯૧૯ થી તા. ૧૮ મી સપ્ટેમ્બર ૧૯૧૯ સુધીના લગભગ ૫૫ દિવસ સર વિઠ્ઠલદાસે યુનાઇટેડ સ્ટેટ્સ અને કેનેડાના મુખ્ય મુખ્ય સ્થળે ફરવામાં ગાળ્યા હતા. જપાન એ પૂર્વની સંસ્કૃતિ પર વિકસેલું અને અમેરિકા એ પશ્ચિમની સંસ્કૃતિ પર વિકસેલું. એ બેમાં બહુજ મોટો તફાવત. સ્થૂળ સમ્પત્તિના ઢગલા, સ્થૂળ વૈભવની સામગ્રીના અવનવા પ્રકાર, વિવેકબુદ્ધિની ખીલાવટ ઉપર રચાયેલી જીવનપ્રથા અને કુદરતના નિયમોના રહસ્ય સમજી લઇ કુદરત ઉપર મેળવેલા અનન્ય કાબુ પર રચાયેલ મનુષ્યસમાજ—એ અમેરિકાનાં લક્ષણ.

તા. ૨૪ મી જુલાઇએ બન્દર ઉપર ઉતરતાંની સાથે છાપાવાળાના ખબરપત્રીઓ સર વિઠ્ઠલદાસની મંડળીની આસપાસ વીંટાઇ ગયા અને ખબરો પૂછી ગયા. મિસિસ દાસ (હિન્દી સજ્જનના અમેરિકન પત્ની) બન્દર ઉપરજ મળવા આવ્યાં હતાં. "હોટેલ ડી સૅન્ફ્રાન્સિસ્કો"માં ઉતારો રાખવામાં આવ્યો. સાંજે ગોલ્ડન પાર્કમાં સૌ ફરવા ગયાં.

બીજે દહાડે તો અમેરિકન વર્તમાન પત્રોમાં સર વિઠ્ઠલદાસની મંડળીના સમાચાર પ્રકટ થઇ આવ્યા. સીનેમામાં એ મંડળીની ફિલ્મ બતાવવામાં આવી. વર્તમાન પત્રોદ્વારા એ ખબર આખા યુનાઇટેડ સ્ટેટ્સમાં ફેલાઇ ગયા; એટલે પૅસિફિક મહાસાગરને કાંઠે વસનારા સીખ ભાઇઓએ હિન્દના આગેવાન ગૃહસ્થને અમેરિકાને આંગણે આવેલા જાણી એમના સંસ્થાનમાં સીખમન્દિરે પધારવાનું આમન્ત્રણ તારથી મોકલ્યું હતું. એ તારની નકલ આ પ્રમાણે છે.

*Received at St-Francis Hotel.*

Stockton Calif. 757P.
July 26-1919.

Sir V. D. and Lady Thackersey,

Hotel St-Francis Sanfrancisco Calif.

Delighted to learn about your presence, the distinguished personage of our country in Sanfrancisco hence the Pacific Coast

of Khalsa Diwan Society requests the honor of your kindly coming to Stockton and visiting the Sikh Temple.

MALLA SINGH.
Secretary.

સર વિઠ્ઠલદાસ આ આમન્ત્રણ સ્વીકારી સ્ટૉક્ટનમાં શીખ મન્દિરે જઇ શક્યા નહોતા. અમેરિકામાં સર વિઠ્ઠલદાસ જુદે જુદે સ્થળે ફર્યાં હતા, તેમાં સૅન્ફ્રાન્સિસ્કો, લુસેન ( Lousaine ) કૅટેલિના બેટ, ચિકાગો, સૉલ્ટ લેક સિટી, યલો સ્ટોન પાર્ક, ડેટ્રોઇટ, નાયગરાના ધોધ, ન્યુયૉર્ક, બોસ્ટન, મૉન્ટ્રીઅલ, ઓટાવા, અને ક્વેબેક એ મુખ્ય સ્થળો હતાં. અમેરિકામાં બધી જરૂરીઆત મોંઘી હોય છે. ✓ ઉત્તમ સંવડવાળી હોટેલમાં મકાનનું ભાડું રોજના રૂ ૧૮૦ થી ૨૦૦ આપવા પડે. ફરવા જતી વખતે ભોમીઆને સાથે રાખીએ તો કલાકના રૂ. ૧૫ આપવા પડે. એકવાર દશ બેઠકની મોટરના ૧૦૦૦ રૂપીઆ ભાડાના આપ્યા. મ્યુઝીઅમમાં, બગીચામાં, કામ કરનારા માણસોને બક્ષિસ આપવાથી કેટલાક કામની સરળતા થઇ જાય ખરી.

સર વિઠ્ઠલદાસે ધન્ધાની દૃષ્ટિથી બેચાર સ્થળના સીમેન્ટ બનાવવાના કારખાના જોયાં, ફોર્ડની મોટર ગાડી બને છે તે ડેટ્રૉઇટ ગામ જોયું, ખેતરો અને ખેડુતો જોયા, ઢોરો અને ગૌશાળા જોયાં; તે ઉપરાન્ત મનોરંજન વાસ્તે અને જ્ઞાન દૃષ્ટિથી આખી મંડળીએ ઘણાં સ્થળો અને ઘણી સંસ્થાઓ જોઇ.

સૅન્ફ્રૅન્સિસ્કોમાં પૅલેસ મ્યુઝીઅમ ભવ્ય હતું ત્યાં બધા દેશોની કારીગીરીના નમુના ગોઠવવામાં આવ્યા હતા. અમદાવાદના સર ચીનુભાઇ બૅરોનેટની છબી એ સંગ્રહસ્થાનમાં જોઇ સૌને આનન્દ થયો હતો. તે ઉપરાન્ત ત્યાંનું નમુનેદાર અનાથ બાલાશ્રમ, સિટિહૉલ, કૉન્સર્ટ હૉલ, વાય. એમ. સી. એ. ના મકાનમાં સ્ત્રીઓની પ્રવૃત્તિ ( લેડી પ્રેમલીલાને તે આકર્ષક અને ઉપયોગી જણાઇ હતી ), અને કલાભવન જોવામાં આવ્યાં હતાં.

લુસેંમાં જનાવરોનાં પાંજરાવાળો બાગ જોયો, અને ત્યાંથી કૅટલિના બેટ જોવા કાચના તળીઆ વાળી આગબોટમાં સૌ બેઠાં. તે તળીઆમાંથી બોટમાં બેઠેલા ઉતારૂ દરીઆમાંના ઝાડના જંગલ, માછલાં, પત્થર, ગળ, છીપલીઓ જોઇ શકે અને બહુ આનન્દ પામે એવી યોજના ય છે.

ચિકાગો જતાં સૉલ્ટલેક સિટી, આઝાદીબાગ, સૂર્યમુખી ફૂલો જોયાં, પછી ઉના પાણીના ફુવારા Geysures સો ફુટ ઉંચે ઉડતા હતા તે જોયા; ત્યાંથી યલોસ્ટોન પાર્ક પર ફરવા જવાનું રાખ્યું હતું. શીશા મીણ જેવા પત્થરા ત્યાં અજાયબી પમાડતા હતા. ખેડુતોએ ખેતરમાં બાંધેલા સુન્દર બંગલા જોઇ હિન્દી જનો આશ્ચર્ય ચકિત થયા. અને હિન્દના ચીથરે હાલ ખેડુતોને તેમણે ત્યાં યાદ કર્યાં. ચિકાગોમાં ઑગસ્ટની ૮ મી તારિખે એ મંડળી પહોંચી. ત્યાં સંગ્રહસ્થાનો જોયાં, જગતમાં શ્રેષ્ઠ ગણાતું સરકસ જોયું; તેમાં બાર હજાર પ્રેક્ષકોની સવડ રાખવામાં આવી હતી. સંગ્રહસ્થાનમાં Astronomical Globe વિશ્વમંડળનો ગોળો એવી સરસ રીતે ગોઠવ્યો હતો કે તેની અન્દર પ્રેક્ષક પ્રવેશ કરે એટલે તે ગોળો નૈસર્ગિક ગતિનો ખ્યાલ આપે તેવી રીતે જુદી જુદી ગતિથી ફરવા લાગે. એ વિશ્વગોળામાં પણ એ મંડળીએ પ્રવેશ મેળવ્યો હતો.

પછી ડેટ્રોઇટ—ફોર્ડે વસાવેલું મોટર શહેર એ મંડળીએ જોયું અને ત્યાંથી બફેલો સ્ટેશને થઇ **નાયગરાના** જળધોધ જોવા આખી મંડળી ગઇ હતી. એ જળધોધ પહેલાં દૂરથી નિહાળી લેવાયછે અને પછી તેની નીચેથી પસાર થવાની ગમ્મત લેવા સારુ રબ્બરનાં કપડાં પ્રેક્ષકો પહેરે છે. ધોધની નીચેના અવકાશમાં પ્રવાસીઓ જાય છે ત્યારે કમી હવા મળવાને કારણે ગુંગળાવા જેવી લાગણી થાયછે. એ ધોધ વિષે સર વિઠ્ઠલદાસે તેમની ડાયરીમાં નીચેના શબ્દો લખ્યા છે.

"We visited Nigara Falls and it was a grand sight, enormous quantity of water falling from 300 feet high. We walked under the fall wearing rubber-dress and were quite wet."

ત્યાંથી સર વિઠ્ઠલદાસ ન્યુયૉર્ક ગયા અને Plaza Hotel પ્લેઝા હોટેલમાં ઉતારો રાખવામાં આવ્યો. ત્યાં સેન્ટ્રલ પાર્ક, સંગ્રહસ્થાન, કોની બેટ ( Pleasure seekers' Palace ) જલચર પ્રાણીઓના હોજ, સ્વતન્ત્રતાદેવીની મૂર્તિ, ( Statue of Liberty ) વાઇનિઝ બજાર, ન્યુયૉર્ક લાયબ્રેરી, બુઢી બાઇઓનું ઘર, વગેરે મનોરમ્ય સ્થળો સૌએ જોયાં. એ શહેરમાં હિન્દીઓને અનુકૂળ પડે તેવી શાકભાજી મળતી હોવાથી સર વિઠ્ઠલદાસે દેશી રસોઇ જમવા માટે પોતાના મિત્રો શેઠ મૂળરાજને અને સર વિશ્વેશ્વરય્યાને પોતાને ઉતારે જમવાનું આમન્ત્રણ આપ્યું હતું.

**ન્યુયૉર્કમાં** તા. ૨૫ મી ઑગસ્ટે સર વિઠ્ઠલદાસની તબીયત નબળી પડી ગઈ હતી એટલે એ વખત ડૉક્ટરને ત્યાં તેઓ ગયા હતા.

ત્યાંથી તા. ૨૬મી ઑગસ્ટે સૌ. ગુણવન્તીને માંદગીને કારણે ન્યુયૉર્કમાં રાખી સર વિઠ્ઠલદાસ અને સાથેના માણસો કૅનેડાના મૉન્ટ્રીઆલ, ઓટાવા અને ક્વેબેક એ ત્રણ શહેરો જોવા ગયા હતા. તા. ૨૯મીના રોજ ઓટાવામાં City Hall માં ઇંગ્લાંડના પ્રિન્સ ઑફ વેલ્સ જાહેર પ્રજાને મળવા આવ્યા હતા. ત્યાં સર્વ જનોને તેમણે જાહેર રીતે પોતાનો હાથ આપી સ્નેહનો સમ્બન્ધ દાખવ્યો હતો. ( Public shake-hand from Prince of Wales ). ત્યાંથી પાછા ન્યુયૉર્ક આવ્યા પછી પણ તારિખ ૪ થી સપ્ટેમ્બર ના રોજ સર વિઠ્ઠલદાસની તબીયત નબળી પડી ગઇ હતી. છેવટે તા. ૧૮મી સપ્ટેમ્બરે Acquatinia આગબોટમાં બેસી અમેરિકાનો કાંઠો એ મંડળીએ છોડયો; અને ભવ્ય ઍટલૅન્ટિક મહાસાગર ઓળંગી તા. ૨૫મીના રોજ લિવરપૂલ બન્દરે સૌ આવી પહોંચ્યાં. તે વખતે શેઠ નરોત્તમ મોરારજી ઇંગ્લાંડમાં હોવાથી એમણે લિવરપૂલમાં બધી સવડ રાખી હતી. એટલે આગબોટમાંથી ઉતરતાંજ આગગાડીમાં બેસી સર વિઠ્ઠલદાસની મંડળી લન્ડન પહોંચી ગઇ. લન્ડનમાં આવ્યા પછી સર વિઠ્ઠલદાસને પેટનો દુખાવો વિશેષ થવા લાગ્યો; લિવરપૂલ આવ્યા પહેલાં આગબોટમાંજ એમને આંતરડાંમાં રક્તસ્રાવ Haemorrhage થયો હશે. લાં મરચાં ખાવાથી ગરમ લાગ્યાં હશે, એમ તે વખતે તો માની લેવામાં આવ્યું હતું; પરન્તુ તા. ૨૬મીના રોજ લન્ડનમાં રાતે નાટક જોવા મિત્રમંડળ સાથે તેઓ ગયા હતા. ત્યાં તેમની તબીયત વધારે નરમ બની હતી. નાટક જોઇ ઉતારે આવ્યા પછી એરંડીઉ પીધું અને તેજ રાતે ઝાડો થવાથી તેમાં સ્પષ્ટ રીતે લોહી જણાયું. ડૉક્ટરે દસ્ત તપાસીને અને તબીયત જોઇને ખાત્રીપુર્વક અભિપ્રાય આપ્યો કે સર વિઠ્ઠલદાસને આંતરડાંમાં Haemorrhage થયો છે. આવી સ્થિતિમાં લન્ડનમાં સ્વતન્ત્ર મકાન ભાડે રાખી લેવાનો વિચાર કરવામાં આવ્યો, પરન્તુ સગવડ ભરેલુ મકાન ન મળવાથી તરતજ હિન્દુસ્તાન જવાની આગબોટની શોધ ચલાવવામાં આવી. આગબોટની તજવીજમાં એક વાર ચાર દાદર ચડીને સર વિઠ્ઠલદાસ ઉપર ગયા તેથી પરિશ્રમને લીધે તેમને બહુજ થાક લાગ્યો હતો. ત્યાર પછી શેઠ નરોત્તમ મોરારજીની એવી સલાહ થઇ કે તબીઅત સુધારવાને હિન્દુસ્તાનથી લોકો ઇંગ્લાંડ આવેછે તો હવે નબળી પ્રકૃતિ સુધાર્યા વગર ઇંગ્લાંડ છોડવું નહિ. એક દિવસે લન્ડનના પરામા તેઓ ફરવા ગયા હતા અને વળતાં દવા લેવા દવાવાળાની દુકાનમાં સર વિઠ્ઠલદાસ ગયા કે તરતજ તેમને મૂર્છા આવી. તેમને ટેક્ષીમાં તેડી લાવવામાં આવ્યા. બીજે દિવસે રવિવાર હતો એમને ડૉક્ટરો પણ જલદી મળી શકે તેમ નહોતું છેવટે *Stomach Specialist* ડૉ. બૉસ્ટનને બોલાવવામાં આવ્યા તેમણે જણાવ્યું કે આંતરડાંમાં

લોહીનો શ્રાવ થયો છે અને સ્થિતિ ભય ભરેલી છે. આવા પ્રકારનો લોહીનો શ્રાવ ત્રણ દહાડા રહ્યો. મંડળી નિરુત્સાહમાં અને ચિન્તામાં ગરકાવ બની ગઇ. પરન્તુ સારા સંજોગે લન્ડનની ઋતુ બદલાઇ અને તેનો લાભ સર વિઠ્ઠલદાસને મળ્યો. ૧૫ દિવસ પથારીમાંજ એમને સુવાડી રાખવામાં આવ્યા; અને છેવટે ઋતુફેરને કારણે દરદ શમી ગયું. સર પ્રભાશંકર પટ્ટણી તે અરસામાં લન્ડન હતા. પ્રકૃતિના ખબર પૂછવા તેઓ જાતે સર વિઠ્ઠલદાસ પાસે એક આંટો આવી ગયા હતા. સર વિઠ્ઠલદાસના શિક્ષક-મિત્ર મી. મેકડોનલ્ડ બુઝરગ વયે સર વિઠ્ઠલદાસને મળવા આવ્યા હતા. પાછળથી સર વિઠ્ઠલદાસની પ્રકૃતિ સુધરી એટલે એક આખો દિવસ સર વિઠ્ઠલદાસે અને લેડી પ્રેમલીલાએ મી. મેકડોનલ્ડને ઘેર સૌ કુટુંબીઓ સાથે ગાળ્યો હતો. જૂના સ્નેહના ઝરણા ફરી વહેવા લાગ્યાં હતાં અને લામ્બી વાતચીત પછી વિદાય લઇ સર વિઠ્ઠલદાસ ઉતારે પાછા ફર્યા હતા. ઑક્ટોબર માસના છેલ્લા અઠવાડીઆમાં લન્ડનમાં (Babington Smith Currency Commission) હિન્દી ચલણને લગતું કમિશન બેઠું હતું તેની સમક્ષ સર વિઠ્ઠલદાસે હિન્દના વેપારના પ્રતિનિધિ તરીકે એ કમિશન પાસે મોઢેથી જુબાની આપી હતી. થોડા દિવસો ચીજ-વસ્તુઓ ખરીદવાના કામમાં ગાળી આખી મંડળી તા. ૧લી નવેમ્બરે "લૉયલ્ટી" આગબોટમાં બેસી હિન્દુસ્તાનને પન્થે પળી.

"લૉયલ્ટી" આગબોટ ઉપર સર વિઠ્ઠલદાસ માટે શેઠ નરોત્તમદાસે પોતાની ઉલટથી સારી સવડો અપાવી હતી. પ્રવાસમાં સાથે ડૉ. જીવરાજ મહેતા હતા, એટલે દરદીને અને દરદીના સ્નેહીઓને ઘણી શાન્તિ રહી હતી. લામ્બી મુસાફરી કરી તા. ૨૩મી નવેમ્બરે "લૉયલ્ટી" આગબોટ મુમ્બઇના બારામાં આવી ઊભી. સર વિઠ્ઠલદાસને મળવા ઘણા સ્નેહીજનો બન્દર પર આવ્યા હતા તેમને ભેટી—ઉપકાર માની સર વિઠ્ઠલદાસ પોતાને બંગલે આવી પહોંચ્યા. પૃથ્વીપરિક્રમા એ રીતે સવા આઠ મહિને સમ્પૂર્ણ થઇ.

---

## પ્રકરણ ૩૪ મું.



### પર્ણકુટી.

સર વિઠ્ઠલદાસ ઇ. સ. ૧૯૧૪-૧૫ પછી દશ વરસને પટે એક બંગલો ભાડે રાખી પૂનામાં જૂનથી ઑક્ટોબર સુધીનો સમય ગાળતા હતા; એ શહેર મુમ્બઇની પાસે હોવાથી, સારી હવાવાળું મથક હોવાથી તથા ઇલાકાના ગવર્નરનું ચોમાસાની ઋતુ પુરતુ કાર્યસ્થળ બનેલું હોવાથી સર વિઠ્ઠલદાસ જેવા જાહેર પ્રવૃત્તિના ઉપાસક વેપારીને પૂનાનો વાસ અનુકૂળ પડે તેમાં નવાઇ નથી. વળી જેમ જેમ પૂના સાથે તેમનો પરિચય વધતો ગયો તેમ તેમ ઑ. મી. જી. કે. ગોખલે સાથે અને તેમના અનુયાયી કાર્યકર સેવાભાવી મંડળ સાથે સર વિઠ્ઠલદાસનો પરિચય વધતો ગયો. મી. દેવધર અને મિસિસ રમાબાઇ રાનડેના સેવાનાં કાર્યો જોઇ એમનું ચિત્ત એઓ બન્ને પ્રત્યે ઢળ્યું હતું. એથી મી. દેવધરની જાહેર હિતની પ્રવૃત્તિમાં અને શ્રીમતી રમાબાઇ રાનડેની સ્ત્રી સમાજના ઉદ્ધારની પ્રવૃત્તિમાં સર વિઠ્ઠલદાસને રસ પડતો હતો. મી. દેવધરનો પરિચય વધતો ચાલ્યો; અનેક શુભ કાર્યોમાં અને લોકકલ્યાણની યોજનામાં મી. દેવધરને આર્થિક સહાય સર વિઠ્ઠલદાસ તરફથી મળ્યા કરતી હતી. સહકારી બૅંક અને સહકારી પેઢીઓના કામને લીધે એ બન્ને જણ વચ્ચે લામ્બી વિચારણા અને દીર્ઘ ગુંજનો અનેક વાર થતાં હતાં. શ્રીમતી રમાબાઇ રાનડે પ્રત્યે એમનો કયા પ્રકારનો ભાવ હતો તે આપણે લેડી પ્રેમલીલા ઉપરના પ્રથમ પત્રમાં જોઇ શક્યા છીએ.

વળી ઇ. સ. ૧૯૧૬-૧૭ માં એમને પોતાની પ્રકૃતિ માટે-શારીરિક સ્વાસ્થ્ય માટે-નિવૃત્તિ આપે તેવુ નિવાસસ્થાન નક્કી કરવાના વિચારો પણ ઉદ્ભવ્યા હતા. પૂનામાં નદી કાંઠે ફરવા જતી વખતે અને સંગમ ઉપર બેસીને સન્ધ્યાના રંગ નિહાળતાં હોય ત્યારે સર વિઠ્ઠલદાસની દૃષ્ટિ બન્ડગાર્ડનની સામેની યરોડાની ખડકાળી ટેકરી ઉપર જતી. તે ટેકરી ઉપર દેવાલય છે.

સ્ફૂર્યો કે આ ટેકરી ઉપર નિવાસ *સ્થળ રાખ્યું હોય તો ઘણું રુચિકર થાય. તે પછી એમણે જપાન અમેરિકાની મુસાફરી કરી. જપાન અમેરિકા અને ઈંગ્લાંડના પ્રવાસમાં એમનું આરોગ્ય નબળું બન્યું હતું. તેમની તીવ્ર ઇચ્છા પ્રવૃત્ત જીવનમાંથી મોકળા થવાની હતી. જપાનમાં અને અમેરિકામાં—અનેક પ્રકારના મકાનો અને બાગ બગીચા—કૅરી હાઉસ અને ટી હાઉસ—તેમણે જોયાં હતાં. તેનું કંઇક પોતાને આંગણે ઊભું કરવાની સર વિઠ્ઠલદાસની ઇચ્છા થઇ હતી.

યરોડા હિલ એટલે મોટી ટેકરી—પથરા અને ખડી ખોદવાનું એક સ્થળ કહી શકાય. ટેકરા ઉપર લશ્કરી માણસો સિગ્નલિંગની તાલીમ લેતા હતા. ટેકરા ઉપર હાથલા થોરના ઝુંડ જ્યાં ત્યાં ઊભાં હતાં. બન્ડ ગાર્ડનમાં ઊભીને ખળખળ વહેતી નદીના દશ્યનો આનન્દ લેનાર પ્રેક્ષક જ્યારે સામે દૂર દૃષ્ટિ ફેંકતો ત્યારે કેવળ ખડબચડી ટેકરી અને નાનું સરખું ઘાટ વગરનું દેવાલય તેની આંખને અકળામણ આપતાં હતાં.

સર વિઠ્ઠલદાસે એ ટેકરી આખી હસ્તગત કરવા વિચાર કર્યો. પહેલાં તો સરકારી અમલદારો એ ટેકરી પરની જમીન નિવાસસ્થાન માટે પટ્ટે આપવા બીલકુલ તૈયાર નહોતા. પરન્તુ જ્યારે સર વિઠ્ઠલદાસે જણાવ્યું કે તે સ્થળે સુન્દર ફરવા હરવાના રસ્તા અને ખેડીવાળું આરામ સ્થાન તે બનાવશે; અને તેમ થવાથી નદીની એક બાજુએ જેમ બન્ડગાર્ડન શોભે છે તેમ બીજી બાજુએ આ ટેકરી શોભશે—ત્યારે એ ટેકરી પરની જગ્યા અમુક

* યરોડા હિલની પસન્દગી ઈ. સ. ૧૯૧૮માં જ એમણે કરી રાખી હતી, અને તે વાસ્તે પત્ર વ્યવહાર પણ ચાલુ કર્યો હતો. ✓શ્રી. બાપટશાસ્ત્રીએ લખેલા સ્મરણોમાંથી આ વિષે સ્પષ્ટ માહિતી આપે તેવો એક ફકરો વાંચવા યોગ્ય છે."

ते जूनपासून सप्टेम्बर अखेरपर्यन्त प्रायः पुण्यात बंडगार्डन रोडवरील मंगळदासच्या बंगल्यांत रहात. एकदा त्या बंगल्याच्या आवारांतील विहिरीच्या उंच धावेवर त्यांनी एक छप्पर घालविलें व ' आपण आतां रोज येथें वाचायाला बसूं ' असा संकेत केला. वस्तुतः आम्ही तेथें एकच दिवस वाचावयास बसलों व नंतर तें छप्पर बरेच महिने ऊन-वारा-पाऊस सहन करीत होतें, पण तसल्या खोपटांत बसून गीतेसारखे ग्रंथ वाचले पाहिजेत, ही गोष्ट मात्र त्यांच्या मनांत बिंबली. त्याच दिवशी ते म्हणाले—" शास्त्रीजी, मी येथे एक अगदीं एकान्ताची-विविक्त जागा पाहिली आहे. कोणती तें इतक्यांत सांगत नाहीं. मिळाल्यावर दाखवीन. तेथें आपण पर्णकुटी बांधू. तुम्हीहि तेथें रहावयास या " वगैरे.

પર્ણકુટીનો ખ્યાલ કેટલો વહેલો અને કયા સંજોગમાં ઉદ્ભવ્યો હતો તે આ પરથી સમજી શકાય છે. મી હડસન કલેકટરને લખેલા પત્રમાં પણ દેવળ પાસે નાનો પૂજાનો ઓરડો બાંધવા માટે જ જગ્યાની માંગણી કરવામાં આવી હતી.

શરતો સાથે પૂનાના કલેક્ટર મી હડસને સર વિઠ્ઠલદાસને ઇ સ ૧૯૧૯-૨૦ મા આપી અને કમિશનરે એ જગ્યા માટેની મંજુરી ૧૯૨૦ના ઑગસ્ટમાં આપી. એ રીતે જગ્યા મેળવ્યા પછી પૂનાના મામલતદાર પાસેથી અને પૂના મ્યુનિસિપૅલેટી (સમર્મન) ના પ્રમુખ કર્નલ ખમ્માતા તરફથી નિયમાનુસાર જે જે અનુકૂળતા આપી શકાય તે બધી સત્વર સર વિઠ્ઠલદાસને એ સ્થળે બંગલો બાંધવા માટે આપવામા આવી હતી

ઇ સ ૧૯૨૦મા દશેરાના શુભ દિવસે (ઑક્ટોબર) "પર્ણકુટી"નું ખાત મુહૂર્ત કરવામાં આવ્યુ જે ટેકરીપર મકાન બાંધવાનું હતું તે સાફ કરાવવામાં આવી અને એ ટેકરી નદી કરતા ૧૪૦ ફૂટ ઉંચી હોવાથી પાણી ઉપર ચઢાવવા વિજળીનો પમ્પ પાછળથી ગોઠવવામાં આવ્યો એ પમ્પ મારેજ એ દિશામા વિજળીનો પ્રવાહ પહેલીવાર આવ્યો હતો નદીમાંથી રેતી, કેડગાંવથી ચૂનો, ચીચવડથી પત્થરા, પોરબન્દરથી મોટા પત્થરા મગાવવામા આવ્યા હતા પૂનાના ઇજનેર મી આર એસ ગોખલેની દેખરેખ તળે બંગલાનુ બાંધકામ શરૂ થયુ. ચૂનાનો ઢેળ કરવા માટે વિજળીનું એન્જીન રાખવામા આવ્યુ હતું

મુખ્ય મકાન લગભગ ૧૪૦૦૦ ચૌદ હજાર ચોરસ ફૂટના વિસ્તારમા બાંધવામા આવ્યુ છે કમ્પાઉન્ડ, રસ્તા બગીચા વગેરે બધી જગ્યા આશરે ૨૧ એકવીસ એકર જેટલી છે આ બંગલાની બાંધણીમા મુખ્ય લક્ષ એ તરફ અપાયું છે કે જમીન જે રૂપમા હતી તેજ રૂપમા રહેવા દઇ ઉંચાણ નીચાણનો ઉપયોગ મકાનને યોગ્ય ઘાટ આપવામા કરી લેવામા આવ્યો છે - મી ગોખલે ઇજનેર પોતે એ બાબત સ્પષ્ટ કરતાં લખે છે કે

"The peculiarity of the design of this bungalow, is that it is constructed on a rocky bed with quite undulating piece of ground so much so that the floor level of the carriage porch is R L 78-0, while the so called ground floor level is R L 103-0 i e a difference of 25-0" feet This difference of level is adjusted by provision of suitable rooms and corridors, and passages in *basement* which is regular somewhere and generally partial everywhere Instead of filling the difference of 25-0" feet by earthwork, in order to keep porch and the ground level the same, the above noted construction is carried out without any extra cutting in rock, which is generally very costly and also without filling altogether except where it was needed to make the floor *level*"



પૂનામા સર વિઠ્ઠલદાસે નિયોજેલી સરિતાના તટપરની "પર્ણકુટી"

બંગલાના પ્લૅન ઓરડા અને પરશાળોના માપ, બારી બારણાના ઘાટ, પગથીઆં થાંભલા વગેરેના ઘાટ કમ્પાઉન્ડના કઠેરાની યોજના વગેરે બધી બાબતમાં સર વિઠ્ઠલદાસે પોતેજ લક્ષ આપ્યું હતું. એ દિવસોમાં એઓ ઘણે ભાગે ફૂટપટ્ટી, કમ્પાસ, પેન્સીલ, અને કાગળો સાથેજ નવરાશનો સમય ગાળતા હતા; જે તે કાગળ ઉપર માપના આંકડા અગર રૂમના વિસ્તાર બતાવનાર નકસા, અગર બારી બારણાના ઘાટ બતાવનાર લીટીઓ એઓ ચીતરતાજ હોય. મકાન બન્ધાતું હતું ત્યારે ઘણીવાર પોતાને સુઝેલા નવા વિચારને પરિણામે થયેલું કામ પણ એઓ રદ કરાવતા હતા. તે પરથી જોઇ શકાશે કે એમને "પર્ણકુટી" સુન્દર અને ઉપયોગી બનાવવા કેટલી કાળજી હતી. ઇ. સ. ૧૯૨૧માં લેજિસ્લેટિવ એસેમ્બલીમાં હાજરી આપવા એઓ સીમલા ગયા હતા ત્યારે મીસ્ત્રીએ એમની ગેરહાજરીમાં થોડુંક કામ ગેરસમજથી બગાડ્યું હતું, તે એમને ગમતું નહોતું. ઇ. સ. ૧૯૨૧ ના ઉનાળામાં સિંહગઢમાં પોતે રહ્યા હતા. ત્યાં પોતાની સાથે ઉંચા પ્રકારનું દૂરબીન એઓ લઇ ગયા હતા. પર્ણકુટી ઉંચી ટેકરીપર બન્ધાય છે, અને ત્યાંથી સારાં દૃશ્ય જોવાનો આનન્દ મળે તે હેતુથી મોટી કીમતે એ ખરીદું હતું તે સિંહગઢ પર મોટે ખર્ચે લઇ જઇ ગોઠવ્યું હતું; અને તેમાંથી મરીન ડ્રાઇવ ઉપર ચાલી રહેલું ચણતર કામ તેઓ રોજ નિહાળતા હતા.

પર્ણકુટી વાસ્તે એમણે અનેક તર્કો સેવ્યા હતા; અનેક વિચારો ખર્ચ્યા હતા; અને તેને વિશેષમાં વિશેષ સુન્દર અને સગવડ-સપન્ન બનાવવામાં તેઓ ખૂબજ તત્પર હતા. એ બંગલાના ભવિષ્ય માટે એમણે સુન્દર કલ્પના સેવી હતી; જપાન અમેરિકાના પ્રવાસમાંથી તેમને મળેલી ઘણી ભાવનાઓ * સર વિઠ્ઠલદાસ પર્ણકુટીને અંગે અમલમાં મૂકવા ઇચ્છતા હતા.

આ બંગલો બાંધવામાં જે જે સામાન વપરાયો છે તે ઉત્કૃષ્ટ પ્રકારનો છે. જેટલો આરસનો પત્થર વપરાયોછે તે બધો કરારા ઈટાલીઅન જાતનો પસન્દ કરવામાં આવ્યો છે. લાકડું વપરાયું છે તે બધું ચોખ્ખું બ્રહ્મદેશી સાગનું; તે સિવાય મિન્ટન ટાઇલ્સનો અને શાહબાદી લાદીનો પણ ઉપયોગ કરવામાં આવ્યો છે.

* બંગલાના બગીચાની રચના માટે House Garden નામનું માસિક પત્ર, Some English Gardens-by G. S. Elgood and Gertrude Jekyll નામનું સચિત્ર કીમતી પુસ્તક, તથા અન્દરની શોભા માટે વિલાયતની Harrods કમ્પની તરફથી પ્રકટ થયેલું Interior Decorations નામનું પુસ્તક, Maple and Co તરફથી પ્રકટ થયેલું An Illustrated Catalogue of Chairs-Sofas and Settees. નામનું પુસ્તક. વગેરે સાહિત્યો સર વિઠ્ઠલદાસે અભ્યાસ વાસ્તે મંગાવી મૂક્યાં હતા.

બંગલાની અંદર નાના મોટા મળી દસ બાર ઓરડાઓ છે. બંગલાની વચ્ચે એક ચોક ૪૦'×૧૬' ના માપનો રાખવામાં આવ્યો છે. જેથી બધા ઓરડામાં હવા અને ઉજાશ મળી શકે. એ ચોકની ત્રણે બાજુ ૫ ફૂટનો ફરતો ઓટલો રાખવામાં આવ્યો છે.

તે સિવાય નીચલા ભાગમાં કેટલાક ઓરડા ઓરડી છે; અને પહેલા માળ ઉપર સુન્દર લામ્બો સુવાનો ઓરડો–પશ્ચિમ અને દક્ષિણની હવા આપે તેવો છે.

✓આ બંગલામાં દાખલ થતાંજ મુલાકાતનો અર્ધચંદ્રાકારનો સુન્દર ઓરડો યોજવામાં આવ્યો છે. અને તેનો સમ્બન્ધ નમૂનેદાર સીડીથી મુખ્ય મકાન સાથે જોડી દેવામાં આવ્યો છે. તેથી બહારથી આવનારને એવું જણાય છે કે મુખ્ય મકાન પહેલા મજલા પર આવ્યુ છે.

બંગલા ઉપર અગાશી અને શોભા આપનારૂં નાનું સરખું ટાવર રાખવામાં આવેલછે નદીથી બંગલાની જમીન ૧૪૦ ફૂટ ઉંચી છે અને જમીનથી ટાવર ૪૦ ફૂટ ઉંચે છે, એટલે છેટેથી પર્ણકુટીનુ દૃશ્ય રમણીય લાગે છે.

આ બંગલા ઉપર જવા વાસ્તે વાંકા સરપાકારના રસ્તા ગોઠવ્યાછે અને ટેકરીની એક બાજુએ સુન્દર સફેત થાંભલાની હારની પાકી ભીંતનો સુશોભિત કમ્પાઉન્ડ ચઢતા ઉતરતા મોજાની પેઠે ગોઠવવામાં આવ્યોછે. ✓ટેકરીની શરૂઆતથી બંગલા ઉપર પહોંચતા સુધીનો રસ્તો લગભગ ૨૭૦ ફૂટ જેટલો થતો હશે.

પર્ણકુટીની બાંધણી જેમ બહારથી સુન્દર અને ઘાટીલી લાગેછે તેમ અન્દરથી પણ તે નમૂનેદાર અને ભવ્ય લાગે છે. ઇજનેરી દૃષ્ટિથી એ બંગલાની બનાવટમાંથી ઘણુ શીખવા જેવું લાગે છે. તેથી ઇજીનીઅરીંગ કૉલેજના વિદ્યાર્થીઓ પ્રત્યક્ષ પાઠ લેવા સારૂ ઘણી વાર પોતાના પ્રોફેસર સાથે પર્ણકુટી જોવાને આવેછે અને ઘણી બાબતોનું જ્ઞાન ત્યાંથી લઈ જાયછે.

પર્ણકુટીનું બારિક અવલોકન કરવામાં આવે તો—જણાય છે કે એ શાન્ત કળાનો નમૂનો છે. તેમાં કોઈ સ્થળે ઉજળા ચમકતા રંગ નથી, પણ સાદા સરળ અને વિશુદ્ધિને પોષે એવા આછા રંગોની ઝાંખી તેમાં થાયછે. એમાં હૈયાને હલમલાવે તેવી ઐતિહાસિક કલ્પના નથી, તરંગોને પોષે એવું ચિત્રવૈવિધ્ય નથી, વૈભવી જીવનની ઇર્ષ્યા ઉપજાવે એવી વિલાસ-સામગ્રી નથી; અને છતાં પર્ણકુટી સૌને મનોરમ્ય લાગે છે—બાલને કે યુવાનને, સંસારીને કે ત્યાગીને, સુજ્ઞને કે અલ્પજ્ઞને, એ બંગલામાં આરસના

વિશુદ્ધ વિશાળ વરન્ડા (પરસાળ) જેમ સ્થૂળ શરીરને તેમ સૂક્ષ્મ મનને રુચિકર મોકળાશ આપે છે આખા બંગલાની રુચિકરતાની ચાવી એ વિશાળ વરન્ડામાં રહેલી છે. સર વિઠ્ઠલદાસના હૃદયની વિશાળતાની જાણે સાક્ષી પૂરતા હોય તેવી રીતે બંગલાની મુખ્ય બાજુએ વરન્ડા યોજાયેલા છે. પરશાળના થાંભલાથી બંગલામાં ભવ્યતા, ગામ્ભીર્ય, અને ઐશ્વર્યની ઝાંખી થાય છે. ઓરડાઓના બારણા અને બારીઓના, તથા ઓશરીની ભીંતો પરની પટ્ટીના એકસરખા સાચા સાગના કાષ્ટરંગથી પ્રેક્ષકની આંખને વિસામો મળેછે. ઓરડાઓમાં સારી પેઠે શાન્તિ હોય છે· મધુરો પ્રકાશ હોયછેઃ અને વિસ્તારવાળી ઓશરીને લીધે એકમેકથી અલગતા પણ રહી શકેછે.

પર્ણકુટીના કોઈ પણ ભાગમાંથી દૃષ્ટિ ફેંકવામાં આવે તો કોઇ પણ પ્રકારની અટકાયત વિના તે ઘણે લામ્બે જઈ શકે છે. તેથી અહિં કેવળ શરીરને અને મનનેજ વિપુલતા મળેછે એટલુજ નહિ પરન્તુ સ્થૂળ દૃષ્ટિને–ચર્મચક્ષુને–પણ મોકલાશ મળેછે.

આ પર્ણકુટી પૂનામાં આવતા જતા પ્રવાસીઓનું પ્રેક્ષણીય સ્થાન થઇ પડયું છે. પૂનાની એક બાજુ જેમ પર્વતીની ટેકરી પર માણસો જવાની ઇચ્છા કરેછે તેમ બીજી બાજુએ બન્ડગાર્ડન જોયા પછી પર્ણકુટી તરફ પણ તેમની દૃષ્ટિ વળેછે. અનેક પ્રેક્ષકો કેવળ કુતુહલવૃત્તિથી કે મનોવિલાસ માટે આ બંગલો જોવા આવેછે

ઇ. સ ૧૯૨૧માં મરાઠી માસિક "રત્નાકર"ના માર્ચ એપ્રિલ માસના અંકમાં એ પત્રના સમ્પાદક રા હરિ સખારામ ગોખલે નામના સહૃદય પ્રેક્ષકે "પર્ણકુટી" ઉપર એક કાવ્ય મરાઠી ભાષામાં પ્રકટ કર્યું હતુ તે અત્રે ઉતાર્યું છે· સર વિઠ્ઠલદાસની મુરાદો ઇશ્વરે પાર પડવા દીધી હોત તો· પર્ણકુટી પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિનુ સંગમસ્થાન બનવા પામત.

## ' पर्णकुटी '

### दिंडी.

पर्णकुटि हें ऐकून नांव कानीं, सहज कांहीं कल्पना करा ध्यानीं
पर्णकुटि ही मग चला पहावयाला प्रथम विसरू नका दृष्टि मिटायाला
असे थोडीशी चढण उंच नीट कल्पनेचीहि वाट उच धीट
चढण सरली कल्पना उच गेली पर्णकुटिका प्रत्यक्ष पुढें आली.
बाग, कारजें, ताटवे फुलाचे पहा तिकडे तो अहा ! मोर नाचे
सूर मंजुळ आतून हे कुणाचे ! कोकिळाचे जणु कंठ बालिकाचे !
पर्णकुटिच्या पायऱ्या या सुरेख शुभ्र, सुंदर, मृदु, वितळ कशा देख

युक्ति, बुद्धी, संपत्ति, कला येथें हंसत बसल्या एकत्र मनीं येतें.
पाय यावर ठेवितां क्षणीं नाचे असो कितिही जड हृदय मग कुणाचें
स्मृतिस सिंहासन मिळे वैभवाचें धन्यतेचे उद्गार येति याचे।
वस्तु साध्या पाहतां दिसायाला परी अद्भुत दाविती प्रभावाला
चतुर असली मांडणी जागजागीं रसिकता जणुं साक्षिणी सर्व मार्गीं।
जागजागीं जीं सुखासनें येथें हौस सौख्याची पुरे सर्व तेथें
सर्व आवडतें मांडियलें येथें इथें पाहावें आवडतें तें तें।
मूर्ति चित्रें ठेविलीं कोठ केठें कुशलतेचें त्यामध्यें चीज मोठें
ग्रंथसंग्रह–वेदान्त आणि ज्ञान देत लक्ष्मी उभयांस अधिष्ठान
पुष्पहारान्वित चित्र गृहस्तीचें निकट दिसतें साहित्य पूजनाचें
धनी धर्मात्मा थोर कीर्तिमान नसे औदार्या अन्यथा प्रमाण
आठवोनी मनिं सहज पुण्यनाम आदरानें अर्पितों मी प्रणाम
उंच शिखरावर बघुनि समोंवार धन्य झालों वाटतें एकवार।
पिउनि आकाशांतील शुद्ध वारा उडे हृदयातुनि अहाहा! फवारा।
सर्व झालें पाहून, परत जाणें परत जाणें–तेथेंच मन रहाणें
उचंबळतें तें कितीं भावनांनीं पुढें गावीं त्यावरी गोड गाणीं।
स्वर्णकुटि ही परि पर्णकुटी नाम सुचुनि धर्मात्मा तोपला प्रकाम
म्हणे: मासादापुढें–तव दयाळा खरोखर मीं बांधिली पर्णशाळा।

हरि सखाराम गोखले.

( रत्नाकर मार्च एप्रिल १९३१. )

સર વિઠ્ઠલદાસને એક સૂત્ર સદા જીભને ટેરવે રહેતું હતું. "अन्तस्त्यागी बहिःसंगी" "પર્ણકુટી" નામમાં અન્તરનો ત્યાગ કોણ ન જોઈ શકે? અને એ ભવ્ય પ્રાસાદની મનોરમ્ય રચનામાં એમનો બહારનો રજોગુણ કેમ છાનો રહી શકે? સર વિઠ્ઠલદાસ એટલે વિપુલતા—એમને નાનીથી વાત કદિ મન હેઠેજ નહોતી આવતી અને તેથી તેઓ બાંધવા બેઠા પર્ણકુટી પણ વિપુલતાના ઉપાસકની પર્ણકુટી પણ પ્રાસાદ જેવી બની. પર્ણકુટીમાં આ રીતે એમના સ્વભાવનું સ્પષ્ટ પ્રતિબિમ્બ છે; એમની રુચિની પ્રતિકૃતિ છે; એમના ઝીણા મોટા દોષનું પ્રતિબિમ્બિત્વ પણ એમાં હશે. સર વિઠ્ઠલદાસનો પૂના પ્રત્યેનો પ્રેમ, સૃષ્ટિસૌન્દર્યની ભક્તિ, અને શાન્તજીવન ગુજારવાની અભિલાષા આપણે પર્ણકુટીમાં મૂર્તિમન્ત જોઈ શકીએ છીએ.

---

# પ્રકરણ ૩૫ મું.



## પ્રખર નાણાશાસ્રી.

સર વિઠ્ઠલદાસને રાજદ્વારી ક્ષેત્રમાં જે પ્રતિષ્ઠા મળી હતી તે એમના નાણાશાસ્રને લગતાં સૂક્ષ્મ જ્ઞાનને લીધે મળેલી હતી. વેપાર-ઉદ્યોગના બહોળા અનુભવને પરિણામે અને ચીવટ ભરેલા અભ્યાસને લીધે સર વિઠ્ઠલદાસ બહુ નાની ઉમ્મરથી હિન્દ સમસ્તના ચલણને લગતા વિષયમાં ઉંડો રસ લેતા થયા હતા. "કરન્સી લીગ" મુમ્બઈમાં સર દીનશા વાચ્છાએ સ્થાપી હતી તેના મન્ત્રી સર વિઠ્ઠલદાસ બન્યા હતા તે આપણે જાણી લીધું છે. જ્યારે મુમ્બઈ ઇલાકાની ધારાસભામાં એઓ સભ્ય હતા ત્યારે પણ ૧૯૦૨ થી ૧૯૦૮ સુધીના બજેટ ઉપરની ચર્ચાના એમના ભાષણોમાં નાણા પ્રકરણના પ્રશ્નોને છેડવામાં આવતા હતા. ઇ. સ. ૧૯૧૦થી એઓ કલકત્તાની વડી ધારાસભાના સભ્ય બન્યા હતા. ત્યાં પણ તા. ૪-૩-૧૯૧૦ના રોજ ચાન્દી ઉપર વધારવામાં આવેલી જકાતની અસર નાણાશાસ્રીની દૃષ્ટિથી તેમણે સભાને સમજાવી હતી અને સચોટ દલીલોથી સરકારના એ પગલાને તેમણે વખોડી કાઢ્યું હતું. વળી ઈ. સ. ૧૯૧૨ના માર્ચ માસની ૨૨મી તારિખે તેમણે ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં ઠરાવ મૂક્યો કે હિન્દુસ્તાનના ચલણી નાણા અને નોટોને લગતું અનામત સોનુ ઇંગ્લાંડમાં હિન્દી પ્રધાનની ત્રીજોરીમાં રહેછે તેને બદલે તેમાંનો મોટો ભાગ હિન્દુસ્તાનમાં અનામત રાખવાની ભલામણ કાઉન્સિલ કરેછે.

"That this Council recommends to the Governor General in Council that a substantial portion of the Gold Standard Reserve be held in gold in India."

આ ઠરાવના ટેકામાં સર વિઠ્ઠલદાસે જે માહિતીપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું તે બહુ સચોટ મનાયું હતું. હિન્દુસ્તાનનું સોનું ઇંગ્લાંડમાં રહે, અને તેનો લાભ ઇંગ્લાંડના શરાફોને મળતો રહે તે હિન્દુસ્તાનથી કેમ સહ્યું જાય? તેમણે ખુલ્લું કરી આપ્યું હતુ કે, હિન્દી પ્રધાનને સલાહ આપનારા નાણાશાસ્રીઓ નિષ્પક્ષપાત રીતે હિન્દી સોનાનો પ્રશ્ન ઉકેલી શકે તેમ નથી.

"I wish to speak with great respect of the Secretary of State's advisers. They are eminent and honourable men But

it is only necessary to mention the positions they occupy in the world of London Finance to show that, nature being what it is, they cannot be expected to be wholly free from a certain bias. Lord Inchcape is a Director of the National Provincial Bank of England—a very powerful bank. Sir Fellix Schuster, Bart., is a Director of the German Bank of London, and also a Governor of the Union of London and Smith's Bank. Mr. Lawrence Currie is a Managing partner in Glyn, Mills and Currie Ltd; a large and powerful private business-house. All these institutions are on the list of approved bankers and private individuals with whom according to the Hon'ble Finance Member all our cash balance is invested in London."

આ મોટા શરાફોની સલાહ પ્રમાણે હિન્દી વજીર ચાલેછે અને હિન્દના કરોડો રૂપીઆ ઓછે વ્યાજે ઇંગ્લાંડમાં પૂર્યા રહેછે; હિન્દી વજીરને માલુમ છે કે હિન્દમાં લોકોને નાણા જોઈએ છીએ ત્યારે સરકારી પ્રોમીસરી નોટો ઉપર પણ ભારે વ્યાજે નાણા મહા મુશીબતે મેળવી શકાય છે. હિન્દના કાગળ-ચલણના અનામત નાણા ( લગભગ ૮૩ લાખ રૂ. ) પણ જો હિન્દી ટ્રીઝેરીમાં રખાય તો આ મુશીબત કેટલેક અંશે કમી થઇ શકે.

"Is it to the interest of Government itself and to the credit of India that such a monetary stringency should be allowed to happen when we have the means of relieving it? Is it to India's credit that on the security of its own promissory notes the holders should have to pay in the busy season a high rate of 8 to 9 percent per annum, which is more than double the rate paid by Government? How can we expect under such circumstances that Government paper should be more popular, ? "

તે ભાષણમાં તેમણે લૉર્ડ મોર્લેનાજ એકાદા ભાષણમાંથી ઉતારા આપ્યા હતા અને સાબીત કર્યું હતું કે હિન્દી વજીરની ઑફિસ લન્ડનમાં મોટામાં મોટી બૅન્ક તરીકે કામ કરતી હતી. લગભગ ૧૬૦ મીલીઅન પૌન્ડ =૧૬ કરોડ પૌન્ડ હિન્દી વજીર પાસે હિન્દી શીલક રહેતી. એવડી મોટી રકમ ઇંગ્લાંડમાંથી હિન્દમાં મોકલી દેવાની સલાહ લન્ડનમાં હિન્દી વજીરના નાણાવિષયના સલાહકારો કેમ આપે ! નજ આપે. કારણ કે તે બધાની બૅન્કોનું હિત એ નાણા ઇંગ્લાંડમાં રહે તેમાં સમાયેલું હોય.

આ મજબૂત ઠરાવ તે વખતની વડી ધારાસભામાં એટલો તો સચોટ ગણાયો હતો કે તેના ઉપર મત લેવામાં આવ્યો ત્યારે બીન અમલદારી-લોકનિયુક્ત-બધા સભાસદોએ અને એક યૂરોપીઅન ગૃહસ્થ સર સેસીલ ગ્રાહામે-

એ ઠરાવની તરફેણમાં મત આપ્યો હતો. એમના ૨૪ મત વિરૂદ્ધ બધા ૩૩ અમલદારોએ મત આપ્યા તેથી એ ઠરાવ ઉડી ગયો હતો.

તેજ દિવસે એટલે તા. ૨૨-૩-૧૨ ના રોજ સર વિઠ્ઠલદાસે સોનાના સીક્કા હિન્દી ટંકશાળમાં પ્રજાને પાડી આપવાની છૂટ આપવાનો ઠરાવ નીચે પ્રમાણે રજુ કર્યો હતો.

That this council recommends to the Governor General in Council that the Indian Mints be now thrown open to the free coinage of gold in coins of suitable denominations.

આ ઠરાવના અનુમોદનમાં સુન્દર ભાષણ સર વિઠ્ઠલદાસે કર્યું હતું, અને નાણાશાસ્ત્ર ઉપર તેમનો મક્કમ કાબુ છે એની ખાતરી આપી હતી. એમના વિચારો સરકારે પણ સ્વીકાર્યા હતા અને તેથી છેવટે તેમણે નીચેનું ભાષણ કરી પોતાનો ઠરાવ પાછો ખેંચી લીધો હતો.

"My Lord, I must recognise that the reply of the Hon'ble Finance Member is very satisfactory; and I may say that he has said more in support, he has brought forward more cogent arguments in support of opening the mints to the free coinage of gold, than I was able to do in my opening speech I am perfectly satisfied with his assurance that he is doing his best to get the sanction of the Secretary of State, and therefore, with Your Lordship's permission, I beg to withdraw my motion for the present."

ઇ. સ. ૧૯૧૪થી ૧૯૧૮ સુધી યૂરોપના મહાન યુદ્ધના સમયમાં અને તે પછી ૧૯૨૧ સુધી વેપાર ઉદ્યોગના ક્ષેત્રમાં નાણાની ઉથલ પાથલ ઘણીજ ચિત્રવિચિત્ર રીતે થતી હતી. એ દિવસોમાં સર વિઠ્ઠલદાસ વેપાર-ધન્ધાના ક્ષેત્રમાં ભડવીર તરીકે વિહરતા હતા અને તેથી તેમને નાણાશાસ્ત્રનો અનુભવ ઘણો સરસ થયો હતો. ઇ. સ. ૧૯૧૯માં તેઓ જ્યારે જાપાન અમેરિકા અને ઈંગ્લાંડના પ્રવાસે ગયા હતા ત્યારે તે અનુભવસમ્પન્ન બનીને એ સ્થળોની નાણાબજારનું સૂક્ષ્મ અવલોકન કરી શક્યા હતા. ઈંગ્લાંડમાં બેબિંગ્ટન સ્મિથના નાણા ચલણના કમિશન પાસે તેમણે વજનદાર જુબાની આપી હતી. અને ત્યાંથી પાછા ફર્યા પછી દ્વારકા સીમેન્ટ કમ્પનીની* રચના તથા દ્વારકાજામનગર રેલ્વે મીન્ડીકેટને મજબૂત બનાવવાના પ્રયાસો પણ તે વખતે તેઓ ચલાવી રહ્યા હતા.

* ઈ. સ. ૧૯૨૦ ના ઑક્ટોબર માસમાં દશેરાના દિવસે દ્વારકામાં સીમેન્ટ ફેક્ટરીનો પાયો નાંખવા માટે તેઓ ગયા હતા, ઇ. સ. ૧૯૨૧ ના ડિસેમ્બર માસમાં એ ફેક્ટરી ખુલ્લી મૂકવાની જાહેર ક્રિયા શ્રીમન્ત સર સયાજીરાવ મહારાજ ગાયકવાડને હાથે સર વિઠ્ઠલદાસે ઉજવી હતી.

પરદેશના પ્રવાસેથી પાછા ફર્યા પછી જાહેર જીવનની સંસ્થાઓમાં ફરીને તેઓ જોડાયા હતા √મુમ્બઇ ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટમાં અને મુમ્બઇના પોર્ટટ્રસ્ટમાં ઇ સ ૧૯૨૧ મા તેઓ મિલમાલિકના મંડળ તરફથી અને દેશી વેપારી ચૅમ્બર તરફના પ્રતિનિધિ તરીકે જોડાયા હતા, એટલુ જ નહિ પરન્તુ એ વરસે હિન્દુસ્તાનના રાજ્ય બન્ધારણમા થયેલા ફેરફારને અંગે ઉપસ્થિત થયેલી ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીમા મિલમાલિક વેપારીઓના પ્રતિનિધિ તરીકે શેઠ રહીમતુલ્લા કરીમભાઇ ચુટાયા હતા તેમના ઓચિન્તા અવસાનથી ખાલી પડેલી જગ્યા માટે સર વિઠ્ઠલદાસે ઉમેદવારી બહાર પાડી હતી એ ઉમેદવારી કરવામા તેમની તીવ્ર ઇચ્છા તો પોતાના નાણાશાસ્ત્રના અનુભવનો લાભ જાહેર હિતને આપી શકાય એજ હતી એ સમયે પોતાના મિત્રને તેમણે લખેલો નીચેનો પત્ર એમના વિચારની સાક્ષી પૂરેછે નબળી તબીયત હોવા છતા તેમણે આ જવાબદારી કર્તવ્ય તરીકે ઉપાડી લેવાનુ યોગ્ય ધાર્યું હતું

12 Hamam Street,
10th May 1921

My dear Mr Natarajan,

Thanks for your letter of the 6th instant After consulting our friend the Hon ble Mr Lalubhai, I have agreed to seek election by the Bombay Mill-owners the principal members of which have expressed their desire that I should represent the Association at least during the next year when some of the most important questions such as Tariff, Fiscal Autonomy, Labour Legislation, Income Tax and Exchange are coming up It is not without considerable hesitation that I have agreed to go to the Legislative Assembly Although I feel quite well again I must be very careful as to how hard I should work but I hope, that with the assistance of friends I may be able to go through the ordeal

લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીમા તેઓ સભ્ય તરીકે ચુંટાયા અને ઇ સ ૧૯૨૧ના વરસનુ બીજુ સત્ર સપ્ટેમ્બરમા સીમલા મુકામે ભરાયુ ત્યારે તેમણે એ ઍસેમ્બ્લીમા હાજરી આપી હતી તા ૨૩ મી સપ્ટેમ્બરના રોજ તેમણે એક ઠરાવ રજુ કર્યો કે હિન્દી સરકારના લન્ડનમા રહેતા પ્રતિનિધિએ (હાઇ કમિશનર ફૉર ઇન્ડીઆ) હિન્દુસ્તાન માટે જોઇતો સામાન મોઘામા સોઘી બજારમાથી ખરીદવો જોઇએ અને જે બાબતમા આ નિયમને કોરે મુકવામા આવે તેની વિગત હાઇ કમિશનરે હિન્દી

આગળ જતાં તેમણે જણાવ્યું હતું કે દશ ટકાની ખોટ હિન્દુસ્તાને ઉંચાઉ વાસ્તે સહન કરવાની અહિં વાત છે; પણ દશ ટકા એ પાંચ દશ હજારની ખરીદી ઉપરના નથી; અહિં તો લાખની પાણુ જેવો દાખલોછે. તે સમજાવતાં તેમણે ઉમેર્યું હતું કે,

"Then, Sir, when we say ten per cent, it may seem to be a small amount when we buy small articles. If I am passing in my rickshaw, I buy a matchbox for, say, three pies, whereas the seller gets it from the wholesale dealer for about two pies and therefore he makes about 33 per cent profit, but the case is not on all fours with the question before us. We have to look to the fact that we are buying stores to the extent of some millions sterling in England. We were told here recently that the cost of Railway Materials alone would amount to about 14 millions sterling. Then the Local Governments are purchasing their stores through this Department. We have also got the Military Budget. Then, again, add the orders for constructing New Delhi and for the scheme regarding the Development of Bombay. I understand that a protest was raised by the Bombay Government when the Development Department was asked by the Government of India under the rules, to buy stores required for the Development Department from England through the High Commissioner, when very low offers were made from Belgium. So when we are buying stores to the extent of 15 or 20 millions sterling per annum, it means, even on an average of 10 per cent, nearly three crores of rupees. Can India afford to pay three crores of rupees more per annum for purchasing stores from British manufacturers so long as Germany has to pay reparations to us or even for a shorter time, or say, even for a year? We are told that our Budget deficit may extend to crores, and this sum of three crores of rupees which we pay to the British Manufacturers will add to it very considerably unless we insist that all our stores be purchased in the cheapest market. I hope, therefore, this House by adopting this Resolution will inform the High Commissioner that we expect him to buy at the lowest possible rate. At the same time, I am aware, occasions may arise when the High Commissioner in the interests of India feel justified in paying a little more for certain stores, and I have provided in my proposition that when he does so he has to make out a case and inform the Government of India

about it, and the Government of India should in that case place all the papers before this Assembly so that the Members may judge for themselves whether this exceptional treatment is justified, or not."

આ ભાપણની અસર બહુ ફળદાયી નીવડી હતી અને તેથી એ ઠરાવનો પાછળનો ભાગ—( કારખાનામાં વિદ્યાર્થીઓને શીખવાની સવડ આપ્યા બદ્દલનો )—બાદ કરતાં બાકીનો ઠરાવ ઍસેમ્બ્લીએ મંજુર રાખ્યો હતો. આ ઠરાવ પસાર થયાથી સરકારની ખરીદીની રીતમાં ઘણો ફેરફાર થઇ ગયોછે; અને દર વરસે બે વાર હાઈ કમિશનર તરફથી પત્રક પ્રકટ થાય છે અને તેમાં જે વસ્તુ સોંઘા બજારમાંથી ન ખરીદવામાં આવી હોય તેના કારણો દર્શાવવામાં આવેછે. તે છમાસિક પત્રકો ઉપર મુમ્બઇની હિન્દી વેપારી ચૅમ્બર બારિક દ્દષ્ટિ રાખે છે અને એ રીતે હિન્દુસ્તાનનું હિત કેટલાક પ્રમાણમાં સાધી શકાય છે.

ત્યાર પછી તા. ૨૪–૧–૨૨ ના રોજ દીલ્હીમાં ભરાયેલી ઍસેમ્બ્લીની બેઠકમાં નાણાશાસ્ત્રને લગતો અતિ અગત્યનો ઠરાવ સર વિઠ્ઠલદાસે મૂકયો હતો. ઇ. સ. ૧૯૧૨ માં કલકત્તાની ઇમ્પીરીયલ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં જે ઠરાવ તેઓ પસાર કરાવી શકયા નહોતા તેજ ઠરાવ–ચલણ અને હુંડી-આમણ સમ્બન્ધી તથા અનામત સોનાને હિન્દમાં રાખવા સમ્બન્ધી અને સોનાના સીક્કા હિન્દી ટંકશાળમાં સૌ છૂટથી પડાવી શકે તેવી સગવડ હોવા માટે–તેઓ આ વખતે લાવ્યા હતા. અંગ્રેજી ભાપામાં તે ઠરાવ આ રીતનો હતો.

"That this Assembly recommends to the Governor General in Council that a committee with a majority of Indian members be appointed to consider the whole question of:

(1) The present policy of currency and exchange.
(2) The opening of the Indian Mints to the free coinage of Gold: and
(3) The location of the gold standard Reserve in India; and to report with its recommendations at an early date:"

એ ઠરાવના સમર્થનમાં સર વિઠ્ઠલદાસે કરેલું ભાષણ બહુ લામ્બું અને હકીકત તથા દલીલોથી ભરેલું જણાય છે. બૅબિન્ગ્ટન સ્મિથની કમિટી રૂબરૂ લન્ડનમાં સને ૧૯૧૯ માં સર વિઠ્ઠલદાસે જુબાની આપી હતી ત્યારેજ તેમને જણાયું હતું કે એ કામટીના અભિપ્રાય વજુદ વગરના ઘડાશે કારણકે ચાન્દીની તે સમયની અસાધારણ ભારે કીમત ઉપર આધાર

રાખી કમિટીએ નિર્ણય કાઢ્યા હતા, પણ તે વ્યવહારુ નહોતા. તેમણે કહ્યું હતું કે,

"I warned the Committee of the danger of deciding questions of this character when the silver prices were abnormally high."

એ કમિટીમાં સર દાદી દલાલ હિન્દી સભ્ય તરીકે હતા; છતાં તેમના અભિપ્રાયને ઠેબે મારીને કમિટીએ હિન્દને અનુકૂળ ન પડે તેવી ભલામણો ઘડી કાઢી હતી. તે ભલામણો હિન્દના હિતને ધક્કો આપનાર છે તેવું સિદ્ધ કરાવી આપવા તેમણે વિસ્તારથી અને વિગતપૂર્વક ભાષણ કર્યું હતું. છેવટે હિન્દના અનામત સોનાને હિન્દમાંજ રાખવાના આગ્રહ માટે પણ તેમણે સચોટ દલીલ આપી હતી. તે પ્રશ્નનો ઇતિહાસ સમજાવતાં અને છેવટનું પ્રત્યુત્તરનું ભાષણ સમેટતાં તેમણે કહ્યું હતું કે,

"*I will give you the old history in a few words*: *First*, the Gold Standard Reserve was kept in England, not kept in Treasury Bills, *as has been said to-day to the great credit of* Government but lent in the English Banks at a low rate of interest. When India protested against this policy the Secretary of State invested it in long term—securities. We again protested that, if we required it at a moment's notice, it could not be available. Then the Chamberlain Committee, I believe, condemned the policy Now, our funds are invested in Treasury Bills. But that is also dangerous and I will explain why it is so. We had 30 million pounds in London before the War broke out Did we get a single ounce of gold when the time came? Well the Bank of England's total metallic reserve was about 30 or 40 Million pounds. When war broke out, instead of getting our gold we had to go on accumulating our gold. We had to keep our gold payable to us for our exports. I think our funds went up—I am speaking from memory—to somewhere between 150 and 180 million pounds. At that time we had a currency crisis in India. We had no silver. We had no gold. We wanted to bring our gold here to avoid a currency crisis. But London did not return us our gold and we had to buy silver at 50 or 60 d. *Was it not a wrong policy to keep* our Gold Reserve there?"

આ ઠરાવની તરફ ૩૭ મત મળ્યા હતા અને વિરૂદ્ધમાં ૪૧ મત પડ્યા હતા. તેથી માત્ર ચાર મતને કારણે આ ઠરાવ ઉડી ગયો હતો. ઇ. સ.

૧૯૧૨માં ઇમ્પીરીઅલ લેજિસ્લેટિવ કાઉન્સિલમાં Indian Gold Reserve–હિન્દી અનામત સોના વિષે જે ભાષણ સર વિઠ્ઠલદાસે આપ્યું હતું તે અને આ ઠરાવના અનુમોદનનું ભાષણ–અર્થશાસ્ત્રના અભ્યાસીઓ માટે કીમતી વસ્તુ પૂરી પાડેછે તેમાંથી કીમતી ઉતારા અનેક શિષ્ટ ગ્રન્થોમાં લેવામાં આવ્યા છે.

ઇ. સ. ૧૯૨૨ ના માર્ચ માસમાં સર વિઠ્ઠલદાસે લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીમાં ઘણો આગળ પડતો ભાગ ભજવ્યો હતો. એ વરસે રૂ. ૧૫૦ કરોડ ( એક અબજ અને પચ્ચાસ કરોડ ) હિન્દી સરકારે પાંચ વરસની મુદત દરમ્યાન હિન્દી રેલ્વેના સુધારા વધારા પાછળ ખર્ચવા સારૂ અલગ કાઢ્યા હતા. તે મોટી રકમ ખર્ચવામાં હિન્દી કારખાનાને ઉત્તેજન મળે એવી દૃષ્ટિ હિન્દી સરકાર રાખે તો દેશને લાભ થાય–એવી સમજથી એ કાર્યની એકન્દર યોજના વિચારી શકે તેવી સમિતિ નીમવાની માગણી સર વિઠ્ઠલદાસે નીચેના ઠરાવથી તા. ૨૭ માર્ચના રોજ કરી હતી.

"This Assembly recommends to the Governor General in Council that a Committee consisting of Members of the Indian Legislature be appointed to consider and report at an early date as to what steps should be taken by the Government of India to encourage the establishment of the necessary industries so that as large an amount as possible of the Rs 150 crores proposed to be set aside for the rehabilitation of the Railways during the next five years be spent in India":—

એ ઠરાવના ટેકામાં સર વિઠ્ઠલદાસે જણાવ્યું હતું કે સરકાર જુદાં જુદાં કમિશન અને કમિટીઓ નીમે છે. પણ તેના તરફથી તૈયાર થયેલા અહેવાલ ઉપર કે ભલામણો ઉપર જરા પણ લક્ષ અપાતું નથી. The Store Purchase Committee ની ભલામણોમાંની થોડીક આ પ્રમાણે હતી.

"Assistance for Indian Industries,"

"The measures advocated by us subject to appropriate restrictions and safeguards are :—

(1) Guaranteeing of orders for a limited period.
(2) Placing of orders at favourable rates for a limited period.
(3) Favourable Railway-rates.
(4) Revision of fiscal policy of Government with a view to protection of local industries."

આ બધી સરતો તરફ સરકારનું કેટલું દુર્લક્ષ છે તે એમણે દલીલોથી અને હકીકતથી સભામાં સમજાવ્યું હતું. હિન્દુસ્તાનના પૈસા હિન્દુસ્તાન માંજ ખર્ચાય તોજ દેશ ભૂખે મરતો અટકે તેવું છે. એવું તેમણે જોરથી સમજાવ્યું હતું. એમના ઠરાવનો ઉત્તર સરકારી સભ્ય ઑ. મી. ઇન્સ તરફથી મળ્યા પછી વળતો ઉત્તર આપતાં તેમણે સ્પષ્ટ જણાવ્યું હતું કે હવે સમિતિઓ અને અહેવાલોની જરૂર નથી. જે કરવાનું છે તે વ્યવહાર પગલાં લેવાનાં છે.

"Then again, Sir, we have been told that industries could not be started in two years. But the British Government has been in India for more than 100 years. My first mill was started in Bombay 50 years ago. Are we to believe that the Government of India came into existence only last year after the inauguration of the Reforms, that they will now think of starting industries and that we have to wait for another 50 years for industrial development?"

* * * *

"Any how what I say in short is, we must go ahead. In our haste we may make mistakes, in our haste we may lose, but it will pay India a thousand times to begin, to lose and be successful than not to begin at all."

છેવટે એ ઠરાવ નીચેના વધારા સાથે મંજુર રહ્યો હતો.

"and further to advise the Government of India in regard to the revision of the Indian Stores Rules"—

તા ૧ લી માર્ચના રોજ હિન્દી બજેટ ઉપર સર વિઠ્ઠલદાસે કેવળ નાણાશાસ્ત્રી તરીકે ઉમદા ભાષણ આપ્યું હતું.

બજેટ પરની ચર્ચા કરતા સુતરાઉ માલની પેદાશ ઉપર "એક્સાઇઝ-ડ્યુટી" નાંખવાની નીતિને તેમણે સખત રીતે વખોડી કાઢી હતી. હિન્દુસ્તાનના કાપડના ઉદ્યોગની હરીફાઇ ઇંગ્લાંડ જોડે નથી પણ જાપાન જોડે છે તે વાત તેમણે સ્પષ્ટ બતાવી હતી. વળી જો સુતરાઉ માલની પેદાશ ઉપર જકાત નાખવાનું દુરસ્ત ધારવામાં આવે તો ઊનની પેદાશ ઉપર આ માટે નાંખી ન શકાય? વળી હિન્દી કાપડની પેદાશ પર જકાત નાંખવાથી ગરીબમાં ગરીબ માણસ ઉપર દર માણસ દીઠ છ આનાનો કર વધારેલો થાયછે. તેમ છતાં સરકારને બે પાસા સરખા કરવા સારૂ કર નાંખવોજ હોય તો બધા ઉદ્યોગ ઉપર તેનો બોજો પડવો જોઇએ, એકલા સુતરાઉ કાપડના ઉદ્યોગ પરજ તે ભાર મુકવાનું વ્યાજબી ન ગણાય.

ત્યાર પછી સરકારની નાણાની સ્થિતિ કેવી ડામાડોળ બની રહી છે તેનો ચિતાર તેમણે આપ્યો હતો; અને દીવાળીઆની સ્થિતિમાં સરકારે રહેવું અને ખર્ચ વધારતાં જવું એ અયોગ્ય ગણાય તેવી ચેતવણી તેમણે આપી હતી.

"If our military expenditure had been during the last two or three years what Lord Meston suggested or thought proper, we would have saved perhaps 60 or 65 crores of rupees in that one item alone. Then the salaries of all civil officers were increased. When I was in London in 1919, I was authoritatively told that it was suggested from India that the salaries of all the civil officers should be increased and that India would be able to bear the burden, owing to the exchange rising to 2 shillings and on the assumption that the exchange would never come down and the profits would cover more than the increase. To-day it is 1$^{s}$. 3$\frac{1}{2}^{d}$."

આ રીતે ખર્ચ વધારતાં જવું અને હિન્દુસ્તાનને વિશેષ કરજદાર બનાવતાં જવું એ નીતિ લાંબો સમય ટકી શકશે નહિ, એવી ચેતવણી આપી બજેટ પરની ચર્ચા તેમણે પૂરી કરી હતી.*

તા. ૨૦ મી માર્ચના રોજ ઑ. મી. જમનાદાસ દ્વારકાદાસે "કૉટન એક્સાઇઝ ડયુટી" માં સરકારે કરેલા વધારાના બિલ સામે વિરોધ રજુ કર્યો હતો. તેમને ટેકો આપતાં સર વિઠ્ઠલદાસે અમૂલ્ય માહિતી ઍસેમ્બ્લી પાસે રજુ કરી હતી. તા. ૨૧ મી માર્ચના રોજ–એટલે બીજેજ દિવસે–ચાન્દી ઉપરની જકાતના વધારા સમ્બન્ધી ઍસેમ્બ્લીમાં વિરોધ કરવામાં આવ્યો હતો. સર વિઠ્ઠલદાસે મજબૂત દલીલોથી વિરોધ દર્શાવ્યો હતો. રૂપું એ શ્રીમન્તોના વિલાસની ચીજ નથી, પરન્તુ હિન્દુસ્તાનમાં રૂપું એ

* The best speech of the day was that by Sir Vithaldas Thackersey who ohristened the Budget. "An insolvency budget." After denouncing the increase in the Excise Duty, and elaborating the theme that the Indian cotton mills could, with a little encouragement, supply eighty per cent. of India's needs for cloth, he urged that the budget loss could be reduced by eleven crores He followed the line of argument adopted in this paper about crediting to the General Revenues the six crores from the interest on the Paper Currency investments and from the excess of the Gold Standard Reserve. For the other five crores, he would t ırn to the money which is now debited to revenue for the purchase of railways, and which he would make a capital charge. [ Times of India-7-3-22 Delhi Correspondence. ]

ગરીબ લોકોના સંચયનું સાધન છે. તેથી તેના ઉપર કર વધારવો એટલે ગરીબને મુશીબતમાં મૂકવા જેવું છે. તેમણે જણાવ્યું હતું કે,

"Let us not run away with the idea that silver is a rich man's luxury, and that therefore it can be taxed without a burden to the poor. In India it is not the rich man's luxury, but it is the poor man's means of investing his saving. Can any one believe that these 15 crores worth of silver that is imported is used for the luxury of the rich? Rich people have many other means of investing their money, more profitably than by hoarding silver. It is the poor who buy 8 annas or one rupee worth of silver for making a bangle for a daughter or a child. There most of the silver goes. We are told that India is a sink of precious metals. Let those who thus argue, not forget that there are over three hundred millions of people, and even if you put each man's consumption at 8 annas worth of silver, it means 15 crores of rupees. It is a fallacy to say that silver is the rich man's luxury. Far from it, it is the poor man's means of investing his savings. For these reasons, I oppose he proposal."

સર વિઠ્ઠલદાસનું દીલ્હી ઍસેમ્બ્લીમાં છેવટનું ભાષણ તા. ૨૪-૩-૨૨ ના રોજ સર ફ્રેડરિક વ્હાઇટને વિદાયગીરીનું માનપત્ર આપતી વેળાનું હતું; એ ભાષણમાં તેમણે હિન્દની રાજકીય પ્રગતિની સમાલોચના કરી હતી; અને હિન્દી રાજકીય પક્ષોમાં તેમનો પોતાનો પક્ષ કયો હતો તે તેમણે સ્પષ્ટ રીતે એ ભાષણમાં જણાવ્યું હતું. તેમના પક્ષનું નામ Democratic Party-પ્રજાકીય પક્ષ-હતું. તેમણે જણાવ્યું હતું કે,

"In course of time I believe parties will be formed on some certain and dividing principles. As we all know, the functions of a Party in India is quite different from that in England. While in England the Party by its policy and good work can hope to be in power, in India, whatever the ability of the Party may be, it can only be in the happy position of a critic and somewhat irresponsible. Speaking of my Party—the Democratic Party—I may say that it has been able to get together a number of members from different parts of India to meet and discuss informally the important problems coming before the Assembly."

સર વિઠ્ઠલદાસનું ઍસેમ્બ્લીમાંનું કામ અખિલ ભારતના પ્રશ્નો ઉપર પ્રકાશ નાંખનારૂં નીવડયું હતું. લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીમાં કેવળ રાજદ્વારી ચર્ચા વાળાં અને વિવેચન વાળાં ભાષણો ઘણા સભ્યો કરી શકે છે; પરન્તુ સર વિઠ્ઠલદાસના નાણાશાસ્ત્રના પ્રશ્નો ઉપરના ભાષણો એ સભામાં નવોજ રંગ પૂરતાં હતાં. તેમની પાસેથી ઘણા સભ્યોને ખૂબ નવું જાણવાનું મળતું હતું. ઇ. સ. ૧૯૨૨ માં સરકારે ફિસ્કલ કમિશનમાં-જકાતનું ધોરણ નક્કી કરી આપવાની ભલામણ કરનારી સમિતિ માં-સભ્ય તરીકે સરકાર તરફથી પસન્દ થવાની મરજી જણાવવા તેમને પૂછાવવામાં આવ્યું હતું. પરન્તુ ખાનગી પત્રથી તે પદ તેમણે સ્વીકાર્યું નહોતું એ ફિસ્કલ કમિશન પાસે ૧૯૨૨ ના ફેબ્રુઆરી માસમાં તેમણે પ્રજાકીય દૃષ્ટિ બિન્દુથી જુબાની આપી હતી.

સર વિઠ્ઠલદાસના કાર્ય વિષે અને તેમની ધારાસભામાં અને ઍસેમ્બ્લી-માં બતાવવામાં આવેલી શક્તિ વિષે સાચો ખ્યાલ આપે તેવું લખાણ હિન્દી વેપારી ચૅમ્બરના સેક્રેટરી મી. જયસુખલાલ કે. મહેતાએ આ પુસ્તક માટે લખી આપ્યું છે તે આ પ્રકરણના પરિશિષ્ટ તરીકે છાપવામાં આવ્યું છે. સર વિઠ્ઠલદાસની સલાહની અને આવડતની અગત્ય તે સમયમાં રાજદ્વારી ક્ષેત્રમાં કેટલી બધી હતી તેનો ખ્યાલ મી. મહેતાના એ લેખમાંથી વાચક મેળવી શકશે.

---

# પરિશિષ્ટ.

## Sir Vithaldas Thackersey His work in the Legislature

[ Specially written by Mr J K. MEHTA, M.A. ]

The manifold nature of the activities of Sir Vithaldas cannot be better illustrated than by the work he put up in the Imperial Legislature He did good work,-very good work - in the Bombay Council of which he was a member from 1903 to 1909 The work in the Provincial Council, however, was after all of a provincial nature, and in order to get a greater scope for work for the commercial community, in particular, and the country in general, he sought election in 1909-10, from the Bombay Council (under the old rules) to the then Imperial Council and was successful His period of three years in the Imperial Council was marked by his work of a very high order, both as regards the resolutions he proposed and the general interest he took in the deliberations of the Council He became a front-bencher in the very first year of his membership of the Imperial Council That Council was not barren in talents then and there were stalwarts in those days in the Council, though they naturally suffered from being in a minority against the serried official and nominated ranks Sir Vithaldas came to be easily recognised as a stalwart, specially on commercial and financial matters with regard to which there was hardly one to beat him either on the official or non-official side He had a broad and catholic vision and an intimate knowledge of matters, commercial and financial, to which he added a study, deep and analytical of the problems which confronted the country then His first speech was with regard to the question of prohibition of emigration, when he joined the popular leaders in demanding that a prohibition should be placed once for all on a system which was calculated to make of Indian emigrants slaves in foreign countries He emphasised that even from the point of view of indigenous industries, there was no meaning in allowing emigration when the industries were suffering from a lack of qualified and trained labour. In his speech on the Budget he referred to the growth of expen-

diture, a subject which, alas, still forms a live matter both with the Provincial and the Central Budgets. Even the present day Governments can well take a lesson from his pregnant saying at the time:

"The secret of good Government is economical Government."

It is significant that even then Sir Vithaldas demanded for us "an adequate and effective voice in the management of finances," showing how our present day fight for financial Swaraj has evolved slowly and steadily from the past struggles of eminent leaders like Dadabhoy Naoroji, Mahadev Govind Ranade, Gopal Krishna Gokhale, Sir Vithaldas Thakersey, and others.

Those were years when the Government of India were in a panicky mood as a result of some anarchical outrages, and the Press Bill and the continuance of Seditious Meetings Bill were a result of this panic. While Sir Vithaldas, in common with other colleagues, gave his halting support to this legislation, he gave warnings against any misuse of the powers of the Executive and made it clear that it would have been better if there had been no necessity found for such a legislation. The Factories Bill, with its restriction of hours, came up before the Council then. He took advantage of the general discussion of the Budget of 1910-11 and pressed his sound and sane views about Currency reform, when he condemned selling of Council Bills to meet trade requirements and put forward a strong and earnest plea for gold currency and for the opening of the mints to the coinage of gold. He did not favour the idea of coining sovereigns and half-sovereigns, but suggested minting of gold coins of Rs. 10. In the same year he gave his valuable support to the Compulsory Education Bill of the late Mr. Gokhale.

In March 1912, Sir Vithaldas moved his 2 resolutions in speeches which displayed a profound economic thought and which are quoted and re-quoted in subsequent years. It may be said that the resolutions and his speeches have contributed not a little to the development of the views of the commercial community on financial problems. The two resolutions were:

(1) Mints be thrown open to the free coinage of gold;

and

(2) a substantial portion of the Gold Standard Reserves be held in gold in India.

After a lapse of so many years and after so many vicissitudes, both political and financial, the economic thought of the country has not yet taken away its moorings from them. (the first resolution was withdrawn while the second was defeated). He moved also his well-known resolution on Railways in the same year, a resolution which has been so useful in the sphere of Railway economics, as his other two resolutions were with regard to financial questions. The resolution ran thus:

> That a Committee of officials and non-officials be appointed to enquire into
>
> (1) The policy followed at present in fixing tariffs and its effects on the development of Indian industries and on inter-provincial trade;
>
> (2) the extent, if any, to which the principle of non-interference with vested interests is recognised in dealing with proposals for the construction of new lines, with special reference to its effects, if any, on the opening of the outlying tracts and the creation of monopolies involved of any existing lines;
>
> (3) the desirability of associating members of the commercial community with the deliberations of the Railway Board either by nomination to it of one or two additional members from among them or by constituting an Advisory Committee of representatives elected from different important centres.

This resolution shows how prophetic was his insight into the economic problems, as several of the points touched in this question have formed the basis of agitation in succeeding years and have either been accepted or at least been largely discussed and Indian emigrain reports of Committees or in representations of the lsed that even from ommunity. ( This resolution was also there was no meaning
tries were suffering from he election in 1913-14, and did not
In his speech on the Budge In 1921, the Montagu-Chelmsford

Reforms came into operation and the Bombay Millowners' Association returned Mr. Rahimtulla Currimbhoy as their representative to the newly formed Legislative Assembly. Mr. Rahimtulla Currimbhoy, unfortunately, died after only one session, and Sir Vithaldas was returned by the Bombay Millowners' Association. It was the September session at Simla, which Sir Vithaldas attended. He moved then his resolution regarding Purchase of Stores by the High Commissioner for India. The resolution ran thus:

"This Assembly recommends to the Governor General in Council that the High Commissioner for India in London should be instructed by the Government of India:

(1) To buy ordinarily the stores required for India in the cheapest market consistently with quality and delivery, and every case where this rule has not been followed, should be communicated to the Government of India with full reasons for the information of the Legislative Assembly.

(2) That when placing large orders the High Commissioner should insist that the contracting parties if required shall give every facility for admitting as apprentices in their works Indian students to acquire practical knowledge of the manufactures."

This resolution was accepted by the Assembly with the omission of the second part It has been instrumental in moulding the policy of the Government of India to no small extent, with regard to the purchase of stores by the High Commi[illegible] ut vividly from the [illegible] e then High Commi[illegible] Committee, how the [illegible] between the Scylla of Indian opinion and the Charybdes of British public opinion which wanted that the High Commissioner should place his orders with British firms, no matter what the difference was between their tenders and the tenders of Continental manufacturers. The exposure of this policy by Sir Vithaldas did much to put the facts, as they were, before the commercial public in this country. The half-yearly statements which began to be issued

by the High Commissioner since that time showing the reasons, if any, for not placing the orders with the lowest tenderer, were keenly scrutinised by the Indian Chambers of Commerce. There was thus a strong public opinion formed with regard to the purchase of stores which has now come to be organised *more or less in accordance with the principles laid down by* the Assembly. In the beginning of the next year at the Delhi session, Sir Vithaldas moved the following resolution:

"This Assembly recommends to the Governor General in Council that a Committee with a majority of Indian members be appointed to consider the whole question of.

(1) the present policy of currency and exchange;

(2) the opening of the Indian mints for the free coinage of Gold;

and

(3) location of the Gold Standard Reserve in India and to report with its recommendations at an early date."

The commercial community had strongly condemned the ... nmittee, the bottom of silver prices, as ... their conclusions entirely upon the soaring prices of silver, despite the warning given by the only Indian member of the Committee, Sir Dadiba Dalal. Sir Vithaldas now wanted the mistake committed by Government following the report of that Committee to be rectified and the unnatural ratio of 2 shillings placed on the statute book to be scrapped Unfortunately, however, these views did not find favour with Government then, with the result that the resolution was thrown out by a majority of only 4 votes. In the same session Sir Vithaldas had ample opportunities to show his forensic talents and his powers of debate ... *portunities. A deficit budget* was presented and proposals ... by an increase in the cotton ... among other things. Sir Vithaldas, as representative of the Bombay Millowners, naturally led the fight against this preposterous suggestion. The Assembly threw out

the motion of Government for an increase in the excise duty. At the same session, Sir Vithaldas moved:

"This Assembly recommends to the Governor General in Council that a Committee consisting of members of the Indian legislature be appointed to consider and report at an early date as to what steps should be taken by the Government of India to encourage the establishment of the necessary industries so that as large an amount as possible of the Rs. 150 crores, proposed to be set aside for the rehabilitation of the Railways during the next 5 years, be spent in India"

This resolution has also proved a land-mark for the subsequent policy adopted by the Government as also, it may be said, by the public with regard to these questions. The resolution was adopted by the Assembly with the addition of the clause

"and further to advise the Government of India in regard to the revision of the Indian Stores Rules."

The speech which Sir Vithaldas made on the budget of 1921-22, presented at that session, was remarkable for his strong criticism of the policy followed by Government regarding the cotton textile industry.

Unfortunately for the country, Sir Vithaldas was not destined to continue the good work he was doing and the fight he was waging in the Legislature. He died suddenly on 12 August 1922. The President of the Assembly referred to his death at the opening of the September session (1922) and remarked that his removal by death left a vacancy not only on the bench in the Chamber, but in the general life of the whole Indian community which it would be difficult to fill. Dr (now Sir)

le Democratic Party in the

Sir Vithaldas Thackersey, the

felt that the House was poorer and that the loss of Sir Vithaldas was a great national loss

## પ્રકરણ ૩૬ મું.

### નિવૃત્તિ.

દીલ્હીમાં લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીમાં સર ફ્રેડરિક વ્હાઇટને (ઍસેમ્બ્લીના પ્રમુખ) વિદાયગિરીનું માન તા. ૨૪મી માર્ચે આપ્યા પછી તરતજ સર વિઠ્ઠલદાસ મુમ્બાઇ તરફ આવ્યા હતા અને ત્યાંથી દ્વારકા જવા માટે તા. ૨૯મી માર્ચ ૧૯૨૨ના અરસામાં રવાના થયા હતા. એ સમયે દ્વારકામાં ભાઇ પુરુષોત્તમ વિશ્રામના પુત્ર ભાઇ હંસરાજને તથા ભાઇ માધવજી ભાઇના પુત્ર વિજયસિંહને જનોઇ આપવાની હતી. એ શુભ અને માંગલિક પ્રસંગે દ્વારકામાં શ્રી. ઠાકરસી મૂળજીનું ઘણું ખરૂં કુટુમ્બ હાજર હતું એટલે દ્વારકામાં "સિન્ધુસદન"માં ભાગ્યવાન કુટુમ્બનો કુટુમ્બમેળો જામ્યો હતો. સર વિઠ્ઠલદાસ, ભાઈ માધવજી, ભાઈ હંસરાજ, ભાઈ અજાસાહેબ, ભાઇ ગિરધરદાસ (કાકુભાઇ) રા. બા. સુન્દરદાસ અને તેમના પુત્ર ભાઇ દ્વારકાદાસ—સૌ એ દિવસોમાં દ્વારકામાં ભેગા થયા હતા. સિમેન્ટ-ફૅક્ટરીના અને દ્વારકા જામનગર રેલ્વેના કામ વાસ્તે પણ સર વિઠ્ઠલદાસની હાજરીની જરૂર એ પ્રદેશમાં હતી. તે વખતે જામનગરથી ખમ્ભાલીઆ સુધીજ રેલ્વેના પાટા પડી ગયા હતા; ખમ્ભાલીઆથી દ્વારકા સુધીના ભાગનું જોડાણ થવાનું બાકી રહ્યું હતું. સર વિઠ્ઠલદાસની પ્રત્યક્ષ હાજરીથી ઘણા પ્રશ્નોનો સત્વર ઉકેલ થયો હતો.

પરદેશની મુસાફરીએથી પાછા ફર્યા પછી સર વિઠ્ઠલદાસનું વિશાળ હૃદય ઉત્પાદક સખાવતમાં નાણાં અર્પણ કરવા તરફ ઠીક ઠીક ઢળ્યું હતું. સ્ત્રીઓની વિદ્યાપીઠ માટેની મોટી યોજના અમલમાં મૂકાવવા અને જરૂરી આશા પાર પડવા માટે લાખો રૂપીઆની સખાવત આપવા તેઓ તૈયાર થયા હતા. પૂનામાં "સેવાસદન"ની સંસ્થાને સ્ત્રીઓની ઉન્નતિ સાધવામાં મદદ-ભૂત થવાના વિચારથી તેમણે હજારો રૂપીઆની સખાવત એ અરસામાં આપી હતી. મુમ્બાઇ સેન્ટ્રલ કો-ઑપરેટિવ ઇન્સ્ટિટ્યુટને લોકકલ્યાણના પ્રશ્નો હાથ પર લેવાનું સુગમ પડે તેટલા સારૂ હજારો રૂપીઆની સખાવત વિઠ્ઠલદાસે આ દરમ્યાનમાં એ સંસ્થાને આપી હતી.

૧૯૨૨ના એપ્રિલ માસની ૨૨મી તારિખે વડી સરકારે—સરકારી છાપખાનામાં કામ કરનાર લોકોનો અસન્તોષ ટાળવા એક સમિતિ નીમી હતી;

તેમાં સર વિઠ્ઠલદાસની યોજના કરવામાં આવી હતી. એ સમિતિમાં ઑ. મી ખાપર્ડે પણ હતા.

તા. ૩ જી મેના દિવસે પર્ણકુટીનું વાસ્તુ કર્યા પછી મે માસ મહાબળેશ્વરમાં ગાળવાની ઇચ્છા હોવાથી સર વિઠ્ઠલદાસ તા. ૫ મીએ ત્યાં ગયા; પણ ત્યાંની ઠંડીથી પેટમાં દુઃખાવાનું જોર વધવાથી તા. ૧૭ મીએ મહાબળેશ્વર છોડી પૂનામાં આવી રહ્યા હતા. મે માસમાં ઘટતી ઉતાવળથી પર્ણકુટીનું બાંધકામ તેમણે માથે રહીને કરાવ્યું હતું. તા. ૧ લી જુનના રોજ ("પર્ણકુટી"નું કેટલુંક કામ અધુરૂં હતું તો પણ) સર વિઠ્ઠલદાસ પર્ણકુટીમાં રહેવા આવ્યા હતા; એ દિવસોમાં પૂનામાં પોતાના નૈમિત્તિક ફરવા જવાના કાર્યક્રમને અંગે તા. ૨૧ મી જુનના રોજ સર વિઠ્ઠલદાસ ઘોડાપર ફરીને આવ્યા પછી વિશેષ અશક્તિ જણાઇ હતી અને બપોર પછી આંતરડામાંથી લોહીનો શ્રાવ પણ થયો હતો. આવી સ્થિતિમાં પૂનામાં ન રહેવું એમ સમજી તેજ સાંજે સર વિઠ્ઠલદાસ અને લેડી પ્રેમલીલા મુમ્બઇ ગયાં હતાં. તા. ૨૪ મીની રાત ઘણી વિષમ ગઇ હતી; છતાં તેઓ હિમ્મતથી કહેતા હતા કે "I will fight against death," પરંતુ ઑપરેશનની ભયંકર માંદગી પછી તેમણે પોતાની એ વૃત્તિ સંકેલી લીધી હતી. ડૉક્ટરોની સારવાર નીચે બહુ લામ્બો સમય તેમને રહેવું પડ્યું; તે માંદગીને લીધે શરીર પણ નબળું પડી ગયું હતું. તેમણે હવે પોતાના મન સાથે નિશ્ચય કરી લીધો કે હવે પછીનું જીવન નિવૃત્તિમાંજ ગાળવું. તા. ૬ ઠ્ઠી જુલાઇ પહેલાં લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીમાંથી રાજીનામું આપી દેવાના વિચાર તેઓ ધરી રહ્યા હતા; પરન્તુ તેમના અનેક મિત્રો ઇચ્છી રહ્યા હતા કે તેમની જરૂર એ કટોકટીના દિવસોમાં ઍસેમ્બ્લીમાં વધારે હતી તેથી રાજીનામું તેમણે જરા મોકુફ રાખ્યું હતું. બીજી બાજુએથી એમની લથડતી તબીયત માટે મિત્રોને ખૂબજ ચિન્તા રહેતી હતી. તા. ૩જી જુલાઇના રોજ એક અને તા. ૭ મી જુલાઇના રોજ બીજો–એમ બે તાર મુમ્બઇના નામદાર ગવર્નર તરફથી તેમની તબીયતના સમાચાર પૂછાવવાના આવ્યા હતા. માંદગી જરૂર વસમી હતી, પરન્તુ સારા ઉપચારથી અને સારી સારવારથી તા. ૨૫ મી જુલાઇએ તેઓ પથારીમાંથી બહાર પોતાનો લથડતો પગ મુકી શક્યા હતા. ધીરે ધીરે શક્તિ શરીરમાં ભરાતી ગઇ. તા. ૨૭ ઑગસ્ટ ૧૯૨૨ ના રોજ મુમ્બઇમાં સર વિઠ્ઠલદાસે પોતાને બંગલેજ ઘણી ખરી વેપારી જવાબદારીની કમ્પનીઓના ડિરેક્ટરોની સભાઓ યોજી હતી અને વેપારની કેટલીક બાબતો સ્પષ્ટ કરી પોતાની જવાબદારીના કામ તેમણે બજાવ્યાં હતાં. તેજ દિવસે ફરી હવાફેર માટે

તેઓ પર્ણકુટીમાં આવ્યા હતા. ત્યાંથી લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીનું રાજીનામું મોકલી દેવામાં આવ્યું હતું.

પૂનામાં બે ચાર દિવસ રહ્યા ન રહ્યા ત્યાં ફરીથી વધારે અશક્તિ જણાવાથી તા. ૭મી ઑગસ્ટના રોજ મુમ્બઈ જઈ ડૉક્ટરોની સલાહ લીધી. બે દહાડા મુમ્બઈમાં ગાળ્યા પછી પ્રકૃતિ કંઈક સુધારાપર આવી છે એમ સર વિઠ્ઠલદાસને જણાયું હતું તેથી ફરી પૂના જવાનો વિચાર તેમણે કર્યો હતો. તા. ૧૦મી ગુરૂવારે સાંજે તેઓ ઑફિસમાં કામકાજ માટે ગયા હતા અને ત્યાંથી પાછા ફરતાં મિત્રોને મળવા માટે "ઓરિએન્ટલ ક્લબ"માં ગયા. ક્લબમાં મિત્રો સાથે વાતચીત કરવાની સર વિઠ્ઠલદાસની ઉમેદ તો એક બાજુએ રહી, પરન્તુ પેટમાં ઓચિન્તો દુખાવો ઉપડવાથી જીવને ઘણી ગભરામણ થઈ—એમના ડૉક્ટર પોપટ પ્રભુરામને બોલાવવામાં આવ્યા; લેડી પ્રેમલીલા તરત આવી પહોંચ્યાં; અને અસ્વસ્થ સ્થિતિમાં મોટરમાં સર વિઠ્ઠલદાસને "દામોદર ભવન"માં લાવવામાં આવ્યા. ત્યાં ડૉ. કર્નલ આર. એમ કાર્ટરને બોલાવવામાં આવ્યા. ત્યાં મેજર ગીલરૅાવ ડૉક્ટરને પણ તેડાવ્યા. સૌ ડૉક્ટરોએ બારિક તપાસ પછી નિર્ણય આપ્યો કે—સ્થિતિ ભયંકર છે; આંતરડામાં "ઓપરેશન" કરવાથી જીવન ટકાવવાનો સમ્ભવ છે. સલાહાનુસાર રાતોરાત એ ગમ્ભીર વાઢકાપ કરવાની તજવીજ ચાલી. ડૉક્ટરો, નર્સો વગેરેને બોલાવવામાં આવ્યાં.

---

## સર વિઠ્ઠલદાસ ઠાકરસીની ગંભીર બીમારી.

### તેઓના ઉપર મધરાતે એકાએક કરવું પડેલું ઓપરેશન.

આપણા નામીતા શહેરી સર વિઠ્ઠલદાસ ઠાકરસીની ગંભીર બીમારીની ખબર આપતા અમોને ખેદ ઉપજે છે સર વિઠ્ઠલદાસ આજ કેટલોક વખત થયાં ટોજરી ઉપરના અસરથી પીડાય છે અને તે કારણેજ તેઓને પોતાના તબીબી સલાહકારોની સુચનાથી વડી ધારાસભામાંથી રાજીનામુ આપવું પડયું હતું. સર વિઠ્ઠલદાસ જેઓ કેટલાક દિવસની બીમારી પછી ગયા ગુરૂવારે સાંજેજ પોતાની રાજ્યપારદરોની ઓફીસમાં આવ્યા હતા તેઓએ રાતના સાત વાગ્યા સુધી તો પોતાની ઓફીસમાં પોતાનું રાબેતાનું કામકાજ બજાવ્યું હતું. જે પછી તેઓ હમેશ મુજબ લેડી વિઠ્ઠલદાસ સાથે ફરવાને ગયા હતા. તેઓ એજ રાતના પુના ખાતે ઉપડી જવાના હતા તેટલામાં એકાએક તેઓના દરદે તેઓ પર સખત હુમલો કરયો જે એટલો તો કાતીલ પ્રકારનો હતો કે જે તાતકાલીક તબીબી મદદ મળી ન હોત તો તેનું પરીણામ ઘણું ગંભીર આવત તેઓ એકાએક આ દરદના હલ્લાથી આવી બેહોશ થઈ ગયા અને તેઓની ઘણી ગંભીર સ્થીતી તેઓના કુટુંબીઓ માટે ભારે ચીન્તા કરાવનારી થઇ પડી હતી. તુરતજ ગ્રાનટ મેડીકલ કોલેજવાળા બાહોશ સરજન કરનલ કારટર, તથા સેંટ જ્યોર્જીસ હોસ્પીટલના વડા તબીબીની મદદ મેળવવામાં આવી જેઓએ સર વીઠ્ઠલદાસની હાલત તપાસી ઠરાવ્યું કે એક તાતકાલીક ઓપરેશનની તેઓને જરૂર હતી જે માટે એક પળનો પણ વિલંબ કરી શકાય તેમ હતું નહી આથી મધરાતે સર વિઠ્ઠલદાસના બંગલા માંજ મશહુર તબીઓએ આ ઓપરેશન કેતેહ મંદીથી કર્યું અને હોસ્પીટલમાંથી અગ્રસર તથા વળી

સર વિઠ્ઠલદાસની પોતાની સમ્મતિ—ઑપરેશન માટે—લેવામાં આવી, અને રાત્રે એ કામ ડૉક્ટરોએ દક્ષતાથી કરવા માંડ્યું. ઑપરેશન ટેબલ પર દરદીને સુવાડ્યા પછી ગળામાંથી કંઠી કાઢી લેવામાં આવી અને જ્યારે જનોઈ ઉતારવાની તજવીજ ચાલતી હતી ત્યારે સર વિઠ્ઠલદાસે તે ન કાઢવા ઇચ્છા દર્શાવી હતી. એમના મનની વૃત્તિ સૂચવતી આ બિના છે. વાઢકાપનું કામ પૂરૂં થયું તા. ૧૧મી શુક્રવારે બપોરના ક્લોરોફોર્મની અસર ઉતર્યા પછી સર વિઠ્ઠલદાસ શુદ્ધિમાં આવ્યા હતા. જ્યારે તેમને કોઈ તબીયતના ખબર પૂછતું ત્યારે "આનન્દ" એટલોજ શબ્દ—વેદાન્ત પરિભાષાના પડઘા જેવો તેઓ ઉચ્ચારતા હતા. ડૉક્ટરો માનતા હતા કે વાઢકાપનું કામ સફળ થયું હતું એટલે દરદીને જુજ સમયમાં આરામ થશે. પરન્તુ શુક્રવારે એમના શરીરમાં તાવ ભરાયો; અને આખી રાત અસ્વસ્થ રહ્યા. શનિવારની સવાર પડી. સૌ ખરા હૃદયની પ્રાર્થના કરવા લાગ્યા કે શેઠ વિઠ્ઠલદાસને આરામ થાય. પરન્તુ ઐશ્વરી સંકેત મનુષ્યની ઇચ્છાને અનુસરતો નથી. તા. ૧૨ શનિવારની સવારથી કુટુમ્બના આપ્ત જનો અને સ્નેહી જનો ચિન્તામાં ગરકાવ થયાં. અગીયાર વાગ્યાના સુમારે સર વિઠ્ઠલદાસના આત્માએ સંસારનો સમ્બન્ધ છોડી પરમાત્મા સાથેનો સમ્બન્ધ સ્વીકાર્યો; તેમના અણમૂલા પ્રાણ દેહપિંજરમાંથી ઉડી ગયા. નિવૃત્તિવાંછુએ સંસારની ડગમગતી નિવૃત્તિ ને બદલે ઓગણપચ્ચાસમે વરસે શાશ્વત નિવૃત્તિ સ્વીકારી.

સંવત ૧૯૭૮ ના શ્રાવણ વદ ૫ ને શનિવારના રોજ સર વિઠ્ઠલદાસના સ્વર્ગવાસના સમાચાર વીજળી વેગે મુમ્બઈમાં અને બહાર, હિન્દુસ્તાનમાં તેમજ પરદેશમાં ફેલાઈ ગયા. મુમ્બઈ શહેરમાં કાપડ બજારો, ઠાકરસી મૂળજીની કમ્પનીની મિલોની ઑફિસો, સરદાર કાર્બોનિક વર્ક્સ, ગોવિન્દજી

---

સાથે સાથે એપેનડીક્ષ પણ બહાર કહાડી નાખ્યુ સર વિઠ્ઠલદાસની સારવાર કરનારા તબીબો એવો અભીપ્રાય ધરાવે છે કે તેઓ જો બીજા બે દીવસ તાવના ગલબા વગર સારી રીતે પસાર કરશે તો તેમની હાયન માટે ગીના રાખવાનુ ઝાઝુ કારણ રહેશે નહી

સર વિઠ્ઠલદાસની હાલત વિશે ગઇ કાલે મોડેથી અમોએ ખબર કહાડતા જણાવ્યુ છે કે તેઓની હાલત સુધરતી જાય છે

સર વિઠ્ઠલદાસની પુરોપની છેલ્લી સફર વેળાએ પણ આ દરદે તેઓના ઉપર હુમલો કર્યો હતો એકવાર તથા પણ તેઓની હાલત ચીતાતુર થઇ પડી હતી એક વાર સર વિઠ્ઠલદાસ ઇંગ્લાંડની પોતાની મુલાકાત વેળાએ પોતાના સ્નેહી શેઠ નરોત્તમ મોરારજી ગોકળદાસ તથા પોતાના પત્ની સાથે ફરવાને નીકળ્યા હતા જે વેળા આવીજ રીતે તેઓ એકદમ બેહોશ થઇ ગયા હતા આ દરદના જાણીતા ઇંગ્લાંડના એક્સપર્ટ મી બોલ્ટનની સારવાર હેઠળ તેઓ કેટલોક વખત ઇંગ્લંડમા રહ્યા હતા અને તેઓએ પણ ઓપરેશનની જરૂરીઆત દરશાવી હતી સર વિઠ્ઠલદાસ તેઓની આ ગભીર માંદગીમાથી જલદી સાજા થઇ ઉઠે એવી દુવા અમો ગુજારીએ છીએ ("પ્રજામિત્ર અને પારસી")

માધવજીની કમ્પની, અને બીજી ઘણી ઑફિસો એમના માનમાં બન્ધ રાખવામાં આવી હતી. મુમ્બઇ શહેરમાં કેટલાંક જાહેર ભાષણોના કાર્યક્રમ પણ તે દહાડે એમના માનમાં બન્ધ રાખવામાં આવ્યા હતા.

એમના અવસાનની નોંધ હિન્દુસ્તાનના ઘણા ખરા વર્તમાનપત્રોમાં વિસ્તારથી પ્રકટ થઇ હતી એટલુંજ નહિં પરન્તુ ઇંગ્લાંડના *જાણીતા પત્રોમાં પણ એમના અવસાનના ખબર એમની કારકીર્દીની ટુંકી નોંધ સાથે પ્રકટ થયાં હતા.

મુમ્બઇના "સાંજવર્તમાન," "મુમ્બઇ સમાચાર," "ગુજરાતી," "પ્રજામિત્ર પારસી"-વગેરે ગુજરાતી પત્રોમાં સર વિઠ્ઠલદાસના જાહેર કાર્યોની નોંધ લેવામાં આવી હતી. તા. ૧૪ મી ઑગસ્ટના "ટાઇમ્સ-ઑફ ઇન્ડીઆ"ના અંકમાં અધિપતિની નોંધમાંથી નીચેનાં વાક્યો વાંચતાં એમના જીવત ચિત્રનો ખ્યાલ આવે તેવું છે.

"There is reason for genuine sorrow among all classes of the community not only in Bombay but throughout India in the untimely death of Sir Vithaldas Thackersey on Saturday. He was a man of marked ability in financial, industrial and commercial organisation. But he also possessed a high sense of public duty which perpetually inspired him freely to place his talents at the disposal of his city, his country and those classes of his country men who stood in need of assistance. The local governing bodies, the Provincial Legislative Council and the Central Legislature were all at various periods made the richer for his membership and he was indefatigable in his labour in connection with all. He was a shrewd and fearless critic of the political administration of the country, but was always fair minded and completely destitute of rancour. He consequently possessed the capacity for a broad view of affairs and never failed to win the respect and attention of friends and opponents alike, whether official. The one unfortunate episode in his public life was the grave mismanagement and collapse of the Indian Specie Bank during his Chairmanship of the directorate. We need say no more about it now, than that it drove him into retirement from public affairs for some years. The sterling qualities which were his outstanding charactertics again brought him to the fore

*Morning Post, Daily Mail, Daily Telegraph, London Times, Westminster Gazette, Glasgow Herald.

a year or two ago and the prominence which he took in the important debates on the Budget in the Legislative Assembly last March was proof of his ability and zeal. India can ill-spare such a personality in the difficult times through which she is passing."

---

તા. ૧૪-૮-૨૨ ના "મુમ્બઈ ક્રૉનિકલ"ના અંકમાં લખવામાં આવ્યું હતું કે—:

"The Late Sir Vithaldas Thakersey belonged to this small group of Bombay's wealthy men who have left their mark on the public life of the country and his early death is therefore the more to be deplored."

અલ્હાબાદના "લીડર" પત્રમાં ( તા. ૧૬ મી ઑગસ્ટ ) તેમની લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીની કામગીરીની પ્રશંસા કરવામાં આવી હતી.

"His contribution to the Assembly's debates were always of a high order; and his recent resignation of its membership was widely regretted."

મુમ્બઇના "ઇન્ડિયન સોશીઅલ રિફૉર્મર" ના તા. ૨૮-૮-૨૨ ના અંકમાં સર વિઠ્ઠલદાસના સંસ્મરણ લખતા મી. નટરાજન લખે છે કે.—

Always calm and collected, his was one of the most equable temperaments I have come across. He was a princely host looking to every detail of the comfort of his guests leaving nothing to the care of servants.

* * * *

I have watched him closely in moments of high success and of great calamity, and I can truthfully say that I have not seen another man who bore himself so utterly in the spirit of the Gita precept—not to be exalted by success or depressed by calamity.

દેશ પરદેશથી અનેક દીલાસાના પત્રો શેઠ માધવજી ભાઇ ઉપર અને લેડી પ્રેમલીલા ઉપર આવવા લાગ્યા. જુદે જુદે સ્થળે શોકદર્શક સભાઓ ભરાઇ અને લાગણીદર્શક ઠરાવો પસાર થયા. તા. ૨૨-૮-૨૨ ના રોજ હિન્દી વેપારી ચૅમ્બરની ત્રિમાસિક સભા ભરવામાં આવી હતી ત્યારે સભાના પ્રમુખ સર પુરશોત્તમદાસ ઠાકોરદાસ શેઠ વિઠ્ઠલદાસના અવસાનની નોંધ લેતાં બોલ્યા હતા કે. "I will content myself by saying

that it will not be easy to adequately fill Sir Vithaldas's place in the public life of India for many years to come." હું એટલુંજ કહીને સન્તોષ પામીશ કે ભવિષ્યના અનેક વરસો સુધી હિન્દુસ્તાનના જાહેરજીવનમાં સર વિઠ્ઠલદાસની ખાલી પડેલી જગ્યા યોગ્ય રીતે સહેલાઇથી પૂરી શકાશે નહિં.

તા. ૨૫ મી ઑગસ્ટના રોજ ભાટીઆ મહાજનની વ્યવસ્થાપક સભાએ ખેદનો ઠરાવ પસાર કર્યો હતો; વળી મુમ્બઇ મ્યુનિસિપલ કૉરપોરેશન,* ભાટીઆ મિત્રમંડળ અને હિન્દુ યુનિઅન કલબ તરફથી પણ સ્વર્ગસ્થના આત્માને શાન્તિ ઇચ્છવાના અને આપ્તજનોને દિલાસો મોકલવાના ઠરાવો થયા હતા.

તા. ૩૦ મી ઑગસ્ટના રોજ ભાટીઆ મહાજન વાડીમાં ભાટીઆ સ્ત્રીઓની જાહેરી સભા સૌ. બચુબાઈ ધરમસિંહ ઠક્કરના પ્રમુખપણા નીચે મળી હતી. ત્યાં પણ શોકના અને દિલાસાના ઠરાવો પસાર થયા હતા. મિસિસ હીરાબાઈ હરજીવન લીલાધરે, બેન ટમુબાઈ ચત્રભુજ ગોવિન્દજીએ પ્રસંગાનુસાર ભાષણો કર્યાં હતાં. મિસિસ જાનકીબાઇએ સર વિઠ્ઠલદાસના જીવનની કથા જણાવી હતી.

તા. ૬ ઠ્ઠી સપ્ટેમ્બર ૧૯૨૨ ના રોજ સીમલામાં વાઇસરૉયે, ખુલ્લી મૂકેલી લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીની બેઠક ભરાઈ હતી ત્યારે સર વિઠ્ઠલદાસ માટે જે ઠરાવ થયો હતો તેની નોંધ વર્તમાન પત્રની ( Times of India 7-9-22 ) કૉલમમાં નીચે મુજબ પ્રકટ થઈ હતી.

"Soon after the President took his seat he referred to the loss suffered, not only by the Assembly but also the public life of India, in the death of Sir Vithaldas Thackersey. Dr. Gour, Mr

---

*Resolution of the Bombay Municipal Corporation.

1 That the Corporation have learnt with deep regret of the untimely death on the 12th August 1922 of Sir Vithaldas Damodar Thackersey Kt., who as a member of the Corporation for 11 years and its President for the year 1907-08, as a member of the Standing Committee for six years and its Chairmen for the year 1904-05, and as a great industrialist and a member of various other public bodies and generally as a public spirited citizen of great ability rendered very valuable services to the city, and place and record their sense of the heavy loss sustained by the city and the country in general in his premature death

2 That a copy of this resolution be forwarded to the family of the ` with an expression of the Corporation's sympathy in their sad bereavement."

Jamnadas Dwarkadas, and Sir Malcolm Hailey also added their tribute to the memory of the dead. The Finance Member voiced the sense of loss on behalf of the Government of a critic whose presence in the Assembly was of great help to the Government especially on financial matters—"

એ દિવસની ઍસેમ્બ્લીની બેઠકમાં સર વિઠ્ઠલદાસ માટે પ્રદર્શિત થયેલા અભિપ્રાયમાં—નાણાખાતાના મંત્રીએ સરકાર તરફથી બોલતાં ખાસ જણાવ્યું હતું કે સર વિઠ્ઠલદાસના અવસાનથી સરકારને સરકારી રાજ્યનીતિની ઝીણી નજરથી ચોક્સ તપાસ લેનાર લોકજ્ઞ ગૃહસ્થની જબરી ખોટ પડી છે. એમની હાજરીથી સરકારને ઘણી રાહત રહેતી હતી,–ખાસ કરીને નાણાશાસ્ત્રને લગતી બાબતોની વિચારણામાં.

મુમ્બઇ ઇલાકાની સરકારને પણ સર વિઠ્ઠલદાસની મદદ અને જાહેર સેવા બહુ ઉપકારક જણાયાં હતાં; મુમ્બઇ સરકારે મ્હેસુલ ખાતાને દફતરેથી સર વિઠ્ઠલદાસની સેવાની કદર માટે ખાસ ઠરાવ તા. ૮મી સપ્ટેમ્બરે પસાર કર્યો હતો—અને તેમાં સેન્ટ્રલ કો–ઑપરેટિવ બૅન્ક મુમ્બઇમાં ઊભી કરવામાં સર વિઠ્ઠલદાસે કરેલી સહાયની નોંધ લેવામાં આવી હતી. તે ઠરાવ સરકાર તરફથી સર વિઠ્ઠલદાસના કુટુમ્બ ઉપર ડેપ્યુટી સેક્રેટરી મી. એ. આર. દલાલની સહીથી મોકલવામાં આવ્યો હતો; તે અત્રે આખો ઉતારવામાં આવે છે.

*Government of Bombay.*

**Revenue Department**

Resolution No. 5958

Secretariat, Fort, Bombay.

Dated the 8th September 1922

**Resolution of Government**

Government have heard with great regret of the sudden death of the late Sir Vithaldas D. Thackersey, Chairman of the Bombay Central Co-operative Bank. With the Hon'ble Mr. Lalubhai Samaldas, C. I. E, Sir Vithaldas was one of the original promoters of the Bank and with his business ability and deep belief in the possibilities of the Co operative Movement he contributed in a pre eminent degree to its success. By his generous donations of right ...

ducation of the Co-operators

members of movement. It

before he could view the

erection of the building designed for the Bombay Central Co-operative Institute as well as the Provincial Co operative Bank, a scheme to which he had devoted his enthusiasm and practical ability and which, when completed will recall to co-operators Sir Vithaldas's active and fervent belief in the movement as securing the rapid and harmonious advance of national credit industry and prosperity.

By order of the Government of Bombay.
( Transferred Department )
(Sd) A. R. Dalal,
Deputy Secretary to Government.

જુદે જુદે ગામે અને શહેરમાં એમના અવસાન માટે ખેદ દર્શાવવા જાહેર સભાઓ ભરાઇ હતી. મુમ્બઇ શહેરમાં પણ તા ૧૨મી સપ્ટેમ્બર મંગળવારના રોજ સર કાવસજી જહાંગીર પબ્લિક હૉલમાં મુમ્બઇની પ્રજાએ સર વિઠ્ઠલદાસના માનમાં પ્રજાસમસ્તની લાગણી જાહેર કરવા એક મોટી સભા સર નારાયણ જી. ચન્દાવરકરના પ્રમુખપણા નીચે ભરી હતી. તે દિવસની સભાનો અહેવાલ "ટાઇમ્સ ઑફ ઇન્ડીઆ" તા. ૧૩મીના અંકમાં પ્રકટ થયો હતો. તેમાં પહેલો ભાગ આ પ્રમાણે હતો.

"The citizens of Bombay met on Tuesday evening in the Sir Cowasji Jehangir Public Hall, Mayo Road, to give expression to the sense of loss which they have sustained by the death of Sir Vithaldas D. Thackersey, and to consider what steps should be taken to preserve his memory. The gathering was a large and representative one and people of all shades of opinion and belonging to different communities attended. The Hall was filled to its utmost capacity and the platform was occupied by the leading citizens including about two dozen speakers."

એ સભાનું કામ શરૂ કરતાં પ્રમુખ સર ચન્દાવરકરે સુન્દર વિવેચનાત્મક ભાષણ કરી લોકોની લાગણીનો પડઘો પાડયો હતો.

તેમણે જણાવ્યું હતું કે—મુમ્બઇ શહેરના વેપારી વર્ગમાંથી બહાર પડીને જાહેર જીવન સાથે ઓતપ્રોત થવાના કામમાં સર વિઠ્ઠલદાસે પહેલ કરી હતી એમ કહેવામાં અતિશયોક્તિ ગણાય નહિ; અસલના વેપારી આગેવાનો જાહેર જીવનમાં એકસરખો રસ અને ચીવટતા નહોતા દર્શાવી શક્યા તે લક્ષણો એમણે બતાવ્યાં હતાં. પહેલાંના વેપારી આગેવાન દેશની

હિલચાલને પૈસાની મદદથી જેટલો ટેકો આપતા હતા તેટલો પોતાના વિચારના અને સમયના ભોગથી આપી શકતા નહિ.

And they lacked that zeal, energy and indefatigable effort which distinguished Sir Vithaldas to the last hour of his life. ... he worked hard, he was thorough and he never shirked his duty. It might be said that he died in harness in the performance of his duties as a public man and as a practical philanthropist.

તેમણે કેવળ ઔદ્યોગિક ઉન્નતિ માટે કે વેપારની પ્રગતિ માટે મોટી સખાવતો કરી હતી એમ નહોતું, પરન્તુ લેડી ઠાકરસી સાથે તેઓ યુરોપ અમેરિકા જપાન વગેરે પરદેશમાં ફરી આવ્યા તે પછી તેઓ માનતા થયા હતા કે જો દેશની મહિલાઓ કેળવાયેલ ન હોય તો ઔદ્યોગિક અને આર્થિક પ્રગતિ દેશને લાભકારક નીવડવાને બદલે હાનિકારક નીવડે.

તે પછી સભામાં નીચેનો ઠરાવ સર સ્ટેન્લી રીડ—ટાઇમ્સ ઑફ ઇન્ડીઆના અધિપતિ—તરફથી રજુ કરવામાં આવ્યો હતો.

"That the public meeting expresses its deep sorrow and its sense of great loss at the sudden death, in the prime of life of Sir Vithaldas D. Thackersey, Kt., who distinguished himself by his eminent and patriotic services in the Bombay Municipal Corporation, in the Bombay Legislative Council, in the Imperial Legislature, who was a great leader of Industries and munificent helper of movements for the elevation of the womanhood of India, and who rendered very valuable services in building up the Co-operative movement for the economic uplift of the masses in this Presidency."

આ ઠરાવના અનુમોદનમાં સર સ્ટેન્લી રીડ બોલ્યા હતા કે સર ચન્દાવરકરને બાદ કરીએ તો તે પોતે સર વિઠ્ઠલદાસના વધારેમાં વધારે સંસર્ગમાં આવ્યા હતા. તે પછી સહકારી બૅન્કને અંગે સર વિઠ્ઠલદાસે કરેલી સેવાની યાદ તેમણે સભાને વિસ્તારથી આપી હતી. પછી સર વિઠ્ઠલદાસની ચઢતીના દહાડામાં સ્પીશી બૅન્કના અણધાર્યા ગુંચવાડાથી એમની પ્રગતિવાન કારકીર્દિને કેવું વિઘ્ન નડ્યું હતું તેની વાત સમજાવતાં તેમણે કહ્યું હતું કે—

"A similar man under that rebuff of fortune might have broken down. I know, Sir Vithaldas felt it very acutely but he was never broken down, and in the years which followed he devoted himself quietly and sedulously to the task of restoring wreckage of his fortune and so preparing himself for the resump-

tion of his place in public life which he felt was bound to come, and I think it is an extra-ordinary tribute to his tenacity, to his ability and his public service that when he was cut off in the prime of life he had not only restored himself to his fortune but had almost immediately stepped afresh into his position as the leading financial and commercial authority in the counsels of the Government of India."

વળી તેમની કારકીર્દીના વિજયની ચાવી બે મુદ્દામાં રહેલી હતી. એક તો એ કે તે પોતાને કરવાના કામની સમ્પૂર્ણ માહિતી ધરાવતા હતા; અને બીજું એ કે એમનું પ્રત્યેક કામ—વેપારને લગતુ કે ઉદ્યોગને લગતું, નાણાને લગતું કે રાજદ્વારી ક્ષેત્રને લગતું—સેવાભાવના આદર્શથી પ્રેરાયેલું હતું. પૈસા ઉપજાવવા, વેપારની વૃદ્ધિ કરવી, કે નાણાવ્યવહારમાં પ્રગતિ સાધવી એ એમનો અન્તીમ હેતુ રહેતો નહિ પરન્તુ તેને એઓ એક સાધન તરીકે ગણતા હતા. એમનું સાધ્ય તો હિન્દુસ્તાનનુ કલ્યાણ હતું.

એ ઠરાવને મી. નટરાજન, મી. માવજી ગોવિન્દજી, પ્રો. કાજી વગેરે ગૃહસ્થોએ અનુમોદન આપ્યું હતું અને એ ઠરાવ પસાર થયો હતો.

બીજો ઠરાવ નીચે પ્રમાણે મી. ઓટો રોથફીલ્ડ તરફથી રજુ કરવામાં આવ્યો હતો.

"That this public meeting resolves that a suitable memorial be raised to commemorate the services of the Late Sir V. D. Thackersey, Kt, and that this object can be best served by co-operating with the Bombay Central Co-operative Institute in collecting funds for the proposed building, the idea and plans for which he had approved just before his death, and that the Institute be requested to associate the name of Sir Vithaldas with the building."

સર વિઠ્ઠલદાસની યાદગીરી જાગતી રાખવા એક ફન્ડ ઊભું કરી સેન્ટ્રલ કો ઑપરેટિવ ઇન્સ્ટીટ્યુટનુ મોટું મકાન બન્ધાવી તેની સાથે સર વિઠ્ઠલદાસનુ નામ જોડવાનો આ ઠરાવ પસાર થયો હતો.

મી. જી. કે. દેવધરે ઉપરના ઠરાવને ટેકો આપતાં સર વિઠ્ઠલદાસના સ્વભાવનો સુન્દર ચીતાર આપ્યો હતો, અને ઉમેર્યું હતું કે—

"Sir Vithaldas had a great passion for constructing buildings for public purposes and liked to put them to the best use. It was he who enabled the Servant of India Society in Girgaum

Bombay, to possess a magnificent building which has now become the great centre of for nearly a dozen public activities. On Parel side, he enabled the Social Service League to claim a building which is fast developing into a centre of activities for the labouring classes"

ત્યાર પછી એમના સ્મારક માટે નાણાં એકઠાં કરવાની સમિતિ યોજી સભા બરખાસ્ત કરવામાં આવી હતી, જપાનમાં અને અમેરિકામાં સર વિઠ્ઠલદાસે જે સમ્બન્ધો તાજેતરમાં બાંધ્યા હતા તેનું સ્મરણ આપનાર અનેક દીલાસાના પત્રો પણ આવ્યા હતા. ઇન્ડો જપાનિઝ ઍસોસીએશનના ઉપપ્રમુખ ઉમરાવ કાન્ડા તરફથી તા. ૨૨મી સપ્ટેમ્બર ૧૯૨૨ના રોજનો નીચેનો પત્ર આવ્યો હતો.

"Baron Kanda Vice President of the Indo-Japanese Association presents his deepest sympathy and condolence to Lady Thackersey and the family who were bereaved of the Late Sir Vithaldas D. Thackersey. He always found in the honourable deceased a great friend of Japan, who was so much interested in the work of the Association that its members who ever have heard of the sad news are mourning the great loss of India."

સર વિઠ્ઠલદાસનાં સાચાં સ્મારક તો તેમનાં જાહેર કાર્યો જ ગણી શકાય. ઇતિહાસમાં ઘણીવાર એવું બને છે કે જેમ ભવ્ય મકાન તૈયાર થઈ રહ્યા પછી કોઈ વિચક્ષણ પુરુષનીજ નજર તેના પાયાની કરામતની કદર કરવા પ્રેરાય છે તેમ મોટી હિલચાલોના પરિપક્વ સ્વરૂપ નિહાળતી વેળા તેના પ્રારમ્ભના અનુત્પાદક ગણાતાં કામ પ્રત્યે કદરદાનીથી જોનારા વિરલ જ હોય છે. સર વિઠ્ઠલદાસના જીવનના કાર્યોની કદર કરવી હોય તો આજથી ત્રીસ ચાલીસ વર્ષ પહેલાંના ઇતિહાસની કલ્પના કરો. પછીજ એ કાર્યોની અગત્યની આંકણી કરી શકાય.

જ્યારે સર વિઠ્ઠલદાસ જપાન, અમેરિકાના પર્યટને જવા નીકળ્યા હતા ત્યારે ચાંદોદથી ભાઇ શ્રી જગન્નાથ હિમતરામ મુમ્બઇ આવ્યા હતા અને ચાંદોદમાં પુસ્તકાલય માટે સારા મકાનની અગવડ બતાવવામાં આવી હતી. તે વખતેજ સર વિઠ્ઠલદાસે લગભગ ચોકસ નિર્ણય કર્યો હતો કે પ્રવાસેથી પાછા ફર્યા પછી એ પુસ્તકાલય બાંધવાની યોજના હાથપર લેવી. પ્રવાસેથી પાછા આવ્યા બાદ સર વિઠ્ઠલદાસે ચાંદોદમાં સુન્દર મકાન પુસ્તકાલય માટે બાંધી આપવાની તજવીજ કરી હતી. મકાનનું કામ ચાલતું હતું તે દરમ્યાન એમની પ્રકૃતિ બગડી અને તે મકાન પૂરૂં થયાં પહેલાં એમનો

સ્વર્ગવાસ થયો. ચાંદોદમાં પોતે યોજેલું પુસ્તકાલયનું મકાન આ રીતે સર વિઠ્ઠલદાસ જોઈ શક્યા નહિ, પણ પાછળથી મૂળના નકશા પ્રમાણેજ તે કામ રૂ. વીસ હજારના ખર્ચે કરાવી આપવામાં આવ્યું—તે મકાન ખુલ્લું મૂકવાનું કામ ચાંદોદના કાર્યવાહકોને જ સોંપવામાં આવ્યું હતું. તે પ્રમાણે ત્યાંના કાર્યવાહકોએ તા. ૩૧-૮-૨૩ના રોજ આચાર્ય શ્રી નારાયણ મહારાજને હસ્તે **સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી ફ્રી પુસ્તકાલય** ખુલ્લું મૂકવાની ક્રિયાનો મેળાવડો યોજ્યો હતો. તે વખતે કેટલાંક ભાષણો થયાં હતાં અને કાવ્યો વંચાયાં હતાં. તેમાંથી એટલું ફલિત થાયછે કે ભાઈ જગન્નાથ હિમ્મતરામે એ કાર્યમાં ખૂબ મહેનત અને ત્યાગ દર્શાવ્યો હતો.

સર વિઠ્ઠલદાસની સખાવતો એક બાજુએથી બહુ મોટી દેખાય છે, તેમ બીજી બાજુએથી નાના નાના ઉપયોગી ખાતાંઓમાં પણ જે તે પ્રસંગે હજાર પન્દરસો રૂપીઆની નાની નાની રકમો તેઓ સદા આપ્યાજ કરતા હતા. એ વાત વિસારવા જેવી નથી. એમની સખાવતોના આંકડા એકઠા કરીએ તો તેની ગણતરી લાખોથીજ થઇ શકે. તેમ છતાં હજુ તેમના જીવનની મુરાદોમાં બહુજ મોટી સખાવતો કરવાની મુરાદ તો વણપ્હોંચી રહી ગઇ હતી.

સર વિઠ્ઠલદાસ બહારથી જબરા વેપારી અને ઉદ્યોગવીર હતા, છતાં અન્દરથી તેઓ સાર્વત્રિક શિક્ષણ-પ્રચારના પ્રખર હીમાયતી હતા. એઓ બહારથી બહુ અક્કડ, માની અને વાસ્તવિકતા સાથેજ વ્યાસંગ રાખનાર હોય એવો ભાસ પ્રથમ મુલાકાતમાં આવનારને ક્વચિત્ થયો હશે; છતાં અન્દરથી તેઓ બહુ મુલાયમ, આત્મનિરીક્ષક અને કલ્પનાશીલ હતા. ઘરના નોકર ચાકરો પ્રત્યે એમની દૃષ્ટિ સદા ઉદાર રહેતી હતી. નોકરોની લાયકાત આંકતાં પહેલાં એમના સંજોગમાં મૂકાઇ જવું જોઇએ એમ તેઓ માનતા હતા.

સર વિઠ્ઠલદાસના ગુણદોષનું સરવૈયું કાઢવાનું આ સ્થળ નથી. આ પુસ્તકના જુદાં જુદાં પ્રકરણો એમના જીવનની વિધ વિધ કળાઓ છે. તે બધી કળાનો જેમને સમ્પૂર્ણ સાક્ષાત્કાર થશે તે સર વિઠ્ઠલદાસને ઓળખશે. અધિકાર પરત્વે એમની જીવન-પ્રવૃત્તિની હકીકતમાંથી સૌને કંઇ કંઇ મળશે "... એવું વિસ્તૃત અને વિવેકી જીવન એઓ જીવી ગયા છે/યુનિવર્સિટીના શિક્ષણથી મળતી પદવીઓ ધારણ કર્યા વગર પણ ખન્તીલા માણસ દશને દોરવણી આપે તેવા નાણાંશાસ્ત્રી બની શકે છે, એ એમના જીવનની સિદ્ધ થતો સચોટ બોધપાઠ છે. શ્રીમન્ત ગૃહસ્થો—જ્ન્મથીજ સોનાને પારણે



સર વિઠલદાસ દામોદર ઠાકરસી પુસ્તકાલય—ચાદોદ ૩૧ ૮-૨૩

બેસનાર શ્રીમન્ત ગૃહસ્થો–ધારે તો પોતાની બુદ્ધિને પણ પોતાની દોલતની સાથે સાથે વિકસાવી શકેછે અને દોલતની સાથે બુદ્ધિ પણ દેશને ચરણે ધરી શકે છે. એ પણ એમના જીવનમાંથી ફલિત થાય તેવી બિના છે. શ્રીમન્તોએ ગરીબ જનમંડળના જીવનની જુદી જુદી હરકતોનો અભ્યાસ કરી તે દૂર કરવા ફળદાયી યોજના અમલમાં મૂકવી જોઇએ–મધ્યમ સ્થિતિના માણસોના સુખદુઃખની કાળજી શ્રીમન્ત ગૃહસ્થોએ રાખવી જોઇએ અને રાજ્ય પાસે રખાવવી જોઇએ. એ વાત સર વિઠ્ઠલદાસ બહુ સરસ રીતે સમજ્યા હતા. ખેડુતો માટે શાળાઓ, પ્રદર્શનો, બૅન્કો, સહકારી મંડળીઓ ઊભી કરવામાં, મજુરો માટે મકાનો દવાખાના, શાળા અને સેવામન્દિરો ઊભાં કરવામાં, નિરાધાર બાઇઓ બ્હેનોને પોતાના પગપર ઊભી રહેતી કરવાના કાર્યમાં સદા મદદભૂત રહેવાની તત્પરતા સર વિઠ્ઠલદાસ બતાવતા હતા એ એમના જીવનની પ્રવૃત્તિ ઉપર ઉપલક દૃષ્ટિ નાંખનારને પણ જણાઈ આવે તેવું છે. વેપારવૃદ્ધિ કરવામાં ઝીણો અભ્યાસ, સાચી માહિતી અને કોઈ પણ પ્રકારની ઉર્મિલતા વગરના નિર્ણયની ખૂબજ જરૂર છે એમ તેઓ પાકે પાયે સમજ્યા હતા. કેવળ સાહસની, બીનજવાબદારી વાળા સોદાઓમાં ઝંપલાવાની, એક હથ્થુ વેપાર કરી લેવાની *સરતો કે સટ્ટા ખેલવાની કે અયોગ્ય ગણાતા કાવાદાવાની બાજી ખેલવાની નીતિ તેમણે કદિ સ્વીકારી નહોતી. સર વિઠ્ઠલદાસ સાથે જેમને નિકટનો પરિચય હતો તે સૌ કહેછે કે એમની ધન્ધા રોજગારની નીતિમત્તા ઉંચી કક્ષાની હતી.

---

* ઈ. સ. ૧૯૧૧ ના ઑક્ટોબર માસમાં મુમ્બઈના ટાઉન હૉલમાં સરકારે રેસ્ કોર્સનો જુગાર અટકાવવા ઘડેલા કાયદાને જાહેર અનુમોદન આપવા શેઠોની-સભા ભરાઈ હતી. ત્યારે એક ઠરાવને અનુમોદન આપતાં કરેલા ભાષણમાંથી નીચેના વાક્યો ટાંકવામાં આવે છે. "I have therefore much pleasure in associating myself with this movement to express the sincere gratitude of the Bombay Public to the Government of Bombay for their action in this matter, I also hope that the example set by the Government of Bombay will have its effect throughout the country wheresever race-course gambling shows a tendency to grow beyond limits"

## પ્રકરણ ૩૭ મું.

## પરિજન મંડળ.

સર વિઠ્ઠલદાસના અવસાન પછી એમના લઘુ બન્ધુ શેઠ માધવજી ઉપર સંસારની અને વેપારધન્ધાની જવાબદારી આવી તે એમણે બહુ ખિન્ન હૃદયે પણ ધીરજથી ઉપાડી હતી. આપણે અગાઉ વાંચી ગયા છીએ કે સર વિઠ્ઠલદાસના પિતાશ્રી જે આજ્ઞાપત્રક લખી ગયા હતા તેમાં ભાઈ માધવજીને કેવળ નાના ભાઈ તરીકેજ નહિ પણ પુત્ર તરીકે ગણી એમના પ્રત્યે વાત્સલ્ય ભાવ દર્શાવતા રહેવાની એક આજ્ઞા હતી. તે પ્રમાણે શેઠ માધવજીનો અને સર વિઠ્ઠલદાસનો સમ્બન્ધ છેવટ પર્યન્ત છોરૂમાવતર જેવો રહ્યો હતો. એજ સમ્બન્ધ એમણે સર વિઠ્ઠલદાસના અવસાન પછી પણ ચાલુ રાખી બધી જવાબદારી લાગણી ભરી રીતે સ્વીકારી લીધી છે.

શેઠ માધવજીને ઉચ્ચ શિક્ષણ અપાવવામાં અને ધન્ધાની તાલીમ આપવામાં સર વિઠ્ઠલદાસે દર્શાવેલી કાળજી અને ચીવટને લીધે શેઠ માધવજી બધાં કાર્યમાં કુશળ બન્યા હતા અને શ્રી ઠાકરસી મુળજીની પેઢીના કામો પોતાની જવાબદારીથી તે કર્યા જતા હતા. મિલોમાં જવું, ઑફિસના વહિવટ ઉપર દેખરેખ રાખવી વગેરે કાર્ય તો તેમણે બહુ વહેલાં સ્વીકારી લીધાં હતાં. સર વિઠ્ઠલદાસ લાંબે પ્રવાસે જતા ત્યારે અને ખાસ કરીને જાપાન અમેરિકાને પ્રવાસે ગયા હતા ત્યારે શેઠ માધવજી ભાઈને સર વિઠ્ઠલદાસ પોતાના વ્યક્તિગત તેમજ સંયુક્ત જવાબદારીના બધા અધિકાર આપતા ગયા હતા. એ રીતે સર વિઠ્ઠલદાસની હૈયાતીમાંજ શેઠ માધવજીએ અનેક પ્રકારના ભાર ઉપાડી લીધા હતા.

પરન્તુ સર વિઠ્ઠલદાસની હૈયાતીમાં કામ કરવું અને એમના અવસાન પછી કામ કરવું એમાં બહુ મોટો તફાવત હતો. ભાઈ માધવજીને જ્યેષ્ઠ બન્ધુ વિઠ્ઠલદાસનો વિયોગ બહુ સાલતો હતો. જે પીઠબળ સર વિઠ્ઠલદાસની હૈયાતીમાં એમને મળતું હતું તે હવે તેઓ ગુમાવી બેઠા હતા. એજ મોટો તફાવત.

પણ ઈશ્વરની ઈચ્છાને આધીન થવાની વૃત્તિ એમના કુટુમ્બમાં પ્રથમથી વિકસેલી હોવાથી આવેલા સંજોગને સમજી લઈ શેઠ માધવજી ધાર્યું હતાથી અનેક સાંસારિક, વ્યાવહારિક, અને ધન્ધાને લગતાં કાર્યો અને કર્તવ્યો બજાવ્યાં હતાં.



ભાઈ માધવજી દામોદર ઠાકરસી અને કુટુંબમંડળ

શેઠ માધવજીનું આખું કુટુમ્બ શ્રીમતી પ્રેમલીલા પ્રત્યે વડીલ તરીકે સદ્‌ભાવ દર્શાવેછે અને એમની પણ કુટુમ્બની પ્રત્યેક વ્યક્તિ તરફ વાત્સલ્યની દૃષ્ટિ રહેછે.

શેઠ માધવજીની જવાબદારી દિવસો દિવસ વધતી ચાલીછે. તે બધી તેઓ ધીરજથી ઉપાડે છે. કુટુમ્બ-પ્રેમને લીધે એમને અનેક દિશાનાં કાર્યો કરવાં પડે છે. સર વિઠ્ઠલદાસના અવસાન પછી શેઠ હંસરાજ પ્રાગજી અકાળ વયે સ્વર્ગે સીધાવ્યા, પછી કાકા શ્રી નારાયણદાસે સ્વર્ગપ્રયાણ કર્યું અને તે પછી નારાયણદાસ શેઠના યુવાન પુત્ર અન્ના સાહેબનું અકાળ અવસાન થયું; એ કરુણાજનક અવસાનોની પરમ્પરામાં જાણે ઉણપ રહી હોય તેમ શેઠ પુરુષોત્તમ વિશ્રામનો પણ નાની વયે સ્વર્ગવાસ થયો.

કોઈ પણ સમજદાર અને ધૈર્યવાન વ્યક્તિ માટે પણ આટલા ઉપરા ઉપર આઘાત બહુ વિષમ નીવડે; તો શેઠ માધવજી ભાઈ ઉપર આ પ્રસંગોની અસર કેવી થવા પામી હશે તેનો વાચકને વિચાર કરવાનો છે. એ બધા બાન્ધવો મોટાં ક્ષેત્રોમાં કામ કરનારા હતા; એમની સૌની કામગીરી ઉપર કુટુમ્બના મુખ્ય પુરુષ તરીકે નજર રાખવાનું કામ શેઠ માધવજી ઉપરજ આવી પડેલું છે અને શ્રી. ઠાકરસી મૂળજીની પેઢીનો તેમજ આખા કુટુમ્બનો કારભાર એઓ પ્રતિષ્ઠાપૂર્વક ચલાવી રહ્યા છે.

એમની પ્રકૃતિ શાન્ત અને વ્યવહાર છે. એમનું જીવન સાદું, સરલ અને સારમનસાઇની સૌરભવાળું છે.

શેઠ માધવજી ભાઈના મોટા પુત્ર ભાઇ કૃષ્ણરાજ મુમ્બઈ યુનિવર્સિટીની બી. એ. ની પદવી મેળવી શક્યા છે અને શ્રીમન્ત કુટુમ્બમાં વિદ્યાનો પણ વ્યાસંગ રાખી શકાય છે એ વાત એમણે પોતાના વડીલો પ્રમાણે સિદ્ધ કરી બતાવી છે. તેવીજ રીતે માધવજી ભાઇના બીજા પુત્ર ભાઇ વિજયસિંહ પણ બી. કૉમ. ની પદવી પ્રાપ્ત કરી શક્યા છે. એમના પુત્રી બેન લક્ષ્મીબાઈ મૅટ્રિકની પરીક્ષા પસાર કરી કૉલેજમાં ઉચ્ચ શિક્ષણ મેળવી રહ્યાં છે; અને એમની સહેજ નાના પુત્રો ઉદયકાન્ત, પુષ્પકુમાર અને પ્રદ્યુમન પ્રગતિ કરશે એવી આશા દર્શાવી રહ્યા છે. એ સૌને એમના સંસ્કારપ્રિય માતુશ્રી સૌ. મોતીબાઇનું ગૃહશિક્ષણ કુટુમ્બના કુળાચાર પ્રમાણે મળી રહ્યું છે.

સર વિઠ્ઠલદાસે પ્રેમપૂર્વક પૂનામાં રહેવાનું પસન્દ કર્યું હતું; તેમને પૂના પ્રત્યે ચાહના ઘણી વહેલી જાગી હતી અને તે છેવટે એટલી વધી હતી કે ત્યાંજ નિવાસ રાખવાનો નિશ્ચય તેમણે કર્યો હતો. એ રીતે સર વિઠ્ઠલદાસે પસન્દ કરી આપેલા પૂનામાં "પર્ણકુટી"માં લેડી પ્રેમલીલાએ પોતાનો નિવાસ રાખ્યો છે.

---

## સર વિઠ્ઠલદાસના કુટુમ્બની વંશાવલિ.




ઠાકરસી
દામોદર
( પાછળ જુઓ )
ગોવિન્દજી
માગજી
હંસરાજ
નારાયણદાસ
દેવીદાસ
મોંઘીબાઇ
ધરમસિંહ
કેશરબાઇ
વલ્લભદાસ
શાન્તાબાઇ
રતનબાઇ
અચીબાઇ
લાડકીબાઇ
અનાસાહેબ
લીલાબાઇ
ગોપાળદાસ
ધૈર્યવાન
રામકુવર
દ્વારકાદાસ
શામીબાઇ
ભગવાનદાસ
કાન્તાબાઇ
એનાબાઇ
લક્ષ્મીબાઇ

## સૂચી.

# શુદ્ધિપત્રક.

| પાનું. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૧ | ઉદ્યેગ | ઉદ્યોગ |
| ૭૮ | આચાય | આચાર્ય |
| ૯૫ | માંસમાં | માસમાં |
| „ | દસ | દાસ |
| ૯૭ | મળયો | મળ્યો |
| „ | મંગલચરણુ | મંગલાચરણુ |
| ૯૯ | સમાચા"રે | સમાચારે" |
| ૧૦૧ | સામતિ | સમિતિ |
| ૧૦૮ | લાવવાના | લાવવાની |
| ૧૦૮ | જુલાકે | જુલાઇ |
| ૧૧૮ | your | yours |
| „ | બલિકાશ્રમ | બાલિકાશ્રમ |
| ૧૧૯ | વિઠ્ઠવદાસ | વિઠ્ઠલદાસ |
| ૧૨૦ | મંડળર્માં | મંડળમાં |
| ૧૨૨ | વિઠ્ઠલકાસ | વિઠ્ઠલદાસ |
| ૧૨૬ | તહા | હતા |
| „ | શ્રામતી | શ્રીમતી |
| „ | વિઠ્ઠવદાસ | વિઠ્ઠલદાસ |
| „ | ગેમા બેન | ગેમા બેન |
| ૧૨૭ | વિઠ્ઠલલદાસ | વિઠ્ઠલદાસ |
| ૧૨૯ | પાજતાં | પી જતાં |
| „ | દાધી | દીધી |
| ૧૩૧ | ઉંધ | ઉંઘ |
| ૧૩૨ | ધર્મપ્રિયતા | ધર્મપ્રિયતા |
| ૧૩૩ | બદુ | બહુ |
| „ | એર્વાં | એવાં |
| ૧૩૫ | આમદ | આમદ |
| ૧૩૭ | તેમના | તેમની |
| ૧૪૪ | વિચારતન્ત્ર | વિચાર તન્ત્ર |

| પાનું. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|
| ૧૫૫ | પકર | પ્રકર |
| ૧૫૬ | ઑનરેવપ | ઑનરેબલ |
| ૧૫૭ | મુબારબાદી | મુબારકબાદી |
| ૨૦૮ | વનાવરણ | વાતાવરણ |
| ,, | કીતિ | કીર્તિ |
| ૨૧૭ | ખચ | ખર્ચ |
| ૨૨૧ | of | to |
| ૨૨૯ | કયું | કર્યું |
| ૨૩૦ | ઑસ્પિટલે | હૉસ્પિટલે |
| ૨૩૪ | mos | most |
| ૨૩૯ | આદ્યોગિક | ઔદ્યોગિક |
| ૨૪૦ | seif | self |
| ૨૪૫ | ૧૩૨ | ૧૩૨ |
| ૨૪૬ | ફેરો | ફેરો |
| ૨૮૭ | ઑનસ | ઑનર્સ |
| ૨૯૫ | ૬૫ | ૭૫ |
| ૩૦૩ | મીસીસ | મીસ |
| ૪૫૧ | કામટી | કમિટી |
| ૪૫૭ | મહેતાન | મહેતાના |
| ૪૬૩ | ડાકટરોએ | ડૉકટરોએ |
| ૪૭૭ | કોસ | કોર્સ |
| ૪૭૮ | વૃત્ત | વૃત્તિ |

---